श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।




श्रीमद्वल्लभाचार्यप्रकटिता ।

(दशम-उतरार्ध-राजस-साधन-प्रकरणम् ।)

## अष्टमोध्याय : ।

निरोधो मानरूपोऽत्र सप्तभिर्विनिरूपितः ।
गेयरूपश्च तावद्भिः प्रमेयबलमुच्यते ॥१॥
अपकारिषु भक्तेषु तथा साधारणेषु च ।
फलप्रकरणं ह्येतत्तेन नादृङ् निरूप्यते ॥२॥
कामः फलं यथा पूर्वं क्रोधस्त्वत्र तथा फलम् ।
राजसानां विशेषेण जयस्त्वत्र फलिष्यति ॥३॥
हरिधर्मैश्च हरिणा बलभद्रेण यादवैः।
जयो निरूप्यते लोके निरोधात्मा हि राजसः॥४॥
तत्राष्टमे तथाध्याये कृष्णेच्छाया जयस्त्रिधा।
सत्राजिच्छतधन्वा च अक्रूरश्च जितास्तथा॥५॥

# દશમ સ્કંધ ઉત્તરાર્ધ અધ્યાય ૧ થી ૭

## રાજસ સાધન પ્રકરણ

### આઠમો અધ્યાય

કારિકાઓ :

કારિકા- ૧ : અહીં સાતમા અધ્યાયથી પ્રમાણરૂપ નિરોધ વર્ણવ્યો અને તેટલા અધ્યાયો પ્રમેયરૂપ કહેલા છે. હવે અપકાર કરનાર ભકતો અને સાધારણ પુરૂષો પ્રતિ પ્રમેયબલ કહેવામાં આવે છે. કારણ આ ફલ પ્રકરણ છે. (૧-૨)

કારિકા-૩: પહેલાં જેમ કામ ફલ પ્રાપ્ત કરાવનાર હતો. તે પ્રમાણે અહીં ક્રોધ પ્રાપ્ત કરાવનાર છે. રાજસો પર વિજય થશે. (૩)

કારિકા-૪ : કારણ હરિના ધર્મોથી, હરિથી, બલભદ્રથી, યાદવોથી લોકમાં નિરોધરૂપ રાજસ જય કહેવામાં આવે છે. તે પૈકી આઠમા અધ્યાયમાં શ્રીકૃષ્ણની ઈચ્છાનો જય ત્રણ પ્રકારે કહેશે. (૪)

કારિકા-: તે પૈકી આઠમાં અધ્યાયમાં તે પ્રમાણે શ્રીકૃષ્ણની ઈચ્છાનો જય ત્રણ પ્રકારે કહેશે. (૫)

સત્રાજિત, શતધન્વા અને અક્રુર પરનો જય થયેલ છે.

पूर्वाध्यायान्ते भगवता मणिर्न गृहीत इत्युक्तम् । तस्य फलमत्र निरुप्यते । देवतान्तरे कृता बुद्धिः जीवन्तं निरोधयितुं न प्रयच्छतीति निरोधाधिकार्यपि सत्राजित् स्वदेहं परित्यज्य मणिद्वारा भक्ते स्थितः संसारे भगवत्पादरूपेषु वाराणस्यादिषु निरुद्ध इत्युच्यते । तत्र प्रथमं तस्य पूर्वदेहत्यागार्थं प्रस्तावनामाह विज्ञातार्थोऽपीति द्वाभ्याम् ।

श्रीशुक उवाच -

**विज्ञातार्थोऽपि गोविन्दो दग्धानाकर्ण्य पाण्डवान् ।**
**कुन्तीं च कुल्यकरणे सहरामो ययौ कुरुन् ॥१॥**
**भीष्मं नृपं सविदुरं गान्धारीं द्रोणमेव च ।**
**तुल्यदुःखौ समागम्य हा कष्टमिति होचतुः ॥२॥**

विद्यमाने भगवति भगवद्धर्माणां प्रयोजकता न स्यादिति, लोकाश्च दुष्टाः। अन्यथा कल्पयिष्यन्तीति भगवान् भक्तानां विधिमुखेन हितं कुर्वाणः किं गच्छति। न हि मुख्येषु गतेषु तत्सम्बन्धिष्वदुःखितेषु गमनं कुलाचारो भवति। सर्वमज्ञात्वा गत इत्याशङ्क्याह विज्ञातार्थोऽपीति। विशेषेण ज्ञातः लाक्षागृहात् यथा पाण्डवा निर्गताः, यथा वा एकचक्रे गताः, तत्र ब्राह्मणवेषेण भिक्षावृत्त्या च यथा तिष्ठन्ति, यथा वा पञ्चपुत्रा काचिच्छबरी लाक्षागृहे दग्धा, तद्भ्रमात् लोकाः पाण्डवाः कुन्ती च दग्धेति वदन्ति, इदं प्रमेयमर्थः। विज्ञातः अर्थो येनेति। अन्यथा कौरवेषु सन्देहः स्यात्, यदि भगवान् न गच्छेत्, भगवतैवान्यत्र स्थापिता इति। अतोऽज्ञाननाटं कर्तव्यम्, अन्यथा पाण्डवनाशार्थं पुनर्यत्न कुर्युः। यतोभगवान् गोविन्दः, सतामिन्द्रा रक्षकः। अतः पाण्डवरक्षार्थं दग्धानाकर्ण्य। अदग्धानिति मुख्योर्थः। यतः पाण्डवाः पितुः पुत्राः। मतृपुत्रा एव दग्धा भवन्ति। कुन्तीं च दग्धां श्रुत्वा। कुल्यकरणष कुलधर्मसंरक्षार्थम्। बन्धुषु मृतेषु अवशिष्टानां तत्सम्बन्धिनां दर्शनार्थं दूरस्था गच्छन्तीति। अनेन तेषामपि निरार्धो भगवान् गत इति सूच्यते। कुरून हस्तिनापुरम्। केवले भगवति कस्यचित्सन्देहोऽपि भवेत्। बलभद्रसहिते न भवतीति सहराम इत्युक्तम्।

गतयोः सम्प्रश्नमाह भीष्ममिति। नृपो धृतराष्ट्रः। त्रयः सात्त्विकराजसतामसाः स्त्रीब्राह्मश्च जन्मोत्कर्षापकर्षौ। प्रत्येकमुपागम्य हा कष्टमित्युचतुः। एतादृशं वचनमाश्चर्यमिति हेत्युक्म्॥२॥

यदर्थमेतपदुक्तं तदाह लब्ध्वैतदन्तरमिति चतुर्भिः

ગયા અધ્યાયમાં એમ કહેલું કે મણિ રાખ્યો નહિ તેનું ફલ આ અધ્યાયમાં જણાવવામાં આવે છે. બીજા દેવતામાં રાખેલી બુધ્ધિ શ્રધ્ધા, જીવતાં નિરોધ થવા દેતી નથી. શત્રાજિત નિરોધનો અધિકારી હોવા છતાં તેને પોતાના દેહનો ત્યાગ કરી, મણિદ્વારા ભકતમાં રહી સંસારમાં ભગવાનના ચરણરૂપ વારણસીમાં ક્ષેત્રમાં નિરોધ પ્રાપ્ત કર્યો એમ કહેવામાં આવે છે. તે પૈકી પ્રથમ તેણે ત્યાગ દેહનો કર્યો તે નીચેના શ્લોકથી કહે છે.

શ્લોકાર્થ -૧ : વૃતાંત જાણનાર હોવા છતાં પણ પાંડવોને કુંતીને બળી ગયેલાં સાંભળીને ગોવિંદ બલભદ્ર સહિત લૌકિક કરવા કુરૂદેશ પધાર્યાં. સમાન દુઃખવાળા બંનેએ ભીષ્મ અને વિદુર સહિત ગાંધારી અને દ્રોણની પાસે જઈને અરેરે ! ઘણું દુઃખ આવી પડયું એમ કહ્યું. (૧-૨)

સુબોધિનીજી, ભાવાર્થ : - ભગવાન દ્વારકામાં હોય ત્યારે તેના ગુણોનું પ્રાધાન્ય ન રહે અને લોકો દુષ્ટ હોવાથી ખોટી કલ્પનાઓ કરે. તેથી ભગવાન અને બલભદ્ર દ્વારકાંનો ત્યાગ કરી હસ્તિનાપુર પધાર્યા એમ કહેવામાં આવે છે. કારણ કે પાંડવોના શત્રુઓ પાસે જતાં પાંડવોનું હિત કરવા જાય છે. કેમકે મુખ્ય પાંડવો જતાં તેમના સબંધિઓ પાસે જવું એ કુલાચાર નથી.

સર્વ વૃતાંત જાણ્યા છતાં ભગવાન કૌરવો પાસે પધાર્યા. એવી શંકા થાય તેથી 'વૃતાંત જાણનાર હોવા છતાં પણ' શબ્દો યોજેલ છે. જે પ્રકારે પાંડવો લાક્ષાઘરમાંથી બહાર નીકળ્યા અને પછી એક ચક્રીનગરમાં ગયા અને ત્યાં ભીખ માગવા બ્રાહ્મણના વેશમાં રહેતા હતો અને જે પ્રમાણે પાંચ પુત્રોવાળી કોઈ ભીલડી લાક્ષાગૃહમાં બળી ગઈ તેવા ભ્રમને લઈને. પાંડવો અને કુંતી બળી ગઈ એમ લોકો કહેતા હતા. આ સત્ય વૃતાંત જાણવામાં આવેલ હતો. છતાં જો ભગવાન લૌકિક રીતે ત્યા જાય નહિ તો કૌરવોને શંકા થાય કે ભગવાને તેમને બીજે રાખેલા છે. તેથી ન જાણતા હોય તેવું નાટક કરવું જોઈએ જેથી તેઓ પાંડવોનો નાશ કરવા ફરીથી પ્રયત્ન કરે નહિ.

ભગવાન ગોવિંદ એટલે સત્પુરૂષોના ઈંદ્ર રક્ષણ કરનાર છે. તેથી કુલના ધર્મનું રક્ષણ થાય તે માટે બંધુઓ મરણ પામે ત્યારે સબંધિઓને મળવા જાય છે. એવું લૌકિક કરવા ભગવાન ત્યાં પધાર્યા. 'अदग्धान्' બળી નહિ ગયેલા એવો મુખ્ય અર્થ છે. કારણ કે પાંડવો પોતાના પુત્રો હતા અને માતાના પુત્રો બળી જાય છે તેથી આમ સૂચવેલું છે.

કુરૂદેશ એટલે હસ્તિનાપુર. ભગવાન એકલા પધારે તો કોઈને સંદેહ થાય તેથી તે માટે ભલભદ્ર સહિત એમ કહેલું છે.(૧)

તે બેએ પધારીને પ્રશ્ન કર્યો તે બીજા શ્લોકમાં કહે છે. રાજા એટલે ધૃતરાષ્ટ્ર,

ભીષ્મ અને વિદૂર એમ સાત્વિક, રાજસ અને તામસ કહ્યા. ગાંધારી સ્ત્રી અને બ્રાહ્મણ બે ઉત્તમ અને હલકા જન્મવાળા કહ્યાં. તેમની પાસે જઈને અરેરે ! ઘણું દુઃખ આવી પડયું. એમ કહ્યું. આવું વચન આશ્ચર્યકારક હોય છે. (૨)

નીચેના શ્લોકથી આરંભી ચાર શ્લોકથી પ્રયોજન કહે છે.

**लब्ध्वैतदन्तरं राजन् शतधन्वानमूचतु : ।**
**अक्रूरकृतवर्माणौ मणिः कस्मान्न गृह्यते ।।३।।**

अक्रुरः द्वारकया अवेक्षकः, दिवसे न्यायकर्ता धर्माधिकारी । कृतवर्मा तु रात्रावेवक्षकः, कोटिवारक इति प्रसिद्धः । शतधन्वा तु साहसी असाध्यसाधकः तयोराज्ञाकर्ता । स चौर्येण सर्व कर्तुं समर्थः । त्रयोऽपि यादवाः भगवति विद्यमाने, बलभद्रे वा, अन्यायं कर्तुमसमर्थाः, भगवति ग्रामान्तरं गते, एतदन्तरं छिद्रं लब्ध्वा । राजन्निति तथा परिज्ञानात्सम्बोधनम् । शतधन्वानं वक्ष्यमाण-मूचतुः । तयोर्वाक्यमाह मणिः कस्मान्न गृह्यत इति सपादश्लोकेन ।।३।।

न केवलं मणिमात्रं ग्राह्यम्, मारणीयोऽपीत्याह योऽस्मभ्यमिति ।

<u>શ્લોકાર્થ-૩ :</u> *હે રાજન ! આ અવસર પ્રાપ્ત કરીને અક્રૂર અને કૃતવર્માએ શતધન્વાને કહ્યું કે મણિ કેમ ન લેવો? (૩)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> અક્રુર દિવસે દ્વારકાની સંભાળ અને ન્યાય કરનાર અધિકારી હતો. કૃતવર્મા તે કોટિવારક રાત્રે સંભાળનાર અધિકારી હતો. શતધન્વા તો ન થઈ શકે એવું કરનાર, તે બેની આજ્ઞા પ્રમાણે ચાલનાર સાહસ કરનારો હતો. તે ચોરીથી બધું કરી શકતો. આ ત્રણે યાદવો ભગવાન અગર બલભદ્ર દ્વારકામાં હોય ત્યારે અન્યાય કરી શકતા નહિ. ભગવાન પરગામ પધારતાં આ અવસર પ્રાપ્ત કરીને તેમણે શતધન્વાને કહ્યું. હે રાજન ! એવું સંબોધન પરિક્ષિતને માટે કહેલું છે સત્રાજિત પાસેથી 'મણિ કેમ ન લેવો' શબ્દોથી તે બેનાં વાક્યો કહે છે.

માત્ર મણિ લેવો એટલું નહિ પણ તેને મારી પણ નાખવો એમ

આગળના શ્લોકથી કહે છે. (૩)

**योऽस्मभ्यं सम्प्रतिश्रुत्य कन्यारत्नं विगर्ह्य नः ।**
**कृष्णायादान्न सत्राजित्कस्माद्भ्रातरमन्वियात् ॥४॥**

भगवदपराधकरणात् मणिग्रहणे भगवतश्च मणिरिति न हेतुर्वक्तव्यः । भगवच्छ्वशुरोऽयमिति माणे हेतुर्वक्तव्य एव । अवश्यं तेन कन्यारत्नं देयत्वेन प्रतिज्ञातम् , तदभावे रत्नरतं वा तस्माद ग्राह्यम् । अस्मान् निन्दित्वा एते न वराः समीचीना इति भगवते दत्तवान् । तत्र निन्दायामवश्यं मारणीयः क्षत्रियधर्मपरैः । भगवते च दत्तवानिति गुप्ततया मारणीयः । यथा भगवता याचितं मणिं भगवते अदत्वाभ्रात्रे दत्तवान् । ततः समणिः भ्राता, हिनस्तीति सिंहेन विपाटितः सत्राजित् कस्माद्धेतोर्भ्रातरं नान्वियात् । अपित्वनुगमनमेवोचितम् । सत्यभाभा मणिश्च तुल्यौ याचने । अस्माभिः सत्यभामा याचिता, भगवता मणिर्याचितः । उभयोरपि याचितं न दत्तवान्, निन्दां चोमयोः कृतवान् । ततो निन्दानन्तरं मणिर्यत्रैव तिष्ठति, स एव प्रसेनपदवीं गच्छतीति तस्य भ्रातृसहगमनं युक्तमित्यर्थः । ताभ्यां लौकिकभाषया निरूपितोऽप्यर्थः सरस्वत्या परमार्थ एव निरुक्तः । येन प्रसेनो हतः, सोऽप्यन्येन हत इति जानन्तावपि मूर्ख शतधन्वानं स्वस्याप्यसम्मतमूचतुः । अन्यथा स्वयमेव तथा कुर्याताम् ॥४॥

ननु शतधन्वापि विचक्षणः कथमेवं कृतवानित्याशङ्क्याह एवं भिन्नमतिरिति ।

<u>શ્લોકાર્થ -૪ :</u> *જેણે ઉત્તમ કન્યા અમને આપવાનું વચન આપી આપણી નિંદા કરી શ્રીકૃષ્ણને આપી તે સત્રાજિત તેના ભાઈ પાછળ કેમ ન જાય? (૪)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :-</u> મણિ લેવામાં મણિ ભગવાનનો છે એનું કારણ ભગવાનનો અપરાધ થાય તે માટે કહેવા યોગ્ય નથી. આ સત્રાજિત ભગવાનનો સસરો છે. એ કહેવા યોગ્ય છે. તેણે પોતાની ઉત્તમ કન્યા આપવાની પ્રતિજ્ઞા કરેલી તે ન મળતાં તેની પાસેથી મણિરૂપ રત્ન લેવું જોઈએ. આ વર સારા નથી એમ આપણી નિંદા કરીને તેણે કન્યા ભગવાનને આપી. આવા સંજોગોમાં

નિંદા થતાં ક્ષત્રિય ધર્મવાળાએ અવશ્ય તેને મારી નાંખવો જોઈએ. અને છુપી રીતે હણવો જોઈએ. જેમ ભગવાને માગેલો મણિ ભગવાનને ન આપતાં તેણે પોતાના ભાઈને આપ્યો પછી સિંહે તેને મારી નાખ્યો. એ રીતે કન્યાદાનના પ્રસંગને લીધે પોતાને મળેલ મણિ પણ ભગવાનને તેણે આપ્યો. તેથી મણિવાળો સત્રાજિત કયા કારણથી તેના ભાઈની પાછળ ન જાય? પણ તે જાય તેજ યોગ્ય છે. આપણે સત્યભામા માગેલી, ભગવાને મણિ માગેલો. તેથી બંનેને માગેલું આપ્યું નહિ અને નિંદા કરી. તેથી જેની પાસે મણિ રહે છે. તે પ્રસેનના માર્ગે જાય છે. તેથી તે પણ જાય તે યોગ્ય જ છે.

તે બેએ લૌકિક ભાષાથી જણાવેલ અર્થ પણ સરસ્વતિએ સત્ય અર્થ જ જણાવ્યો. જેને પ્રસેનને હણ્યો તે પણ બીજાથી હણાયો. તે પણ તે બે જાણતા હોવા છતાં તેમણે શતધન્વાને કહ્યું. (૪)

શતધન્વા પણ ચતુર હતો. તેણે એ પ્રમાણે કેમ કર્યું? એવી શંકામાં નીચેનો શ્લોકથી કહે છે.

**एवं भिन्नमतिस्ताभ्यां सत्राजितमसत्तमः ।**
**शयानमवधील्लोभात्स पापः क्षीणजीवितः ॥५॥**

ताभ्यां भिन्ना नाशिता मतिर्यस्य । मणिरेव ग्राह्य इति तत्प्ररोचनया बुद्धिरुत्पन्ना । ततोग्रे भाव्यर्थे बुद्धिस्तावता नष्टेति विचारसमर्था न जाता । उभौ तौ वहुधा व भ्रामयतः । भ्रामणमग्रिमार्थमेव । तौ हि जानीतः । मणिसम्बन्धेन मरणं भविष्यतीति । अतो न मण्यार्थिनौ । अयं नु मण्यर्थो । अतः असत्तमः । तावुभावसदसत्तरौ । अयमसत्तम इति । अन्यथा युद्ध कृत्यापि मारयेत् । किन्तु शयानमेवावधीत् । तत्रापि लोभात्, न तु तेन सह वैरम्, ननु कथमेवं बुद्धिरुत्पन्ना, द्वारकावासिनो भगवदीयविषये स्थितस्य, तत्राह स पाप इति । स शतधन्वा पापः, देवानां मध्ये अधमोऽप्येकः, यथा कलि ः। ततश्चायमधर्मरूप इति तथा कृतवान् । किञ्च । क्षीणजीवित इति । तस्य जीवितमल्पमेव । एतदर्थमव तस्यावतार इति ॥५॥

यदि हननमात्रमेव कुर्यात्, तदाप्यन्प्रेरितः, तथा कृतवानिति तथा नास्य दोषो भवेत्, किन्वधिकमपि कृतवानित्याह स्त्रीणशमिति ।

<u>શ્લોકાર્થ -૫ :</u> *એવી રીતે તે બેએ નાશ કરેલ મતિવાળા ક્ષીણ થએલ જીવનવાળા, સર્વથી દુષ્ટ તે પાપીએ લોભને લીધે ઉંઘતા સતાજિતને મારી નાખ્યો. (૫)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> શતધન્વાની મતિ નાશ પામેલી હતી. તેથી મણિ જ લેવો એવી લાલચને લીધે એવી બુદ્ધિ ઉત્પન્ન થઇ. પછી ભવિષ્યમાં શું થશે? એ વિષયમાં બુદ્ધિનો નાશ થયો તેથી તે વિચાર કરી શકી નહિ. તે ભ્રમવાળી થઇ ભવિષ્યમાં જે વૃતાંત થવાનો છે તે માટે જ ભમાવતા હતા. કારણ કે 'મણિના સંબંધને કારણે મરણ થશે' એમ તે બે જાણતા હતા. તેથી તે બંને મણિ ઇચ્છતા ન હતા.

આ શતધન્વાને તો મણિની ઇચ્છા હતી. તેથી તે દુષ્ટ હતો. આ બધાથી વધારે દુષ્ટ હતો. કારણ કે તે શત્રાજિત જોડે યુદ્ધ કરીને પણ હણત પણ તેમ ન કરતાં ઉંઘતાને જ હણ્યો. તેની સાથે વેર ન હતું પણ લોભને લીધે હણ્યો.

ભગવાનના દેશમાં રહેનારા, દ્વારકાવાસીની, બુદ્ધિ એમ કેમ થઇ? એવી શંકા થાય તેથી 'તે પાપીએ' શબ્દ યોજેલ છે. તે શતધન્વા પાપી હતો. દેવોની અંદર પણ કલિની પેઠે એક અધમ હતો તેથી તેને તેમ કર્યું. વળી ક્ષીણ થએલ જીવનવાળો અને જીવન પણ થોડું જ હતું. એ માટે જ તેનો અવતાર થયો હતો. (૫)

જો તેણે સત્રાજિતને માત્ર હણ્યો જ હોત તો મોટો દોષ ન થાત પણ આણે વિશેષ પાપ કર્યું તે હવે કહે છે.

**स्त्रीणां विक्रोशमानानां क्रन्दन्तीनामनाथवत् ।**
**हत्वा पशून् सौनिकवन्मणिमादाय जग्मिवान् ॥६॥**

विशेषेण क्रोशमानानां सतीनाम् । ता अपि नाथरहिता एव हत्वा ताडयित्वा वा मणिमादाय जग्मिवान् पलायितः । दयादाक्षिण्याद्यभावार्थं दृष्टान्त,

सौनिकवदिति । निरन्तरं सूनाकर्ता सौनिकः, पशून् हत्वा तन्मांसाविक्रेता । यथा काष्ठच्छेदकस्य न वृक्षेषु दया, तथा तस्यापि । अर्चितस्यापि मणेः अनिष्टहेतुत्वं प्रतिपादितम् । अत्र प्रकरणे प्रमेयबलमिति न पूर्वाध्यायवाक्यैविरोधः ॥६॥

*શ્લોકાર્થ -૬ : સ્ત્રીઓ ઘણી રાડો પાડતી હતી અને અનાથની પેઠે ઘણું આક્રંદ કરતી હતી ત્યારે કસાઈ પશુઓને હણે તેમ હણી મણિ લઈ તે જતો રહ્યો. (૬)*

સુબોધિનીજી, ભાવાર્થ : સ્ત્રીઓ ઘણી રાડો પાડતી હતી. અથવા અનાથની પેઠે તેણે પ્રહાર કરીને મણિ લઈને જતો રહ્યો. તેનામાં દયા ન હતી તે જણાવવા 'કસાઈ પેઠે' એવું દષ્ટાંત આપેલ છે. કસાઈ સદા હિંસા કરનારો છે. પશુઓને હણી તેઓનું માંસ વેંચનારો છે. જેમ લાકડાં કાપનારને વૃક્ષો ઉપર દયા આવતી નથી. તેમ તેને પણ દયા ન હતી. પૂજાતો મણિ પણ મરણનું કારણ બન્યો. આ પ્રકરણમાં પ્રમેયનું બલ હોવાથી કોઈનો વિરોધ નથી. (૬)

**सत्यभामा च पितरं हतं वीक्ष्य शुचार्दिता ।**
**व्यलपत्तात तातेति हा हतास्मीति मुह्यती ॥७॥**

तस्मिन् गते भगवद्गृहेऽपि स्थिता सत्यभामा उपश्रुतिमिव श्रुत्वा, पितृगृहे समागता, पितरं हतं वीक्ष्य शाकेन पीडिता, तात तातेति व्यलपत् । यथा स्त्रीभिराक्रोशः कृतः, एवं सत्यभामयापि कृत इति समुच्चयार्थश्चकारः। भर्तृवधे तासां यावद्दुःखम्, पितृवधेऽपि तावत्कृतमित्यर्थः । तासामुभयं स्वनाशो भर्तृनाशश्चेति तुल्यत्वाभावात् कथं समुच्चय इत्याशङ्क्य, अत्रापि द्वयमाह तात तातेति । हा हतास्मीति च । ननु कथमेवं स्वयमहता तथोक्तवती, तत्राह मुह्यतीति । मोहं प्राप्ता मृतकल्पा सत्यमेव तथोक्तवतीत्यर्थः ॥७॥

भगवद्विरोधात् तस्य शीघ्रं पारलोकिकी क्रियापि न जातेति वक्तुं सत्यभामाया उद्योगमाह तैलद्रोण्यामिति ।

*શ્લોકાર્થ - ૭ : પિતાને હણાએલો જોઈને શોકથી પીડાએલા*

સત્યભામાએ મૂર્ચ્છા પામતાં 'ઓ બાપલીયા રે' મને મારી નાખી એવો વિલાપ કર્યો. (૭)

<u>સુબોધિનીજી, ભાવાર્થ</u> : તે શતધન્વા સત્રાજિતને હણી મણિ લઇ ગયો ત્યારે સત્યભામા ભગવાનના મંદિરમાં હતાં. છતાં વૃતાંત સાંભળીને પિતાને ત્યાં આવ્યાં. પિતાને હણાએલા જોઇને શોકથી પીડાએલા 'બાપલીયા રે' એમ વિલાપ કર્યો. જેમાં સત્રાજિતની સ્ત્રીઓએ પણ વિલાપ કર્યો તે પ્રમાણે સત્યભામાએ પણ વિલાપ કર્યો. પતિનો વધ થતાં તેઓને જેટલું દુઃખ થયું તેટલું પિતાનો વધ થતાં સત્યભામાને થયું એવો અર્થ છે. તેઓને પોતાનો નાશ અને પતિનો નાશ એમ બંને દુઃખ થયાં એમ સત્યભામાને પણ બે દુઃખ થયાં એમ 'ઓય બાપલીયા રે ' અને મને મારી નાખી શબ્દોથી કહેલું છે. તેણે એવું કેમ કહ્યું ? એવી શંકા થાય તેથી 'મૂર્ચ્છા પામતાં' શબ્દ યોજેલ છે. મૂર્ચ્છા પામેલી હણાએલા જેવી હોવાથી તે પ્રમાણે સત્ય જ કહેલું એવો અર્થ છે. (૭)

ક્રિયા પણ તરત ન થઇ એમ જણાવવા નીચેનો શ્લોક કહે છે.

**तैलद्रोण्यां मृतं प्रास्य जगाम गजसाह्वयम् ।**
**कृष्णाय विदितार्थाय तमाचख्यौ पितुर्वधम् ।।८।।**

इयं देवदत्तपुत्रिकाप्रायेति पुरुषप्रकृतिर्भवति । यतोऽभ्रातृमती । अतो धर्मतः अविवाह्यापि स्त्रीरत्नत्वाद्गृहीता । अतः पुरुषवदेव तस्याश्चरित्रम् । द्रोणी कुसूलवत् कुत्वत् कटाहवद्वा आयसी ताम्रनिर्मिता वा । मरणपर्यन्तं विलापः । ततो मृतस्य तैलद्रोण्यां करोतीति । गजसाह्वयमिति प्रसिद्धस्थानत्वात् तत्र गमनं न सन्देहमावहति । तत्र भगवद्विज्ञापनार्थमेव गतेति तदाह कृष्णायेति । भ्रान्तेयमिति ज्ञापनार्थं विदितार्थायेति । तं तादृशप्रकारापन्नम् । पितुर्वधमिति । आवश्यकत्वान्न दोषायेत्यर्थः ।।८।।

यथा ज्ञात्वा न किञ्चित्कृतवान्, एवं श्रुत्वापि न करिष्यतीत्याशङ्क्य, लौकिकं प्रतीकारं च कृतवानित्याह तदाकर्ण्येति द्वाभ्याम् ।

<u>શ્લોકાર્થ-૮</u> : મરેલાને તેલની કોઠીમાં નાખીને તે હસ્તિનાપુર

ગયાં જેમણે વૃતાંત જાણેલો હતો. તેવા શ્રીકૃષ્ણને પોતાના પિતાના વધની વાત કરી. (૮)

સુબોધિનીજી, ભાવાર્થ : આ સત્યભામા દેવે આપેલી પુત્રી હતી. પુરૂષના જેવા સ્વભાવવાળી હતી. કારણ કે ભાઈ વિનાની હતી. તેથી ધર્મ પ્રમાણે તે પરણવા યોગ્ય ન હોવા છતાં ઉત્તમ સ્ત્રી હોવાથી ભગવાન તેને પરણ્યા. તેથી તેનું ચરિત્ર પુરૂષ જેવું જ છે. 'द्रोणी' એટલે લોઢાના અથવા તાંબાના બનાવેલા કોઠાર અથવા કડાઈ. સત્રાજીત મરણ પામ્યો ત્યાં સુધી વિલાપ કર્યો. પછી મરેલાને તેલની કડાઈમાં નાખ્યો અને પોતે હસ્તિનાપુર ગઈ. કારણ કે ત્યાં પધારેલાં ભગવાન મરેલાને સાંત્વન કરતા હતાં. 'હસ્તિનાપુર' એ પ્રસિદ્ધ સ્થાન હોવાથી ત્યાં જવાથી કંઈ સંદેહ થાય એમ ન હતું. ત્યાં ભગવાનને સમાચાર જણાવવા જ ગએલા. તે ભાન ભૂલેલી હતી એમ જણાવવા 'જેમને વૃતાંત જાણેલો હતો તેવા' વિશેષણ યોજેલ છે. 'તે' એટલે તેવા પ્રકારને પામેલા 'પિતાના વધની વાત કરી' એવો અર્થ છે. (૮)

જેમ સમાચાર જાણીને ભગવાને કાંઈ કહેલું નહિ તેમ સત્યભામાથી સાંભળીને પણ કાંઈ કરશે નહિ. એવી શંકા થાય તેથી નીચેના શ્લોકથી આરંભી બે શ્લોકથી લૌકિક કર્યું અને વેર લેવાનો ઉદ્યમ કર્યો.

**तदाकर्ण्येश्वरो राजन्ननुसृत्य नृलोकताम् ।**
**अहो नः परमं कष्टमित्यस्राक्षौ विलेपतुः ॥९॥**
**आगत्य भगवांस्तात सभार्यः साग्रजः पुरम् ।**
**शतधन्वानमारेभे हन्तुं हर्तुं मणिं ततः ॥१०॥**

ईश्वरावपि लीलार्थं नृलोकमनुसृत्य श्वशुरमाणात् दुहितेव स्वयमपि विलापं कृतवन्तौ । यथा तस्याः कष्टं तथा कष्टमूचतुः केवलं वाचनिकत्वव्युदासाय अस्राक्षौ । पूर्णा शक्तिः तथा करोतीति ज्ञापयितुं द्विवचनम् । उद्योगमाह आगत्येति । अन्यद्वारा कार्यकरणमौदासीन्यद्योतकमिति स्वयमेवागत्य कृतवान् । भगवानिति सामर्थ्यमुपायज्ञानं च । तातेति राज्ञः सम्बोधनं

विश्वासाय । गुप्ततया समागतो भविष्यतीत्याशङ्क्याह सभार्यः साग्रज इति । पुरं द्वारकामेव । नतु मध्ये स्थित्वा उपायेन बन्धनं विचारितवान् । ततः शतधन्वानं हन्तुम् । हननस्य प्रयोजनं मणिं हर्तुमिति । स हि जीवन् न ददाति । अतो हत्वैव ग्राह्यः । अत्र द्वयं न प्रयोजनम्, हननं ग्रहणं च । किन्तु ग्रहणार्थमेव हननम् । अन्यप्रेरितो हतवानिति । भगवदिच्छापीति न वधमर्हति, नापि तद्वंश्यो भगवान्, येन हन्तारं हन्यात् । उभौ च तुल्यौ । कृतस्य करणं नास्तीति शतधनोर्हननेऽपि न सत्राजिज्जीवनम् । अत एवाग्रे भगवद्वाक्यं घटते । वृथा हतः शतधनुरिति । शतधनुः शब्दः सकारान्तः, उकारान्तोऽपि । सत्राजिद्वत् । द्विःस्वभावेनैव द्विःस्वभावो मारति इति ज्ञापयितुं द्विविधः प्रयोगः । सत्राजितो द्विस्वभावत्वं निन्दाकरणात् पश्चात्तापकरणाच्च निरूपितम् । अस्यापि हनने निर्भयत्वमग्रे पलायनेन सभयत्वं च निरूपयिष्यति । ततः शतधनुषः अयमारम्भः ध्रियतां बध्यतामिति स्पष्टमाज्ञापनरूपः ॥१०॥

ततो राजकीयाः तन्निग्रहार्थं प्रवृत्ता, एवं सति शतधनुषः कृत्यमाह सोऽपीति ।

<u>શ્લોકાર્થ-૯ :</u> *હે રાજન્ ! તે સાંભળીને બે ઈશ્વરોએ મનુષ્યના સ્વભાવને અનુસરીને અરેરે ! અમને ઘણું કષ્ટ આવી પડયું. એવો આંખમાં આંસુ લાવી વિલાપ કર્યો. (૯)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> શ્રીકૃષ્ણ અને બલરામ ઈશ્વર હોવા છતાં તેમણે લીલા માટે મનુષ્યના સ્વભાવને અનુસરીને, સસરાની હત્યા થઈ તેથી દિકરીની પેઠે પોતે પણ વિલાપ કર્યો. જેવું તેને દુઃખ થયું તેવું દુઃખ પોતાને થયું એમ જણાવવા 'આંખમાં આંસુ લાવીને' શબ્દો કહેલા છે.

નીચેના શ્લોકથી વેર લેવાનો ઉદ્યોગ કહે છે.

<u>શ્લોકાર્થ-૧૦ :</u> *હે તાત ! પત્ની સાથે અને મોટાભાઈ સાથે ભગવાને શહેરમાં આવીને શતધન્વાને હણવાનો અને મણિ લઈ લેવાનો અરંભ*

કર્યો. (૧૦)

સુબોધિનીજી, ભાવાર્થ : ભગવાને પોતે આવીને તે કામ કર્યું. 'ભગવાન' શબ્દથી તે ઉપાયનું જ્ઞાન જણાવે છે. હે તાત ! એ સંબોધન પરિક્ષીતને વિશ્વાસ રહે તે માટે છે. 'પત્ની અને મોટાભાઈ સાથે' શબ્દોથી ભગવાન દ્વારકાં આવ્યાં. શહેરમાં એટલે દ્વારકામાં આવીને આરંભ કર્યો. શતધન્વાને હણવાનો આરંભ કર્યો. 'મણિ લઈ જવા' શબ્દોથી હણવાનું પ્રયોજન બતાવેલ છે. મણિ લેવા માટે હણવાનો હતો. બીજાએ ઉશ્કેરવાથી શતધન્વાએ સત્રાજિતને હણેલો તે વધને પાત્ર નથી એવી ભગવાનની ઈચ્છા પણ હતી. થઈ ગયું તેનો ઉપાય નથી તેથી શતધન્વાને હણવામાં આવે તો પણ સત્રાજીત જીવતો થવાનો ન હતો તેથી 'શતધન્વાને નકામો હણ્યો' એવું ભગવાનનું વાકય બંધ બેસતુ જ છે. શતધન્વાને પકડો અને બાંધો એવો ઉદ્યમ શરૂ કર્યો. (૧૦)



**सोऽपि कृष्णोद्यमं ज्ञात्वा भीतः प्राणपरीप्सया ।**
**साहाय्ये कृतवर्माणमयाचत स चाब्रवीत ॥११॥**

योऽयं राजद्वारा निग्रहः श्रूयते, स भगवत्कृत एवेति निश्चितवान् । अतः कृष्णोद्यमं ज्ञात्वा पूर्वं साधारणत्वेन ब्रह्मत्वेन वा सम्बन्धेन वा ज्ञात्वा निर्भयः । इदानी पक्षपातिनं ज्ञात्वा भीतो जातः । चौरस्य चौर्यादिव स्वत्वमुत्पद्यते । तस्मिन् हते शत्रुजनन्यायेन यो हन्यात्, तस्य भवति । अन्यथा तस्मिन् विद्यमाने परस्वापहार एव भवति । अतो भगवान् हत्वैव ग्रहीष्यतीति निश्चित्य, प्राणपरीप्सया सर्वतः प्राणा रक्षणीया इति, अहत्वा दुष्टान् न ग्रहीष्यतीति, चौरवच्च मरणं न प्रशस्तमिति, स्वयमसहायः कृतवर्माणं यादवं सहायत्वेन प्रार्थितवानित्याह साहाय्येकृतवर्माणमयाचतेति । अस्य याचनवाक्यानि स्पष्टानीति नोदाहृतानि । स चाब्रवीदिति चकारेण सूचितानि ॥११॥

स कृतवर्मा महान् यादवः, भारते युद्धे कौरवपक्षपाती , बहुकार्यं तस्यास्तीति, स्वाभिलषितं सिद्धमेवेति, मणिं चायं न प्रयच्छतीति, उदासीनः सन् भगवत्पक्षपातेन वाक्यान्याह नाहमीश्वरयोरिति।

*શ્લોકાર્થ - ૧૧ : તેણે પણ શ્રીકૃષ્ણનો ઉદ્યમ જાણીને, ભય પામી પ્રાણનું રક્ષણ કરવાની ઈચ્છાથી કૃતવર્માની સહાય માગી અને તેણે નીચે પ્રમાણે કહ્યું. (૧૧)*

સુબોધિનીજી, ભાવાર્થ : જે રાજા મારફતે શતધન્વાને પકડવાનું સાંભળાતું હતું તે પણ ભગવાને જ ઉદ્યમ કરેલ જાણીને, પહેલાં શ્રીકૃષ્ણને સાધારણ પુરૂષ જાણીને, અથવા બ્રહ્મ જાણીને અથવા તેમની સાથેના સબંધને લીધે ભયરહિત હતો. પણ હવે પક્ષપાત કરનાર જાણીને ભય પામ્યો. ચોરની માલિકી ચોરીથી જ થાય છે. તેને હણવામાં આવે ત્યારે શત્રુ ઉપર મેળવેલા જયના નિયમ મુજબ તેને હણે તેની માલીકી થાય. તેમ કરવામાં ન આવે તો ચોર હયાત હોય ત્યાંસુધી તેની મિલ્કત હોવાથી પારકાનું ધન લઈ લીધું જ ગણાય. તેથી ભગવાન મને હણીને જ લેશે એવો નિશ્ચિય કરીને, પ્રાણનું રક્ષણ સર્વ પ્રકારે કરવું જોઈએ, ભગવાન હણ્યા વગર તે દુષ્ટ પાસેથી મણિ લેશે નહિ તેથી ચોરની માફક મરવું સારૂં નહિ હોવાથી તેને સહાય કરનાર કૃતવર્માને વિનંતિ કરી. એમ 'કૃતવર્માની સહાય માગી' શબ્દોથી કહેલું છે તે વચનો અહીં કહેલાં નથી એમ 'અને' શબ્દથી સૂચવેલું છે.

તે કૃતવર્મા મોટો યાદવ મહાભારતના યુદ્ધમાં કૌરવોના પક્ષમાં હતો. શતધન્વા તેને મણિ આપતો ન હતો તેથી તેણે ઉદાસીન રહી ભગવાનનો પક્ષપાત કરી વચનો કહ્યાં.

**नाहमीश्वरयोः कुर्यां हेलनं रामकृष्णयोः ।**
**को नु क्षेमाय कल्प्येत तयोर्वृजिनमाचरन् ॥१२॥**

फलं तु न तव, नापि मम, किन्तु हेलनं कर्तुं शक्यम् , यथा त्वं करोषि, तदपि न कर्तव्यम् । यतः कृष्णरामौ न लौकिकौ, तत्रापीश्वरो दृष्टादृष्टलौकिकालौकिकफलदानसमर्थौ । अहं चैकः स्वानुभवेन तुच्छश्च । रामकृष्णयोरिति नाम्नैव प्रसिद्धिरुक्ता । ननु भवानपि यादवः शूरो महारथश्च, तत्कथं बिभेषीत्याशङ्क्याह को नु क्षेमायेत । नु इति वितर्के । यावन्तो भगवदपराधकर्तारः, ते सर्व एव क्षेमात् प्रच्युता दृष्टाः । भविष्येतः परं को वा

कल्प्येत, भूतवदेव भविष्यस्यापि निर्णयात् । नु इति निश्चये । तत्रापि तयोः पूर्णशक्तिमति भगवति आत्तरन्नेव भगवता अहतोऽपि चिन्तयैव म्लानो भवतीति साधनफलयोः समानकालत्वं निरूपयन् वर्तमानप्रयोगं कृतवान् ॥१२॥

तत्र निदर्शनमाह कंस इति ।

श्लोकार्थ-१२ : મારાથી બલભદ્ર અને શ્રીકૃષ્ણનો અપરાધ બે ઈશ્વરો હોવાથી ન થાય. તેઓનો અપરાધ કરનાર કોણ કલ્યાણ પ્રાપ્ત કરે છે. (૧૨)

સુબોધિનીજી, ભાવાર્થ : ફલ તો કદી તને પ્રાપ્ત થવાનું કે નથી મને પ્રાપ્ત થવાનું પણ અપરાધ થાય. તું જેમ વિરોધ કરે છે તેમ પણ કરવું જોઈએ નહિ. કારણ કે બલભદ્ર અને શ્રીકૃષ્ણ લૌકિક નથી. પણ તેઓ ઈશ્વર એટલે જાણી શકાય અને ન જાણી શકાય તેવું લૌકિક અને અલૌકિક ફલ આપવાને શકિતવાળા છે અને હું એકલો છું. મારા પોતાના અનુભવ પ્રમાણે તુચ્છ છું. 'બલભદ્ર અને શ્રીકૃષ્ણ' એમ નામથી જ પ્રસિદ્ધ કહેલા છે.

તું પણ બહાદુર અને મહારથી યાદવ છે. તેથી ભય કેમ પામે છે? એવી શંકા થાય તેથી ઉત્તરાર્ધ યોજેલો છે. 'તુ' શબ્દ અનુમાનના અર્થમાં યોજેલ છે.

જેટલા ભગવાનના અપરાધ કરનારાઓ હતા તે બધા એ કલ્યાણથી ભ્રષ્ટ થએલા જોવાએલા છે. તો હવે પછી કોણ અપરાધ કરનારો કલ્યાણ પ્રાપ્ત કરે? 'તુ' શબ્દ અહીં નિશ્ચયના અર્થમાં છે. ભગવાને પ્રહાર ન કરેલ હોવા છતાં પણ ચિંતાથી સૂકાઈ જાય છે. એમ સાધન અને ફલ એક જ સમયે થાય છે. એમ જણાવેલ છે.(૧૨)

**कंस सहानुगोऽपीतो यद्वेषात्त्याजितः श्रिया ।**
**जरासन्धः सप्तदश संयुगान्विरथो गतः ॥१३॥**

महान् स राजा, तादृशशोऽपि तयोर्वृजिनमाचरन्, सहानुगी भ्रातृसहितोऽपि, अपीतः अप्ययं प्राप्तः । अपीति प्रलयार्थे । अप्युपसर्गपूर्वक इण् धातुः । कर्तरि क्तः । अपरिप्ययः तमित इति । श्रिया वा अपीतः अपगतः अपसारितः भगवतैव च, द्वेषाद्वा । एंकमुदाहरणं नार्थं निश्चाययतीति

व्यांजरहितां कियाशक्तिं भगवतो निरूपयति जरासन्ध इति । सप्तदश युद्धानि कृत्वा आलक्ष्य, यद्द्वेषात्त्याजित इति वा अनुवर्तते । संयुगान् त्याजितः विरथो भूत्वा गतः स्वगृहम् । सप्तम्यर्थे वा द्वितीया ॥१३॥

कृतवर्मा भगवत्प्रतिकूलस्वभाव इति प्रथमं स याचितः । स चेदुत्तरं दत्तवान्, तदा तमुदासीनं मत्वा, सत्राजिद्वधः अक्रूरस्यैव सर्वथाभीष्ट इति उपाकारकर्तारमात्मानं मत्वा, भगवद्भक्तमपि अक्रुरं युद्धे क्रियमाणे भङ्गे पश्चात्पृष्ठपूरकत्वेन याचनं कृतवानित्याह प्रत्याख्यात इति ।

*<u>શ્લોકાર્થ-૧૩ :</u> જેમના દ્વેષને લીધે ભાઈઓ સહિત કંસ લક્ષ્મીથી ત્યજાઈ મૃત્યું પામ્યો અને જરાસંધ સત્તર વખત યુધ્ધમાં રથ વિનાનો થઈને નાઠો. (૧૩)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> તે કંસ મોટો રાજા હતો. તેમણે અપરાધ કરતાં ભાઈઓની સાથે નાશ પામ્યો. 'अपि' શબ્દ પ્રલયના અર્થમાં છે. મૃત્યુંને પામ્યો એવો અર્થ છે. લક્ષ્મીથી દૂર થયો અને ભગવાનથી દૂર થયો અને દ્વેષથી પણ દૂર કરાયો.

સત્તર યુદ્ધો કરી ભગવાનની ક્રિયાશક્તિ જોઈ નાઠો. પોતાના ઘેર ગયો. સત્તર યુદ્ધમાં રથ વિનાનો થઈ નાઠો. (૧૩)

કૃતવર્મા ભગવાનતી પ્રતિકૂલ સ્વભાવવાળો હોવાથી તેની પાસે પહેલાં સહાય માગી અને તેણે આ ઉત્તર આપ્યો. ત્યારે તેને ઉદાસીન માનીને, અક્રુરને જ સર્વ પ્રકારે ઈષ્ટ માની તેનો વધ તેની મારફતે જ ઈષ્ટ હોવાથી તે હવે નીચેના શ્લોકથી કહે છે.

**प्रत्याख्यातः स चाक्रूरं पार्ष्णिग्राहमयाचत ।**
**सोऽप्याह को विरूध्येत विदित्वेश्वरयोर्बलम् ॥१४॥**

चकारात्तत्पक्षपातिनोऽन्येऽपि तेन प्रत्याख्याताः । स पूर्वोक्तः कृतोपकारः । अक्रूरं भक्तं नाम्ना हितकारित्वमपि बोधितम् । पार्ष्णिग्राहः पृष्ठपूरकः । पूर्ववदेव याचनवचनानि नोक्तानि । सोऽपि स्वकार्यस्य सिद्धत्वात् भगवदसम्पत्तिं ज्ञात्वा प्रत्याचष्ट इत्याह सोऽप्याहेति सार्धैस्त्रिभिः । अपिशब्दात् पूर्वः कृतवर्मा गृहीतः

। तेने प्रत्याख्यानं सिद्धम् । तद्धदेवाहेति। अग्रे त्वयापि विरोधो न कर्तव्य इति युद्धान्निवर्तयितुं भगवन्माहात्म्यमाह को विरुध्येतेति । को वा विरोधमाचरेत् । अज्ञः करोतु नाम, ईश्वरयोर्बलं विदित्वा प्रत्यक्षशब्दाभ्यामवगत्य, पूर्णशक्तेर्भगवतः विरोधं कोऽपि न करोतीत्युपदेशः ॥१४॥

आदौ श्रुतं माहत्म्यमाह य इदमिति ।

શ્લોકાર્થ -૧૪: કૃતવર્માએ ના પાડેલા તેણે અક્રુર પાસે પાછળથી મદદ કરનાર તરીકે માગણી કરી તેણે પણ કહ્યું કે બે ઈશ્વરોનું બલ જાણીને કોણ વિરોધ કરે?(૧૪)

ભાવાર્થ, સુબોધિનીજી : 'ચ' અને શબ્દથી તેને કૃતવર્માએ ના પાડી તેથી અક્રુરની પાસે માગણી કરી. પાછળથી મદદ કરનાર પાસે માગણી કરી અને તેણે પણ પહેલાં કૃતવર્માએ કહેલાં વચનો કહ્યાં પોતાનું કાર્ય પતી ગએલ હોવાથી ભગવાનની ના પસંદગી જાણીને મદદ કરવા ના પાડી એમ સડાત્રણ શ્લોકથી કહે છે. તારે પણ વિરોધ કરવો નહિ એવા અભિપ્રાયથી તેને યુદ્ધથી અટકાવવા બે ઈશ્વરોનું બલ જાણીને તેમની સામે કોણ વિરોધ કરે ? શબ્દોથી ભગવાનનું મહાત્મ્ય કહેલ છે. બે ઈશ્વરોનું બલ જાણીને પ્રત્યક્ષથી અને શાસ્ત્રથી જાણીને પૂર્ણ શક્તિવાળા ભગવાનનો વિરોધ કોઈ પણ કરે નહિ. એવો ઉપદેશ છે.(૧૪)

નીચેના શ્લોકથી ભગવાનનું મહાત્મ્ય કહે છે.

**य इदं मायया विश्वं सृजत्यवति हन्ति च ।**
**चेष्टां विश्वसृजो यस्य न विदुर्मोहिताजया ॥ १५॥**

भगवतः सामर्थ्यं तस्यानन्यत्वं च प्रतिपाद्यते । माया सर्वभवनसामर्थ्यम्, शक्तिर्वाकाचित्, अप्रयोजिका, तामपि करणत्वेन स्वीकृत्य इदं सर्वमेव जगत् उत्पादयनि पालयति नाशयति च । एवमन्योऽपि करिष्यतीत्याशङ्क्य कैमुतिकन्यायेन परिहरति चेष्टामिति । भगवांस्त्वेतल्लीलयैव करोति, अन्यैः कर्तव्यमिति दूरापास्तम् । भगवत्क्रियामात्रमपि न जानन्ति, किं करोति कथं करोतीति । क्रियाशक्तिर्वा निष्पन्नापि सर्वं निष्पादयन्त्यपि किमात्मिवैषेति न

विदुः । तत्र हेतुः अजया प्रकृत्या मोहिता इति । यदि ते जानीयुः, तदा कथमात्मवच्चनामङ्गीकुर्युः । ये अजयापि मोहिता भवन्ति, ते अजा एव, सर्वै रेव हन्यमानाः स्वरक्षायामेवाशक्ताः कथं सृष्टिं करिष्यन्तीति भावः ॥१५॥

एवं श्रुतिसिद्धमुक्त्वा प्रत्यक्षसिद्धमाह यः सप्तहायन इति ।

શ્લોકાર્થ -૧૫ : જે માયાથી આ વિશ્વને રચે છે, પાલન કરે છે અને સંહાર કરે છે. પ્રકૃતિથી મોહ પામેલાઓને જે વિશ્વ રચનારની કૃતિને જાણતા નથી.(૧૫)

સુબોધિનીજી, ભાવાર્થ : ભગવાનનું સામર્થ્ય અને અનંતપણું સિધ્ધ કરવામાં આવે છે. માયા એટલે સર્વ થવાની શક્તિ તેનો પણ કરણ તરીકે સ્વીકાર કરી ભગવાન આ બધું જગત રચે છે. પાલન કરે છે અને સંહાર કરે છે.

બીજો પણ એ પ્રમાણે કરશે એવી શંકામાં તેને ઉત્તરાર્ધથી કૌમુતિક ન્યાય વડે દૂર કરે છે. ભગવાન તો આ રમતથી જ કરે છે. ભગવાન શું કરે છે? કેમ કરે છે? એ ક્રિયાને બીજાએ જાણતા નથી.

વળી ક્રિયાશક્તિ પણ સર્વ કાર્ય કરતી હોવા છતાં પણ આ કેવા સ્વભાવની છે એમ જાણતા નથી.

તેથી બીજો કોઇ જગત રચવાનું કરે એ સંભવિત જ નથી. 'પ્રકૃતિથી મોહ પામેલા' વિશેષણથી પોતે અતીથી પણ મોહ પામે છે તેઓ જ અજ્ઞ હોય છે. તે સૃષ્ટિ કેવી રીતે કરી શકશે? એવો ભાવ છે.(૧૫)

એમ વેદમાં પ્રસિધ્ધ ભગવાનનું મહાત્મ્ય કહી હવે પ્રત્યક્ષથી સિધ્ધ થતું મહાત્મ્ય કહે છે.

यः सप्तहायनः शैलमुत्पाटयैकेन पाणिना ।
दधार लीलया बाल उच्छिलीन्ध्रमिवार्भकः ॥१६॥

जरासन्धादिजयस्त्वतिदेशेनैव प्राप्तः । अलौकिकस्तु वक्तव्यः । तत्र पर्वतोद्धरणं लोके अत्याश्चर्यमिति, वयःप्रकारादीनां सुतरामत्याश्चर्यहेतुत्वमुच्यते

। सप्तहायनः सप्तवार्षिकः, तत्रापि शैलं गोवर्धनमेकेन पाणिना उत्पाटच दधारेति । मन्दरधारणशदप्यधिकः प्रयत्न उक्तः । एकेनैव पाणिना दधार, तत्र तु पृष्ठेनेति विशेषान्तरम् । लीलया अङ्गुल्यादिषु वेणुनादानुगुणतया स्थापयन् दधारेति तृतीयो विशेषः । एतदपि धारणं न गोकुलसंरक्षार्थम्, अन्यथा साधनपरतंत्रः स्यात्, इन्द्रभयाद्वा तथा कृतवानित्यपि शङ्केत, लीलयैव कृतवानित वक्तुं दृष्टान्तमाह उच्छिलीन्ध्रमिवेति । छत्राकमिव उर्भको बालकः ॥१६॥

एवं माहात्म्यमुक्त्वा कृतं स्वापराधं दूरीकर्तुं भगवन्तं नमस्यति नमस्तस्मै भगवत इति ।

<u>શ્લોકાર્થ-૧૬ :</u> *જે સાત વર્ષના બાળકે એક હાથથી પર્વતને ઉખાડીને જેમ બાળક બિલાડીના રોપને ધારણ કરે તેમ રમતથી ધારણ કર્યો.(૧૬)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> એમ કહેવામાં આવે છે કે સાત વર્ષના હતા ત્યારે ગોર્વધન પર્વતને એક હાથથી ઉપાડીને ધારણ કર્યો. તે પ્રસંગે મંદરને તો પીઠ ઉપર ધારણ કરેલો તેથી પણ વધારે ઉદ્યમ ગોર્વધનને એક જ હાથથી ધારણ કર્યો. મંદરને તો પીઠ પર ધારણ કરેલો એ ભેદ છે. 'રમતથી' એટલે જેમ વેણુને આંગળીઓથી ધારણ કર્યો. એવો બીજો ભેદ છે. અને આ ધારણ કરવાનું કારણ તો ગોકુલનું રક્ષણ કરવા કર્યું ન હતું અને ઈંદ્રને ભય પમાડવા કર્યું એવી શંકા પણ થાય પણ આ તો ભગવાને રમતથી કરેલું એમ કહેવા જેમ 'બાળક બીલાડાના રોપને ધારણ કરે' તેમ એવું દષ્ટાંત આપેલ છે. (૧૬)

એ પ્રમાણે મહાત્મ્ય કહીને પોતે કહેલ અપરાધ દૂર કરવા ભગવાને નમસ્કાર કરે છે.

**नमस्तस्मै भगवते कृष्णायाद्भुतकर्मणे ।**
**अनन्तयादिभूताय कूटस्थायात्मने नमः ॥१७॥**

अचिन्त्यैश्वर्यत्वात् अन्यथाज्ञात्वा कृतोपराधः, अतः क्षन्तव्य इति । कृष्णायेति । भक्तहितार्थमेवावतीर्णत्वमुक्तम् । किञ्च । भगवदिच्छा एतादृशीति

हतः सत्राजितु, तदधुना विपरीतमापतितम्, अनुग्रहं कुर्वन् निग्रहं करोति । एतद्वा विपरीतम् । तदाह **अद्भुतकर्मणे** इति । अशक्यः प्रतीकार इति वक्तुमाह **आदिभूतायेति** । न कस्याप्यपराधोऽपीति सूचितम् । **कूटस्थायेति** दोषाभावः । न केनाप्यपराधः कर्तुं शक्य इत्यपि सूचितम् । परमामुपत्तिमाह **सर्वदोषपरिहाराय आत्मने नम इति** ।

<u>શ્લોકાર્થ-૧૭ :</u> *અદ્ભૂત કર્મ કરનાર, અનન્ત, મૂળપુરૂષ, વિકારરહિત આત્મારૂપ તે ભગવાન શ્રીકૃષ્ણને હું નમસ્કાર કરૂં છું. (૧૭)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> ભગવાનનું ઐશ્વર્ય ચિંતન કરી શકાય તેવું નહિ હોવાથી તે ક્ષમા કરવા યોગ્ય છે.

'શ્રીકૃષ્ણને' શબ્દથી ભક્તોનું હિત કરવા જ તે અહીં અવતરેલા છે. 'અદ્ભૂત કર્મ કરનાર' શબ્દથી વિશેષણ છે. 'મૂલપુરૂષરૂપ' શબ્દથી વેર લઈ શકાય એવા નથી' વિકાર રહિત શબ્દથી તેમનામાં કોઈ દોષ નથી એમ સૂચવેલું છે. 'આત્મારૂપને નમસ્કાર' શબ્દથી દોષ દૂર થાય છે.(૧૭)

**प्रत्याख्यातः स तेनापि शतधन्वा महामणिम् ।**
**तस्मिन् न्यस्याश्वमारुह्य शतयोजनगं ययौ ॥१८॥**

एवं तेनापि सर्वथा युद्धं निवारयितुं प्रत्याख्यातः पलायनप्रेप्सुः स मणिर्यत्र क्वपि वधं प्राप्स्यतीति मणिं तस्मिन् स्थापयित्वा शतयोजनगं सैन्धवमश्वमारूह्य ययौ ॥१८॥

ग्रामाद्रात्रावेव निर्गतः । न्यासो न देय इति ज्ञापितम् । तस्मिन् मृते तदीयाः प्राप्स्यन्तीति भगवते मणिं प्रयच्छति, महामणित्वात् दातुमपि न शक्यः । अद्भुतकर्मत्वान्न ग्रहीष्यतीत्यपि सूचितम् । अतः स्थापयित्वैव पलायनमेवोचितम् । ततो लोके पलायितः शतधन्वा एकेन दिनेन शतयोजनानि गत इति द्वितीयदिवसे लोकवार्ता निर्गता, तदा भगवान् यत् कृतवांस्तदाह **गरुडध्वजमारुह्येति** ।

શ્લોકાર્થ-૧૮ : તે શતધન્વા, તેણે પણ મદદ કરવા ના પાડેલો ભારે મણિની તેને સોંપણી કરી એક સો યોજન દોડનાર ઘોડા ઉપર બેસી નાઠો. (૧૮)

સુબોધિનીજી, ભાવાર્થ : એવી રીતે તેણે પણ સર્વ પ્રકારે યુદ્ધથી અટકાવવા ના પાડેલો નાસી જવાની ઈચ્છાવાળો થઈ મણિની તેને સોંપણી કરી, એક સો યોજન દોડનાર સિંધના ઘોડા ઉપર બેસી નાઠો. જેંની પાસે આ મણી હસે તે હરકોઈ સ્થળે મૃત્યુ પ્રાપ્ત થશે એમ વિચારી નાઠો. ગામમાંથી રાતે જ નીકળી ગયો. સોંપણી કરી એટલે ભગવાનને આપવાનો નથી એમ જણાવ્યું.તે શતધન્વા મરણ પામે ત્યારે તેના વારસોને પ્રાપ્ત થાય એવા વિચારથી અક્રૂર ભગવાનને મણિ આપશે નહિ. મણિ કિંમતી હોવાથી તે આપી શકાય તેવા પણ ન હતો.

ભગવાન અદ્‌ભૂત કર્મ કરનાર હોવાથી તે લેશે નહિ એમ પણ સૂંચવેલું છે. તેથી સોંપણી કરીને જ નાસી જવું એજ યોગ્ય હતું. (૧૮)

પછી બીજે દિવસે લોકમાં એવી લોકવાર્તા બહાર આવી કે નાસી ગએલો શતધન્વા એક દિવસમાં એકસો યોજન જતો રહેલ છે ત્યારે ભગવાને જે કર્યું તે હવે કહે છે.

**गरुडध्वजमारुह्य रथं रामजनार्दनौ ।**
**अन्वयातां महावेगेरश्वै राजन् गुरुद्रुहम् ॥१९॥**

तस्मिन्नेव दिवसे चेद्गच्छेत्, तदा निकट एवोपलम्भः स्यात् । द्वितीये दिवसे मध्याह्ने निर्गतः । तावता स योजनानां शतद्वयमतिकम्य गतः । भगवान् पुनः रथान्तरं शीघ्रगामि न भवतीति, अलौकिकं च न कर्तव्यमिति, गरुडध्वजमेव रथमारूहय एकस्मिन्नेव सर्वसामग्री गृहीत्वा, प्रमाणाद्यपेक्षां परित्यज्य, रामजनार्दनौ ससाधनपूर्णप्रयत्नो महावेगैः अश्वैः सैन्यादिभिः कृत्वा अन्वयाताम्, पृष्ठतो मारणार्थमनुगतौ । अवश्यं तथागमने हेतुः गुरुद्रुहमिति । गुरुः श्वशुरः पश्चानां मध्ये गणितः । तस्मै द्रोहं कृतवानिति । राजन्नित्यालस्याभावाय शौर्यं कथयन् सम्बोधयति । गुरुद्रोहकथनेनान्यदपि सूचितम् । प्रपन्नं विरथं भीतं न

रिपुं हन्ति धर्मविदिति पक्षः परिहृतः ॥१९॥

तावता सः मिथिलानगरपर्यन्तं गत इति तत्र मारित इति वक्तुं तस्योपलम्भाह मिथिलाया इति ।

<u>શ્લોકાર્થ - ૧૯ :</u> હે રાજન ! ગરૂડ જેની ધજા ઉપર છે તેવા રથમાં બેસીને ઘણી ઝડપવાળા ઘોડાઓ સાથે બલભદ્ર અને શ્રીકૃષ્ણ ગુરૂનો અપરાધ કરનારની પાછળ ઉપડયા. (૧૯)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> જો ભગવાન તેજ દિવસે તેની પાછળ જાય તો તેનો ભેટો નજીકમાં થાય તેથી ભગવાન મધ્યાન્હે નીકળ્યા. તેટલામાં તે બસો યોજન નીકળી ગયો છતાં બીજે રથ ઝડપથી જાય નહિ તેથી અને અલૌકિક કાર્ય કરવું એ યોગ્ય નહિ હોવાથી, ગરૂડધ્વજ રથમાં બેસીને રથમાં બધી સામગ્રી લઈને પાછળ પડયા.

બલભદ્ર અને શ્રીકૃષ્ણ એટલે સાધન સહિત પૂર્ણ પ્રયત્ન ઘણી ઝડપવાળા ઘોડાઓ સાથે સૈન્ય વિગેરેથી પાછળ ઉપડયા. તે પ્રમાણે જવાનું અવશ્ય કારણ 'ગુરૂનો અપરાધ કરનારની' શબ્દથી કહેલું છે. ગુરૂ એટલે સાસરો, પાંચ ગુરૂઓ પૈકી ગણવામાં આવે છે. તેનો અપરાધ કરેલો તેથી તેની પાછળ ઉપડયા.

આળસ ન થાય તે માટે શૌર્યની કથા કહેતાં હે રાજન ! એવું સંબોધન કરે છે. ગુરૂનો અપરાધ કહ્યો. તેથી બીજું પણ સૂચવ્યું છે. શરણે આવેલા, રથ રહિત કરેલા, ભય પામેલા શત્રુને ધર્મને જાણનાર હણતો નથી. એ મતનો નિરાશ કરેલો છે. (૧૯)

તેટલા સમયમાં તે મિથિલા નગરી સુધી ગયો. તેથી તેને ત્યાં હણ્યો એમ કહેવા તેનો ભેટો થયો એમ નીચેના શ્લોકથી કહે છે.

**मिथिलाया उपवने विसृज्य पतितं हयम् ।**
**पद्‌भ्यामधावत्संत्रस्तः कृष्णोऽप्यनवद्रुषा ॥२०॥**

अतिदूरगमनात हयस्य श्रमात् पातः । ततः पद्भ्यां धावनम् । ततो

भगवानपि रथेनानुगमनं निषिद्धमिति स्वयमपि पदातिरेव भूत्वानुगत इत्याह कृष्णोऽपीति ॥२०॥

<u>શ્લોકાર્થ -૨૦ :</u> *મિથિલાની વાડીમાં પડી ગએલા ઘોડાને તજી, ભયભીત થએલો તે પગથી દોડવા લાગ્યો. શ્રીકૃષ્ણ પણ ક્રોધથી તેની પાછળ દોડયા. (૨૦)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> ઘણું દૂર જવાથી, શ્રમને લીધે ઘોડો પડી ગયો. તેથી પગથી દોડવા લાગ્યો. તેની પાસે જવામાં રથની મનાઈ હોવાથી, ભગવાન પણ પોતે પગથી ચાલનાર બની તેની પાછળ દોડયા. એમ કહેલું છે.

**पदातेर्भगवांस्तस्य पदातिस्तिग्मनेमिना ।**
**चक्रेण शिर उत्कृत्य वाससोर्व्यचिनोन्मणिम् ॥२१॥**

स्वयमपि पदातिः तस्य पदातेः तिग्मनेमिना अप्रतिहतेन सुदर्शनेन शिरस्तस्योत्कृत्य, धावनसमय एव शरीरं धावमानमेव स्थितम् । शिरस्तु छिन्नमिति । भगवानिति मोक्षदानार्थं तथा कृतवानिति निरूपितम् । अत एव भगवानद्भुतकर्मा बलभद्रः पश्यतीति तत्र मण्यभावं ज्ञात्वापि वाससोः व्यचिनोत् विवेचनने अन्वेषणं कृतवान् ॥२१॥

बलभद्रविचारेण स मारित इति ज्ञात्वापि भगवांस्तथा कृतवान् । मण्यर्थमेव मारणमिति बलभद्रविचारः । सर्वथा मारणीय इति भगवतः । लोकवद्बलभद्रः बहुविधानि वाक्यानि श्रुत्वा मणिसद्भाव एव तस्यापराधं जानीयात् । अन्यथा लोकोन्यथापि वदतीति विश्वासं न कुर्यादत आह भगवान् ।

<u>શ્લોકાર્થ -૨૧ :</u> *પગે ચાલનાર ભગવાને તેના માથાને તીક્ષ્ણ ધારવાળા ચક્રથી કાપીને, તેના કપડામાંથી મણિ શોધવા માંડયો. (૨૧)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> પોતે પણ પગે ચાલનાર ભગવાને, પગે ચાલનાર શતધન્વાનું માથું ચક્ર વડે કાપી નાખ્યું અને તેના બે કપડામાંથી મણિ શોધવા માંડયા. તેનું શરીર દોડતું રહ્યું પણ માથું કપાઈ ગયું. એ 'ભગવાન' શબ્દથી કહેલું છે. તેને મોક્ષનું દાન કરવા તેમ કર્યું. તેથી જ ભગવાન

અદ્દભૂત કર્મ કરનાર છે. બલભદ્રના મત પ્રમાણે તેને હણેલો છે. મણિ તેની પાસે ન હતોં છતાં ભગવાને તે પ્રમાણે કર્યું. મણિ માટે જ તેને હણવો એવો બલભદ્રનો મત હતો અને તેને સર્વથા હણવો એવો ભગવાનનો મત હતો. મણિ તેની પાસેથી મળી આવે તો જ બલભદ્ર તેનો દોષ માને તેમ ન થાય તો લોકો ખોટું પણ બોલે છે એમ માની વિશ્વાસ ન કરે તેથી ભગવાન કહે છે. (૨૧)

**अलब्धमणिरागत्य कृष्ण आहाग्रजान्तिकम् ।**
**वृथा हतः शतधनुर्मणिस्तत्र न विधते ॥२२॥**

अलब्वमणिरग्रजान्तिकमागत्य वृथा हतः शतधनुरिति । सर्वज्ञत्वे भगवतोऽपराधः स्यात् । ज्ञात्वैवान्यत्र गत इति । सर्वकर्तृत्वमपि सर्वज्ञत्वे भविष्यतीति सुतरामेवापराधः स्यात् । ततोऽज्ञाननाटयं कर्तव्यम् । अहतो वृथेत्यपि वाक्यं भवति । गुरुद्रोहात् हत एव सार्थको भवतीति । अन्यथा अकृतनिर्वेशो भवेत् । मणिस्तु न विद्यत इत्युभयत्र समानम् ॥२२॥

ततो बलभद्र एव युक्तयभिज्ञ : भगवन्तमाहेत्याह तत आह बल इति ।

<u>શ્લોકાર્થ - ૨૨ :</u> *મણિ પ્રાપ્ત નહિ થતાં શ્રીકૃષ્ણે મોટાભાઈ પાસે આવીને 'શતધન્વાને નકામો હણ્યો' એમ કહ્યું. તેની પાસે મણિ નથી. (૨૨)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> મણિ પ્રાપ્ત નહિ થતાં ભગવાને મોટાભાઈ પાસે આવીને શતધન્વાને નકામો હણ્યો એમ કહ્યું. પોતે સર્વજ્ઞપણું દર્શાવે તો મણિ દ્વારકામાં જ છે. એમ જાણતા હોવા છતાં બીજા સ્થળે ગયા. એવો તેમનો અપરાધ થાય. તેથી ખબર નથી એવો ડોળ કરવો જોઈએ નકામો હણ્યો નથી એવું પણ વાક્ય થાય છે. ગુરૂના અપરાધને લીધે હણ્યો તેમ જરૂરી હતું એમ ન હોત તો તે પ્રાયશ્ચિત કર્યા વિનાનો રહેત. 'મણિ નથી' એ વાક્યનો બંનેમાં સમાન છે.

બલભદ્રે ભગવાનને જે કહ્યું તે હવે નીચેના શ્લોકથી કહે છે.(૨૨)

**तत आह बलो नूनं स मणिः शतधन्वना ।**
**किस्मिंश्चित्पुरुषे न्यस्तस्तमन्वेष्टुं पुरं व्रज ॥२३॥**

नूनामांत तस्य वाक्यम् । अवश्यं मणिरन्वेष्टव्य: । यदि तत् स्थाने नास्ति. तदा नूनं स मणि: शतधन्वना, शतधन्वन्शब्द: कस्मिंश्चित्पुरुषे, न तु खाते, भार्यादौ वा । पुरुषपदेन महानेव कश्चित्सूचित: । न्यस्त: न्यासप्रकारेण स्थापित: । तत: किं विधेयमित्याकाङ्क्षायामाह तमन्वेष्टु पुरं व्रजेति । नतु स्वगृहे गन्तव्यम्, कार्यं न जातमिति ॥

स्वस्यान्यथा विनियोगमाह अहं विदेहमिच्छामीति ।

શ્લોકાર્થ -૨૩ : પછી બલભદ્રે કહ્યું ખરેખર ! તે મણિ શતધન્વાએ કોઈક પુરૂષને સોંપેલો છે. તેથી તપાસ કરવા શહેરમાં જાઓ. (૨૩)

સુબોધિનીજી, ભાવાર્થ : ખરેખર ! શબ્દથી મણિની અવશ્ય તપાસ કરવી જોઈએ. જો મણિ શતધન્વાએ કોઈને સોંપેલો છે. કોઈ પુરૂષને સોંપેલો છે. ખાડો ખોદી દાટયો નથી કે કોઈ સ્ત્રીને આપેલો નથી 'પુરૂષ' શબ્દથી કોઈ બળવાન પુરૂષ સૂચવેલો છે. થાપણના પ્રકારથી સોંપેલો છે.

ત્યારે હવે શું કરવું ? તેથી કહે છે કે તેની તપાસ કરવા શહેરમાં જાઓ. પરંતુ કાર્ય પાર પડયું નથી તેથી પોતાને ઘેર જવું નહિ. (૨૩)

**अहं विदेहमिच्छामि द्रष्टुं प्रियतमं मम ।**
**इत्युक्त्वा मिथिलां राजन् विवेश यदुनन्दन: ॥२४॥**

भूभारहरणशर्थमुभौ समागतौ । लोकाश्च द्विस्वभावा: । यद्युभावप्येकासक्तौ स्याताम्, तदा पक्षान्तरे वलातिशयं दृष्ट्वा अपरो निवर्तेत, तदनुगुणो वा भवेत् । ततो भूमिभारस्तदवस्थ इति फले उभौ विरूद्धस्वभावौ जातौ । अतो दुर्योधनशिक्षार्थं बलो विदेहनगरे गच्छन् भगवन्तं द्वारकां प्रेषितवान् । इत:प्रभृत्येभवोभयो: शक्तिर्विभक्ता । असम्मतिलीलाप्यन्योन्यं प्रदर्श्यते । अत एवाग्रे भगवद्वाक्यम् । 'किन्तु मामग्रज: सम्यक् न प्रत्येति मणि प्रति'ति । ईश्वरशक्त्योर्विभक्तत्वात् तद्भक्तानामपि बुद्धिर्विभक्तेति अक्रूरभीष्मादीनां भगवद्भिन्नशीलत्वं वर्णितम् । अन्यथोभयविधा: न निरुद्धा भवन्तीति । अतो

बलभद्रप्रकारेण ये निरुद्धाः, ते भगवतो नानुगुणाः । भगवता निरुद्धश्च न बलभद्रानुगुणा इति । अनयोर्विभागे शास्त्रमपि विभक्तमिति ज्ञापयितुं विदेहपदम् । ज्ञाननिष्ठाः प्रियाः बलपक्षे । भक्तिनिष्ठाश्चापरत्रेत्रि गत्वा तद्दर्शनार्थं समुत्सुको जातः । ज्ञानपक्षे वेदमार्गो नात्यन्तमादरणीय इति गरुडध्वजो रथः भगवतैव गृहीतः । बलस्तु रथान्तरं समारुह्य पद्भ्यां वा गत इति निश्चीयते । बलभद्रो नियोगकर्तेति तस्यैव चरित्रं प्रथममाह इत्युक्त्वेति त्रिभिः । मिथिला नाम मथनाज्जातेति, न निर्मितेति कर्मज्ञानोद्भवस्तस्यां सूचितः । यदुनन्दन इति तदर्थमेव भगवदवतार इति तथाकरणमुचितमिति ज्ञापितम् ॥

ततो राजकर्तृकमभिनन्दनमाह तं दृष्ट्वेति ।

*<u>શ્લોકાર્થ - ૨૪ :</u> હું મને સર્વથી પ્રિય વિદેહને મળવા ઈચ્છું છું એમ કહીને હે રાજન્! યદુનંદને મિથિલામાં પ્રવેશ કર્યો. (૨૪)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> ભૂમીનો ભાર હણવા માટે અવતાર લીધેલો છે. ભૂમીનો ભાર તેજ સ્થિતિમાં રહે તેથી બંને ફલના સબંધમાં વિરૂધ્ધ સ્વભાવવાળા થયા. તેથી દુર્યોધનને શિક્ષણ આપવા વિદેહના નગરમાં જતાં બલભદ્રે ભગવાનને દ્વારકા મોકલ્યા.

મોટાભાઈ મારો વિશ્વાસ રાખતા નથી એવું ભગવાનનું વાક્ય છે. ઈશ્વરની શક્તિનો વિભાગ થતાં તેમના ભક્તોનું બુધ્ધિમાં ભેદ થાય છે. તેથી અક્રૂર અને ભીષ્મ વિગેરેને ભગવાનથી અવળા વલણવાળા દર્શાવેલ છે. જો તેમ ના હોત તો બંનેનો વિરોધ થાત નહિ. ભગવાને જેઓનો નિરોધ કરેલો છે તે બલભદ્રને અનુકુલ નથી એમ જાણવું. બલભદ્રને જ્ઞાનમાં શ્રધ્ધાવાળા પ્રિય છે. બીજા ભગવાનને ભક્તિમાં શ્રધ્ધાવાળા વધું પ્રિય છે. એમ બલભદ્રમાં ક્રિયાશક્તિ અને પરમાનંદ છે. તેથી જ બલભદ્રને વિદેહ વધું તેથી તેની સમીપ જઈને તેના દર્શનની ઉત્કંઠા થઈ. જ્ઞાનપક્ષમાં વેદમાર્ગ ઘણો આદર કરવા યોગ્ય નહિ હોવાથી ગરૂડ ધજાવાળો રથ ભગવાને જ લીધો અને બલભદ્ર બીજા રથમાં બેસીને અગર પગે ચાલીને ગયા એવો નિશ્ચય થાય છે.

મિથિલા નામની નગરી મથનથી તેની અંદર કર્મથી જ્ઞાનથી તેની અંદર કર્મથી જ્ઞાનની ઉત્પત્તિ થયાનું સૂચવ્યું છે. 'યદુનંદન' એ નામથી એમ જણાવે છે કે તે કર્મ દ્વારા જ્ઞાન આપવા માટે જ બલભદ્રનો અવતાર થએલો હોવાથી તે પ્રમાણે કરવું યોગ્ય હતું.(૨૪)

પછી નીચેના શ્લોકથી રાજાએ તેમનું અભિવાદન કર્યું.

**तं दृष्टा सहसोत्थाय मैथिलः प्रीतमानसः ।**
**अर्हयामास विधिवदर्हणीयं समर्हणै : ॥२५॥**

अतिप्रियत्वात् न ज्ञापयित्वा गतः । अतोऽन्तः प्रवेशानन्तरमेव दर्शनानन्तरमेव राजा ज्ञातवानिति दृष्ट्वा सहसोत्थायेत्युक्तम् । यतो मैथिलः । दर्शनेनैव प्रीतं मानसं यस्य । एवं देहेन्द्रियातः करणस्थितिरूक्ता । ततस्तस्य कार्यमाह अर्हयामासेति । विधिप्रधान इति विधिवत्पूजां चक्रे । कस्मिन्नप्यंशे पुष्टिर्नास्तीति ज्ञापयितुं अर्हणीयमित्युक्तम् । रामः सर्वैरेव अर्हणीयः, साधनपुरःसरम् , ब्रह्मरूपत्वात् । समर्हणैः सम्यगर्हणयोग्यैः शुद्धैः द्रव्यादिभिः ॥२५॥

एवं पूजानन्तरं तस्य प्रत्यागमनं सम्भाव्य तन्निषेधार्थमाह उवासेति ।

<u>શ્લોકાર્થ-૨૫ :</u> *તેમને જોઈને પ્રસન્ન ચિત્તવાળા મૈથેલ એકદમ ઉભા થઈ પૂજા કરવા યોગ્ય પૂજાને યોગ્ય પદાર્થોથી પૂજા કરી.(૨૫)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u>મૈથિલ સર્વથી પ્રિય હોવાથી તેને ખબર આપીને ન ગયા તેથી અંદર પ્રવેશ કર્યા પછી જ દર્શન થયા પછી જ રાજાને ખબર પડી તેથી 'જોઈને એકદમ ઉભા થઈ' એમ કહેલું છે. કારણ કે આ મૈથિલ હતો. દર્શનથી જ તેનું ચિત્ત પ્રસન્ન થયું. એ પ્રમાણે દેહ, ઈંદ્રિય અને અન્તકરણની સ્થિતિ કહી. પછી વિધિ પ્રમાણે પૂજા કરી. બલભદ્રમાં કોઈ પણ અંશથી પુષ્ટિ ન હતી તે જણાવવા 'પૂજા કરવા યોગ્ય' એમ વિશેષણ કહેલું છે. બલભદ્ર બ્રહ્મરૂપ હોવાથી સાધનો વડે બધાઓએ પૂજા કરવા યોગ્ય જ છે. 'પૂજાને કરવા યોગ્ય' એમ વિશેષણ કહેલું છે. બલભદ્ર બ્રહ્મરૂપ હોવાથી સાધનો વડે બધાઓએ પૂજા કરવા યોગ્ય જ છે. 'પૂજાને યોગ્ય પદાર્થોથી' એટલે સારી

રીતે પૂજા કરવા યોગ્ય શુદ્ધ દ્રવ્યો વિગેરેથી પૂજા કરી.(૨૫)

એ પ્રમાણે પૂજા થયા પછી તે પાછા આવ્યા હશે એવું અનુમાન થાય તેથી તેમ થયું ન હતું તે શ્લોકથી કહે છે.

**उवास तस्यां कतिचिन्मिथिलायां समा विभुः ।**
**ततोऽशिक्षद्गदां काले धार्तराष्ट्रः सुयोधनः ॥२६॥**
**मानितः प्रीतियुक्तेन जनकेन महात्मना ।**

राजगृहे स्थितिव्यावृत्त्यर्थं तस्यामिति । कतिचित्समा इति वर्षत्रयं किञ्चिदधिकं वा । मर्यादानगरी सेति स्थितौ न कोऽप्युद्वेगः । तत्र तावत्कालं स्थितौ परदेशवासादिक्लेशो भवेदित्याशङ्क्याह विभुरिति । स्थितेः प्रयोजनमाह ततोऽशिक्षदिति । धार्तराष्ट्रः पितुः पुत्रः समर्थः, दुर्योधनोऽपि भगवदिच्छया सुयोधनः, सुष्ठु योधनं यस्येति । दुर्योधनपदं यौगिकं मन्यमानः तन्निषेधार्थं विपरीतं प्रयुङ्क्ते । रूढं पदमिति लोके बोधयन् । अतो ज्ञानक्रियाशक्ति तस्य न पुष्टे इति बलभद्रात् गदामशिक्षत् । काले गदाशिक्षणयोग्ये समये । अत्यन्तं पुष्टस्तरुणः गदायां योग्यः । यस्मिन् काले प्रहारः शुष्को भवति, न पूयादिकं सम्पादयति, नाड्यश्च विशकलिता न भवन्ति, स शरदादिः षण्मासः । तस्मिन् काले गदामशिक्षत् । तस्यापि विदेशवासे उद्वेगाभावायाह मानितः प्रीतियुक्तेनेति। यतो जनकः जननात्, अत उत्कृष्टजन्मा, तं कुलीनं मर्यादावन्तमङ्गकृतवान् । बलभद्रसम्बन्धादपि प्रीतिः । स्वभावतोऽपि महात्मा । य एव गृहमागतः, तमाराधयतीति । अतः प्रकारत्रयेण मानितः कायिकादिक्लेशाभावत् अशिक्षत्। शिक्षया गदां ज्ञातवानित्यर्थः ॥२६॥

मर्यादारूपं भगवच्चरित्रमुक्त्वा, पुष्टिरूपमाह केशव इति ।

*<u>શ્લોકાર્થ-૨૬ :</u> શક્તિવાળા બલભદ્ર તે મિથિલામાં કેટલાક વર્ષો રહ્યા. પ્રીતિવાળા મહાત્મા જનકથી માન પામેલો ધાર્તરાષ્ટ્ર સુયોધન યોગ્ય સમયે તેમની પાસેથી ગદયુદ્ધ શીખ્યો. (૨૬)*

સુબોધિનીજી, ભાવાર્થ : રાજાના મહેલમાં રહ્યા ન હતા એમ જણાવવા તે 'મિથિલા' શબ્દ યોજેલ છે. 'કેટલાક વર્ષ' એટલે ત્રણ વર્ષ અથવા કંઈક

વધારે સમય તે મર્યાદા નગરી હોવાથી ત્યાં રહેવામાં કાંઈ દુઃખ ન હતું. તેટલો સમય ત્યાં રહેવામાં 'પરદેશના વસવાટનું દુઃખ થયું હશે' એવી શંકા થાય તેથી 'શકિતવાળા' વિશેષણ યોજેલું છે. ત્યાં રહેવાનું પ્રયોજન પ્રીતિવાળા કહેલું છે. 'ધાર્તરાષ્ટ્ર' એટલે પિતાનો શક્તિમાનપુત્ર દુર્યોધન હોવાછતાં ભગવાનની ઈચ્છાથી સુર્યોધન થયો. 'દુર્યોધન' શબ્દનો વ્યુત્પત્તિ પ્રમાણે અર્થ હશે એમ માની તેમ ન હતું એમ જણાવવા લોકમાં રૂઢિયોથી એ શબ્દ બોલાતો એમ જણાવતાં સુયોધન શબ્દ યોજેલ છે. તેથી તેની જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ બલવાળી નહિ હોવાથી તે બલભદ્ર પાસેથી ગદા યુદ્ધ શીખ્યો.

'સમયે' એટલે ગદાયુદ્ધ શીખવાના સમયે જે સમયે પહાર સૂકાઈ જાય, પરૂ વિગેરે થાય નહિ અને નાડીઓ તુટી ન જાય તે અત્યન્ત પુષ્ટ તરૂણ શરદ ઋતુથી આરંભી છ માસનો સમય ગદા શીખવામાં ઉત્તમ છે. તે સમયે તે ગદાયુદ્ધ શીખ્યો. તેને પરદેશ વસવાનું દુઃખ થયું ન હતું એમ જણાવવા 'પ્રીતિવાળા જનકથી માન પામેલો' વિશેષણ યોજેલું છે. કારણ કે તે જન્મથી જ 'જનક' હતો. તેથી ઉત્તમ કુલમાં જન્મેલા મર્યાદાવાળા કુલવાન સુયોધનનો સ્વીકાર કર્યો. બલભદ્રના સબંધને લીધે પણ તેની ઉપર પ્રીતિ હતી. સ્વભાવથી પણ તે મહાત્મા હતો કારણ કે જે કોઈ તેને ઘેર આવતો તેને તે પ્રસન્ન કરતો. તેથી ત્રણ પ્રકારથી માન પામેલો સુયોધન શિક્ષણથી ગદાયુદ્ધ શીખ્યો એવો અર્થ છે. (૨૬)

મર્યાદારૂપ ભગવાનના ચરિત્રનું નિરૂપણ કરી નીચેના શ્લોકથી પુષ્ટિરૂપ ભગવાનનું ચરિત્ર કહે છે.



**केशवो द्वारकामेत्य निधनं शतधन्वनः ।**
**अप्राप्तिं च मणेः प्राह प्रियायाः प्रियकृद्विभुः ॥२७॥**

उत्पादकनाशकयोः तुल्यप्रकारेण फलं प्रयच्छतीति पुष्टिस्थो भवति । द्वारकां स्थेनागत्य सत्यभामादीनां सुखार्थं शतधन्वनो निधनम् । तदीयानां सुखार्थं च मणेरप्राप्तिमाह । ननु सर्वेश्वरः विधिकर इव किमित स्वकृतं

निरूपितवानित्याशङ्क्याह प्रियायाः प्रियकृदिति ः। एतदप्ययुक्तमिति चेत् । तत्राह विभुरिति । सर्व कर्तुं समर्थः । नैतावता काचित् क्षतिरिति भावः । उभयमपि प्रियायाः प्रियार्थमुक्तवान् । कथं मण्यप्राप्तिः प्रियमित्याशङ्क्य, सामर्थ्यं वा उक्त् ॥२७॥

वैरानुबन्धः आमृत्येरिति शतधनुर्वधानन्तरं प्रीतायां सत्यभायां पश्चात्कारयामस यत्कर्तव्यमित्याह तत इति ।

<u>શ્લોકાર્થ-૨૭ :</u> *પ્રિયાનું પ્રિય કરનાર શક્તિવાળા કેશવે દ્વારકા આવીને શતધન્વાનું મરણ અને મણિ ન મળવાનું કહ્યું. (૨૭)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> ભગવાન મણિ પ્રાપ્ત કરનારને અને ગૂમ કરનારને સરખા પ્રકારથી ફલ આપે છો. તેથી તે પુષ્ટિમાં રહેલા છે. રથથી દ્વારકાં પધારી સત્યભામાને સુખ થાય તે માટે શતધન્વના મરણના અને શતધન્વના સબંધિઓને મણિ નહિ મળવાના સમાચાર કહ્યા.

સર્વના ઈશ્વરે આજ્ઞા ઉઠાવનારની પેઠે એ પ્રમાણે પોતાનું કાર્ય કેમ જણાવ્યું? એવી શંકા થાય તેથી 'પ્રિયાનું પ્રિય કરનાર' શબ્દ યોજેલ છે.

આ પણ યોગ્ય નથી. એવી શંકા થાય તેથી 'શક્તિવાળા' વિશેષણ યોજેલું છે. તે સર્વ કરવા શક્તિવાળા છે. બંને સમાચાર પ્રિયાનું પ્રિય કરવા કહ્યા. અથવા મણિ ન મળ્યો એ પ્રિયાને પ્રિય કેવી રીતે હોય? એવી શંકાથી 'શક્તિવાળા' શબ્દથી તે લાવી આપવાનું સામર્થ્ય છે. 'મૃત્યુ સુધી વેર રહે છે.' એ નિયમ પ્રમાણે શતધન્વાના મરણ પછી સત્યભામા પ્રસન્ન થતાં ભગવાને જે કરવા યોગ્ય હતું તે કરાવ્યું. તે નીચેના શ્લોકથી કહે છે.(૨૭)

**ततः स कारयामास क्रिया बन्धोर्हतस्य वै ।**
**साकं सुहृद्भिर्भगवान्या याः स्युः सांपरायिकाः ॥२८॥**

बन्धोः श्वशुरस्य विप्रद्वारा कारणम् । साकं सुहृद्भिरित्यादिलौकिकथनं परलोकेऽपि तस्य नालौकिकं किञ्चित्करोतीति ज्ञापयितुम् । भगवानिति तत्र महती सम्भृतिः सूचिता । सुहृद्भिरिति । तत्करणे सर्वेषामावश्यकता च । या

भगवानेवात्रार्थे निमित्तमिति साधनशक्तिः भग त् ।
प्रयोजकमणि बलभद्राणां दुष्टनिवारणसत्साधनसम्पाद ः ।
दीनामन्यत्र गमने फलरूपस्यैव भगवतो विद्यमानत्वेऽपि ङ्क्य,
पीडा उत्पन्नेत्याह अक्रूरे प्रोषिते इति ।

श्लोकार्थ - २९ : શતધન્વાના વધનું શ્રવણ કરીને, યાં
સંભાળ રાખનાર અક્રૂર અને કૃતવર્મા ભયને લીધે ત્રાસ પા

સુબોધિનીજી, ભાવાર્થ : શતધન્વાના વધનું શ્રવણ વીને
વધનું કારણ હોવાથી અને અક્રૂર અને કૃતવર્માનો
સમાવેશ હોવાથી, ભગવાનની શક્તિનો વિભાગ થએલ ગૂમ
તેમને પકડે તે પહેલાં તેઓ ભયને લીધે ત્રાસ પામી ના થથી
કાઢી પરદેશ જતા રહ્યા. તે દ્વારકાથી બહાર ગયા. એટલે અને
થયું. એ જણાવવા 'દ્વારકાની સંભાળ રાખનારા' શ
એમ લોક અને વેદ પ્રમાણે સંભાળ રાખનાર એટલે કો કેમ
હતા. આ વિષય તેઓના ભાગવામાં ભગવાન જ કાર
જાણવો. (૨૯)

સાધનશક્તિ ભગવાને બલભદ્રમાં રાખેલી તેથી દુ જેલું
કલ્યાણના સાધન પ્રાપ્ત કરાવનાર, ધર્મમાં પ્રવૃતિ હ્યા.
બલભદ્ર બીજા સ્થળે જતાં કેવળ ફલરૂપ ભગવાન દ્વાર કાથી
દ્વારકાવાસીઓને દુઃખ થયું. એમ નીચેના શ્લોકમાં ક ર રહે થતાં

**अक्रूरे प्रोषितेऽरिष्टान्यासन्वै द्वरकौकसाम् ७)**
**शारीरा मानसास्तापा मुहुर्दैविकभौतिका:**

अक्रूरमात्रस्य प्रयोजकत्वं लोकसिद्धम् । सर्वो हि ल
व्यवस्थितः । तत्रापि विद्यमानेषु साधनेषु तापदर्शनाल्लौकि
धर्माध्यक्षमक्रूमेव प्रयोजकं सर्वोऽपि मन्यते । द्वारकौकस कथनं
पीडाः शारीरा मानसाः व्याध्याधिरूपाः मुहुरासन् । आध तत्र
। या

भगवानेवात्रार्थे निमित्तमिति साधनशक्तिः भगवतान्यत्र स्थापितेति प्रयोजकमणि बलभद्राणां दुष्टनिवारणसत्साधनसम्पादकानामाधिभौतिकादीनामन्यत्र गमने फलरूपस्यैव भगवतो विद्यमानत्वेऽपि सर्वेषां द्वारकावासिनां पीडा उत्पन्नेत्याह अक्रूरे प्रोषिते इति ।

<u>શ્લોકાર્થ - ૨૯ :</u> *શતધન્વાના વધનું શ્રવણ કરીને, વધ કરાવનાર દ્વારકાની સંભાળ રાખનાર અક્રૂર અને કૃતવર્મા ભયને લીધે ત્રાસ પામી નાસી ગયા. (૨૯)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> શતધન્વાના વધનું શ્રવણ કરીને, મણિ જ તેના વધનું કારણ હોવાથી અને અક્રૂર અને કૃતવર્માનો તેમનો પોતાનો તેમાં સમાવેશ હોવાથી, ભગવાનની શક્તિનો વિભાગ થએલો હોવાથી, ભગવાનન તેમને પકડે તે પહેલાં તેઓ ભયને લીધે ત્રાસ પામી નાસી ગયા. એટલે બીજું કાઢી પરદેશ જતા રહ્યા. તે દ્વારકાથી બહાર ગયા.એટલે નાસી ગયા એ પ્રસિદ્ધ થયું. એ જણાવવા 'દ્વારકાની સંભાળ રાખનારા' શબ્દોથી ઓળખાય છે. એમ લોક અને વેદ પ્રમાણે સંભાળ રાખનાર એટલે કોટિવારક અને ધર્માધ્યક્ષ હતા. આ વિષય તેઓના ભાગવામાં ભગવાન જ કારણભૂત હતા એવો અર્થ જાણવો. (૨૯)

સાધનશક્તિ ભગવાને બલભદ્રમાં રાખેલી તેથી દુષ્ટ ને દૂર રાખનાર અને કલ્યાણના સાધન પ્રાપ્ત કરાવનાર, ધર્મમાં પ્રવૃતિ કરાવનાર મણિ અને બલભદ્ર બીજા સ્થળે જતાં કેવળ ફલરૂપ ભગવાન દ્વારકામાં હોવા છતાં બધા દ્વારકાવાસીઓને દુઃખ થયું. એમ નીચેના શ્લોકમાં કહે છે.

**अक्रूरे प्रोषितेऽरिष्टान्यासन्वै द्वरकौकसाम् ।**
**शारीरा मानसास्तापा मुहुर्दैविकभौतिकाः ॥३०॥**

अक्रूरमात्रस्य प्रयोजकत्वं लोकसिद्धम् । सर्वो हि लोकः आधिभौतिक एव व्यवस्थितः । तत्रापि विद्यमानेषु साधनेषु तापदर्शनाल्लौकिकं कृतवर्माणं परित्यज्य धर्माध्यक्षमक्रूमेव प्रयोजकं सर्वोऽपि मन्यते । द्वारकौकसां निश्चयेन सर्वेषां तापाः पीडाः शारीरा मानसाः व्याध्याधिरूपाः मुहुरासन् । आध्यात्मिका एते गणिताः ।

आधिभौतिका आधिदैविकाश्चपुनस्तापा अभवन् । इयं लौकिकी भाषेति नात्र कोऽपि विरोधः शङ्कनीयः । सर्वमेवोत्तरार्धं न समाधिभाषेत्येके । मुहुरिति वारंवारम् । ज्ञानादिना प्रतिकार कृतेऽपि पुनः पुनजार्यर्यन्त इति । तेऽपि पुनः शरीरे मनस्येव च दुःखं जनयन्तीति तद्विषयत्वेनोक्ता : ॥३०॥



पूर्ववत्पुनर्लोके विपरीततया कीर्तिर्जातेत्याह इत्यङ्गेति ।

**इत्यङ्गोपदिशन्त्येके विस्मृत्य प्रागुदाहृतम् ।**

यो हि मणि गृहीत्वा पलायते, तं स्तौति लोकः । यो न गृह्णाति निर्लेपः, तं निन्दतीति लोकः । अतो निन्दां पूर्वाध्याये निरूप्य, स्तुतिमत्र निरूपयति । इति एवं जाते । अङ्ग हे राजन् । एके अभिज्ञाभिमानिनः परमार्थदर्शिनोऽपि प्रागुदाहृतं भगवतो वीर्यविभागं मणिसामर्थ्यं वा विस्मृत्य स्वयं भ्रान्ताः सन्तः एकदेशे पर्यवसितमतयः अन्यानुपदिसन्ति । उभयत्रापि भगवदिच्छा प्रयोजिका, विस्मरणे उपदेशेऽपि।

तेषामुपदेशमाह मुनिवासेति सार्धाभ्याम् ।

<u>શ્લોકાર્થ -૩૦ :</u> *અક્રૂર નાસી જતાં દ્વારકાના રહેવાસીઓને આફતો આધિભૌતિક અને આધિદૈવિક, શરીર અને મનનાં દુઃખ વારંવાર થયાં. (૩૦)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> એકલા અક્રૂરનું ધર્મમાં પ્રવૃત્તિ કરાવનાર હોવાપણું લોકમાં પ્રસિદ્ધ હતું , કારણ કે બધા લોક આધિભૌતિક છતાં દુઃખ જોવામાં આવવાથી, લૌકિક કૃતવર્માને પડતો મૂકી બધાએ ધર્માધ્યક્ષ અક્રૂરની જ ગણના કરવા લાગ્યા. બધા દ્વારકાવાસીઓને શરીરના અને મનના, વ્યાધિ અને આધિરૂપ દુઃખ વારંવાર થયા. આ અધ્યાત્મિક દુઃખ કહ્યાં.

વળી આધિભૌતિક અને આધિદૈવિક દુઃખો થયા . આ લૌકિક ભાષા હોવાથી આની અંદર કોઈપણ પ્રકારના વિરોધની શંકા કરવી નહિ. કેટલાક એમ કહે છે કે સમગ્ર ઉત્તરાર્ધ સમાધિભાષા નથી. 'મુહુઃ' એટલે વારંવાર. જ્ઞાન વિગેરેથી ઉપાય કરવા છતાં વારંવાર પીડા થતી એવો અર્થ છે. તેમાં પણ શરીરમાં અને મનમાં દુઃખ ઉત્પન્ન કરતી તેથી તેવાં વિશેષણો કહેલ છે. (૩૦)

પહેલાંની પેઠે લોકમાં ફરી ભગવાનની અપકિર્તિ થઈ એમ નીચેના શ્લોકથી કહે છે.

**मुनिवासनिवासे किं घटतारिष्टदर्शनम् ॥३१॥**
**देवेऽवर्षति काशीशः श्वफल्कायागताय वै ।**
**स्वसुतां गान्दिनीं प्रादात्ततोऽवर्षत्स्म काशिषु ॥३२॥**
**तत्सुतस्तत्प्रभावोऽसावक्रूरे यत्र यत्र ह ।**
**देवोऽभिवर्षते तत्र नोपपाता न मारिकाः ॥३३॥**

मुनिरयमक्रूरः, तस्य वासरूपे निवासे स्थितौ, गृहं कृत्वा चिदभिमानेन मुनिस्तिष्ठतीत्यर्थः । तत्र अरिष्टदर्शनं न घटेत । तस्य मुनित्वमुपपादयन्ति देवेऽवर्षतीति । पूर्व काशिराजः अवर्षति देवे अनावृष्टया पीडितः श्वफल्काय प्रसङ्गदेवागताय स्वसुतां महादेवादिवाक्यात् गान्दिनीं प्रादात् । ततः काशिषु काशीप्रदेशेषु देवो वर्षति स्म । स्मेति प्रसिद्धे । अवर्षदिति । किमतो यद्येवम्, तत्राह तत्सुत इति । वर्षपर्यन्तं प्रत्यहं गोदाने क्रियमाणे अपुत्रस्य काशिराजस्य कन्या संजाता । ततो श्वफल्कसुतो वा । तयोर्यावान् प्रभावः, तावत्यप्रभावयुक्तो भवितुमर्हति । असाविति । तथैव दृश्यते । आविर्भूतो वा । तत्राधिकभक्तौ भगवांस्तद्रूपेण भासत इति न काप्यनुपपत्तिः । यत्र यत्राक्रूरः अर्थात्तिष्ठतीति पूर्वोक्तन्यायेन तत्र देवोभिवर्षत इति पितृसामर्थ्यसम्वन्धः । नोपपाता इति मातृसामर्थ्यम् । भक्त्या उपलब्धत्वात् तस्याः साधारणोऽपि प्रभावः अतिरिक्तः तमाह न मारिका इति । तामस्यः पूतनादिशक्तयो मारिकाः । सात्त्विके भगवद्भक्ते न सन्निहिता भवन्तीति युक्तमेव । उपपाताः पातकान्युत्पाता वा । गोदानस्य तथा प्रभावो निरूपित इति । हेत्याश्चर्ये । प्रभावोऽपि कथं कार्ये संजात इति, तत्राप्युभयोः, ततोऽपि विशिष्टश्चेति ॥३३॥

ननु विद्यमाने भगवति अन्योत्कर्षवचनानि भ्रान्तानीति चेत्, तत्राह इति वृद्धवचः श्रुत्वेति ।

<u>શ્લોકાર્થ -૩૧ :</u> હે રાજન ! એ પ્રમાણે થતાં પહેલાં કહેલું ભૂલી જઈ કેટલાક

નીચે પ્રમાણે ઉપદેશ કરવા લાગ્યા. (૩૧)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> કારણ કે જે મણિ લઈને તેનું પાલન કરે છે. તેની લોક સ્તુતિ કરે છે. જે મણિ નથી લેતા અને જે નિર્લેપ રહે છે. તેની લોક નિંદા કરે છે. તેથી ગયા અધ્યાયમાં નિંદાનું વર્ણન કરીને અહીં સ્તુતિનું વર્ણન કરે છે.

હે રાજન્ ! એ પ્રમાણે થતાં બીજાના મનને જાણવાની શક્તિના અભિમાનવાળા કેટલાક અને સત્ય સ્થિતિ જાણનારા અને જોનારા પણ ભગવાનના વીર્યનો વિભાગ અથવા મણિનું સામર્થ્ય પહેલાં કહ્યું તે ભૂલીને, પોતે મૂર્ખ થઈ, બુદ્ધિ ગુમાવી બીજાઓને ઉપદેશ કરવા લાગ્યા. આ બંને વિષયમાં ભગવાનની ઈચ્છા તેમની પ્રવૃત્તિ કરાવનારી હતી.

નીચેના અઢી શ્લોકથી તેઓએ કરેલ ઉપદેશ કહે છે.(૩૧)

<u>શ્લોકાર્થ -૩૨ :</u> મુનિના વાસરૂપ સ્થાનમાં આફતો દેખાય તે યોગ્ય છે? વરસાદ વરસતો ન હતો ત્યારે કાશી રાજાએ ત્યાં આવેલા શ્વફલ્કને પોતાની પુત્રી ગાન્દિની આપી . પછી કાશીમાં વરસાદ વરસ્યો. તેમનો પ્રભાવવાળો પુત્ર આ અક્રુર છે. જ્યાં જ્યાં તે હોય છે ત્યાં વરસાદ વરસે છે. આફતો થતી નથી. મરકી પણ થતી નથી. (૩૨-૩૩)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> આ અક્રૂર મુનિ છે. તેના સ્થાનમાં એટલે જે સ્થાનમાં તે રહે છે ત્યાં એવો અર્થ છે. ત્યાં આફતો દેખાય તે યોગ્ય નથી. બત્રીસ અને તેત્રીસમા શ્લોકથી તેનું મુનિપણું સિદ્ધ કરે છે. પહેલાં વરસાદ વરસતો ન હતો ત્યારે દુષ્કાળથી પીડાયેલા કાશીના રાજાએ ત્યાં આવેલા શ્વફલ્કને, મહાદેવના કહેવાથી,પોતાની પુત્રિ ગાન્દિની આપી ત્યારપછી કાશીમાં વરસાદ વરસ્યો. આ વાત પ્રસિદ્ધ છે. એ 'સ્મ' શબ્દથી ત્યાં જણાવેલ છે. વરસાદ વરસ્યો એવો અર્થ છે.

એમ હોય તેથી શું? એવી શંકા થાય તેથી તેત્રીસમાં શ્લોક કહેલ છે. એક વર્ષ સુધી ગૌદાન કર્યું ત્યારે કાશીના રાજાને પુત્રી થઈ. પછી બાર વરસ સુધી તેના હાથથી એક એક ગાયનું રોજ દાન કરાવ્યું તેવી ગાન્દિની હતી. તેનો પુત્ર

એટલે શ્વફલ્કનો પુત્ર અક્રુર છે. તે બેનો જેટલો પ્રભાવ હતો. તેટલો પ્રભાવવાળો અક્રૂર હોય એ યોગ્ય જ છે. 'આ' શબ્દથી પ્રગટ થયો એમ દેખાડે છે. તેથી જ્યાં અક્રૂર રહે છે ત્યાં ત્યાં પહેલાં કહેલ મુજબ વરસાદ વરસે છે. તે તેના પિતાના સામર્થ્યનો સંબંધ જણાવ્યો. ત્યાં આફત્તો થતી નથી તે માતાનું સામર્થ્ય જણાવ્યું. તે ભક્તિથી પ્રાપ્ત થએલી હોવાથી તેનો પ્રભાવ ઘણો હતો. ત્યાં મરકી થતી નથી એમ કહેલ છે. મરકી પુતના વિગેરે તામસ્ શક્તિઓ છે. ભગવાનનો સાત્ત્વિક ભક્ત હોય તેની પાસે તે આવે જ નહિ એ યોગ્ય જ છે. 'उपपाताः' એટલે પાપો અથવા આફતો દૂર થાય છે એ ગૌદાનનો પ્રભાવ જણાવ્યો એવો અર્થ છે. 'ह' શબ્દથી અક્રૂરમાં માતપિતાનો પ્રભાવ દર્શાવેલ છે. (૩૨-૩૩)

ભગવાન હોય ત્યારે બીજાની સરસાઈના વચનો ખોટા છે. એવો વિચાર થાય તેથી નીચેના શ્લોકથી કહે છે.

**इति वृद्धवचः श्रुत्वा नैतावदिह कारणम् ।**
**इति मत्वा समानाय्य प्राहाक्रूरं जनार्दनः ॥३४॥**

वृद्धा आदरणीयाः यथोपश्रुतिः पूर्वं प्रश्नाद्भगवता श्रुता, तथेदमपि श्रुत्वा तद्दोषनिराकणार्थं प्रयत्नः कर्तव्यः । तत्र लोका अर्धं भ्रान्ता बलभद्रं मणिं च कारणत्वेन न जानन्तीति, भगवान् पुनः विमृश्यकारी तथैव कृतवानिति वक्तुमाह नैतावदिह कारणमिति । इह आध्यात्मिकादितापेषु एतावदेव न कारणम्, किन्तु अन्यदप्यस्तीति तदनुक्त्वा इति निश्चित्य, सम्यक् चिन्तयित्वा दूतैः अक्रूरं सामानाय्य समानाय्य, अमारणार्थमभयं दत्वा, जनार्दनो लोकानामविद्यादिसर्वदुःखनाशकः मणिं प्रकटयितुं तमाहेति सम्बन्धः । स अक्रूरः प्रयागे च मरणं निश्चित्य तीर्थमाश्रित्य स्थितः । यदि भगवान् शतधन्वामिव मारयिष्यति, तदात्रैव प्रयागादौ मायरत्वित परलोकप्रेप्सुः । भगवांश्च क्लिष्टं न करोतीति, मणिमन्यथापि दास्यतीति, तथापि सत्यभामाप्रतिनिधित्वेन अक्रूरायैव मणिर्देय इति भगवान्निश्चित्य मौशलेनैव तं मारयितुं तथा कृतवान् । नह्यस्मत्स्वामी जीवैर्निश्चिते ज्ञाते वा प्राकृत इव तन्मन्युं गृह्णाति । सात्यकिरिष प्रायोपविष्टं मारयति । तक्षक इव वा भक्षयति । मृत्युरिव वा हन्ति । तस्माद

क्लिष्टकर्मा भगवान् समाहूयैव प्राह ॥३४॥

श्लोकार्थ- ३४ : એવું વૃધ્ધોનું વચન સાંભળીને 'આનું આટલું કારણ નથી' એમ વિચારી અક્રૂરને તેડાવી જનાર્દન બોલ્યા. (૩૪)

સુબોધિનીજી, ભાવાર્થ : વૃધ્ધો માન આપવા યોગ્ય છે. જેમ પહેલા ભગવાને ઉપશ્રુતિ પાછળથી સાંભળેલી તેમ હમણાં પણ એવું વચન સાંભળીને તેમાં રહેલો દોષ દૂર કરવા પ્રયત્ન કરવો જોઈએ. એ પ્રસંગે અડધા ભાંત થયેલા લોકો બલભદ્રને અને મણિને કારણ તરીકે જાણતા ન હતા. તેથી ભગવાને તેમજ કર્યું, કારણનો વિચાર કરી સમાધાન કર્યું એ જણાવતા આટલું કારણ નથી' શબ્દો યોજેલ છે. 'આ' એટલે આધ્યાત્મિક એવો નિશ્ચય કરી, સારી રીતે ચિંતન કરી, દૂતો મારફત અક્રૂરને તેડાવી, તેને હણવામાં નહિ આવે તેમ અભય વચન આપીને જર્નાદને મણિને પ્રગટ કરાવવા તેની સાથે બોલ્યા. એવા વાક્યનો સંબંધ છે. કારણ કે અક્રૂર પ્રયાગ અથવા કાશીમાં મરવાનો નિશ્ચય કરીને તીર્થનો આશ્રય કરીને રહેલો હતો. જો ભગવાન શતધન્વાનની માફક તેને હણે તો અહીં પ્રયાગમાં જ હણે એમ તે પરલોક પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળો હતો. વળી ભગવાનને કલેશવાળું કર્મ કરવું નથી. તેમ ન કરવામાં આવે તો પણ અક્રૂર મણિ આપવાનો છે. છતાં પણ સત્યભામાના પ્રતિનિધિ તરીકે મણિ અક્રૂરને જ આપવાનો છે. એવો નિશ્ચય કરીને મુશલથી જ તે હણાય તે માટે તેમણે તે પ્રમાણે કર્યું. અક્રૂરને બોલાવી તેની સાથે બોલ્યા કારણ કે 'જીવોએ જે નિશ્ચય કરેલો હોય તે વિષયમાં આપણા સ્વામી હલકા પુરૂષની પેઠે તેના ઉપર ક્રોધ કરતા નથી' જે મરવા બેઠેલ હોય તેને સાત્યકીની પેઠે હણતા નથી. તક્ષકની માફક ભક્ષણ કરતા નથી. અથવા મૃત્યુની પેઠે હણતા નથી. તેથી કલેશ વગર કર્મ કરનાર ભગવાન તેને તેડાવીને જ બોલ્યા. (૩૪)

**पूजयित्वाभिभाष्यैनं कथयित्वा प्रियाः कथाः ।**
**विज्ञाताखिलचित्तज्ञः स्मयमान उवाच ह ॥३५॥**

किञ्च । पूजयित्वा पितृव्यत्वेन । अभिभाष्य साधु समागतोऽसीति

कुशलप्रश्नं कृत्वा। ततो यथा मनः परितुष्टं भवति, तथा प्रियाः कथाश्चोक्त्वा शरीरेन्द्रियान्तःकरणानां त्रिविधसत्कारेण सुखं दत्त्वा। याचिते प्रदर्शयिष्यतीति निश्चित्य। तत्र हेतुमाह विज्ञाताखिलचित्तज्ञ इति। एतज्ज्ञानमेवाक्रूरस्य प्रदर्शनाद्यङ्गीकारे हेतुरिति तन्निरूपितम्। भक्तो भूत्वा पूर्वं मार्गपांसुष्वपि विलुठन् इदानीं सङ्गवशादेवं जात इति स्मयमानः। हेत्याश्चर्ये। यस्माद्यो बिभेति, यो वा दण्ड्यः, स प्रसादपात्रमिव परिभाष्यत इति ॥३५॥

भगवद्वाक्यमाह ननु दानपते इति चतुर्भिः।

<u>શ્લોકાર્થ-૩૫ :</u> *પૂજા કરી, તેનું કુશલ પૂછી, પ્રિય કથાઓ કહીને હસતાં નીચે પ્રમાણે કહ્યું. (૩૫)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> વળી પિતરાઇ તરીકે તેની પૂજા કરીને તેના ક્ષેમકુશળ છોને? એમ પ્રશ્ન કરી તેના મનને સંતોષ થાય તેવી રીતે પ્રિય વાતો કહી, શરીર, ઈંદ્રિય અને અન્તઃકરણના ત્રણ પ્રકારના સુખ આપીને મણિની માગણી કરતાં તે દેખાડશે એ નિશ્ચય કરીને કહ્યું 'તે સર્વ ચિત્ત જેમણે જાણેલું છે.' એ વિશેષણથી કહેલું છે. મારો ભક્ત થઈને પહેલાં મારા રસ્તાની ધૂળમાં પણ આળોટતો હતો પણ હમણાં સંગને લીધે આવો વિરૂધ્ધ થઈ ગયો છે. એમ હસતાં ભગવાને કહ્યું. જેનાથી જે ભય પામે છે. અથવા જે શિક્ષા કરવા યોગ્ય છે તેની સાથે કૃપાનું પાત્ર હોય તેમ ભગવાન ભાષણ કરે છે એવું આશ્ચર્ય દર્શાવવા 'ह' શબ્દ યોજેલ છે. (૩૫)

નીચેના શ્લોકથી આરંભી ચાર શ્લોકથી ભગવાન કહે છે.

**ननु दानपते न्यस्तस्त्वय्यास्ते शतधन्वना।**
**स्यमन्तको मणिः श्रीमान्विदितः पूर्वमेव नः ॥३६॥**

दानपतिर्दानाध्यक्षः सर्वधर्मसूक्ष्मज्ञः। अनेन गोपनमनङ्गीकाराऽन्यथा वदनं च व्यावर्तितम्। न्यस्तः त्वयि स्थापितः। आस्तेऽद्यापि तव स्थाने। शतधन्वनैव, नतु तदीयैः। स्यमन्तको मणिः प्रसिद्धः। तस्य नाशादिकं न सम्भवतीत्याह श्रीमानिति। सर्वदा श्रीसत्त्वात् नापद्रूपं नाशादिकं प्राप्नोति।

पूर्वोक्तार्थेषु प्रमाणमाह विदित इति । इदानीं वेदकं भ्रान्तं भविष्यतीति तन्निवारणार्थमाह । पूर्वमेव नोऽस्माभिः विदित इति ॥३६॥

तर्हि तदैव कथं न याचित इति चेत्, तत्राह सत्राजितोऽनपत्यत्वादिति ।

શ્લોકાર્થ-૩૬ : હે દાનપતિ ! કાંતિવાળો સ્યમંતક મણિ શતધન્વાએ તમને સોંપેલ તે તમારી પાસે છે. તે અમે પહેલેથી જાણેલ છે. (૩૬)

સુબોધિનીજી, ભાવાર્થ : દાનપતિ એટલે દાનનો અધિપતિ. આ સંબોધનથી તે મણિ છુપાવશે, ભગવાનનું કહેવું સ્વીકારશે નહિ અથવા ખોટુ બોલશે એવી શંકાઓ દૂર કરેલી છે.

'न्यस्तः' એટલે તમને સોંપેલ છે. 'आस्त' એટલે તમારા ઘરમાં હજુ સુધી છે. શતધન્વાએ જ તમને સોંપેલ પરંતુ તેના માણસોએ સોંપેલ નથી. તે મણિનો નાશ થવાનું સંભવતું નથી. એમ 'કાંતિવાળો' વિશેષણથી કહેલ છે. પહેલા કહેલ વિષયનું પ્રમાણ 'આ અમે પહેલેથી જ જાણેલ છે' શબ્દથી કહેલ છે. પહેલેથી જ 'नः' અમે જાણેલ છે. શબ્દો યોજેલ છે. (૩૬)

તો પછી જયારે સોંપ્યો ત્યારે જ કેમ ન માગ્યો ? ત્યાં કહે છે.



सत्राजितोऽनपत्यवत्वाद्गृह्णीयुर्दुहितुः सुताः ।
दायं निनीयापः पिण्डान्विमुच्यर्णं च शेषितम् ॥३७॥

याचनमधिकारिणो भवति । यः पिण्डदः स रिक्थहारिति । तत्रैतावत्कालं सत्यभामाया नापत्यान्युत्पन्नानि । स त्वनपत्यः अभ्राता च । मणिस्तु तस्य । तं पुनः दुहितुः सुताः गृह्णीयुः । तत्र साधारणं न्यायमाह दायं निनीयेती । अन्यथैतदपि स्वेच्छेति स्यात् । दायं धनं गृह्णीयुरिति पूर्वेणैव सम्बन्धः । आमरणं तस्यैव धनम् । मरणानन्तरमपि पुत्राद्यभावे अपः पिण्डान् निनीय ऋणं च विमुच्य शेषितमवशिष्टम् । शेषभागिति पाठे यो निनीय भवति, स शेषभाग्भवतीति । निःस्वामिकं तु द्रव्यं राजगामि भवति । चोरं हत्वापि यो वस्तुतो न भागी, स न द्रव्यं प्राप्नोति परिज्ञातम् । उत्पन्न एव दायभाग्भवतीति

न व्यवहितज्ञातेः दायभाक्त्वमिति केचित् । दायं वा साक्षात्स्वामिनि गते तत्स्वामिनमन्वेषमाणं परम्परया शाखामूलपर्यन्तं गत्वा तुल्यतया तच्छाखासु निर्विशति । यं कश्चिद्वा सर्वानुमत्या पिण्डदातारम् । एवं श्लोकद्वयेन भेदो दण्डश्च उक्तः। भेदावेव वा ॥३७॥

सामदाने आह तथापीति द्वाभ्याम् ।

<u>શ્લોકાર્થ-૩૭ :</u> *સત્રાજીત પુત્રરહિત હોવાથી મૃત તેને પિંડ અને ઉદક આપીને દેવું ભરીને બાકીની મિલ્કત તેની દીકરીના દીકરાઓ લે. (૩૭)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> મિલ્કતના અધિકારીઓ માગણી કરે. જે પિંડ આપનાર હોય છે તે વારસો પ્રાપ્ત કરે છે. તે સંબંધમાં જણાવવાનું કે આટલા સમય સુધી સત્યભામાને પુત્રો થયા ન હતા. સત્રાજિતને પુત્રો ન હતા. મણિ તો તેનો હતો. તે દીકરીના દીકરાઓ લે તે સામન્ય ન્યાય કહે છે. 'दायं' એટલે ધન દીકરીના દીકરાઓ લે એવો પૂવાર્ધ સાથે સંબંધ છે. સત્રાજિતનું મરણ થયું ત્યાંસુધી તેનું જ ધન હતું પછી મરણ પછી પુત્ર નહિ હોવાથી પિંડ અને ઉદક આપીને અને દેવું ભરીને જે બાકી રહેલ હોય તે પિંડ આપનાર લે. જે પિંડ આપનારો થાય છે તે બાકીનું પ્રાપ્ત કરનાર થાય છે. જે ધનનો માલિક કોઈ ન હોય તેવું ધન રાજાને પ્રાપ્ત થાય છે. ચોરને હણીને પણ જે વાસ્તવિક રીતે ભાગ લઈ શકતો નથી. તે દ્રવ્ય પ્રાપ્ત કરતો નથી. વારસ તરીકે સ્વીકારેલ હોય તે જન્મતાં સાથે જ વારસદાર થાય છે. ધન સાક્ષાત્ સ્વામી મરણ પામતાં તેના પોતાના સ્વામીને શોધતું પરંપરાથી શાખાના મૂળ સુધી જઈને તે શાખામાં રહેલાને પ્રાપ્ત થાય છે. અથવા બધાની સમંતિથી પિંડ આપનારને પ્રાપ્ત થાય છે. એમ બે શ્લોકથી વ્યવસ્થા અને દંડ કહ્યા. (૩૭)

નીચેના શ્લોકથી આરંભી બે શ્લોકથી સામ અને દાન કહે છે.

**तथापि दुर्धरस्त्वन्यैस्त्वय्यास्तां सुव्रते मणिः।**
**किन्तु मामग्रजः सम्यङ् न प्रत्येति मणिं प्रति ॥३८॥**

अन्यैर्दुर्धरोऽयमिति त्वय्येवास्ताम् । स हि लौकिके अलौकिको न तिष्ठति ।

य एव कर्मादिमार्गैः अपवृत्तैः लौकिकत्वं न सम्पद्यते । अपवृत्तकर्मा लौकिको भवतीति कादाचित्कवत्तोऽपि समयभेदेन लौकिक एव । तर्हि मयि कथं तिष्ठेदित्यशङ्कयाह सुव्रत इति । सुष्ठु व्रतं यस्य । त्वं हि सर्वदा नियतव्रत ः एवं दानमुक्त्वा सामाह किन्त्विति । परमेकदा दर्शयस्व । साम हि समता, उभयोरैक्यम् । तथा सति यथा स्वकार्ये मणेर्विनियोगः, एवमस्मत्कार्येऽपि विनियोगो युक्त इति । अप्रदर्शनपक्षे अग्रजो बलभद्रः मणिं प्रति मणिविषये मां न सम्यक् प्रत्येति, किन्तु सकपटं मन्यते ॥३८॥

अतो यथा जाम्बवता अपकीर्तिनिराकणार्थं मणिर्दत्तः, एवं त्वयापि प्रदर्शनीय इत्याह दर्शयस्वेति ।

<u>શ્લોકાર્થ-૩૮ :</u> *છતાં પણ હે સારાં વ્રત કરનાર ! બીજાથી સચવાઇ ન શકે તેવો મણિ ભલે તમારી પાસે રહે ! પરંતુ મણિના વિષયમાં મોટાભાઇ મારો વિશ્વાસ કરતા નથી. (૩૮)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> બીજાઓથી આ મણિ સાચવી શકાય તેવો નથી. તેથી તમારી પાસે ભલે રહે. કારણ કે તે અલૌકિક મણિ લૌકિક પુરૂષ પાસે રહેતો નથી. તેથી તે તમારી પાસે ભલે રહે. વિપરીત કર્મ કરનારો લૌકિક થાય છે. તેથી કાંઇક સમય નિમિત્તના વ્રત કરનાર પણ સમયના ભેદથી લૌકિક થાય છે. ત્યારે મારી પાસે તે કેમ રહેશે? એવી શંકા થાય તેથી 'હે સારા વ્રત કરનાર' એવું સંબોધન કરેલું છે.

એ પ્રમાણે દાન કહી હવે સામ કહે છે. પરંતુ એકવાર મણિ દેખાડો. સામ એટલે સરખાપણું જેમ તમારા કાર્ય માટે મણિનો ઉપયોગ થાય છે તેમ અમારા કાર્ય માટે તેનો ઉપયોગ કરવો જોઇએ એ યોગ્ય જ છે એવો અર્થ છે. જો મણિ ન દેખાડવામાં આવે તો મોટાભાઇ બલભદ્ર મણિના વિષયમાં મારો વિશ્વાસ કરતા નથી. પરંતુ મને કપટી માને છે. (૩૮)

તેથી જેમ જાંબવાને અપકિર્તિ દૂર કરવા મણિ આપેલો તેમ તમારે પણ દેખાડવો જોઇએ. તે હવે નીચેના શ્લોકથી કહે છે.

**दर्शयस्व महाभाग बन्धूनां शान्तिमावह।**
**अव्युच्छिन्ना मखास्तेऽद्य वर्तन्ते रुक्मवेदयः ॥३९॥**

महाभागेति विद्यमाने मणिर्न गच्छतीति । अस्मद्विश्वासाभावेऽपि भाग्य-विश्वासो वा कर्तव्य इति भावः । अनेनान्योऽप्युपकारो भविष्यतीत्याह बन्धूनां शान्तिमावहेति। बन्धुषु मध्ये कलह उत्पन्न : केचिन्मत्सङ्घट्टिनः, अपरे रामस्येति । प्रदर्शने तु स्नदेहाभावात् न कलहः । अव्युच्छिन्नेत्यर्थं विगीतमाहुः । मणिरस्तीत्यत्र लौकिकं प्रमाणम् । काश्यादिषु रुक्मवेदयः सुवर्णेष्टकानिर्मिताग्निसहिता : मखाः द्वादशाहादयः अव्युच्छिन्ना निरन्तरं प्रवृत्ताः यतस्ते वर्तन्त इति ॥३९॥

एकेनाप्युपायेन स इष्टं कुर्यात्, किमुत चतुर्भिरिति स भगवदुक्तं कृतवानित्याह एवं सामभिरिति।

<u>શ્લોકાર્થ -૩૯ :</u> હે મોટા ભાગ્યવાળા ! મણિ દેખાડ. બંધુઓમાં શાંતિ લાવ. સોનાના યજ્ઞકુંડવાળા તારા યજ્ઞો અટકયા વિનાના હજુસુધી ચાલું છે.(૩૯)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> હે મોટા ભાગ્યવાળા ! એ સંબોધનથી એમ સૂચવે છે કે ભાગ્ય છે તેથી મણિ જતો નહિ રહે. મારો વિશ્વાસ ન હોય તો ભાગ્યનો વિશ્વાસ તારે રાખવો જોઈએ. 'બંધુઓમાં શાંતિ લાવ' શબ્દોથી સૂચવેલ છે. બંધુઓમાં કેટલાક મારા પક્ષના છે. બીજા કેટલાક બલભદ્રના પક્ષના છે. તેથી કજીઓ ઉત્પન્ન થયેલો છે. મણિ દેખાડવામાં આવે તો કજીયો રહે નહિ. તારી પાસે મણિ છે એ બધાં લોકો કહે છે. કાશીમાં સોના યજ્ઞકુંડવાળા - સોનાની ઈંટોથી બનાવેલ કુંડ જેમાં છે તેવા બાર દિવસ ચાલનારા યજ્ઞો અટકયા વિના સદા ચાલુ છે. (૩૯)

**एवं सामभिरालब्धः श्वफल्कतनयो मणिम्।**
**आदाय वाससा च्छन्नं ददौ सूर्यसमप्रभम् ॥४०॥**

सामशब्देन भेददण्डदानान्यपि संगृह्यते । पर्यवसितं सामैवेति तदेवोक्तम् । आलब्धः स्पृष्टः मारित इव लज्जितः वशीकृतश्च । श्वफल्कतनयो महतः पुत्र ।

भगवते वाससा च्छन्नं सूर्यसमप्रभं ददौ । आदायेत्यनेन अन्यतो ग्रहणं लक्ष्यते । अर्थात् कृतवर्मणः स्थाने तत् स्थितमिति लक्ष्यते । प्रत्यक्षदाने लज्जा भवतीति वाससा च्छन्नं ददौ । तथैव स्थापितमिति ज्ञापयितुम् । अन्यथा तज्जनितं सुवर्णमपि निवेदनीयं स्यात् । तेन प्रदर्शनार्थं न दत्तम्, किन्तु सर्वथैव दत्तमिति दानप्रकारादवसीयते । सूर्यसमप्रभमिति दाने दातुर्ग्रहीतुश्च प्रत्यक्षतो दर्शनमपि न भवेदिति सूचितम् । अनुपहतशक्ति वा ॥४०॥

भगवांस्तु प्रतिदानार्थमेव गृहीतवानिति कार्यं कृत्वा तस्मै दत्तवानित्याह स्यमन्तकमिति ।

<u>શ્લોકાર્થ -૪૦ :</u> *એવી રીતે સમજુતીના વચનોથી પીગળેલા શ્વફલ્કના પુત્રે કપડાથી ઢાંકેલો સૂર્યની કાંતિવાળો મણિ લાવીને આપ્યો.(૪૦)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> સમજુતિ શબ્દમાં ભેદ દંડ અને દાનનો પણ સમાવેશ થાય છે. સમજુતીમાં જ અંત આવ્યો. 'आलब्धः' એટલે પીગળેલો, શરમાવેલો અને વશ થયેલો. શ્વફલ્કના પુત્ર એટલે તે પુત્રે ભગવાનને કપડાથી ઢાંકેલો સૂર્યના જેવી કાંતિવાળો મણિ આપ્યો. 'લાવીને' શબ્દથી બીજાની પાસેથી તેણે લીધેલો એટલે કૃતવર્માને ત્યાં રાખેલો એમ જણાય છે.

ખૂલ્લો આપતાં શરમ આવે તેથી કપડાથી ઢાંકેલો આપ્યો જો તે કપડાંથી ઢાંકેલ ન હોય તો તેનાથી ઉત્પન્ન થએલ સોનું પણ આપવું જોઈએ. તેથી દેખાડવા માટે આપેલ ન હતો પણ સદાને માટે જ આપી દીધો. 'સૂર્યની જેવી કાંતિવાળો' વિશેષણથી એમ સૂચવે છે કે ખૂલ્લી રીતે આપવામાં આવે તો આપનાર અને લેનાર તે જોઈ પણ શકે અથવા મણિની શક્તિની હાની થઈ ન હતી. (૪૦)

ભગવાને તો પાછો આપવા જ તે લીધેલો. તેથી કામ પતાવી તેને પાછો આપ્યો એમ નીચેના શ્લોકથી કહે છે.

**स्यमन्तकं दर्शयित्वा ज्ञातिभ्यो रज आत्मनः ।**
**विमृज्य मणिना भूयस्तस्मै प्रत्यर्पयद्विभुः ॥४१॥**

ज्ञातिभ्यो गोत्रजेभ्यो विवदमानेभ्यः। आत्मनो रजोऽपकीर्तिं विमृज्य मार्ज-यित्वा। अनेनाग्रिमकार्ये लेपदानाविव पूर्वरङ्गः कृत इति। अतः स्वकार्यं कृत्वा

तस्मै प्रत्यर्पयत् । भूय इत्येनेन पूर्वमपि सत्यभामास्थानीयं मणिं दत्तवानिति लक्ष्यते । विभुः समर्थः । तस्मै दत्त्वापितंदण्डयितुमिति । अपेक्षाभावाद्वा ॥४१॥

एवमध्यायद्वये लौकिकी भाषा निरूपितेति साक्षादुपयोगाभावात् श्रवणे फलमाह यस्त्वेतदिति ।

<u>શ્લોકાર્થ :-૪૧:</u> *સંગાઓને સ્યંમતક દેખાડીને પોતાની અપકિર્તિ મણિથી દૂર કરીને ભગવાને ફરીથી તેને પાછો આપ્યો. (૪૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :-</u> સંગાઓને એટલે કજીઓ કરનાર પિત્રાઈઓ. પોતાની અપકિર્તિ દૂર કરીને પાછો આપ્યો. તે એમ સમજાય છે કે ભવિષ્યમાં કરવાના કાર્યના લેપ અને દાનની પેઠે તેની પ્રસ્તાવના કરી કારણ કે ભગવાનમાં દોષનો આરોપ થતો હોય તો બધાનો ઉદ્ધાર થઈ શકે તેથી પોતાનું કાર્ય કરીને તેને મણિ પાછો આપ્યો. 'ફરીથી' એ શબ્દથી એમ જણાય છે કે પહેલાં પણ સત્યભામાના સ્થાને રહેલો મણિ ભગવાને આપેલો. 'विभुः' એટલે મણિ તેને આપીને તેને શિક્ષા કરવા સમર્થ તેને પાછો આપ્યો.(૪૧)

એ પ્રમાણે (ઉતરાર્ધ-૭-૮ એ) બે અધ્યાયોમાં લૌકિક ભાષા જણાવી તે શ્લોકના શ્રવણનું ફલ કહે છે.

यस्त्वेतद्भगवत ईश्वरस्य विष्णोर्वीर्याढयं वृजिनहरं सुमङ्गलं च ।
आख्यानं पठति शृणोत्यनुस्मरेद्वा दुष्कीर्तिं दुरितमपोह्य याति शान्तिम् ॥

एतदाख्यानम् । अत्राख्याने त्रिविधा लीला वर्तत इति ज्ञापयितुं भगवतो नामत्रयम् । भगवत्त्वाच्छास्त्रार्थत्वम्, ईश्वरत्वादावश्यकत्वम्, विष्णुत्वात्पापनाशकत्वमिति । चरित्रेऽपि गुणत्रयमाह वीर्याढयं वृजिनहरं सुमङ्गलं चेति । भक्तिजनकं पापनाशकं पुण्यसम्पादकं च । चकाराज्ज्ञानप्रदम् । तत्र क्रियामपि त्रिविधामाह पठति शृणोत्यनुस्मरेद्वेति । श्रवणकीर्तनस्मरणानि विकल्पेन विधीयन्ते । समुच्चयेन च । चकारादन्येषु फलेषु विकल्पः, भक्तौ समुच्चय इति । पूर्वमुक्तं फलमपि त्रिविधमाह दुष्कीर्तिं दुरितमपोह्य याति शान्तिमिति । दुष्कीर्तिर्बाह्या । दुरितमान्तरम् । दोषद्वयं परिहृत्य लयविक्षेपजनकाभावत् शान्तिं मनसः समवस्थानं ज्ञानं वा यातीति

भक्त्यङ्गत्वेनैतच्छ्रोतव्यमिति निरूपितम् ॥४२॥

इति श्रीभागवतसुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीमद्वल्लभदीक्षित विरचितायां दशमस्कन्धविवरणे उत्तरार्धेऽष्टमोऽध्यायः ॥८॥

*શ્લોકાર્થ : ૪૨ : જે ભગવાન ઈશ્વર વિષ્ણુના આ વીર્યવાળાં દુઃખ હરનારાં અને કલ્યાણ પ્રાપ્ત કરાવનારાં આખ્યાનનો પાઠ કરે છે તેનું શ્રવણ કરે છે અથવા સ્મરણ કરે છે તે અપકિર્તિ અને પાપને દૂર કરી શાંતિ પ્રાપ્ત કરે છે. (૪૨)*

સુબોધિનીજી, ભાવાર્થ : આ આખ્યાન એટલે કથા છે. ભગવાનની ત્રણ પ્રકારની લીલા છે. તે જણાવવા ત્રણ નામ કહેલાં છે. ભગવાનની કથા હોવાથી શાસ્ત્રાર્થ છે. ઈશ્વરની કથા હોવાથી અને વિષ્ણુની કથા હોવાથી પાપ નાશ કરનારી છે. વીર્યવાળાં, દુઃખ હરનારાં, કલ્યાણ પ્રાપ્ત કરાવનારાં શબ્દોથી ચરિત્રના ત્રણ ગુણો કહેલા છે. ભક્તિ ઉત્પન્ન કરનારૂં પાપનો નાશ કરનારૂં અને પુણ્ય પ્રાપ્ત કરાવનારૂં એવો અર્થ છે. 'પાઠ કરે છે. શ્રવણ કરે છે અને સ્મરણ કરે છે' શબ્દોથી ત્રણ પ્રકારની ક્રિયા તેના સંબંધિ કહેલી છે. શ્રવણ કિર્તન અને સ્મરણમાંથી જે પ્રસંદ પડે તે કરવાનું કહેલું છે. બધા સાથે કરવાનું પણ કહેલ છે.

ભક્તિ માટે ત્રણે કરવાં. બીજા ફલ માટે ગમે તે એક કરવું એવા અર્થ છે. 'અપકિર્તિ અને પાપને દૂર કરીને શાંતિ પ્રાપ્ત કરે છે' શબ્દોથી ફલ ત્રણ પ્રકારનું જણાવેલ છે. અપકિર્તિ બહારની, પાપ અંદરનું બે દોષ દૂર કરી મનનું જડપણું તથા ગુંચવાડો ઉત્પન્ન કરનારો નહિ રહેવાથી શાંતિ એટલે મનની સ્થિર સ્થિતિ અથવા જ્ઞાન પ્રાપ્ત કરે છે એવી રીતે ભક્તિના અંગ તરીકે આ આખ્યાનનું શ્રવણ કરવું એમ કહેલું છે. (૪૨)

**દશમ સ્કંધ ઉત્તરાર્ધ**

**અધ્યાય આઠમો**

**રાજસ સાધન પ્રકરણ**

**સમાપ્ત**



श्रीकृष्णाय नमः ।

श्रीगोपीजनवल्लभाय नमः ।

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।




## नवमोऽध्याय ः ।

नवमे पञ्चकन्यानां विद्यापर्वस्वरूपतः ।
विवाहः प्रोच्यते सम्यक् कृष्णेनाशेषमुक्तये ॥१॥
मायासम्बन्धदोषेण क्रोधः कामस्तथापरः ।
निराकृतः सर्वमुक्त्यै विद्याफलमतः परम् ॥२॥
त्रैलोक्यसुखदानं च मायादोषनिवारणम् ।
द्वाभ्यां तथैव सर्वेषां राजसे पूर्णता ततः ॥३॥
विद्यायाः सूर्यमुख्यत्वात्प्रथमा दुहिता रवे ः ।
विपक्षनिग्रहात्मत्वात् द्वितीया सोमवंशजा ॥४॥
मार्गद्वयं हितार्थाय द्वयं स्वीकृतवान् हरिः ।
भक्तानभक्तानालक्ष्य तृतीया सूर्यवंशजा ॥५॥
भक्तिरूपा प्रयत्नेन याचयित्वा स्वयं गतः ।
व्यसनानि निराकृत्य तदुद्वाहं चकार ह ॥६॥
अग्रे बाधास्तु भक्तेन ह्यर्जुनेन निराकृताः ।
ज्ञानभक्त्योरतो भूयान् पर्वणोरुद्यमः कृतः ॥७॥
धर्मस्नेहौ तयोरङ्ग मध्यमो लौकिकः स्मृतः ।
द्वयोः स्वतन्त्रतासिद्धै जीवानां तु ततो द्विधा ॥८॥

भक्तिज्ञानफले कृष्णः पुंसां स्त्रीणां चकार ह ।
अतो दत्तां स्वयं दत्तामक्लेशक्लेभावनात् ॥९॥
उपयेमे स्वयं कृष्णस्तासु सर्वं प्रतिष्ठितम् ।
ततः सर्वकलाभिस्तु हरिः पूर्णो निरूप्यते ॥१०॥
सषष्ठो भगवानेवं निःसन्दिग्धो निरूपितः ।

तत्र प्रथमविवाहे तत्त्वानि भगवांश्च व्यापृत इति नवविंशतिश्लोकैर्विवाहो निरूप्यते । तत्र भक्तिकर्मणी ज्ञाने अङ्गभूते इति निरूपयितुं द्वादशभिर्भक्तिं पञ्चभिः कर्म च निरूपयति । ततो भक्तद्वारा दशभिस्तद्ग्रहणम्, प्रसङ्गाद्भक्तोपकारश्च । भक्तोद्धारार्थं यतमान एव ज्ञानशक्तिं गृह्णातीति वक्तुं पाण्डवानां स्थाने भगवान् गत इत्याह एकदेति ।

## દશમ સ્કંધ ઉત્તરાર્ધ

## અધ્યાય નવમો

## રાજસ સાધન પ્રકરણ

<u>કારિકાઓ :</u>

<u>કારિકા-૧</u> : નવમા અધ્યાયમાં સર્વની મુક્તિ થાય તે માટે પાંચ કન્યાઓ વિદ્યાના પર્વના સ્વરૂપવાળી હોવાથી તેઓની સાથે શ્રીકૃષ્ણે સારી રીતે કરેલો વિવાહ કહેવામાં આવી છે. (૧)

<u>કારિકા-૨</u> : માયા સાથેના સંબંધરૂપ દોષને લીધે ક્રોધ, કામ તેમજ બીજો દોષ દૂર કર્યો. અહીંથી હવે સર્વની મુક્તિ થાય તે માટે વિદ્યારૂપ ફલનું નિરૂપણ કરે છે.(૨)

<u>કારિકા-૩</u> : ત્રણ લોકના સુખનું દાન અને બે અધ્યાયોથી માયાના દોષને દૂર કરવાનું તેવી જ રીતે બધાજ દોષનું દૂર કરવાનું રાજસની પૂર્ણતા થાય છે.(૩)

કારિકા-૪ : વિદ્યામાં સૂર્ય મુખ્ય હોવાથી, રવિની પુત્રી પહેલી પરણ્યા. શત્રુના પરાભવપણાને લીધે સોમવંશમાં ઉત્પન્ન થયેલી બીજી કન્યા પરણ્યા. (૪)

કારિકા-૫ : બે માર્ગના હિત માટે ભક્તોને અને ભક્ત ન હોય તેઓને ધ્યાનમાં રાખીને હરિએ થયેલી પત્નીઓનો સ્વીકાર કર્યો. ત્રીજી સૂર્યવંશમાં ઉત્પન્ન થયેલી પત્ની ભક્તિરૂપ હતી. અહો ! ભગવાને પધારી, યાચના કરી, પ્રયત્નોથી વ્યસનો દૂર કરી તેની સાથે વિવાહ કર્યો.(૫-૬)

કારિકા-૭ : પછીથી થનારા વિરોધો તો ભક્ત અર્જુને દૂર કર્યા. તેથી જ્ઞાન અને ભક્તિ અને બે પર્વ સંબંધિ મોટો ઉદ્યમ કરેલો છે.(૭)

કારિકા-૮-૯ : ધર્મ અને સ્નેહ એ તે બેના અંગ છે. બેની સ્વતંત્રતા સિદ્ધ થાય તે માટે વચલો વિવાહ કરેલો છે. પછી તો શ્રીકૃષ્ણે પુરૂષો અને સ્રીઓ સર્વ જીવોને ભક્તિ અને જ્ઞાન જેનાં ફલ છે તેવાં સાંખ્ય અને યોગ બે પ્રકારે પ્રાપ્ત કરાવ્યાં. તે હેતુથી કલેશની ભાવના વિના અને ક્લેશની ભાવનાથી ભાઈઓએ આપેલી અને પોતે આપેલીને શ્રીકૃષ્ણે પોતે પરણ્યા. તેઓની અંદર સર્વ રહેલું છે. (૮-૯)

કારિકા- ૧૦ : તેથી સર્વ કલાઓથી પૂર્ણ હરિનું નિરૂપણ થાય છે. તે છઠ્ઠા છે. એ પ્રમાણે સંદેહવગરના ભગવાનનું નિરૂપણ કર્યું.(૧૦)

તે પૈકી પહેલા વિવાહમાં તત્વો અને ભગવાન શંકાયેલા હોવાથી ઓગણત્રીસ શ્લોકોથી વિવાહનું વર્ણન કરવામાં આવે છે. તેમાં ભક્તિ અને કર્મના અને જ્ઞાન અંગભૂત છે. એમ જણાવવા બાર શ્લોકથી ભક્તિનું અને પાંચથી કર્મનું નિરૂપણ કરે છે. પછી દશ શ્લોકથી ભક્ત દ્વારા તે કાલિન્દીનો સ્વીકાર અને પ્રસંગને લીધે ભક્તના ઉપર કહેલા ઉપકારો કહેલા છે. ભક્તના ઉદ્ધાર માટે ઉદ્યમ કરતાં ભગવાન જ્ઞાનશક્તિનો સ્વીકાર કરે છે એમ કહેવા નીચેના શ્લોકમાં ભગવાન પાંડવોના સ્થાને પધાર્યા તે કહે છે.

**श्रीशुक उवाच-एकदा पाण्डवान् द्रष्टुं प्रतीतान् पुरुषोत्तमः ।**

**इन्द्रप्रस्थं गतः श्रीमान् युयुधानादिभिर्वृतः ॥१॥**

प्रतीतान् निश्चितान् राधावेधे वा दृष्टान् । तथापि तत्र तदा न प्रकटीभूता इति पश्चाद्गतः । प्रतीतिस्तु सन्देहाभावायैव । लोके प्रज्ञातान् । पुरुषोत्तम इति तान् सर्वान् पुत्रत्वेन निरूपयति । तेनावेक्षार्थं गमनं युक्तमेव इन्द्रप्रस्थे तावता तैः स्थानं लब्धम्, नारदोपदेशतः भीष्मादिभिरेव दत्तम् । ननु तदानीमेव तत्र गताः पाण्डवा असाधनाश्च स्वार्थमेव सामग्रीरहिताः किं भगवदर्थे सम्पादयिष्यन्तीमेव गतः । अतएव महाशूरैः सुबुद्धिभिर्युयुधानादिभिर्वृतः । युयुधानः सात्यकिः । स तत्रार्जुनशिष्यो भविष्यति । भगवांश्च विश्वकर्मादिभिर्गृहादिकं सम्पादयिष्यतीति । एतदर्थं भगवद्गमनम् । बहुपुरुषैः सम्पादितगृहतुल्यम्, अन्यथा तद्गृहं न भवेत् । उत्कर्षश्च सम्पादनीयः ॥१॥

एवं भक्तार्थं भगवद्गमने भक्तानां कृत्यमाह दृष्ट्वा तमागतमिति द्वाभ्याम् ।

<u>શ્લોકાર્થ-૧ :</u> *એક સમયે 'પ્રસિદ્ધ થયેલા' પાંડવોને મળવા યયુધાન વિગેરેથી વીંટાએલા લક્ષ્મીવાળા પુરૂષોત્તમ ઈન્દ્રપ્રસ્થ પધાર્યા.(૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'પ્રસિદ્ધ થયેલા' એટલે ઓળખાયેલા અથવા રાધાવેધ સમયે જોયેલ છતાં પણ તે સમયે પ્રગટ થયા ન હતા. તેથી ભગવાન ઈંદ્રપ્રસ્થ પધાર્યા. 'લોકમાં પ્રસિદ્ધ થયેલા' એવા તેનો અર્થ છે. પુરૂષોત્તમ શબ્દથી તે સર્વને ભગવાનના પુત્ર તરીકે વર્ણવે છે. તેથી તેમની સંભાળ લેવા ભગવાને પધારવું યોગ્ય જ હતું. તેટલા સમયમાં તેઓએ ઈન્દ્રપ્રસ્થ સ્થાન પ્રાપ્ત કરેલું અથવા ભીષ્મે તેમને આપેલું. તેજ સમયે ત્યાં ગયેલા અને તેથી સાધન વગર પાંડવો જેમને પોતાના માટે સામગ્રી ન હતી. તેઓ ભગવાન માટે શું સામગ્રી પ્રાપ્ત કરાવવાના હતા? એવી શંકા થાય તેથી 'લક્ષ્મીવાળા' વિશેષણ યોજેલું છે. ભગવાન પોતે લક્ષ્મી સાથે પધાર્યા. તેમને સાધન પ્રાપ્ત કરાવા જ પધાર્યા. ઉત્તમ બુદ્ધિવાળા યુયુધાન સહિત વીંટળાયેલા પધાર્યા. 'યુયુધાન' એટલે સાત્યકિ. તે ત્યાં ઈન્દ્રપ્રસ્થમાં અર્જુનનો શિષ્ય થશે અને ભગવાન વિશ્વકર્મા છે. વિશ્વકર્મા વિગેરે મારફત મકાનો વિગેરે બંધાવશે તેથી ભગવાન ત્યાં પધાર્યા. પાંડવોને સરસાઈ પ્રાપ્ત કરાવી જોઈએ.(૧)

એ પ્રમાણે ભક્તો માટે ભગવાન પધાર્યા. પછી ભક્તોએ જે કર્યું તે નીચેના

શ્લોકથી કહે છે.

**दृष्ट्वा तामगतं पार्था मुकुन्दमखिलेश्वरम् ।**
**उत्तस्थुर्युगपद्वीराः प्राणा मुख्यमिवागतम् ॥२॥**
**परिष्वज्याच्युतं वीरा अङ्गसङ्गहतैनसः ।**
**सानुरागस्मितं वक्त्रं वीक्ष्य तस्य मुदं ययुः ॥३॥**

आगमनसम्भावनापि न स्थिता । अकस्मादागत एव पार्थाः स्वयं राजानाः पृथायाः भक्तायाः पुत्राः । अत एवाग्रे तस्या भक्तिं वक्ष्यति त्रिभिः । भगवांश्च मुकुन्दः । अनेनेष्टदो निरूपितः । अखिलेश्वरत्वादावश्यकः । अतो युगपदेव सर्वे उत्तस्थुः । वीरा इति तेषां स्वधर्मो निरूपितः । अन्यस्तु भगवत्परो न भवतीति । स्वतः परम्परातश्च उत्तमाः भगवति परं स्नेहं प्राप्तवन्त इति दृष्टान्तेनाह प्राणा मुख्यमिवागतमिति । इन्द्रियाण्यासन्यमागतमिव । तेषां तन्मूलकमेव सर्वमिति । एवं सर्वात्मना तदीयत्वमुपपाद्य तादृशान कर्तव्यमाह परिष्वज्येति । भगवदालिङ्गनं निरन्तरमेव स्थास्यतीति अच्युतमिति । भगवतस्तथात्वज्ञानं स्वधर्मादेवेति वक्तुं पुनर्वीरा इति । अङ्गसङ्गेनैव हतमेनो येषाम् । उत्तरार्थं पापक्षयः आनुषङ्गिको जात इति निरूपितम् । अतएव भगवतः सानुरागस्मितं वक्त्रं दृष्ट्वा तदेव पुरुषार्थत्वेन मन्यमानः मुदं ययुः । एतावदेव भक्तकार्यम् ॥३॥

ततो लौकिकं भगवान् कृतवानित्याह युधिष्ठरस्येति ।

*<u>શ્લોકાર્થ -૨-૩ :</u> જેમ મુખ્ય પ્રાણ આવતાં ઈંદ્રિયો સચેત થાય તેમ સર્વના ઈશ્વર તે મુકુંદને પધારેલા જોઈને વીર પાર્થો એક સાથે ઉભા થયા.*

*અચ્યુતને આલિંગન કરી અંગના સંગને લીધે જેમાના પાપનો નાશ થયો છે તેવા વીરો તેમનું પ્રેમ અને સ્મિતવાળું મુખ જોઈને આનંદ પામ્યા. (૨-૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ભગવાન પધારવાનો સંભવ ન હતો. અકસ્માત ભગવાન પધારતાં જ પાર્થો ઉભા થયાં. પોતે રાજાઓ હતા અને ભક્ત પૃથાના પુત્રો હતા. તેથી પૃથા એટલે કુંતિનું ભક્તિનું ત્રાણ શ્લોકોથી વર્ણન કરશે.

ભગવાન મુકુંદ હતા. આ શબ્દથી ઇચ્છેલું આપનાર કહેલા છે. 'સર્વના ઈશ્વર' હોવાથી તેમના વગર ચાલે એમ ન હતું. તેથી બધા એકી સાથે ઉભા થયા. 'વીર' એ શબ્દથી તેમનો સ્વધર્મ જણાવ્યો. પોતાથી અને પરંપરાથી ઉત્તમ ભગવાનમાં ઘણો સ્નેહ પ્રાપ્ત કરેલો એમ 'જેમ મુખ્ય પ્રાણ આવતાં ઇંદ્રિયો સચેત થાય' એ દષ્ટાંતથી કહે છે. જેમ ઇંદ્રિયો મુખ્ય પ્રાણ આવતાં સચેત થાય કારણ કે તેનો આધાર પ્રાણ છે.(૨)

એમ સર્વ પ્રકારે પાંડવોનું ભકતપણું જણાવી તેવા ભક્તોનું કર્તવ્ય ત્રીજા શ્લોકમાં કહે છે. 'અચ્યુત' શબ્દ ભગવાનનું આલિંગન સદા રહે તે માટે યોજેલ છે. અચ્યુત હોવાનું જ્ઞાન પોતાના ધર્મને લીધે થયેલ જણાવવા ફરીથી 'વીરો' શબ્દ યોજેલ છે.

ભગવાનના અંગસંગને લીધે જેમના પાપનો નાશ થયેલ છે તેથી ભગવાનનું પ્રેમ અને સ્મિતવાળું મુખ જોઈને પાંડવો આનંદ પામ્યા. આટલું જ ભકતનું કાર્ય છે. પછી ભગવાને લૌકિક કાર્ય કર્યું તે નીચેના શ્લોકથી કહે છે. (૩)

**युधिष्ठिरस्य भीमस्य कृत्वा पादाभिवन्दनम् ।**
**फाल्गुनं परिरभ्याथ यमाभ्यां चाभिवन्दितः ॥४॥**

अन्यथा शत्रुमारणादिकं न कुर्युः । तत उत्कर्षश्च न स्यात् । अतो व्यामोहार्थं स्वयमात्मानं लौकिकं प्रदर्शितवान् । युधिष्ठिरभीमौ ज्येष्ठौ । अर्जुनः समः । अन्यौ कनिष्ठौ। ज्येष्ठयोर्नमस्कारः । समस्यालिङ्गनं सम्भाषणं च । अन्ययोर्नमस्कारानन्तरमाशिषः । तदुक्तं क्रमेणैव । पादाभिवन्दनादाचारो निरूपितः सम्बन्धकृतः । अथ यमाभ्यामिति वा, समानकालेऽपि सम्भवतीति धर्मव्यवस्थां निरूपयितुमानन्तर्यमुक्तम् । आन्तरोऽपि सम्भवतीति धर्मव्यवस्थां निरूपयितुमानन्तर्यमुक्तम् । आन्तरोऽयं सुहृदिति ज्ञापयितुम् ॥४॥

तदानीमर्जुनेनोढाया नमस्कारमाह परमासन आसीनमिति ।

<u>શ્લોકાર્થ -૪</u> : ભગવાન યુધિષ્ઠિર અને ભીમના ચરણને વંદન કરી અર્જુનને ભેટ્યા. પછી જોડકાઓએ એટલે નકુલ સહદેવે નમન કર્યું. (૪)

ભાવાર્થ, સુબોધિનીજી : ભગવાન લૌકિક કાર્ય ન કરે તો પાંડવો શત્રુઓને હણવાનું કાર્ય ન કરે તેથી તેમની સરસાઈ ન થાય તેથી પાંડવોને મોહ ઉત્પન્ન કરવા પોતે પોતાને લૌકિક પુરૂષ દેખાડયા. યુધિષ્ઠર અને ભીમ મોટા હતા. અર્જુન સરખો હતો. બીજા બે નાના હતા. મોટા બેએ નમસ્કાર કર્યા. સરખા અર્જુનને આલિંગન કર્યું અને સંભાષણ કર્યું. બીજા નાના બેને નમસ્કાર કર્યા પછી આશિષો આપી. તે અનુક્રમે કહેલું છે. ચરણને વંદન કરવાનો આચાર સંબંધને લીધે કહેલો છે.

પછી જોડકાઓએ નમન કર્યું એનો એવો અર્થ છે કે આ નમન કરવાનું એક સમયે સંભવતુ હોવાથી આ ભગવાન ગાઢ સ્નેહી છે એમ જણાવવા, ધર્મનો નિયમ સાચવવા પછી પાછળથી કર્યાનું કહેલું છે. (૪)

તે સમયે અર્જુનને પરણેલી કૃષ્ણાએ કરેલા નમસ્કારનું વર્ણન નીચેના શ્લોકથી કહે છે.

**परमासनं आसीनं कृष्णा कृष्णमनिन्दिता ।**
**नवोढा व्रीडिता किञ्चिच्छनैरत्याभ्यवन्दत ॥५॥**

अनेन सर्वपूजानन्तरं पश्चाद्दास्येनात्मनिवेदनं कुर्वाणेव समागतेति सूचितम्। आसीनमव्यग्रम् । तस्यां कृपादृष्ट्यर्थमुक्तम् । एतदर्थं तस्याः सनामत्वेन योग्यतामाह कृष्णेति । 'यो यच्छद्धः स एव स' इति भगवान् कृष्णः पश्चात्भक्तः, शब्दार्थशक्तिभक्तक्रीडाधारभूतः । अतो व्यासो भगवान् कालिन्दी अर्जुनो द्रौपदी चेति । नन्वेषा परिग्रहाधिक्याद्दुष्टा कथमेवं प्रपन्ना, तत्राह अनिन्दितेति । दोषो नास्त्येव । निन्दापि नास्तीति । सम्बन्धाभावाच्च तथेत्याह नवोढेति । विधिसम्बन्धाद्वा । अत एव किञ्चिद्व्रीडिता । स्त्रीस्वभावोऽपि शनैरागमनं धाष्टर्याभावं सूचयति ॥५॥

सहगतानां पुरस्कारं वक्तुं सात्यकेराह तथैवेति ।

*શ્લોકાર્થ-૫ : ઉત્તમ આસન પર બિરાજેલા શ્રીકૃષ્ણ પાસે તરતની પરણેલી, કાંઈક શરમાતી, દૂષણ વિનાની કૃષ્ણાએ ધીરેથી આવી તેમને*

નમન કર્યું.

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આથી એમ સૂચવે છે કે સર્વ પ્રકારથી પૂજા પછી છેવટે દાસ્યથી આત્મનિવેદન કરતી હોય તેમ કૃષ્ણા આવી. ભગવાન બિરાજેલા શાંત હતા. તેના ઉપર કૃપા દૃષ્ટિ જણાવવા આ કહેલું છે. 'કૃષ્ણા' શબ્દથી તેવી યોગ્યતા દર્શાવેલ છે. 'જેની જેનામાં શ્રધ્ધા છે તેજ થાય છે.' એ નિયમ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણ પાંચ રૂપવાળા થઈ શબ્દ, અર્થ, શકિત ભકત અને કિડાના આધાર બનેલા છે. તેથી અનુકમે વ્યાસ, ભગવાન, કાલિન્દી, અર્જુન અને દ્રૌપદી ભગવદ્રૂપ છે. આ દ્રૌપદી ઘણા પતિઓ હોવાથી દુષ્ટ હતી તે એવી રીતે, ભક્તિવાળી કેમ થઈ? એવી શંકા થાય તેથી 'દૂષણ વિનની' વિશેષણ યોજેલ છે. તેનામાં દોષ હતો જ નહિ. કારણ કે તેની નિંદા પણ થઈ નથી. 'તરતની પરણેલી' વિશેષણથી તે દૂષણ વિનાની હતી તે જણાવે છે. તેથી 'કાંઈક શરમાતી' હતી. સ્ત્રીઓનો સ્વભાવ શરમાળ છે. ધીરે આવવું તે ઉદ્ધતાઈનો અભાવ છે તેમ સૂચવે છે.

ભગવાન સાથે ગયેલાનું સ્વાગત કર્યું તે નીચેના શ્લોકથી કહે છે. (૫)

**तथैव सात्यकिः पार्थैः पूजिताश्चाभिवन्दितः ।**
**निषसादासनेऽन्ये च पूजिताः पर्युपासत ॥६॥**

यथा भगवान् पूजितः, एवं भगवद्भक्ता अपि पूजिता : । यतस्ते पार्थाः । सम्बन्धश्च तुल्य इति, साधु समागतमित्यभिनन्दनम् । ज्ञानशक्तिरत्र प्रकटीकर्तव्येति सोऽप्यासन एवोपविष्टः अन्ये च पूजिताः । आसनेषूपविष्टाः, परं भगवन्तं परित उपासत ॥६॥

पृथायाः स्तोत्रं वक्तुं प्रथममन्योन्यमनुवृत्तिमाह पृथामिति ।

<u>શ્લોકાર્થ -૬ :</u> *પાર્થોએ તેવી જ રીતે પૂજેલો અને આવકાર અપાયેલો સાત્યકિ આસન પર બેઠો અને બીજાઓ આસપાસ બેઠા.(૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જેમ ભગવાનની પૂજા કરી તેવી રીતે ભગવાનના ભકતોની પણ પૂજા કરી, કારણ કે તે પૃથાના એટલે કુંતિના પુત્રો હતા.

'ભલે પધાર્યા' એવો આવકાર આપ્યો. આ સાત્યકિમાં જ્ઞાનશક્તિ પ્રગટ કરવાની છે. તેથી તે આસન પર જ બેઠો. બીજાઓ પણ પૂજાઈ આસને બેઠા. ભગવાનની આજુબાજુ બેઠા. (૬)

પૃથાની સ્તુતિનું નિરૂપણ કરવા નીચેના શ્લોકથી કહે છે.

**पृथां समागत्य कृताभिवादनस्तयाति- हार्दार्द्रदृशशाभिरम्भितः ।**
**आपृष्टावांस्तां कुशलं सहस्नुषां पितृष्वसारं परिपृष्टबान्धवः ॥७॥**

भगवान् पृथां समागत्य पृथानिकटे गत्वा कृताभिवादनो जातः । तया च अतिहार्देन आर्द्रा द्दष्टिर्यस्याः । करुणया भक्त्या च आर्द्रा भवति दृष्टिः । ततोऽपि अतिहार्दो लौकिकसम्बन्धेन स्नेहयुक्ता आर्द्रा भवति । ततस्तया परिरम्भितः । कुशलमापृष्टवान् । स्वयं च पृष्ट इति लौकिकी भाषा भगवत्कृता स्थिरा जातेति निरूपितम् ॥७॥

तस्याः स्तोत्रार्थं प्रवृत्तिमाह तमाहेति।

*શ્લોકાર્થ -૭ : પૃથા પાસે આવી તેને પ્રણામ કરી, તેને ઘણા સ્નેહને લીધે ભીંજાયેલી દષ્ટિથી ભેટેલા ભગવાને તે ફોઈને પુત્રવધુ સહિત કુશલ પૂછયું તેણે ભગવાનને સગાઓ સંબંધિ કુશલ પૂછયું. (૭)*

ભાવાર્થ, સુબોધિનીજી : ભગવાને પૃથા પાસે જઈને તેને પ્રણામ કર્યા અને ઘણા સ્નેહને લીધે ભીંજાયેલી દષ્ટિ જેની હતી તેવાં કુંતિ થયાં. કરૂણાને લીધે અને ભક્તિને લીધે દષ્ટિ ભીંજાય છે. લૌકિક સંબંધને લીધે ઘણા સ્નેહથી સ્નેહવાળી દષ્ટિ વધારે ભીંજાયેલી થઈ. તેવી દષ્ટિથી કુંતિએ ભેટેલા ભગવાનને પૂછયું. એ પ્રમાણે ભગવાને લૌકિક ભાષાથી લોકાચાર કર્યો તે કહેલું છે. (૭)

નીચેના શ્લોકમાં કુંતિની સ્તુતિ કહે છે.

**तमाह प्रेमवैक्लव्यरुद्धकण्ठाश्रुलोचना ।**
**स्मरन्ती तान् बहून् क्लेशान् क्लेशापायात्मदर्शनम् ॥८॥**

प्रेम्णा वैक्लव्यम् । अन्तःकरणस्य तादृशं प्रेम । तेन रुद्धकण्ठता

शरीरवैक्लव्यम् ।अश्रूणि लोचने यस्या इतीन्द्रियवैक्लव्यम् । किञ्च । स्वस्थानामपि भक्तयैवं भवति । इयं तु बहुक्लेशापन्ना तांश्च स्मरतीत्याह स्मरन्ती तानिति । बहूनेव क्लेशान् स्मरन्ती । क्लेशनिवृत्त्यर्थं प्रार्थयिष्यतीत्याशङ्क्याह क्लेशापायात्मदर्शनमिति । क्लेशानामपायो नाशो यस्मात् तादृशं स्वरूपस्य दर्शनमेव यस्येति । दर्शनेनैव क्लेशनिवृत्तौ तदर्थं न प्रार्थना ॥८॥

भगवता वयं कृतार्था इति इदमेव भगवत्स्तोत्रम् । तत्कृतकरिष्यमाणभेदेन द्विविधं निरूपयति तदैवेति द्वाभ्याम् ।

<u>શ્લોકાર્થ -૮ :</u> *પ્રેમથી થયેલા ગભરાટથી રૂંધાયેલા કંઠવાળી, આંખમાં આંસુવાળી કુંતિએ ઘણા દુઃખોનું સ્મરણ કરતાં જેમના સ્વરૂપનું દર્શન દુઃખોનું નાશ કરનારૂ છે તેમને કહ્યું.(૮)*

<u>ભાવાર્થ, શ્લોકાર્થ :</u> પ્રેમથી ગભરાટ થયો. તેનાથી કંઠ રૂંધાયો એટલે શરીરમાં ગભરાટ થયો. તેનાથી કંઠ રૂધાયો એટલે શરીરમાં ગભરાટ થયો. 'આંસુઓ આવ્યાં આંખમાં જેની' એ વિશેષણથી ઇંદ્રિયોનો ગભરાટ કહ્યો.

વળી સુખી પુરૂષોને પણ ભક્તિને લીધે એવું થાય છે આણે તો બહુ દુઃખો ભોગવેલાં. તેનું સ્મરણ કરતી હતી તે 'ઘણા દુઃખોનું સ્મરણ કરતાં' શબ્દથી કહે છે.

આવા દુઃખોનું સ્મરણ કરતાં પ્રાર્થના કરશે એવી શંકા થાય તેથી 'જેનું સ્વરૂપનું દર્શન દુઃખોને નાશ કરનારૂં છે. એ વિશેષણ યોજેલું છે. દર્શનથી જ દુઃખ દૂર થતાં તેથી પ્રાર્થના કરતી નથી.(૮)

'ભગવાનથી અમે કૃતાર્થ છીએ' એવી જ ભગવાનની સ્તુતિ છે. ભગવાને જે કરેલું છે અને જે કરવાના છે તે બે પ્રકારની સ્તુતિ નીચેના શ્લોકથી કહે છે.

**तदैव कुशलं नोऽभूत्सनाथास्ते कृता वयम् ।**
**ज्ञातीन्नः स्मरता कृष्ण भ्राता मे प्रेषितस्त्वया ॥९॥**
**न तेऽस्ति स्वः परो भ्रान्तिर्विश्वस्य सुहृदात्मनः ।**
**तथापि स्मरतां शश्वत्क्लेशान्हंसि हृदि स्थितः ॥१०॥**

यदैवास्मान् स्मृतवान्, तदैव नः कुशलमभूत । चिन्ताभावायाह । सनाथा अपि त्वया वयं कृताः । नाथ एव काले स्मरतीति । वयमिति श्लाघायाम् । एतस्याभिज्ञापकमक्रूरप्रेषणमित्याह ज्ञातीन्नः स्मरतेति । 'येनोपशान्तिर्भूताना' मित्यत्र तथा निरूपितम् । कृष्णेति तदर्थमेवावतार उक्त : । सर्वसंरक्षार्थं भ्राता प्रेषित : । अनेन भ्रात्रपेक्षयापि तवैव स्नेहाधिक्यात् । नेदं दैहिकन्यायेन कृतार्थकरणम्, सन्निहितो बन्धुरेव प्रेषणीय इति लौकिकरक्षापि सूचिता । एवं स्वरक्षकत्वेन प्राप्तं वैषम्यं परिहरति न तेऽस्तीति । स्वः स्वकीयः, परः शत्रुः । एतदभावे हेतुमाह भ्रान्तिरिति । इयं बुद्धिर्भ्रान्तेति नास्तीत्यर्थः । तत्र हेतुत्रयमाह विश्वस्य सुहृदात्मन इति । दैहिके विचार्यमाणे त्वमेव विश्वम्, अन्तःकरणे तु सुहृत् सर्वस्यापि भगवान्, वस्तुविचारे त्वात्मैव । अतो भावत्रयेऽपि भगवतो वैषम्यबुद्धिर्न सम्भवतीत्यर्थः । तर्हि कथं विषमकार्यमित्यत आह तथापीति । ये केचित्स्मरन्ति, तेषां हृदये स्थितः क्लेशहननम् । तदपि स्वाभाविकमेव ॥१०॥

ततो राजापि स्तोत्रं कृतवान्तियाह किं न इति ।

<u>શ્લોકાર્થ-૯-૧૦ :</u> *હે કૃષ્ણ! જયારે આપે અમો સગાઓનું સ્મરણ કરતાં મારા ભાઈને મોકલ્યો ત્યારે જ અમારૂં કુશલ થયું. આપે અમને સનાથ કર્યા. (૯)*

*વિશ્વરૂપ સુહૃદ અને આત્મરૂપ આપમાં 'આ મારો સેવક' 'આ મારો શત્રુ' એવી ભ્રાંતિ નથી. છતાં પણ સ્મરણ કરનારાઓના હૃદયમાં સદા રહીને આપ તેમનાં દુઃખોનો નાશ કરો છો. (૧૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જયારે આપે અમારૂં સ્મરણ કર્યું ત્યારથી જ અમારૂં કુશલ થયું. હવે ચિંતા રહી નથી. આપે અમને સનાથ કર્યા કારણ કે નાથ જ યોગ્ય સમયે સ્મરણ કરે છે. પોતાની પ્રશંસા કરવા 'અમો' એમ બહુવચન શબ્દ યોજેલ છે. અક્રૂરને આપે મોકલ્યો તે આ જણાવનારૂં છે. 'જેનાથી પ્રાણીઓને શાંતિ થાય છે' એમ કહેલું છે. હે કૃષ્ણ ! એ સંબોધનથી તે માટે જ ભગવાનનો અવતાર છે તે જણાવે છે. અક્રૂર કરતાં પણ આપનો સ્નેહ વધારે હોઈ આપે જે કાર્ય કર્યું તે દેહની યોગ્યતાને લીધે કરેલ નહતું. પરંતુ મળી આવે તે બંધુને જ મોકલવો એવા અભિપ્રાયથી તે ભાઈને મોકલ્યો તે સૂચવેલું છે. (૯)

એવી રીતે પોતાનું રક્ષણ કરનાર તરીકે પક્ષપાત કર્યાનો દોષ લાગે તેનું નિવારણ દશમા શ્લોકથી કરે છે.

'આ પોતાનો સેવક' આ પર શત્રુ એવું ભગવાનને ન હોવાથી 'ભ્રાંતિ' શબ્દથી કહેલું છે. આવી બુદ્ધિ ભૂલ ભરેલી હોવાથી ભગવાનમાં તે નથી. એવો અર્થ છે.

તેના ત્રણ કારણો વિશ્વરૂપ સુહૃદ, આત્મરૂપ શબ્દોથી કહેલ છે. દેહના સંબંધવાળાનો વિચાર કરતાં આપ વિશ્વરૂપ છો. (૨) અન્તઃકરણમાં ભગવાન બધાના સુહૃદ્ છે. (૩) સત્ય સ્થિતિનો વિચાર કરતાં ભગવાન સર્વના આત્મા છે.તેથી ત્રણે પ્રકારે વિચારતાં ભગવાનમાં પક્ષપાતની બુદ્ધિ નથી. ત્યારે ભગવાનથી પક્ષપાતનું કાર્ય કેમ થાય છે? એવા પ્રશ્નમાં ઉત્તરાર્ધ કહેલ છે. જે કોઈ આપનું સ્મરણ કરે છે તેઓના હૃદયમાં આપ રહીને દુઃખની સાથે એક સ્થળે રહેતા નથી. જેમ અગ્નિ ઘાસને બાળે છે. તેમ તેના દુઃખનો નાશ કરો છો. તેથી દુઃખોનો નાશ એ ભગવાનના સ્મરણનું કારણ છે અને તે પણ તેનું સ્વભાવિક કાર્ય છે. (૧૦)



પછી રાજાએ પણ સ્તુતિ કરી તે નીચેના શ્લોકથી કહે છે.

**युधिष्ठिर उवाच : किं न आचरितं श्रेयो न वेदाहमधीश्वर ।**
**योगेश्वराणां दुर्दर्शो यन्नो दृष्टः कुमेधसाम् ॥११॥**

तस्यापि स्वाभिनन्दनेनैव स्तुतिः । स हि सर्वं कर्मफलमेव जानानि । अतो भगवद्दर्शनमपि महाफलमिति साधनं कल्पयति । नोऽस्माभिः अस्माकं वा श्रेयः आचरितमस्ति । एतत्परिज्ञाने निरन्तरदर्शनार्थं निरन्तरं तत्कर्तव्यमिति पृच्छन्निव स्वाज्ञानमाह न वेदाहमिति । अधीश्वरत्वात् अन्तःकरणस्वामित्वात् भगवानेव जानाति । दर्शनस्य महाफलत्वमाह योगेश्वराणामपि दुर्दर्श इति । स्वस्यातथात्वमाह कुमेधसामिति ॥

एवं सर्वैः स्तुतः तेषां हितार्थं कियत्कालं तत्रैव स्थित इत्याह इतीति ।

<u>શ્લોકાર્થ - ૧૧:</u> *હે સર્વના સ્વામી ! આપના દર્શન મોટા યોગીઓને*

*થવાં દુર્લભ છે. તેવાનાં દર્શન અમો દુષ્ટ બુદ્ધિવાળાઓને થયાં તેવું કલ્યાણ કરનારૂં શું કર્મ અમે કર્યું તે હું જાણતો નથી. (૧૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે પણ પોતાની પ્રશંસાથી સ્તુતિ કરે છે. કારણ કે તે સર્વ ફલને કર્મનું ફલ જાણે છે તેથી તેમના માનવા પ્રમાણે ભગવાનના દર્શન પણ મોટા કર્મનું ફલ હોવાથી તે ફલના સાધનની કલ્પના કરે છે. 'હું જાણતો નથી' શબ્દોથી પોતાનું તે કર્મ સંબંધિ અજ્ઞાન જાહેર કરે છે. સર્વના સ્વામી હોવાથી અન્તઃકરણના સ્વામી હોઈ ભગવાન જ તે જાણે છે. જેનાં દર્શન મોટા યોગીઓને પણ થવાં દુર્લભ શબ્દોથી દર્શન મોટા કર્મનું ફલ હોય છે. 'દુષ્ટ બુદ્ધિવાળા' વિશેષણથી પોતે યોગી નથી તે કહે છે. (૧૧)

એ પ્રમાણે સર્વથી સ્તુતિ કરાયેલા ભગવાન તેઓનાં હિત માટે કેટલોક સમય ત્યાં રહ્યા તે નીચેના શ્લોકથી કહે છે.

**इति वै वार्षिकान्मासान्राज्ञा सोऽभ्यर्थितः सुखम् ।**
**जनयन्नयनानन्दमिन्द्रप्रस्थौकसां विभुः ॥१२॥**

सर्वत्र विद्यमानोऽपि निश्चयेन तत्र स्थितः सर्वजनीनः। वार्षिका मासाश्चार :। अनेन निद्रायामागतायां भक्तहृदये शयानः स्थित इति सूचितम् । लोकेऽपि कृपायां गमनागमनौ न सुकरौ।तत्रापि युधिष्ठिरेणाभ्यर्थितः। तदर्थं इन्द्रप्रस्थौकसां च नयनान्दं जनयन् । एकया क्रियया फलत्रयं साधयतीति विभुत्वं हेतुत्वेन प्रदर्शितम् । यतोऽयं लोको भ्रान्तः ॥१२॥

एवं भक्तिमुक्त्वा कर्माह एकदेति।

*<u>શ્લોકાર્થ -૧૨:</u> રાજાએ એવી પ્રાર્થના કરાયેલા શક્તિમાન તે ભગવાન ઈન્દ્રપ્રસ્થના રહેવાસીઓને નયનોને આનંદ ઉત્પન્ન કરતાં વર્ષાઋતુ સુધી સુખેથી ત્યાં રહ્યા. (૧૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ભગવાન સર્વે સ્થળે રહેલા હોવા છતાં સર્વને દર્શન થાય તેમ ત્યાં વર્ષાઋતુના ચાર મહીનાઓ રહ્યા. તેથી આમ સૂચવે છે. કે નિદ્રા આવતાં ભકતના હૃદયમાં પોઢેલા રહ્યા. લોકમાં પણ વર્ષાઋતુમાં

જવા આવવાનું સહેલાઈથી થતું નથી. તેમાં યુધિષ્ઠિરે ત્યાં રહેવાની પાર્થના કરી. તેને માટે ઈન્દ્રપ્રસ્થના રહેવાસીઓનાં નયનોને આનંદ ઉત્પન્ન કરતાં રહ્યાં. એક ક્રિયાથી બે ફલ સાધે છે. તેથી તેનાં કારણ તરીકે શક્તિવાળા હોવાનું જણાવે છે. કારણ કે આ લોક મૂર્ખ છે. (૧૨)

એવી રીતે ભક્તિનું વર્ણન કરી નીચેના શ્લોકથી કર્મ કહે છે.

**एकदा रथमारुह्य विजयो वानरध्वजम् ।**
**गाण्डीवं धनुरादाय तूणौ चाक्षयसायकौ।।१३।।**
**सार्कं कृष्णेन संनद्धो तूणौ चाक्षयसाधकौ**
**बहुव्यालमृगाकीर्णं प्राविशत्परवीरहा ।।१४।।**

मासचतुष्टयमध्य एव अष्टकाद्यर्थं आखेटकार्थं गमनम् । वानरध्वजो रथोर्जुनस्य । एतत्प्राप्तिमप्यग्रे वक्ष्यति । इदानीमसाधन इति शक्त्या सहितस्तथा भवतीति विवाहानन्तरं परिग्रहानन्तरं वा तद्वक्ष्यति । वानरो हनूमान् ध्वजे यस्येति । तेषु भगवत्कृपा महती निरूपिता । गाण्डीवमप्यग्नेः सकाशादेव प्राप्तम् । तूणीरौ च अक्षयसायकौ । तत एव प्राप्तं त्रिविधमेतत् । कृष्णेन सह भावः सर्वेषामयातयामत्वाय । फलसाधनयुक्तता वा । सन्नद्धो बद्धकवचः । पुनरपि युद्धं संभविष्यतीति पूर्वयुद्धं जातमप्यत्रे निरूप्यते । अन्यथा विवाहस्य प्राधान्यं न स्यात् । भगवदैच्छिकोऽयं पदार्थक्रम इति न वैपरीत्यम् । प्रथमं खाण्डवदाहः, पश्चात्स्त्रीप्राप्तिरिति । विचारितं तु तथा, कृतं त्वत्रोच्यते विहर्तुमिति । तदेवाह बहुव्यालमृगाकीर्णमिति । व्याला दुष्टाः, मृगा अदुष्टाः, सावरणा निरावरणाश्चेति कर्मबन्धो निवारितः । महद्विपिनमिति । मृगयारूपा क्रीडा तत्रानन्ता भवतीति वा । उभयान्हन्तीत्युत्कर्षः । तेषां मारणे सामर्थ्यमाह परवीरहेति । शत्रूणां विवेकपूर्वकं युद्ध कुर्वतामपि यो वीरहा ।।१४।।

अतस्तत्र गतः पञ्चविधान् द्विविधानपि मारितवानित्याह तत्राविध्यदिति ।

श्लोकार्थ -१३-१४: એક સમયે શત્રુઓને સંહારનાર અર્જુને વાનરની

ધજાવાળા રથમાં બેસીને ગાંડીવ ધનુષ્ય અને જેમાંના બાણો ખૂટે નહિ તેવા બે ભાથાઓ લઈને, કવચ પહેરી શ્રીકૃષ્ણની સાથે ઘણા ઘાતકી પશુઓ અને મૃગોથી ભરપુર મોટા જંગલમાં વિહાર કરવા માટે પ્રવેશ કર્યો. (૧૩-૧૪)

ભાવાર્થ, સુબોધિનીજી : ચોમાસાના ચાર મહીના દરમ્યાન જ વદ આઠમના શ્રાદ્ધ માટે અથવા મૃગયા કરવા માટે વનમાં ગયો. વાનરની ધજાવાળો રથ અર્જુનનો હતો. હમણાં અર્જુન સાધન વિનાનો હોવાથી શક્તિ સહિત હોય તો સાધનવાળો થાય તેથી વિવાહ પછી અથવા કન્યાનો ભગવાને સ્વીકાર કર્યા પછી તે સાધનની પ્રાપ્તિ કહેશે. 'વાનર હનુમાન ધજા ઉપર હતો' એ વિશેષણથી પાંડવો પર ઘણી કૃપા જણાવેલી છે. ગાંડીવ અને જેમનાં બાણ ખૂટે નહિ તેવા બે ભાથાઓ પણ અગ્નિ પાસેથી જ અર્જુનને મળેલાં. આ ત્રણ પ્રકારનું સાધન તેની પાસે મળેલું બધાએ નકામા ન થાય તે માટે શ્રીકૃષ્ણની સાથેની સ્થિતિ કહેલ છે. અથવા અર્જુન સાધન અને ફલવાળો હતો એમ જણાવવા કહ્યું છે. કવચ પહેરેલો ફરીથી યુદ્ધ થશે એવો સંભવ હોવાથી તેમ ન કરે તો વિવાહનું પ્રાધાન્ય ન રહે. પહેલાં ખાંડવ વન બાળવાનું પછી સ્ત્રીની પ્રાપ્તિ એવો વૃતાંત છે. આ ક્રમ ભગવાને ઇચ્છેલો હોવાથી તેમાં વિરોધ નથી. જે કર્યું તે તો અહીં કહેવામાં આવે છે.

'વિવાહ કરવા માટે' શબ્દથી કર્મનું બંધન દૂર કરેલું છે. 'મોટાં જંગલમાં' શબ્દથી એમ સૂચવે છે. કે ત્યાં મૃગયારૂપ ક્રિડા અનંત થશે. 'ઘણા ઘાતકી પશુઓ અને મૃગોથી ભરપુર' વિશેષણથી તેજ અર્થ કહેલ છે. આ બંને પ્રકારને હણે છે. એમ અર્જુનથી સરસાઇ જણાવી. 'શત્રુઓનો સંહાર કરનાર' વિશેષણથી તેઓને હણવાનું સામર્થ્ય કહેલ છે. શત્રુઓના એટલે વિવેકપૂર્વક યુદ્ધ કરનારાઓના પણ વીરોને અર્જુન હણનારો હતો. (૧૩-૧૪)

પછી ત્યાં જઇને બંને પ્રકારના પાંચ પાંચ જાતના પશુઓને તેને હણ્યા એમ નીચેના શ્લોકથી કહે છે.

**तत्राविध्यच्छरैर्व्याधान् शूकरान् महिषान् रुरून्।**
**शरभान् गवयान् खड्गान हरिणान् शशशल्लकान् ॥१५॥**

शरैर्न तु कपटैः । व्याघ्रा महिषा रुरवश्च त्रयो दुष्टत्वेन मारणीयाः । तेषां चर्मनखाद्युपयोगः । शल्यका अपि कठिना इति तैः सहोक्ताः । परं भक्ष्या ः । शरभादयश्च षट् । तत्र शरभगवयावभक्ष्यौ । शूकरश्चेत्पूर्वमुक्तः, तदापि भक्ष्यः । पञ्च भक्ष्याः, पञ्चाभक्ष्याश्चेति दश निरूपिताः ॥१५॥

तत्रोत्तमानां कर्मोपयोगमाह तान्निन्युरिति ।

<u>શ્લોકાર્થ -૧૫:</u> *ત્યાં બાણોથી વાઘોને, ભૂંડોને, પાડાઓને, રૂરૂઓને શરભોને, રોઝોને, ગેંડાઓને, હરણોને, સસલાઓને અને શાહુડીઓને વીંધી નાખ્યાં. (૧૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> બાણોથી વીંધ્યા પણ કપટથી હણ્યા નહિ, વાઘો, પાડાઓ અને રૂરૂઓ એ ત્રણે દુષ્ટ હોવાથી હણવા યોગ્ય હતા. તેઓના ચામડા, નખો વિગેરે ઉપયોગમાં આવે છે. શલ્યકો પણ કઠણ પશુઓ હોવાથી તેમની સાથે કહેલા છે. પરંતુ તેઓ ભક્ષણ કરવા યોગ્ય છે. વળી શરભ વિગેરેને છ ને વીંધ્યા. તે પૈકી શરભ અને રોઝ ભક્ષણ કરવા યોગ્ય નથી. જો પહેલાં ભૂંડ કહેલ હોય તો તે પણ ભક્ષણ કરવા યોગ્ય છે. પાંચ ભક્ષણ કરવા યોગ્ય અને પાંચ ભક્ષણ કરવા યોગ્ય નથી એમ દશ કહ્યા. (૧૫)

તે પૈકી ઉત્તમ પ્રાણીઓ શ્રાદ્ધના ઉપયોગમાં આવ્યાં. એમ નીચેના શ્લોકથી કહે છે..

**तान्निन्युः किङ्कराः राज्ञे मेध्यान् पर्वण्युपागते ।**
**तृट्परीतः परिश्रान्तो बीभत्सुर्यमुनामगात् ॥१६॥**

किङ्करा इति महिषगर्दभादिभिस्तन्नयनप्रतिपेधः । यतो मेध्याः । तत्रापि पर्वण्यष्टकादावुपस्थिते ॥१६॥

तत्र सङ्गे मृगा इव कन्याप्युपलब्धेत्याह तत्रोपस्पृश्येति ।

<u>શ્લોકાર્થ-૧૬:</u> *નોકરો પર્વ આવ્યું ત્યારે તે પવિત્ર પ્રાણીઓને રાજા પાસે લઈ ગયા. તરસ્યો થયેલો અર્જુન યમુના ગયો. (૧૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> નોકરો શબ્દથી પાડા, ગધેડાં વિગેરેને લઈ જવાની મના જણાવેલી છે. કારણ કે પ્રાણીઓ પવિત્ર હતા. તે પણ વદ આઠમનું પર્વ આવ્યું ત્યારે લઈ ગયા. તે પ્રસંગે મૃગોની પેઠે કન્યા પણ પ્રાપ્ત થઈ. તે નીચેના શ્લોકથી કહે છે.(૧૬)

**तत्रोपस्पृश्य विशदं पीत्वा वारि महारथौ।**
**कृष्णौ ददृशतु : कन्यां चरन्तीं चारुदर्शनाम् ॥१७॥**

उपस्पर्शनं स्नानम् । ततः पानम् । विशदत्वात् न जलानयनसङ्ग्रहः । महारथाविति स्त्रीदर्शने न शङ्का । उभावपि कृष्णाविति भगवत्तेज एव विभक्तमिति न दर्शने दूषणम्, कन्यात्वाच्च । तत्रापि चरन्ती यमुनातीरे परिभ्रमन्ती भगवन्तं द्रष्टुमागता । चारु दर्शनं यस्या इति सापि पश्यतीति निरूपितम् । तेन प्रश्नादिकं न विरुद्धमिति भावः ॥१७॥

<u>શ્લોકાર્થ-૧૭ :</u> *ત્યાં સ્નાન કરી, સ્વચ્છ જલ પીને બે મહારથી કૃષ્ણોએ ત્યાં ફરતી સુંદર દૃષ્ટિવાળી કન્યા જોઈ. (૧૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સ્નાન કર્યું. જલ સ્વચ્છ હોવાથી જલ લાવીને સંગ્રહ કરેલ નહિ. 'મહારથી' શબ્દથી તેઓ સ્ત્રીનું દર્શન કરે તેમાં શંકાનું કારણ નથી. બંને કૃષ્ણ હતા. એટલે ભગવાનના તેજનો વિભાગ થયેલો હોવાથી અને કાલિન્દી કન્યા હોવાથી તેઓ દર્શન કરે તેમાં કોઈ દૂષણ નથી. તેમાં તે ફરતી હતી એટલે ભગવાનના દર્શન કરવા આવેલી યમુનાના કાંઠા ઉપર આંટા મારતી હતી. સુંદર હતી દૃષ્ટિ જેની એ વિશેષણથી એમ કહેલું છે કે તે પણ જોતી હતી. તેથી પ્રશ્ન કરવામાં તેમાં વિરોધ નથી. એવો ભાવ છે. (૧૭)

**तामासाद्य वरारोहां सुद्विजां रुचिराननाम् ।**
**पप्रच्छ प्रेषितः सख्या फाल्गुनः प्रमदोत्तमाम् ॥१८॥**

भोग्यरूपा सोते लौकिकन्यायेनैव ग्राह्येति स्वयं गते अर्जुनस्य वैमनस्यं स्यादिति शक्तिः समा स्थापितेति भगवतैव अर्जुनः प्रेषित पप्रच्छ । वरारोहात्वात् कालो विलम्बं न सहते । सुद्विजामिति भगवतैव अर्जुनः प्रेषितः पप्रच्छ ।

वरारोहात्वात् कालो विलम्बं न सहते । सुद्विजामिति लक्षणशनि निरूपितानि । रुचिराननामिति रसत्त्वम् । सख्या प्रेषणान्न कपटकरणम् । फाल्गुनो जितेन्द्रियश्च । पश्चाप्सरउद्धारे फाल्गुने अनन्तशयने पश्चाप्सरसां तत्स्पर्शेन मुक्तिप्रतिपादनात्, तथात्रापि तत्सम्भाषणात् सा भगवन्तं प्राप्स्यतीति तद्वचनं न दूषणम् । न वदिष्यतीत्याशयमाह प्रमदोत्तमामिति । प्रकृष्टेन मदो योसाम्, ता एव वदन्ति । तासामपीयमुत्तमा ॥१८॥

<u>શ્લોકાર્થ-૧૮:</u> *તે સુંદર નિતંબવાળી શોભતા દાંતવાળી, મનોહર મુખવાળી ઉત્તમ પ્રમદા પાસે જઈને મિત્રે મોકલેલ અર્જુને તેને નીચે પ્રમાણે પૂછ્યું. (૧૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે ભોગ કરવા યોગ્ય રૂપવાળી હોવાથી લૌકિક નિયમ પ્રમાણે સ્વીકાર કરવા યોગ્ય હોવાથી ભગવાન પૂછવા પધારે તો અર્જુનને મનદુઃખ થાય તેથી ભગવાને મોકલેલ અર્જુને તેને પૂછયું. 'સુંદર નિતંબવાળી' હોવાથી કાળનો વિલંબ સહન કરે એવી ન હતી. 'શોભતા દાંતવાળી' વિશેષણથી લક્ષણો કહ્યાં છે. 'મનોહર મુખવાળી' વિશેષણથી રસવાળી કહેલી છે. મિત્રે મોકલેલ હોવાથી અર્જુન કપટ કરે એમ ન હતું. તેણે ઈન્દ્રિયો પર જય મેળવેલ હતો. કારણ કે અર્જુને અનંત શયનમાં પાંચ અપ્સરાઓનો ઉદ્ધાર કર્યો ત્યારે પાંચ અપ્સરાઓને પોતાના સ્પર્શથી મુક્તિ પ્રાપ્ત કરાવી હતી. તેમ અહીં પણ તેની સાથે વાત કરવાથી તે કાલિન્દી ભગવાનને પ્રાપ્ત કરશે. વાત કરવી દૂષણ નથી. (૧૮)

અર્જુન સાથે તે બોલશે નહિ એવી શંકા થાય તેથી ઉત્તમ પ્રમદા શબ્દ યોજેલ છે. બધામાં તે ઉત્તમ હતી.

**का त्वं कस्यासि सुश्रोणि कुतो ना किं चिकीर्षसि ।**
**मन्ये त्वां पतिमिच्छन्तीं सर्वं कथय शोभने ॥१९॥**

का त्वमिति प्रश्नचतुष्टयम् । स्वरपूतः का देवनारी, अन्या वा काचिदिति । कस्यासीति सम्बन्धी पित्रादिः पृष्टः । दैवगत्या समागमने दोषशभावार्थं किं चिकीर्षसीति स्थिरतया पृच्छ्यते । यतो नेयमुद्विग्ना, नाप्यन्यत्र गन्तुमिच्छती ।

अतस्तपस्यादिकं चिकीर्षितं पृष्टम् । तत्स्वस्य हितकारि न भवतीति स्वहितं सम्भावनया पृच्छति मन्य इति । पश्चापि प्रश्ना वक्तव्याः । अन्यथा परिग्रहो न युक्त इति । सर्वं कथय शोभने इति तस्या भयाभावः, स्वस्य प्रीतिरपि सूचिता ॥१९॥

अतः कालिन्दी तन्निषेधार्थं भगवन्तमेव वरिष्यामीति पृष्टानर्थानाह अहं देवस्येति ।

શ્લોકાર્થ -૧૯ : હે સુંદર નિતંબવાળી ! તું કોણ છે? કોની છે? શા માટે આવી? શું કરવા ઈચ્છે છે? પતિ ઈચ્છનારી તને હું માનું છું. સુંદર સ્ત્રી મને સર્વ કહે.(૧૯)

ભાવાર્થ, સુબોધિનીજી : તું કોણ છે? એવા ચાર પ્રશ્નો પૂછે છે. સ્વરૂપે તું કોણ? દેવનારી છું કે બીજી કોઈ એવો પ્રશ્ન છે. તું કોની છે? પિતા સંબંધી પૂછયું. 'હે સુંદર નિતંબવાળી' એ સંબોધન છે. એ એમ સૂચવે છે. કે તારે અહીં રહેવું યોગ્ય નથી. શા માટે અહીં આવી? દૈવગતીથી આવી હોય તો દોષ નથી એમ જણાવવા પૂછે છે. શું કરવા ઈચ્છે છે? બીજે જવા ઈચ્છતી પણ નહતી. તેથી તપ વિગેરે જે કરવા ઈચ્છતી હતી તે પૂછેલ છે. તપ તેને હિતકારી ન હોવાથી પતિ ઈચ્છનારી તને હું માનું છું. પાંચે પ્રશ્નોના ઉત્તર આપવા જોઈએ. જો તેમ ન કરે તો તેનો સ્વીકાર યોગ્ય નથી. હે સુંદર સ્ત્રી ? 'મને સર્વ કહે' શબ્દોથી તેને ભય ન હતો અને પોતાને પ્રીતિ પણ હતી એમ સૂચવેલું છે. તેથી કાલિન્દી તેને પતિ કરવા ઈચ્છતી નથી એમ જણાવવા 'ભગવાનને જ હું વરીશ' તે નીચેના શ્લોકથી કહે છે.(૧૯)

એવા મુકુંદને મનમાં સંતોષ થાય તે માટે હવે નીચેના શ્લોકથી કહે છે.

**कालिन्धुवाच-अहं देवस्य सवितुर्दुहिता पतिमिच्छती ।**
**विष्णुं वरेण्यं वरदं तपः परममास्थिता ॥२०॥**

देवतात्वाज्जातिरुक्ता। सवितृत्वात् तत्र नासम्भावना। दुहितृत्वाद्द्वेयैव। अतो न कस्याप्यपराधः सम्भाषणे । त्वत्कल्पितमपि सत्येमेवेत्याह पतिमिच्छतीति । तद्वारणार्थमाह विष्णुमिति । तत्र हेतुः वरेण्यमिति । सर्वैरेव वरणीयो भगवान् ।

तत्रापि हेतुः वरदमिति। वरं ददातीति वरणीयो वरः। तेन आत्मदस्त्वर्थादुक्तम्। 'किमर्थमागते'त्यस्य 'किं चिकीर्षसी'त्यस्य च उत्तरमाह तपः परममास्थितेति। परमं शीघ्रफलपर्यवसायि। आस्थितेति फलपर्यवसायि। आस्थितेति फलप्राप्तेः पूर्वं न निवृत्तिः सूचिता ॥२०॥

सर्वस्यापि विष्णुत्वात् तादृशसुखदानसमर्थः। लोकन्यायेन तद्विभूतिः वरणायोऽपि भवतीति, अन्येषां ततो हीनानां वरदानसमर्थोऽपि कश्चिद्भविष्यति, कश्चिदात्मानं वा तथा मन्यत इत्याशङ्क्य निषेधति नान्यं पतिं वृण इति।

*<u>શ્લોક -૨૦:</u> હું સૂર્યદેવની પુત્રી છે. વર આપનારા, વરવા યોગ્ય વિષ્ણુને પતિ તરીકે ઈચ્છતી ઉગ્ર તપ આચરૂં છું. (૨૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> દેવતાપણાથી જાતિ કહી, સૂર્યની પુત્રી હોવાથી લગ્નમાં આપવાની જ હતી. તેથી તેની જોડે વાતચિત કરવામાં કાંઈ વાંધો ન હતો. 'પતિ ઈચ્છતી' શબ્દોથી એમ કહેલ છે કે તે માનેલું પણ સાચું છે. બધાએ વરવા યોગ્ય ભગવાન છે. તેનું કારણ પણ 'વર આપનારા' વિશેષણથી જણાવ્યું છે. તેથી તે આત્માને આપનારા છે એમ વસ્તુતઃ કહ્યું. શા માટે આવી? શું કરવા ઈચ્છે છે? એ પ્રશ્નોનો ઉત્તર 'ઉગ્ર તપર આચરૂં છું' શબ્દોથી કહે છે. ઉગ્ર એટલે તરત ફલ આપનારૂં 'આચરૂં છું' શબ્દથી ફલ પ્રાપ્ત થાય તે પહેલાં અટકવાની નથી. એમ સૂચવેલું છે. (૨૦)

બધાએ વિષ્ણુ હોવાથી, તેમના જેવી સુખ આપવાની શક્તિવાળી લોકના નિયમ પ્રમાણે તેમની વિભૂતિ વરવા યોગ્ય પણ હોય તેથી તેમનાથી હલકા બીજા પણ વર આપવા શક્તિવાળો પણ હોય એવી શંકા થાય તેવાને પતિ કરવા ઈચ્છતી નથી. તે નીચેના શ્લોકથી કહે છે.

**नान्यं पतिं वृणे वीर तमृते श्रीनिकेतनम्।**
**तुष्यतां मे स भगवान् मुकुन्दोऽनाथसंश्रयः॥२१॥**

भक्तिदातारं भगवद्दातारं वा तत्त्वेन वृणे, नतु पतित्वेन। वीरेति धर्मसम्बोधनाद्बलात्पक्षो निवारितः। अवीरेति वा स निराकृतः। स चेत्

स्वसायुजज्यं प्रापयित्वातथाभूताय प्रयच्छति, तदा परं न जान इत्यभिप्रायेणाह तमृत इति । तस्य परिज्ञाने नियमे च हेतुमाह श्रीनिकेतनमिति । लक्ष्म्या स एव वृत इति लक्ष्मीसहितो वा । श्रीवत्साङ्को भगवानिति तस्य परिज्ञानम् । ननु भगवान् 'नाहं वेदै' रिति वाक्यात् तपसा न सिद्धो भविष्यतीति चेत्, तत्राह तुष्यतामिति । स हि वरदो भवति । तत्रेदमेव प्रथमं याचे तुष्यतामिति । ततस्तुष्टे अन्यद्याच इत्यभिप्रायः । मे मह्यम् प्रति । यतः सः लक्ष्म्या अपि प्रसन्नः । ननु वाक्यं बाधकमिति चेत्, तत्राह मुकुन्द इति । यदि निषिद्धानां साधनानां प्रयोजकता न स्यात् भगवत्पप्रसादे, तदा कस्यापि मोक्षो न सिध्येत् । अतः स्वतंत्रभक्तिविषयं तादृशरूपदर्शनविषयं वा तद्वाक्यमिति मन्तव्यम् । किश्च । मास्त्वस्मत्साधनम्, स स्वधर्मविचारेणशपि सन्तुष्टो भवत्वित्याह अनाथसंश्रय इति । येषां न कोऽपि नाथः, तेषां सम्यगाश्रयो भवति, दीनदयालुत्वात् । अन्यो मा तुष्यतामिति निषेधार्थं वा । नात्र संशय इति वा भवति ॥२१॥

नामस्थानादीन्याह कालिन्दीतीति ।

श्लोकार्थ -२१ : એમ કહેવાએલા ઘણા યશવાળા મુચુકુંદે દેવોને વંદન કરી ગુફામાં પ્રવેશ કરી દેવોએ આપેલી નિદ્રાને લીધે નિદ્રા કરી. (૨૧)

ભાવાર્થ, સુબોધિનીજી : ગુફામાં ટાઢ, તડકો વિગેરે ઉપદ્રવો નહિ હોવાથી તેમાં પ્રવેશ કરી તેને નિદ્રા કરી. (૨૧)

એ પ્રમાણે કથા કરી નીચેના શ્લોકથી ચાલુ કથા કહે છે.

**कालिन्दीति समाख्याता वसामि यमुनाजले ।**
**निर्मिते भवने पित्रा यावदच्युतदर्शनम् ॥२२॥**

कलिन्दपर्वते तद्रूपेण समागतात् सूर्याज्जातेति पार्वत्या इव ममापि नियम इति सूचितम् । वसामि यमुनाजल इति दुर्गस्थितिरुक्ता । अनेन यमुनायास्तस्याश्च भेदः प्रदर्शितः । पर्वतभावापन्नादियमाधिदैविकी कालिन्दीत्येव नाम्ना विश्रुता उत्पन्ना । सा तु यममुत्पाद्य पश्चात् । तद्दोषपरिहारार्थं

यमुनामुत्पादितवान् । उभयोरैक्यात् आधिदैविकाधि-भौतिकवत् स्थितत्वात् लोके अभेदेन प्रयोगः । नापि तपतीवत् शापान्नदीत्वम्, पूर्वमेवनदीरूपस्य विद्यमानत्वात् । नाप्याध्यात्मिकं देवतारूपम्, तथा सति यमुनापरित्यागासम्भवात् । अनुग्रहनिग्रहयोरेव तदभिव्यक्तेश्च । सर्वथा च भेदकं सूर्यतनयात्वात् लोके प्रसिद्ध्यभावाच्च नास्तीत्याधिदैविकत्वं कल्प्यते । अत्रैव स्थितौ नियामकमाह निर्मिते भवने पित्रेति । सूर्येण यमुनाजले भवनं निर्माय भगवदर्थं स्थापिता । अतो यावदच्युतदर्शनं तत्र स्थास्यामि, ततो भगद्गृहं गमिष्यामि, नतु भगवानत्र स्थाप्यः । अत्रैव स्थितायाः परिग्रहो वा न नियम्यते ॥२२॥

एवं तस्याः संवादेन रूपमवगत्य यथार्थमेवावददित्याह तथावददिति ।

*श्लोकार्थ-२२: 'कालिन्दी' એવા નામવાળી યમુના જલમાં પિતાએ બનાવેલ મકાનમાં અચ્યુતના દર્શન થશે ત્યાં સુધી રહીશ.(૨૨)*

ભાવાર્થ, સુબોધિનીજી: કાલિંદ પર્વત પર તે પર્વતના રૂપથી આવેલા સૂર્યથી હું ઉત્પન્ન થયેલી હોવાથી, પાર્વતીના જેવું મારૂં પણ તપ છે એમ સૂચવેલ છે. 'યમુનાના જલમાં રહીશ' શબ્દોથી ગઢનું રહેઠાણ કહેલું છે. આ શબ્દથી યમુનાનો અને કાલિંદીનો ભેદ જણાવેલો છે. પર્વતની સ્થિતિ પ્રાપ્ત કરેલા સૂર્યથી આધિદૈવિક 'કાલિન્દી' એવા નામથી પ્રાપ્ત અને પ્રસિદ્ધ થયેલી આ કન્યા ઉત્પન્ન થયેલી. યમુનાને તો તેણે યમને ઉત્પન્ન કરીને, તે દોષ દૂર કરવા માટે ઉત્પન્ન કરેલી. બંનેમાં મળતાપણું હોવાથી આધિદૈવિક અને આધિભૌતિક તરીકે રહેલી હોવાથી લોકમાં એક હોય એમ જણાય છે. યમુના તપતીની પેઠે શાપથી નદી થયેલ પણ નથી. કારણ કે નદી સ્વરૂપ પહેલાં પણ હતું. વળી કાલિન્દી અધ્યાત્મિક દેવતારૂપ પણ નથી કારણ કે તેમ હોય તો યમુનાનો તે ત્યાગ કરે તે સંભવતું નથી અને કૃપા કરવા તથા દંડ કરવા સમયે જ દર્શન થાય છે. વળી બંને સૂર્યપુત્રી હોવાથી અને લોકમાં જુદાં પ્રસિદ્ધ નહિ હોવાથી તેમનો ભેદ જણાવતું ચિન્હ નહિ હોવાથી કાલિન્દીને આધિદૈવિક હોવાની કલ્પના કરવામાં આવે છે.

'પિતાએ બનાવેલા મકાનમાં' શબ્દોથી અહીં યમુનામાં જ રહેવાનું જરૂરીયાત કહેલી છે. સૂર્યે યમુનાના જલમાં મકાન બંધાવી તેમાં ભગવાન માટે મને રાખી છે. તેથી અચ્યુતનું દર્શન થશે ત્યાંસુધી ત્યાં રહીશ. પછી ભગવાનને ઘેર જઈશ. પરંતુ ભગવાનને અહીં રાખવાના નથી. (૨૨)

એવી રીતે સંવાદથી તેનું સ્વરૂપ જાણીને અર્જુને ભગવાનને તે બરાબર જણાવ્યું. તે નીચેના શ્લોકથી કહે છે.

**तथावदद्गुडाकेशो वासुदेवाय सोऽपि ताम् ।**
**रथमारोप्य तद्विद्वन्धर्मराजमुपागमत् ॥२३॥**

तत्र हेतुः गुडाकेश इति । गुडाकाया निद्राया : व्यामोहिकाया : ईश इति । सोऽपि मोक्षदाता । वासुदेव : तस्यास्तं निर्बन्धं दूरीकुर्वन् तां रथमारोप्य तमर्थं यथार्थं विद्वान् निदर्शनरूपं धर्मनिर्णायकं वा धर्मराजमुपागमत् ॥२३॥

एवं साधनशक्तिसिद्ध्यर्थं तां गृहीत्वा पश्चात् भक्तार्थं विश्वकर्मादीनाज्ञापयदित्याह यदैव कृष्ण इति ।

<u>શ્લોકાર્થ-૨૩:</u> *ગુડાકેશે એટલે અર્જુને વસુદેવને તે પ્રમાણે કહ્યું તે જાણનાર તે પણ તેને રથમાં બેસાડી ધર્મરાજા પાસે ગયા. (૨૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> એ પ્રમાણે સાધનશક્તિ પ્રાપ્ત થાય તે માટે તેનો સ્વીકાર કરી પછી ભકતો માટે વિશ્વકર્મા વિગેરેને આજ્ઞા કરી તે હવે કહે છે. (૨૩)

**तथावदद्गुडाकेशो वासुदेवाय सोऽपि ताम् ।**
**रथमारोप्य तद्विद्वन्धर्मराजमुपागमत् ॥२४॥**
**भगवांस्तत्र निवसन्स्वानां प्रियं चिकीर्षयन् ।**
**अग्नये खाण्डवं दातुमर्जुनस्यास सारथिः ॥२५॥**

नायं तस्य कृतिनिर्वन्धः । यदैव मनसा वा तत्कृत्वा समानीय वा स्थितः सन् पाण्डवैः संदिष्टः । भगवत्कर्तव्यमेव संदेशनियमेन ज्ञापितवान् । तदैव

परमाद्भुतं नगरं विश्वकर्मणा कारयामास । भगवानपि मनसा सृजेत्, ततश्च तत्र दोषा न प्रभविष्यन्तीति, गर्वाद्यभावे दुर्योधनादीनां निराकरणं न भवतीति विश्वकर्मणैव कारयामास ।

विश्वकर्मापि भगवदुपयोगाभावे ज्ञाते न सम्यक्करोतीति भगवांस्तत्र निवसन्नेव कारयामासेति पूर्वार्धमुभयत्र संबध्यते । तर्हि स्थितिः स्वार्थापि भविष्यतीत्याशङ्क्याह स्वानामेव प्रियं चिकीर्षयन् । न केवलं स्थानमुत्कृष्टं दापितवान्, किन्तु साधनान्यपीत्याह अग्नये खाण्डवं दातुमिति । भगवांस्तत्र निवसन्नित्यनुवर्तते । अन्यथा अग्निरपि संतुष्टो न भवेत् । भगवान् भक्तानां हितार्थं गुणभावमपि प्राप्तवानिति वक्तुमर्जुनस्य सारथिरासेत्युक्तम् ॥२५॥

गुप्ततयापि स्थित्वा अर्जुननाम्नैव इन्द्रादिजयं करिष्यामीति भगवदध्यवसायं ज्ञात्वा अग्निरप्यर्जुने संतुष्टो जात इत्याह सोऽग्निस्तुष्ट इति ।

<u>શ્લોકાર્થ-૨૪-૨૫:</u> *જ્યારે કૃષ્ણને વિનંતી કરવામાં આવી ત્યારે તે ભગવાને ત્યાં રહેતા પાંડવો માટે ઘણું જ અદભૂત વિચિત્રનગર વિશ્વકર્મા પાસે કરાવ્યું. ત્યાં રહેતા પોતાના ભક્તનું પ્રિય કરવાની ઈચ્છાવાળા ભગવાન અગ્નિને ખાંડવ આપવા માટે અર્જુનના સારથી થયા. (૨૪-૨૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આ નગર બનાવવાનું તેમને ભગવાનને જરૂરનું કાર્ય ન હતું. જ્યારે પાંડવોએ મનથી અને વાણીથી વિનંતી કરી. તે માટે તેડાવીને ત્યારે જ ભગવાને વિશ્વકર્મા પાસે ઘણું જ અદભૂત વિચિત્રનગર કરાવ્યું. જો ભગવાન મનથી નગર રચે તો તેમાં દોષ થાય નહિ એટલે દુર્યોધન વિગેરેને અહંકાર ન થવાથી તેમનું અપમાન ન થાય તેથી ભગવાને વિશ્વકર્મા પાસે કરાવ્યું. વિશ્વકર્મા પણ ભગવાનને તેનો ઉપયોગ નથી એમ જાણે તો સારૂં ન કરે તેથી ભગવાને ત્યાં રહીને જ કરાવ્યું. ત્યારે ભગવાનને ત્યાં રહેવાનું સ્વાર્થ માટે જ હશે એવી શંકા થાય તેથી 'પોતાના ભકતોનું પ્રિય કરવાની ઈચ્છવાળા' શબ્દો યોજેલ છે. માત્ર ઉત્તમ સ્થાન અપાવ્યું એટલું જ નહિ પણ સાધનો પણ અપાવ્યાં. ત્યાં રહેતા ભગવાને આ શબ્દોનો સંબંધ ચાલું છે. તેમ ન હોય તો અગ્નિને પણ સંતોષ ન થાય. ભકતોના હિત માટે ભગવાને આધીનપણાની સ્થિતિ પણ સ્વીકારી એમ

કહેવા 'અર્જુનના સારથી થયાં' એમ કહેલું છે. (૨૪-૨૫)

છુપી રીતે પણ અહીં રહીને અર્જુનના નામથી જ હું ઈન્દ્ર વિગેરે પર વિજય પ્રાપ્ત કરીશ એવો ભગવાનનો નિશ્ચય જાણીને અગ્નિ પણ અર્જુન પર પ્રસન્ન થયો તે હવે કહે છે.

**सोऽग्निस्तुष्टो धनुरदाद्धयान्श्वेतान्रथं नृप ।**
**अजुनायाक्षयौ तूणौ वर्म चाभेद्यमस्त्रिभिः ॥२६॥**

अग्ने पञ्चाङ्गानि पञ्चापि दत्तवान् । 'धनुर्यज्ञादुत्पन्नमिषवश्च यज्ञजन्मा ही'ति श्रुतेः । श्वेताः सात्त्विकाः मथनादुद्भूताः आग्नेया एव । अक्षयतूणीरावपि साहचर्यादाग्नेयौ । सवैरेवास्त्रिभिरभेधं वर्म दैवत्यमपि 'अग्निः सर्वा देवता' इत्याग्नेयमेव ॥२६॥

अन्यदपि दापितवानित्याह मयश्च मोचित इति।

<u>શ્લોકાર્થ -૨૬ :</u> *હે નૃપ! તે અગ્નિએ પ્રસન્ન થઈને અર્જુનને ધનુષ્ય, ધોળા ઘોડાઓ, રથ, બાણ ન ખૂટે તેવા બે ભાથાઓ અને કવચ આપ્યાં. (૨૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> અગ્નિના પાંચ અંગ છે. તે પાંચે આપ્યા. ધનુષ્ય યજ્ઞમાંથી ઉત્પન્ન થયું છે અને બાણો યજ્ઞમાંથી જન્મેલા છે એ શ્રુતિ પ્રમાણે એ શ્રુતિ પ્રમાણે એ બે અગ્નિના અંગ છે. સાત્વિક ધોળા ઘોડાઓ મથનથી ઉત્પન્ન થયેલા અગ્નિના અંગ જ છે. બાણ ન ખૂટે તેવા બે ભાથાઓ પણ સાથે રહેનાર હોવાથી અગ્નિના અંગ છે. બધા શસ્ત્રધારિઓથી ભેદી ન શકાય એવું કવચ છે. અગ્નિ સર્વ દેવતા છે. તે તેનું અંગ છે. (૨૬)

બીજુ પણ ભગવાને અપાવ્યું. તે નીચેના શ્લોકથી કહે છે.

**मयश्च मोचितो वह्नेः सभां सख्य उपाहरत् ।**
**यस्मिन्दुर्योधनस्यासीज्जलस्थलदृशि भ्रम : ॥२७॥**

अत्राशेषविशेषकथा भारतादनुसन्धेया । वह्नेर्मोचितो मयः सख्ये सभामुपाहरत् । भगवता मोचितः भगवते स्वकार्यं दातुमयुक्तम्, भगवति न

प्रभवतीति च, भगवान् मन्यते । यद्यप्युर्जुनः सखा, तथापि तत्सम्बन्धात् । सख्ये दत्तं च, भगवान् मन्यते । यद्यप्यर्जुनः सखा, तथापि तत्सम्बन्धात् राज्ञे दत्तमिति । तस्या उपयोगमाह यस्यामिति । जले स्थलभ्रमः, स्थले च जलभ्रम इति । वस्तुनि न भ्रमः, किन्तु दृश्येव ॥२७॥

एवं मुख्यशक्त्या ऐश्वर्यरूपया स्वरूपज्ञानरूपया वा यावत्कर्तव्यं तत्कृत्वा तावत्तामात्मसादकृत्वा अन्यथा सर्वात्मना अन्योपकारो न भवतीति तस्या विवाहं कर्तुं भगवान् द्वारकां गत इत्याह स तेनेति।

*<u>શ્લોકાર્થ-૨૭ :</u> વળી અગ્નિમાંથી મુક્ત કરેલા મયે મિત્રને સભા આપી. સભામાં દુર્યોધનને જલ અને સ્થલ જોવામાં ભ્રમ થયો હતો.(૨૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> અહીં બધી વધારાની કથાનું ભારતમાંથી અનુસંધાન કરવું. અગ્નિમાંથી મુક્ત કરેલા મયે મિત્રને સભા આપી. ભગવાનને પોતે બનાવેલી વસ્તુ આપવી અયોગ્ય અને ભગવાનને પોતે ઉપયોગી થઇ શકે નહિ. વળી સેવા કરવી જોઇએ. તેથી ભગવાનને પોતાને આપવાની શક્તિવિનાનો હોવાથી તેમના મિત્ર અર્જુનને આપી. મિત્રને આપેલું ભગવાન માન્ય કરે છે.

જોકે અર્જુન ભગવાનનો મિત્ર હતો. છતાં પણ અર્જુનના સંબંધને લીધે રાજા યુધિષ્ઠરને અપાયું. તેથી તે સભાનો ઉપયોગ ઉત્તરાધને કહેલો છે. જલમાં જમીનનો ભ્રમ અને જમીનમાં જલનો ભ્રમ એવો ભ્રમ થયો. વસ્તુમાં ભ્રમ ન હતો. પરંતુ જોવામાં ભ્રમ થયેલો. (૨૭)

એવી રીતે ઐશ્વર્યરૂપ, જ્ઞાનરૂપ મુખ્ય શક્તિને પોતાની કર્યા વગર જેટલું કરવા યોગ્ય હતું તેટલું બધું કરીને તેની સાથે વિવાહ કરવા ભગવાન દ્વારકાં પધાર્યા તે કહે છે.

**स तेन समनुज्ञातः सुहृद्भिश्चानुमोदितः ।**
**आययौ द्वारकां भूयः सात्यकिप्रमुखैर्वृतः ॥२८॥**

सोऽर्जुनः सखा राजा वा । तेन मयेनार्जुनेन वा सम्यगनुज्ञातः स्वस्य

कृतकार्यत्वं ज्ञात्वा सर्वैरेव बन्धुभिर्गमनं कृतं चानुमोदितः, चकाराद्देवैरपि । स्वकृतं सर्वजनीनं जातमिति ज्ञापयितुमेतदुक्तम् । यैः सह गतः तैः सह पुनरागत इति । कृत्यैव ते कृतार्थाः कृता इति न सहायार्थं तेषामुपयोगः कर्तव्य इति सूचितम् । अतः सात्यकिप्रभृतयस्तत्र न विनियुक्ताः । नयनानयने तु विवाहस्य प्रामाणिकत्वज्ञापके ॥२८॥

अतः सर्वसम्मतां पश्चात्तामुपयेम इत्याह अथेति ।

<u>શ્લોકાર્થ - ૨૮:</u> *તેને તેનાથી લાભ પ્રાપ્ત કર્યો અને બંધુઓએ અનુમોદન આપેલા ભગવાન સાત્યાકિથી વીંટાયેલા પાછા દ્વારકા પધાર્યા. (૨૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ભગવાનના મિત્ર અર્જુને મયથી સારીરીતે લાભ પ્રાપ્ત કર્યો. યુધિષ્ઠિરે અર્જુન પાસેથી સારી રીતે લાભ લીધો. ભગવાને પોતાનું કાર્ય પાર પાડયું છે એમ જાણીને બધાએ બંધુઓને પધરામણી માટે અનુમોદન આપ્યું. 'च' અને 'શબ્દથી દેવોએ પણ અનુમોદન આપ્યું. જેઓની સાથે ભગવાન ઈંદ્રપ્રસ્થ પધારેલા તેઓની સાથે પાછા દ્વારકા પધાર્યા એમ સૂચવેલું છે કે ભગવાનના કૃત્યુથી જ પાંડવો કૃતાર્થ કરેલા તેથી તે સાત્યકિની સહાય કરનાર તરીકે ઉપયોગ ન હતો. તેઓને ઈંદ્રપ્રસ્થ લાવવાનું અને દ્વારકા લઈ જવાનું તો વિવાહનું પ્રમાણિકપણું જણાવનારાં છે. (૨૮)

તેથી સર્વનું અનુમોદન પામેલા કાલિન્દીને ભગવાન પરણ્યા. તે હવે નીચેના શ્લોકથી કહે છે.

**अथोपयेमे कालिन्दीं सुपुण्यर्त्वृक्ष ऊर्जिते ।**
**वितन्वन्परमानन्दं स्वानां परममङ्गलम् ॥२९॥**

सुष्ठु पुण्ये नक्षत्रे । ऊर्जिते सर्वग्रहानुगुणे । पुण्यनक्षत्रं वैदिकम् । ऊर्जितत्वं ज्योतिः शास्त्रप्रशस्तत्वम् । वितन्वन् परमानन्दमिति सर्वेषां सम्मतिरुक्ता, रुक्मिणीप्रभृतीनामपि । किञ्च । विवाहमात्रेण न सुखं दत्तवान्, किन्तु स्वरूपतोऽपि परमङ्गलरूपः । अतो विशिष्टः फलदायी जात इत्यर्थः ॥२९॥

विवाहान्तरमाह द्वाभ्याम्, विन्दानुविन्दानिति ।

શ્લોકાર્થ - ૨૯: પછી પોતાના ભક્તોના પરમ મંગલરૂપ ભગવાન ઋતુના ઘણા ઉત્તમ નક્ષત્રમાં પોતાના ભક્તોને પરમ આનંદ પ્રાપ્ત કરાવતાં કાલિન્દીને પરણ્યા. (૨૯)

ભાવાર્થ, સુબોધિનીજી : ઘણાં પ્રવિત્ર નક્ષત્રમાં પરણ્યાં. પવિત્ર નક્ષત્ર વૈદિક છે. ઉત્તમપણું એટલે જ્યોતિશાસ્ત્રમાં પંકાયેલા હોવાપણું 'પરમાનંદ પ્રાપ્ત કરાવતાં' શબ્દોથી રૂક્મિણી વિગેરેનું પણ અનુમોદન કહેલું છે. વળી ભગવાને વિવાહથી માત્ર સુખ આપ્યું એમ નહિ પરંતુ સ્વરૂપથી પણ મંગલરૂપ થયા. એટલે ઉત્તમ ફલ આપનારા થયા એવો અર્થ છે. (૨૯)



નીચેના બે શ્લોકથી બીજો વિવાહ કહે છે.

**विन्दानुविन्दावावनत्यौ दुर्योधनवशानुगौ ।**
**स्वयंवरे स्वभगिनीं कृष्णे सक्तां न्यषेधाताम् ॥३०॥**
**राजाधिदेव्यास्तनयां मित्रविन्दां पितृष्वसुः ।**
**प्रसह्य हृतवान्कृष्णोराजन् राज्ञां प्रपश्यताम् ॥३१॥**

द्वितीयपक्षस्थेयम् । तानप्युद्धर्तुं भगवान् गृह्णाति । मित्रविन्दाया अवन्तिदेशे स्थितिः । तत्रैव स्वयंवरः तत्र दुर्योधनादयोऽपि गताः । भगवांश्च । ततः स्वयंवरणप्रस्तावे दूराद्भगवन्तं दृष्ट्वा निकटे स्थितौ भ्रातरावाह 'मया कृष्णो वरणीय' इति । ततस्तौ तस्या आसक्तिं च ज्ञातवन्तौ । तयोर्विचारेण दुर्योधनो वरणीय इति । यतस्तस्यैव वशावनुगौ च । यथा रुक्मी । स्वभगिनी स्वोदरेति न तत्रान्यं प्रतिबन्धं कर्तुं शक्तः । न्यषेधताम् । भगवत्सम्मुखे विलम्बमानाम् । ततः अपसार्य दुर्योधनसमीपे नेतुं प्रवृत्तावित्यर्थः । ततो भगवानेतज्ज्ञात्वा तौ दूरीकृत्य रथवेगेन शीघ्रमागत्य तां जहारेत्याह राजाधिदेव्या इति । राजाधिदेवी वसुदेवभगिनी नवमे निरूपिता । सा तु लोकन्यायेनमातुलकन्यावत् भाग एव भवति । अतो न दानापेक्षा । कन्यायां परमन्यासक्तायां ग्राह्यानवेति विचारः । सापि राजस्वधिकं दीव्यतीति भगवन्तमेव मन्यते । कन्यापि मित्राण्येव विन्दतीति नानभिप्रेतं प्राप्नोति । पितृष्वसुरिति कुलद्वयेऽपि तस्या विवाहः अन्ये च राजानः साक्षिणो जाताः ।

तेनायं विवाहः सर्वसम्मतः सर्वसाक्षिकश्च । संबोधनं च तादृशम् । सम्मतमिति सम्मत्यर्थम् ॥३१॥

तृतीयं विवाहमाह भक्तिरूपम्, नग्नजिदिति चतुर्विंशतिभिः ।

श्लोકાર્થ - ૩૦-૩૧ : દુર્યોધનને અધીન સેવક અવન્તિના વિંદ અને અનુવિંદે શ્રીકૃષ્ણમાં આસક્તિવાળી પોતાની બેન ભગવાનની ફોઇ રાજાધિદેવીની પુત્રી મિત્રવિંદાને સ્વયંવરમાં શ્રીકૃષ્ણને પ્રસંદ કરતાં અટકાવી. હે રાજન્ ! રાજાઓના દેખતાં શ્રીકૃષ્ણે બલથી તેનું હરણ કર્યું. (૩૦-૩૧)

ભાવાર્થ, સુબોધિનીજી : આ બીજા પક્ષમાં રહેલી હતી. તેઓનો પણ ઉદ્ધાર કરવા ભગવાન તેને સ્વીકારે છે. મિત્રવિંદા અવંતિદેશમાં રહેતી હતી. ત્યાં તેનો સ્વયંવર થયો. દુર્યોધન વિગેરે પણ ગયેલા. ભગવાન પણ પધારેલા. પછી પોતે પસંદ કરાયેલા ભગવાનને દૂરથી જોઈને પાસે રહેલા બે ભાઈઓને તેણે કહ્યું કે મારે તો શ્રીકૃષ્ણને પસંદ કરવા છે. પછી તે બે ભાઈઓએ તેની આસક્તિ જાણી, તેઓના વિચારે દુર્યોધન પ્રસંદ કરવા યોગ્ય હતો. કારણ કે રૂક્મીની પેઠે તેઓ તેને જ આધીન સેવકો હતા. પોતાની બેન એક જ ઉદરમાંથી ઉત્પન્ન થયેલી તેથી તેઓ પ્રતિબંધ કરી શકયા નહિ. પણ ભગવાનની સામે ઉભી રહેલીને ત્યાંથી ખસેડીને દુર્યોધનની પાસે લઈ જવાની પ્રવૃત્તિ કરી એવો અર્થ છે.(૩૦)

પછી ભગવાને આ જાણીને તેઓને દૂર હડસેલીને રથના વેગથી ઉતાવળા આવી તેનું હરણ કર્યું. એમ એકત્રીસમા શ્લોકથી કહે છે. વસુદેવની બેન રાજધાદેવીનું નવમા સ્કંધમાં નિરૂપણ કરેલું છે. તે રાજાધિદેવીની પુત્રી તે મામાની પુત્રીની પેઠે લોકના નિયમ મુજબ ભગવાનનો ભાગ જ હતી. તેથી કન્યાદાનની જરૂર જ ન હતી. પરંતુ જો કન્યા બીજામાં આસક્તિવાળી હોય તો તેને ગ્રહણ કરવી કે નહિ એનો વિચાર કરવાનું રહે. તે રાજાધિદેવી પણ રાજાઓમાં ઘણી શોભતી હતી. તેથી ભગવાનને જ જમાઈ તરીકે ધારતી હતી. કન્યા પણ મિત્રોને જ પ્રાપ્ત કરાવનારી હતી. તેથી ન ઈચ્છેલું પ્રાપ્ત કરતી ન હતી.

'ફોઈ' એ શબ્દથી એમ સૂચવેલ છે કે બંને કુલમાં ભગવાન સાથે વિવાહ પસંદ થયેલો હતો. 'બલથી' એટલે બે ભાઈઓ પાસેથી ખેંચી લઈને ભગવાને

તેનું કરણ કર્યું. કારણ કે શ્રીકૃષ્ણ સ્ત્રીનું હિત કરનારા છે. વળી બીજા રાજાઓ સાક્ષી થયા. તેથી આ વિવાહ સર્વની સંમતિ પસંદગીવાળો અને સાક્ષીવાળો થયો. હે રાજન્ ! એ સંબોધન પરીક્ષિત માટે કહેલું છે. (૩૧)

નીચેના શ્લોકથી આરંભી ચોવીસ શ્લોકથી ત્રીજા ભક્તિરૂપ વિવાહનું નિરૂપણ કરે છે.

**नग्नजिन्नाम कौरव्य आसीद्राजातिधार्मिकः ।**
**तस्य सत्याभवत्कन्या देवी नाग्नजिती नृप ॥३२॥**



ज्ञाने सर्वे विरोधिनः, भक्तौ प्रकृतिरेवेति व्यसनान्येवात्र बाधकानीति तान्येकेन रूपेण दूरीकर्तुमशक्यानीति सप्तविधा साधनशक्तिरुक्ता । अन्यथा त्रिभिरेव प्रेमसम्पत्तौ पादसेवनादीनां वैयर्थ्यमेव स्यात् । सख्यात्मनिवेदने च भगवता स्वधर्मस्थापनार्थं कियते । तत्कृता भगवत्तुल्यः पश्चाद्व्यसनानि समूलं दूरीकरोतीति ज्ञापयितुं स्वयं भगवानत्र सप्त रूपाणि करिष्यति । इयं च भक्तिः पाषण्डे न भवतीति ज्ञापयितुं नग्नजिद्राज्ञः कन्यात्वेन सा निरूप्यते । नग्नान् वेदरहितान् जयतीति । अत एव प्रसिद्धः । त्वमपि कौरव्यः । कौरववंशे उत्पन्नः विश्वासं करिष्यतीति । न केवलं विपक्षानेव दूरीकरोति, किन्तु श्रौतस्मार्तादिसर्वधर्मपरः । अतिधार्मिकः । स्वरूपतोऽपि महान् राजा । तस्य गुणत्रयमपि समीचीनमिति तत उत्पन्ना नाग्नजितीत्याह तस्येति । कौसल्येति पाठे कोसलदेशाधिपतिरयोध्याराजा । सत्येति नाम । स्वरूपतः फलतः साधनतश्चेयं भक्तिः सत्येति । अत एव वेदविरुद्धमतेषु अधमेषु कर्मविहीनेषु भक्तिः सत्या न भवतीति द्योतितम् । उत्कर्षवादा एवातोऽन्यथा । अन्यथा भक्तिशास्त्रं व्यर्थमेव स्यात् । सहस्रशो भगवदंशा दृष्टप्रत्ययान्यपि सम्पादयन्तीति शास्त्रे अनुक्ता भक्तिः न भक्तिरिति । भगवत्साक्षात्कारात्पूर्वमेवैषा व्यवस्था । सा च देवतारूपा अलौकिकी कन्या न कमपि भगवदंशं गृहीत्वा स्थिता । असाधारणी मूलभूतेनैव ग्राह्या, न केवलम्, यतो भक्तिः प्राप्यते, स एव वेदानुसारी । किन्तु यत्रापि तिष्ठति, तेनापि तथा भाव्यमिति नाग्नजितीत्युक्तम्

। पितुरनुसारिणी, न मातुरिति ज्ञापयितुं च । 'धन्या पितृमुखी कन्या' इति वाक्यात् । नृपेति स्नेहार्थं सम्बोधनमनासक्त्यर्थं च ॥३२॥

सा भगवन्निमित्तमेव कथं स्थितेति शङ्कां परिहर्तुं तत्प्राप्तौ व्यसनानीव प्रतिबन्धका वृषाः स्थिता इत्याह न तां शेकुरिति ।

<u>શ્લોકાર્થ - ૩૨ :</u> *હે કૌરવ્ય ! નગ્નજિત નામે ઘણો ધાર્મિક રાજા હતો. હે રાજા ! તેની સત્યા નામની કન્યા નાગ્નજિતી દેવતા રૂપ હતી. (૩૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જ્ઞાનમાં બધા વિરોધ કરનારા હોય છે. ભક્તિમાં માત્ર પ્રકૃતિ જ વિરોધ કરનારી હોવાથી આ ભક્તિમાં વ્યસનોજ પ્રતિબંધ કરનારાં હોવાથી એક સ્વરૂપથી તેને દૂર કરવાનું બની શકે એમ ન હોવાથી અહીં સાત પ્રકારની સાધનભક્તિનું નિરૂપણ કરેલું છે. તેમ ન હોય તો ત્રણ પ્રકારની ભક્તિથી ભગવાનમાં પ્રેમ પ્રાપ્ત થતાં પાદસેવનમ્રૂપી ભક્તિના પ્રકારો નકામા જ થાય. સાખ્ય અને આત્મ નિવેદન ભગવાનન પોતાના ધર્મોનું સ્થાપન કરવા કરે છે. તે કરીને ભગવાનની સમાન થઈને વ્યસનોને દૂર કરે છે. એમ જાણાવવા પોતે અહીં સાત રૂપો ધારણ કરશે.

વળી પાખંડ હોય ત્યાં ભક્તિ હોતી નથી. એમ જાણાવવા તેને નગ્નજિત રાજાની કન્યા તરીકે વર્ણવે છે. 'नग्नान्' વેદ વિનાના ઉપર 'जयति' જય પ્રાપ્ત કરે તે નગ્નજિત. તું પરીક્ષિત પણ કૌરવ્ય છે એટલે કૌરવવંશમાં ઉત્પન્ન થયેલો હોવાથી આ કથામાં વિશ્વાસ રાખીશ. (૨) નગ્નજિત ઘણો ધાર્મિક હતો. પરંતુ શ્રૌત્ર અને સ્માર્ત વિગેરે સર્વ ધર્મોમાં આસક્તિવાળો હતો. (૩) રાજા હોવાથી સ્વરૂપથી પણ પ્રતાપી હતો. તેના ત્રણ ગુણો સારા હોવાથી 'નાગ્નજિતી' ઉત્પન્ન થઈ. તે કૌશલ દેશનો અધિપતિ એટલે અયોધ્યાનો રાજા હતો એવો અર્થ છે. 'સત્યા' એવું કન્યાનું નામ હતું. કારણ કે સ્વરૂપથી અને ફલથી અને સાધનથી આ ભક્તિ સાચી છે. તેથી એમ જાણાવેલું છે કે અધર્મ કર્મરહિત વેદથી વિરૂધ્ધ મતોમાં સાચી ભક્તિ હોતી નથી. તેથી તે માત્ર પ્રશંસાના જ વાક્યો છે. તેમ ન હોય તો ભક્તિશાસ્ત્ર વ્યર્થ થાય.

હજારો ભગવાનના અવયવો અને રૂપો તેનો પ્રભાવ અનુભવવામાં આવેલ

કરાવે છે. તેથી શાસ્ત્રમાં ન કહેલી ભક્તિ ભક્તિ ગણાતી નથી એવો અર્થ છે. ભગવાનનો સાક્ષાત્કાર થતાં પહેલાની આ વ્યવસ્થા છે.

વળી તે દેવતારૂપ અલૌકિક કન્યા કોઈ પણ ભગવાનના અંશનો સ્વીકાર કરતી નથી. અસાધારણ તે કન્યા મૂલરૂપ ભગવાનને જ ગ્રહણ કરવા યોગ્ય હતી. જેનાથી ભક્તિ પ્રાપ્ત થાય છે. તેજ વેદને અનુસરનારો હતો. એટલું જ નહિ પરંતુ જ્યાં તે રહે તે પણ તેનું વેદને અનુસાર જ હોવું જોઈએ એવા અભિપ્રાયથી 'નગ્નજીતી' એવું નામ કહેલું છે.

'પિતાના મુખ્યપણાવાળી કન્યા ધન્ય છે.' એ વાક્ય પ્રમાણે તે પિતાને અનુસરનારી હતી. માતાને અનુસરનારી ન હતી. હે નૃપ ! એ સંબોધન પરીક્ષિત પર સ્નેહ જણાવવા અને તેને આસક્તિ થતી નથી એમ જણાવેલ છે. તે ભગવાન માટે શા માટે રહેલી ? એવી શંકા દૂર કરવા તેને પ્રાપ્ત કરવામાં વ્યસનોના જેવા વિઘ્ન કરનારા આખલાઓ હતા એમ નીચેના શ્લોકથી કહે છે.

**न तां शेकुर्नृपा वोढुमजित्वा सप्त गोवृषान् ।**
**तीक्ष्णश्रृङ्गन् सुदुर्मर्षान् वीरगन्धासहान् खलान् ।।३३।।**

यतो नृपा राजसा : अत एव तां वोढुं सप्तगोवृषान् अवध्यान् रुधिरसम्बधमपि कारयितुमयुक्तान् स्वतः अजित्वा तां वोढुं न शक्ताः । सप्तभिर्मिलितैर्जये सप्तानां सा भवतीति वैदिके पक्षे स निषिद्ध इति नग्नजिता न क्रियते । 'तस्मात् नैका द्वौ पती विन्दत' इति श्रुतेः । वार्क्षीद्रौपदीप्रभृतिषु 'ते दश प्राणाः, एते चेन्द्राः, पञ्चमुखो वा महादेव' इति कालवशात्पुष्टिवशाद्वा प्रलयात्पूर्वमेवं भवतीति न मर्यादायामेवं कर्तुं युक्तम् । तस्माद्भक्तिर्भगवतैव प्राप्तव्या, ज्ञानेन च भगवत्त्वमिति पूर्णबोधा एव भगवद्भक्ता भवन्ति । तान् वृषान् अजेयत्वार्थं वर्णयति तीक्ष्णश्रृङ्गानिति । शरीरेण दुष्टता निरूपिता। अजेयता च । सुदुर्मर्षानिति । दुष्टो मर्षः क्रोधो येषामिति स्वभावदोषो निरूपितः । अन्तःकरणदोषो वा । इन्द्रियदोषानाह । वीरस्य गन्धमपि न सहन्त इति। खलानिति सहजो जीवदोषः । आसुरास्ते जीवा इति । अतो

दोषचतुष्टयादजेयाः ॥३३॥

**अतः सर्वेषु निवृत्तेषु भगवान् प्रवृत्त इत्याह तां श्रुत्वेति ।**

<u>શ્લોકાર્થ - ૩૩ :</u> *તીક્ષ્ણ શીંગડાવાળા, ઘણા ક્રોધી, વીરની ગંધ નહિ સહન કરનાર, અધમ, સાત ઉત્તમ આખલાઓને વશ નહિ કરીને રાજાઓ તેને પરણી શકયા ન હતા.(૩૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> રાજાઓ રાજસ્ હોય છે. તેથી તેને પરણવા માટે સાત ઉત્તમ આખલાઓ જેમનો વધ ન કરી શકાય અને જેઓને રૂધિરનો સંબંધ કરાવવો તેને પરણી શકયા ન હતા. સાત રાજાઓ ભેગા થઈને વશ કરે તો તે સત્યા સાતની થાય તેથી વૈદિક મત પ્રમાણે તે કરવાની મના હોવાથી તેથી 'એક પત્ની બે પતિ પ્રાપ્ત ન કરે' એ શ્રુતિ પ્રમાણે નગ્નજીતે કરેલ નહતું. દ્રૌપદિ વિગેરેના પ્રસંગમાં તો તે દશ પ્રાણો છે અને આ ઈંદ્રો છે અથવા પાંચ મુખવાળા મહાદેવ છે. એ વાક્ય પ્રમાણે વધારે પતિઓને પરણવાનું થતું તેથી મર્યાદામાર્ગમાં એવું કરવું યોગ્ય નથી.

તેથી ભક્તિ ભગવાને જ પ્રાપ્ત કરવા યોગ્ય છે અને જ્ઞાનથી ભગવત્પણું પ્રાપ્ત થાય છે. તેથી પૂર્ણ જ્ઞાનવાળા જ ભગવાનના ભકતો થાય છે.

તે આખલાઓ વશ કરી શકાય તેવા ન હતા. 'તીક્ષ્ણ શીંધડાવાળા' વિશેષણથી શરીરને લીધે દુષ્ટપણું અને વશ ન કરી શકાય તેવા હોવાપણું કહેલ છે. 'ઘણા ક્રોધી' એટલે જેનો ક્રોધ દુષ્ટ હતો એ સ્વભાવનો દોષ અથવા અન્તઃકરણનો દોષ કહ્યો. 'વીરની ગંધ પણ સહન કરતા ન હતા' એ વિશેષણથી ઈંદ્રિયોના દોષ કહેલ છે. 'અધમ' વિશેષણથી જીવનો કુદરતી દોષ શકાય તેવા હતા.(૩૩)

ભગવાને તેને વશ કરવાની પ્રવૃત્તિ કરી તે હવે નીચેના શ્લોકથી કહે છે.

**तां श्रुत्वा वृषजिल्लभ्यां भगवान्सात्त्वतां पति :।**
**जगाम कौसल्यपुरं सैन्येन महता वृतः ॥३४॥**

**यो हि व्यसनापनुत्, स एव विषय इति लोके फलिष्यति ।**

क्षुत्पिपासे तथा रोगाः कर्माणि द्विविधानि च।
लोकोपद्रवरूपाणि चत्वार्यावश्यकानि हि॥१॥
द्यूतं पानं स्त्रियश्चेति त्रीण्यनावश्यकानि हि।
मृगयादि सर्वेषां तस्मान्न व्यसनानि हि॥२॥
विशेषेणासनं यत्र व्यसनं तत्प्रकीर्तितम्।
ज्ञातेऽपि दोषे यस्यास्ति न निवृत्तिस्तदेव तत्॥३॥

भगवानेव तानि दूरीकर्तुं शक्त इति वृषजिन्मात्रलभ्यां तां श्रुत्वा। समर्थो भगवान्। सात्त्वतां भक्तानां पतिः। अन्यथा भक्तोद्धारो न भवतीति स्वयं जगाम। कौसल्याः कौसलदेशराजानस्तेषां पुरमयोध्याम्। महता सैन्येन वृत इति। महत्त्वाकाङ्क्षिणो राज्ञः संतोषार्थम्। 'देवानां पूरयोध्या' इत्यादिश्रुतौ नगर्या अपि दैत्यनिवारकत्वमुक्तम्॥३४॥

ततस्तस्याभिनन्दनमाह स कौसलपतिरिति।

<u>શ્લોકાર્થ - ૩૪ :</u> આખલાઓને વશ કરનારને તે પ્રાપ્ત થવાની છે એમ સાંભળીને પતિ ભગવાન મોટા સૈન્યથી વીંટાયેલા થઈ કૌશલપુર પધાર્યા. (૩૪)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કારણ કે જે વ્યસનોને દૂર કરનાર હશે તેજ પતિ થશે એવું લોકમાં પરિણામ આવશે.

<u>કારિકા - ૧૨ :</u> (૧) ભૂખ (૨) તરસ (૩) રોગો (૪) બે પ્રકારના કર્મો લોકોને પીડારૂપ જરૂરી તેવા ચાર (૫) દ્યૂત (૬) મદિરાપાન (૭) સ્ત્રીઓ એ ત્રણ લોકોને જરૂરી નહિ તેવાં વ્યસનો છે.

<u>કારીકા - ૧૩ :</u> મૃગયા વિગેરે સર્વનાં વ્યસનો નથી. તે વ્યસનો નથી જેની અંદર ખાસ કરીને ફેંકવાનું નીચે પડવાનું છે. તેને વ્યસન કહેલું છે. જેને દોષ તરીકે જાણવામાં આવેલ હોવા છતાં જેનાથી દૂર રહેવાતું નથી તે વ્યસન છે. (૧૩)

ભગવાન જ તે વ્યસનોને દૂર કરવા શક્તિમાન છે. માત્ર આખલાઓને વશ કરનારને તે પ્રાપ્ત થવાની છે. એમ સાંભળીને ભક્તોના પતિ સમર્થ ભગવાન પધાર્યા. તેમ ન કરે તો ભક્તોનો ઉદ્ધાર થાય નહિ. કૌશલ દેશના

રાજાઓ અયોધ્યાપુરીમાં પધાર્યા. તે રાજાને સંતોષ થાય તે માટે 'મોટા સૈન્યથી વીંટાયેલા થઈને' પધાર્યા. અયોધ્યા દેવોની પુરી છે. તે નગરીને દૈત્યોને દૂર રાખનારી કહેલી છે. (૩૪)

પછી રાજાએ ભગવાનનું સ્વાગત કર્યું. તે હવે કહે છે.

**स कौसलपतिः प्रीतः प्रत्युत्थानासनादिभिः।**
**अर्हणेनापि गुरुणा पूजयन् प्रत्यनन्दत ॥३५॥**

महांश्चेन्नानुमन्येत, तदा बलादनभिप्रेतानां सम्बन्धिनी समीचीना न भवतीति तस्य पुरस्कार उच्यते । लौकिकन्यायेन स करिष्यतीति शङ्कां वारयितुमाह प्रीत इति। प्रत्युत्थानमासनं च आदिभूते येषाम्, स्वयमुपविष्टः । गुरुणा अर्हणेनेति । अमूल्यद्रव्यैः पूजयामास । एवं कर्तुः कन्यादानमभिप्रेतं भवतीति । ततः प्रत्यनन्दत साधु समागतमिति प्रतिनन्दनं च कृतवान कदाचिद्भ्यवान् कृपां कुर्यात्, तदा कन्या कृतार्था भविष्यतीति । अनेन राजा सन्दिग्ध इत्युक्तम् । वृषजयाभावेऽपि ॥३५॥

अन्ये तु निःसन्दिग्धा एव, प्रतिज्ञापूरणाभावेऽपि तन्मात्रादयः कन्या चेत्याह वरं विलोक्येति ।

<u>શ્લોકાર્થ -૩૫ :</u> *તે કોશલના રાજાએ પ્રસન્ન થઈને, આસન ઉપરથી ઉભા થઈ, કિંમતી પૂજાના દ્રવ્યોથી પણ તેમની પૂજા કરતાં સ્વાગત કર્યું. (૩૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જો મોટા પુરૂષને આવકાર આપવામાં ન આવે તો બલને લીધે જે ઈચ્છેલા ન હોય તેઓના સંબંધવાળી કન્યા મળતાવડી ન રહે. તેથી રાજાએ કરેલા આવકારનું વર્ણન કરવામાં આવે છે. તે લૌકિક નિયમ મુજબ આવકાર કરતો હશે. એવી શંકામાં 'પ્રસન્ન થઈને' વિશેષણથી તે દૂર કરે છે. આસન ઉપરથી ઉભા થવું અને આસન આપવું એ પ્રકારનો આવકાર આપ્યો.

'કિંમતી પૂજાના દ્રવ્યોથી' પૂજા કરી એમાં કન્યાનું દાન કરવું ઈચ્છેલું હોય છે. 'સ્વાગત કર્યું' એટલે ભલે પધાર્યા એવો આવકાર આપ્યો. આથી ભગવાન કૃપા કરે તો કન્યા કૃતાર્થ થાય. આથી એમ કહેલું છે કે આખલાઓને ભગવાને

હજી જીત્યા ન હતા છતાં પણ રાજાને તે જીતશે એમ લાગ્યું. (૩૫)

કન્યા અને તેની માતાએ ભગવાને પ્રતિજ્ઞા પુરી કરી ન હોવા છતાં તે પુરી કરશે તે નીચેના શ્લોકથી કહે છે.

**वरं विलोक्याभिमतं समागतं नरेन्द्रकन्या चकमे रमापतिम्।**
**भूयादयं मे पतिराशिषोऽमलाः करोतु सत्या यदि मे धृतो व्रतैः ॥३६॥**

कन्यया यो वरणीयः, सर्वैरपि, सोऽयं स्वयमागतो वरयितुम्, तत्रापि स्वस्याभिमतम् । नरेन्द्रकन्या स्वयमपि विचक्षणा । अप्रहतश्च भगवद्वरणमार्ग इति निरूपयितुं विशेषणमाह रमापतिमिति । दृष्ट्वा दर्शनफलं प्रार्थयति भूयादयं मे पतिरिति । ननु धर्मादीनां भगवति सामर्थ्याभावात् कथं भगवान् पतिर्भविष्यतीत्याशङ्क्याह आशिषोऽमलाः सत्याः करोत्विति । अयं भगवानेव एतत्सर्वं सम्पादयतु । स्वस्मिन् स्वयमेव शक्तः । नन्वयं फलरूपः कथं तत्कृते साधनतामापद्यत इति चेत्, तत्राह यदि मे धृतो शक्तः । नन्वयं फलरूपः कथं तत्कृते साधनतामापद्यत इति चेत्, तत्राह यदि मे धृतो व्रतैरिति । व्रतैर्भगवन्नियमैः यैर्भगवान् वशे भवति, तादृशैश्चेद्धृतः, तदा अस्मदधीन इति मे निर्दुष्टा आशिषः सत्याः करोतु । अनेन लोकप्रतीत्या गोपिकासु अन्यादृश्योऽप्याशिषः सत्याः करोतीति सूचितम् । अतो मम नास्त्येव सन्देह इति भावः । अनेन सर्वासां भगवानभिप्रेत इति निरूपितम् । अन्यथा व्रतकरण एव विरोधं कुर्युः ॥३६॥

अग्रे यत्पादपङ्कजेति श्लोकः कन्याया एव प्रार्थनारूप इति केचित् । केचित्तु राज्ञ इत्यग्रे पठन्ति । तत्र प्रसादः कन्याया एव युक्तः । अतोऽत्रैव व्याख्यायते । पूर्वं स्वव्रतविश्वासेन भगवान् करिष्यतीत्युक्त्वा, ईश्वरस्य को वा नियामक इति, तस्य तोषार्थमाकाङ्क्षां प्रकटीकुर्वती प्रसादमेव प्रार्थयति यत्पादेति ।

*શ્લોકાર્થ -૩૬: ઈચ્છેલા રમાપતિ વરને પધારેલા જોઈને રાજાની કન્યાએ કામના કરી. આ મારા પતિ થાઓ. જો વ્રતોથી ધારણ કરેલ હોય તો મારી આશાઓ સત્ય કરો. (૩૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : કન્યાએ જે વરવા યોગ્ય હતા તે ભગવાન પોતે વરવા પધાર્યા અને તે પણ પોતે ઈચ્છેલા પધાર્યા. 'રાજાની કન્યા' પણ ચતુર હતી. 'રમાપતિ' વિશેષણથી ભગવાનને વરવાનો માર્ગ ચાલ્યો આવેલો છે. ભગવાનને જોઇને 'આ મારા પતિ થાઓ' શબ્દોથી દર્શનના ફલ માટે પ્રાર્થના કરે છે.

ભગવાન તારા પતિ કેમ થશે? એવી શંકા થાય તેથી 'પવિત્ર આશાઓ સત્ય કરો' એમ કહેલું છે. આ ભગવાન જ આ સર્વ પ્રાપ્ત કરાવો તે શક્તિવાળા છે. આ ભગવાન ફલરૂપ છે. તે તારે માટે શા માટે સાધન બને? એવી શંકા થાય તેથી જો વ્રતોથી મેં ધારણ કરેલ હોય' શબ્દો યોજેલ છે. વ્રતો એટલે જેનાથી ભગવાન વશ થાય તેવા ભગવાન સંબંધિ નિયમો. તો તે મારી પવિત્ર આશાઓ સત્ય કરે એમ સૂચવેલું છે. લોકની માન્યતા પ્રમાણે ભગવાને ગોપીઓને વિષે બીજા પ્રકારની આશાઓ પણ સત્ય કહેલી છે. તેથી મારા વિષે સંદેહ જ નથી. એવો ભાવ છે. (૩૬)

હવે જે શ્લોક આવે છે તે કન્યાની પ્રાર્થનારૂપ છે એમ કેટલાક કહે છે. કેટલાક રાજાની પ્રાર્થનારૂપ શ્લોક માને છે. તેમાં ભગવાન કન્યા ઉપર જ કૃપા કરે તે યોગ્ય જ છે. તેથી અહીં તેનું વ્યાખ્યાન કરવામાં આવે છે. પહેલાં પોતાના વ્રત પર વિશ્વાસ રાખીને ભગવાન આશાઓ સત્ય કરશે. એમ કહીને ઈશ્વરને વશ રાખનાર કોણ હોય? કોઈ ન હોય તેથી નીચેના શ્લોકથી તેને પ્રસન્ન કરવા પ્રાર્થના કરે છે.

**यत्पादपङ्कजरजः शिरसा बिभर्ति श्रीरब्जजः सगिरिशः सहलोकपालैः । लीलातनूः स्वकृतसेतुपरीप्सयासौ काले दधत्स भगवान् मम केन तुष्येत् ॥३७॥**

भगवत्प्रसादे हि भगवानेव प्राप्स्यते, तथैव च काम्यते । तदतिदुर्लभम् । यत्र तस्य रज एव सर्वैः कामितमित्याह । यस्त पादपङ्कजरजः शिरसा बिभर्ति श्रीः । अब्जजो ब्रह्मा । गिरिशो महादेवः । तत्सहितः लोकपालैश्च सहितः । रजसा हि भगवदीयं शरीरं भवतीति पूर्वमुक्तम् । तदा भगवान् निः सन्दिग्धं

प्राप्यते । स्वतंत्रा भक्तिर्वा भवति । तत्रापि शिरसि बिभ्रति । एतच्छरीरवियोगे प्रथमं तत एव देहारम्भकाः परिष्वङ्ग कुर्वन्तीति । लक्ष्म्या अपि भगवदवतारेषु अवतारोऽपेक्षित इति, सर्वेष्वेव देहेषु यथा भगवत्सम्बन्धो भवति, तदर्थं मृग्यमेव । ब्रह्मादीनामपि स्वाधिकारसमाप्त्यनन्तरं यथा तथा भवति तदर्थं धारणं पुनरधिकारनिवृत्त्यर्थम् । नन्वितः पूर्वास्ते कथं बिभ्रतीत्याशङ्क्याह लीलत्तनूरिति । यो भगवान् स्वकृतानां धर्ममर्यादानां परीप्सया रक्षितुमिच्छया लीलातनूर्दधत् भवति । तेन चरणरजःसम्बधप्रार्थना च युक्तोति भावः । एवं सर्वप्रार्थ्योऽयमेवेत्याह असाविति । स पुरः स्फुरतीति साधनविलम्बः सोढुमशक्य इति, प्रसाद एवैतत्कार्य सिद्यतीति, केन वा उपायेन तुष्येदिति इति । भगवत्त्वादेव दानादिपक्षो निराकृतः ॥३७॥

अचिन्तितमपि कल्पयिष्यतीति संभावनया मनोरथः । अत एव भगवान् तमुपायं कल्पितवानित्याह अर्चितमिति ।

श्लोकार्थ - ३७ : જેમના ચરણકમળની રજ લક્ષ્મીજી અને મહાદેવ સહિત લોકપાલો સહિત બ્રહ્મા માથા ઉપર ધારણ કરે છે. તે પોતે બનાવેલી, મર્યાદાનું પાલન કરવાની ઈચ્છાથી સમયે સમયે લીલા માટે શરીરો ધારણ કરનાર આ ભગવાન શાથી મારા પર પ્રસન્ન થાય? (૩૭)

ભાવાર્થ, સુબોધિનીજી : ભગવાન પ્રસન્ન થાય ત્યારે જ ભગવાનની પ્રાપ્તિ થાય અને તેવી જ કામના કરવામાં આવે છે. ભગવાન પ્રસન્ન થાય તે ઘણું દુર્લભ છે. કારણ કે બધા તેમની રજનીજ કામના કરે છે. 'જેમનાં ચરણકમળની રજ લક્ષ્મીજી માથા ઉપર ધારણ કરે છે.' શબ્દોથી કહે છે. બ્રહ્મા અને મહાદેવ તેમની સાથે લોકપાલો સાથે બ્રહ્માજી રજને માથા ઉપર ધારણ કરે છે. કારણ કે રજથી ભગવદીય શરીર પ્રાપ્ત થાય છે એમ પહેલાં કહેલું છે. ભગવદીય શરીર પ્રાપ્ત થાય ત્યારે સંદેહ વિના ભગવાન પ્રાપ્ત થાય છે. એટલે ત્યાં સ્વતંત્ર ભક્તિ પ્રાપ્ત થાય છે.

આ દેહનો વિયોગ થાય ત્યારે નવા દેહનો આરંભ થતાં ભગવાનની રજના સંબંધમાં આવતાં તે માથા પર ધારણ કરવાથી ભગવદ પ્રાપ્તિ થાય છે. ભગવાનના

અવતારો થાય ત્યારે લક્ષ્મીજીને પણ અવતાર લેવાની જરૂર હોવાથી લક્ષ્મીજીને રજની તપાસમાં રહેવું પડે છે. બ્રહ્મા વિગેરે પણ પોતાનો અધિકાર પુરો થયા પછી જે પ્રકારે ભગવાનનો સંબંધ થાય તેવા પ્રયોજનથી રજને ધારણ કરે છે.

શ્રીકૃષ્ણાવતારથી પહેલાના તેઓ ચરણકમળની રજ કેવી રીતે ધારણ કરે? એવી શંકા થાય તેથી 'સમયે સમયે લીલા માટે શરીરો ધારણ કરનાર' શબ્દો યોજેલ છે. જે ભગવાન પોતે બનાવેલી ધર્મની મર્યાદાઓનું રક્ષણ કરવાની ઈચ્છાથી લીલા માટે શરીરો ધારણ કરનારા થાય છે. તેથી ચરણની રજની પ્રાર્થના યોગ્ય જ છે. 'આ' શબ્દથી બધાએ પ્રાર્થના કરવા યોગ્ય શ્રીકૃષ્ણ જ છે. એટલે સાધન કરવાનો વિલંબ કરવો યોગ્ય નથી એવો 'આ' શબ્દનો અર્થ છે.

મારે જઈને તેમના ચરણોમાં પડી કૃપા માટે પ્રાર્થના કરવી જોઈએ અથવા કોઈ બીજો ઉપાય છે ? એ ઉપાય જાણવા ઈચ્છા ધરાવે છે. શ્રીકૃષ્ણ ભગવાન હોવાથી જ તે દાન કરાય. તેથી બીજા બધા મતનું ખંડન થાય છે. (૩૭)

આપણે નહિ વિચારેલો ઉપાય પણ ભગવાન શોધી કાઢશે. એવા વિચારથી કન્યાએ આવો મનોરથ કર્યો તેથી જ ભગવાને તે ઉપાય શોધી કાઢયો તે હવે કહે છે.

**अर्चितं पुनरित्याह नारायण जगत्पते ।**
**आत्मानन्देन पूर्णस्य करवाणि किमल्पकः ॥३८॥**

पुनः पूजयित्वा भगवत्प्रेरणया स्वयमेव राजा किञ्चित्प्रार्थितवान् ! इति वक्ष्यमाणप्रकारम्, यथा कन्यामनोरथः सिध्यति । अन्तर्बहिःपूर्णस्य नियामकस्य किं वक्तव्यं किं कर्तव्यमित्यभिप्रायेणाह । नारायण प्रेरक । जगत्पते बहिर्नियामक । अतो यथेच्छसि तथैव कारयसि । तस्मान्न किञ्चिद्वक्तव्यम् । किञ्च । अपूर्णं हि केनचित् क्रियया पूर्यते, अयं तु पूर्णानन्देनैव पूर्णः, आत्मैव आनन्दः । व्यापकत्वे विरलता स्यादिति बृंहणत्वलक्षणं पूर्णत्वमाह पूर्णस्येति । तत्राप्यहमल्पकः अत्यल्पः कुत्सितोऽल्पो वा, अनानन्दत्वात् ॥३८॥

प्रस्तावनायमेव भगवांस्तं प्रेरितवान्, यथा याचितोऽपि न प्रत्याख्याति, अतोऽवसरं प्राप्य भगवान् भक्तहितार्थी तं याचितवानित्याह तमाहेति ।

શ્લોકાર્થ - ૩૮ : ફરી પૂજા કરાયેલા ભગવાનને રાજાએ કહ્યું છે કે :- પૂર્ણ હું હલકું પ્રાણી શું કાર્ય કરૂં ? (૩૮)

ભાવાર્થ, સુબોધિનીજી : ફરીથી પૂજા કરીને ભગવાનની પ્રેરણા થઈ અને રાજાએ પ્રાર્થના કરી. 'એમ' એટલે જે પ્રકારે કન્યાનો મનોરથ ફળે, અંદર અને બહારથી પૂર્ણ. સર્વને વશ રાખનારને શું કહેવું? તેમનું શું કાર્ય કરવું? એવા અભિપ્રાયથી કહેલ છે.

'નારાયણ !' એટલે પ્રેરણા કરનાર' જગતના પતિ' એટલે બહારથી વશ રાખનાર આપ છો. તેથી આપ જેમ ઈચ્છો તેમ કાર્ય કરાવો છો તેથી કાંઈ કહેવું યોગ્ય નથી. વળી અપૂર્ણ હોય તેને કાંઈક ક્રિયાથી પૂર્ણ બનાવે. આ ભગવાન તો પૂર્ણ આનંદથી પૂર્ણ છે. તે સ્વરૂપ જ આનંદ છે. 'પૂર્ણ' શબ્દથી પૂર્ણપણું કહેલું છે. હું આનંદ વિનાનો ઘણો હલકો દુષ્ટ છું. હું શું કાર્ય કરી શકું ? (૩૮)

ભગવાને તેને એવી પ્રેરણા આપી કે તે કન્યા માગે તો પણ ના પાડી શકે નહિ. પછી ભગવાને તેની પાસે માગણી કરી એમ નીચેના શ્લોકથી કહે છે.

**श्रीशुक उवाच - तमाह भगवान्हृष्टः कृतासनपरिग्रहः ।**
**मेघगम्भीरया वाचा सस्मितं कुरुनन्दन ॥३९॥**

भगवानिति सर्वसमर्थः पूर्णः । पूर्णस्य याचनं न विगीतम्, प्रत्युपकारसम्भवात् । कृष्ण इति स्त्रीणां हितः । कृतासनपरिग्रह इत्यव्यग्रः । तस्यासनं चेत्परिगृहीतम्, अन्यदपि परिग्राह्यमिति । न हि भोजनार्थमुपविष्टस्तृप्तेः पूर्वमुत्तिष्ठति । न वा तदा याचनं दोषाय । तस्य सर्वमेव दुःखं नाशयतीति मेघगम्भीरयेति । सस्मितमिति किञ्चिन्मोहयन् यावता प्रयच्छति कन्यामेव, नत्वात्मानम् । तथा सति कन्या अग्राह्या स्यात् । सम्बोधनं विश्वासाय ॥३९॥

भगवान् याचनदोषं परिहरन् याचते नरेन्द्रेति ।

<u>શ્લોકાર્થ - ૩૯ :</u> *હે કુરૂના સંતાન! આસન ગ્રહણ કરેલા ભગવાન શ્રીકૃષ્ણે મેઘના જેવી ગંભીર વાણીથી હસતાં હસતાં તેને નીચે પ્રમાણે કહ્યું. (૩૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'ભગવાન' એટલે સર્વ કરવા શક્તિમાન પૂર્ણ - પૂર્ણ માગણી કરે તે નિંદિત નથી 'શ્રીકૃષ્ણ' એટલે સ્ત્રીઓનું કલ્યાણ કરનાર 'આસન ગ્રહણ કરેલા' એટલે જ્યારે આસન ગ્રહણ કર્યું ત્યારે કન્યા પણ ગ્રહણ કરવા યોગ્ય છે એવા વિચારથી શાંત. ભોજન કરવા બેઠેલ હોય તે ધરાતાં સુધી ઉઠતા નથી. તેથી તે સમયે માગવાથી દોષ થતો નથી. ભગવાન તેના બધા દોષોનો નાશ કરે છે.તે જણાવવા 'મેઘ જેવી ગંભીર વાણથી' શબ્દ યોજેલ છે. 'હસતાં હસતાં' એટલે મોહ ઉત્પન્ન કરતાં 'હે કુરૂના સંતાન એ સંબોધન રાજાને વિશ્વાસ રહે તે માટે કહેલું છે. (૩૯)

નીચેના શ્લોકથી ભગવાન માગણી કરે છે. તે કહે છે.

**श्रीभगवानुवाच - नरेन्द्र याञ्चा कविभिर्विगर्हिता।**

**राजन्यबन्धोर्निजधर्मवर्तिनः ।**

**तथापि याचे तव सौहृदेच्छया**

**कन्यां त्वदीयां न हि शुल्कदा वयम् ॥४०॥**

स्त्रीणां हितार्थमवतीर्णस्य येन केनाप्युपायेन तद्धितं साधनीयमिति मम न दोषः। तथापि राजन्यनाटयं कुर्वतस्तद्विरुद्धं न कर्तव्यमिति तदर्थं सामान्यन्यायमाह । राजन्यबन्धोर्याञ्चा कविभिर्विगर्हिता । ब्रह्मवृत्तिरेव सा । नरेन्द्रेति सम्बोधनेन संमतिः प्रदर्शिता । यागविचारे यागादाविन्द्रः प्रार्थ्यत इति नरनाट्ये प्रार्थना न विगीतेति सूचितम् । स्तुतिरप्यनेन कृता । कविभिरिति विचक्षणैः । ते ह्येवं मन्यते । भगवता वीर्यं क्षत्रियेभ्यो दत्तम् । यत्किञ्चिदपेक्षितं तद्वीर्येणैव साधनीयमिति । अनेनादाने बलादपि नेष्यामीति सूचितम् । आपत्सु याचनं न दुष्यतीत्यत आह निजधर्मवर्तिन इति । निजधर्मो वीर्यम् । रागे उत्पन्ने राग एव निवारणीयः । अनिवृत्तौ वा स्वधर्मः कर्तव्यः । ततो मरणं

प्राप्तिर्वा । मरणेऽपि परतः प्राप्नोति । तस्माद्वीर्यमेव कर्तव्यम् । तथापि याच इत्याह तथापीति । एवं करणे हेतुः सौहृदेच्छया । यथा त्वदीया कन्या अभिलषिता, एवं सौहार्थमपि । ततो वीर्ये द्वयं न सिध्यति । ईश्वरत्वात्कापटयेन जयो जयो न भवतीति कदाचिद्धमनेऽपि न मन्येतेति याचनम् । धर्मपरीक्षार्थं च वचनम् । कन्या देयैवेति नातीव भारः । पूर्णो याचमानः प्रतिदास्यतीति शङ्कायामाह न हि शुल्कदा इति । मूल्ये दत्ते दासी भवतीति । तत्रापि वयं वीर्यमेव परं शुल्कं प्रयच्छामः । श्रोतियमत्या कदाचिच्छुल्कं याचेरन्, कन्यायाः कुशिका वयमिति नवमे तथा निरूपणात् ॥४०॥

राजा तु याचनात्पूर्वं देयत्वेन विचार्य प्रतिज्ञां च पूरयिष्यामीति भगवांश्च न विनियोक्तव्य इति तूष्णीं स्थितः । रागे सति कष्टमपि करोति, नान्यथेति अधुना रागं ज्ञात्वा वृषदमनार्थं प्रार्थयते कोऽन्य इति ।

<u>શ્લોકાર્થ-૪૦ :</u> હે નરેન્દ્ર! પોતાના ધર્મ પ્રમાણે ચાલનારા ક્ષત્રિય બંધુની ભીક્ષાવૃત્તિ કવિઓએ નીંદેલી છે. છતાં પણ તારી મૈત્રીની ઈચ્છાથી તારી કન્યાની હું માગણી કરૂં છું. કારણ કે અમે કન્યાનું મૂલ્ય આપનારા નથી.(૪૦)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સ્ત્રીઓનું હિત કરવા અવતરેલાએ હરકોઈ પ્રકારે તેમનું હિત સાધવું જોઈએ તેથી માગવામાં મને દોષ નથી. છતાં પણ ક્ષત્રીએ તે પ્રમાણે કરવું જોઈએ નહિ. (ક્ષત્રિય બંધુની ભિક્ષાવૃતિ કવિઓએ નીંદેલી છે. શબ્દોથી કહે છે. ભીક્ષાવૃતિ બ્રાહ્મણોનો ધંધો છે. હે નરેન્દ્ર! એ સંબોધનથી નગ્નજીતની સંમતિ દર્શાવેલ છે. યજ્ઞ વિગેરેમાં ઈંદ્રની પ્રાર્થના કરવામાં આવે છે. તેથી અહીં ભગવાન નરનો વેશ ભજવે છે ત્યારે નરના ઈંદ્ર નરેન્દ્ર તેની પ્રાર્થના નીંદાએલી નથી.

'કવિઓએ' એટલે ચતુર પુરૂષોએ - ભગવાને ક્ષત્રીયોને વીર્ય એવા હેતુથી આપેલું છે કે તેમને જે કંઈ જોઈતુ હોય તે વીર્ય વડે પ્રાપ્ત કરવું તેથી એમ સૂચવે છે કે તું કન્યા નહિ આપે તો બલથી પણ હું લઈ જઈશ. 'પોતાના ધર્મ પ્રમાણે ચાલનારા' શબ્દોથી પોતાનો ધર્મ એટલે વીર્ય. પ્રેમ ઉત્પન્ન થયો હોય તો

પ્રેમને જ અટકાવવો જોઈએ અથવા ન અટકે તો પોતાનો ધર્મ આચરવો જોઈએ. તેથી મરણ અથવા કન્યાની પ્રાપ્તિ થાય છે. મરણ થાય તો પણ પરલોકમાં કન્યા પ્રાપ્ત કરે છે. તેથી વીર્ય જ આચરવું જોઈએ છતાં પણ હું માગણી કરૂં છું. 'મૈત્રીની ઈચ્છાથી' શબ્દોથી આ કહેલ છે. તારી કન્યાને હું ઈચ્છું છું તેમ તારી મૈત્રીને પણ ઈચ્છું છું. ઈશ્વર હોવાથી કપટથી જય પ્રાપ્ત કરે તે જય નથી. તેથી માગણી કરી છે. કન્યા આપવાની જ હોવાથી તેને બહુ દુઃખ નથી. માગણી કરનાર પૂર્ણ હોવાથી બદલો આપશે એવી શંકા થાય તેથી ચાથું ચરણ યોજેલું છે. મૂલ્ય આપવામાં આવે તો દાસી થાય છે. તેમાં પણ ઉત્તમ કિંમત તરીકે વીર્ય જ આપીએ છીએ. તેથી આ ચોથું ચરણ કહેલ છે. (૪૦)

ભગવાને માગણી કરી તે પહેલાં રાજા તો કન્યા આમને આપવી જોઈએ એવું વિચારીને 'હું પ્રતિજ્ઞા પુરી કરીશ' અને ભગવાન પાસે કષ્ટ થાય એવું કાર્ય કરાવવું જોઈએ નહિ. એવા અભિપ્રાયથી શાંત રહેલો કન્યા ઉપર પ્રેમ હોઈ નીચેના શ્લોકથી આરંભી ચાર શ્લોકથી આખલાઓને નાથવા માટે પ્રાર્થના કરે છે.

राजोवाच - **कोऽन्स्तेऽभ्यधिको नाथ कन्यावर इहेप्सितः ।**
**गुणैकधाम्नो यस्याङ्गे श्रीर्वसत्यनपायिनी ॥४१॥**

त्वत्तोऽप्यभ्यधिकः दाने कोऽपि नास्ति पात्रम् । कन्याया श्रेप्सितो वरो नान्योऽस्ति । अतो दृष्टसम्पत्तिः सर्वापि सिद्धा । किञ्च । सर्वाः स्त्रियस्त्वदीया एव । यतो गुणानामेकं धाम भवानेव । अनन्ता गुणा नित्यास्त्वय्येव प्रतिष्ठिताः । अत एव श्रीरनपायिनी त्वयि । यत्र श्रीस्तत्र सर्वमति । वसतीत्यन्यत्र परिभ्रमणमात्रम् ॥४१॥

परमस्मदीयोऽपि धर्मः पालनीय इत्याह किन्त्वस्माभिरिति।

<u>શ્લોકાર્થ - ૪૧ :</u> *હે નાથ ! ગુણોના એક જ ધામરૂપ આપ જેમનાં અંગમાં લક્ષ્મી નિરંતર વસે છે. તેમનાથી બીજો કોણ કન્યાનો વર અમે અહી ઈચ્છેલો હોય. (૪૧)*

ભાવાર્થ, સુબોધિનીજી : કન્યાનું દાન કરવામાં આપનાથી અધિક કાંઈ પણ દાન કરવા યોગ્ય નથી અને કન્યાએ બીજો વર ઈચ્છેલો નથી. તેથી આપમાં બધી સિદ્ધિ થયેલી છે. વળી બધી સ્ત્રીઓ આપની જ છે. કારણ કે ગુણોનું ધામ આપ જ છો. અનન્ત ગુણો આપનામાં રહેલા છે. તેથી લક્ષ્મી હોય ત્યાં સર્વ આપની અંદર રહે છે. કારણ કે જ્યાં લક્ષ્મી હોય ત્યાં સર્વ વસે છે. 'વસે છે' શબ્દથી લક્ષ્મી બીજે માત્ર ભ્રમણ કરે છે. (૪૧)



પરંતુ અમારા ધર્મનું પણ પાલન કરવું જોઈએ તે કહે છે.

**किन्त्वस्माभिः कृतः पूर्वं समयः सात्त्वतर्षभ।**
**पुसां वीर्यपरीक्षार्थं कन्यावरपरीक्षया ।।४२।।**

अधुना करणे अपराधो भवेत्, किंन्तु पूर्वमेव कृतः। समयो नियमः। तुशब्दो निर्भरदानं व्यावर्तयति। सात्त्वतर्षभेति प्रतिज्ञा पालनीयेत्यत्र सम्मतिरुक्ता। यादवश्रेष्ठास्तत् जानन्तीति। भक्तस्वामी भक्तप्रतिज्ञां पालग्रिष्यतीति। प्रतिज्ञाकरणष निमित्तमाह पुसामिति। क्षत्रियेपु वीर्यवान् महान्। साप्ताङ्गानि क्षत्रियस्य। सर्वत्र तत्सामर्थ्ये महान् भवति। अतः सप्तवृषा दम्यत्वेन स्थापिताः। महत एव कन्या देया। जानातरं प्रति नम्रता बोधनीया। अवमे च सा निषिद्धा। अपरीक्षायां वीर्यं। ज्ञापत इति। एतदपि कन्यावरपरीक्षार्थमेव, न त्वस्यान्य उपयोगोऽस्ति। अतः कन्यादाने तदवश्यं कर्तव्यम् ।।४२।।

तं समयमाह, यथा परीक्षा सम्पद्यते, सप्तैत्त इति।

શ્લોકાર્થ - ૪૨ : પરંતુ હે ઉત્તમ યાદવ! કન્યાના વરની કસોટી કરવાના હેતુથી પુરૂષના વીર્યની પરિક્ષા કરવા અમે પહેલાં નિયમ કરેલો છે. (૪૨)

ભાવાર્થ, સુબોધિનીજી : હમણાં નિયમ કરવામાં આવે તો અપરાધ થાય 'તુ' પરંતુ શબ્દ દ્દઢતાપૂર્વક દાન આપતો નથી એમ જણાવે છે. 'હે ઉત્તમ યાદવ' એ સંબોધનથી પ્રતિજ્ઞાનું પાલન કરવું જોઈએ એમાં ભગવાનની સંમતિ જણાવી છે. ભક્તોના સ્વામી ભગવાન ભક્તની પ્રતિજ્ઞાનું પાલન કરાવશે. ક્ષત્રિયોમાં વીર્યવાળો ઉત્તમ છે. ક્ષત્રિયોના સાત અંગ છે. સર્વમાં તેનું સામર્થ્ય

જોવામાં આવે ત્યારે ઉત્તમ ગણાય છે. તેથી નાથવાના સાત આખલાઓ રાખેલ છે. ઉત્તમને જ કન્યા આપવાની છે. જમાઈ પ્રતિ નરમાઈ જણાવવી જોઈએ પરંતુ અધમ પ્રતિ નમ્રતા જણાવવાની મના છે. કસોટી કરવામાં ન આવે તો વીર્ય કેટલું છે તે જણાય નહિ. કન્યાદાનના પ્રસંગમાં એવો નિયમ અવશ્ય કરવો જોઈએ. (૪૨)

એ પ્રકારે કસોટી થાય તે નીચેના શ્લોકથી તે નિયમ કહે છે.

**सप्तैते गोवृषा वीर दुर्दान्तादुरवग्रहाः ।**
**एतैर्भग्नाः सुबहवो भिन्नगात्रा नृपात्मजाः ॥४३॥**

एकत्र गृहे सप्तवृषा निरुद्धाः, न कश्चित्तत्र परिपालकः । नापि तत्र गौः काचित्, भक्ष्यं च यथेष्टं मादकम् । ततोन्योन्यं युध्यमानः अतिमत्ताः नित्यं क्रुद्धास्तिष्ठन्ति । तत्रापि सप्त । विषमसंस्थापन्नाः, अन्यथा द्वन्द्वयोधिनो भवेयुः । **गोवृषा** इति न मारणीयाः । गोजीतीयाः वृषाः समस्ताः । **वीरे**ति सम्बोधनमितरस्तुतिः श्रोतुर्निन्दार्थेति शङ्काव्युदासार्थम् । वीरस्याग्रे । कथनं वीर्योद्बोधनार्थम् । बहूनेव वृषानेकश्चारयति इत्याशङ्क्य वैलक्षण्यमाह **दुर्दान्ता** इति । अदान्तापेक्षयापि कठिनाः । दुरुपसर्गो दमनविरोधिनं वदति । तत्र दमनसम्भावनापि नास्तीति ज्ञापयितुम् । वीरैरपि दुर्दान्ता इति वा । किञ्च । दुष्टः अवग्रहो येषाम् । तैः सह कलहो मरणपर्यवसायी । आग्रहो वा दुष्टः । ते मारयितुमशक्याः, दृष्टादृष्टोपायैः । अन्यांश्च मारयन्तीति द्वयमुक्तम् । नापि तेषां वीर्यं सम्भावनामात्रेण सिद्धम्, किन्तु बहुधा कृतकार्यमित्याह **एतैर्भग्ना** इति । काकतालीयव्युदासाय **सुबहवः** । भङ्गो न पराजयमात्रम् । तथा सति दृष्ट्वापि भीताः पलायिता भवन्ति । किन्तु भग्नगात्राणां करचरणादीनां भङ्गपर्यन्तं यतमानाः । ननु शिक्षाबीजयोरप्रयोजकत्वं तेषु भविष्यतीति चेत्, तत्राह **नृपात्मजा** इति । न तु क्षत्रियमात्रम् ॥४३॥

वृषाणां दोषा उक्ता इति, तेषु चेत्तव कृपा, एतादृशानप्युद्धरिष्यामीति, तदा भवानेव कन्याया वरः, तदा तां दुष्टामप्युद्धरिष्यति, तदीयांश्च । ते हि

कन्यानिमित्तमेव निरुद्धा इति तदुद्धारव्यतिरेकेण कन्योद्धारो नोपपद्यते । अतस्त्वं चेत्तानुद्धरिष्यसि, तदा वर इत्याह यदीमे निगृहीताः स्युरिति ।

શ્લોકાર્થ - ૪૩ : હે વીર ! આ સાત નાથી ન શકાય તેવા અને વશ કરી શકાય નહિ તેવા આખલાઓ છે. આપણે ભાંગી ગયેલા અંગોવાળા ઘણા રાજપુત્રોને હણેલા છે.(૪૩)

ભાવાર્થ, સુબોધિનીજી : એક સ્થળે ઘરમાં સાત આખલાઓ પુરેલા. ત્યાં કોઇ રખેવાળ ન હતો. તેમાં કોઇ ગાય પણ નહતી. તેઓ ઘણા મદવાળા થઇ એકબીજા સાથે લડતા સદા ક્રોધવાળા રહેતા. તેઓ સાત એકબીજા સાથે લડતા સદા ક્રોધવાળા રહેતા.તેઓ સાત એકી સંખ્યાવાળા હતા.

આખલાઓ હોવાથી તેમને હણવા ન જોઇએ. બળદની જાતના ભૂમીમાં રહેનારા આખલાઓ હતા. હે વીર ! એ સંબોધન કરેલું છે. વીરની પાસે તેના વીર્યને જાગૃત કરવામાં આવે છે. ઘણાએ આખલાઓને એક ગોપાલ ચારે છે. એવી શંકા થાય તેથી 'નાથી ન શકાય તેવા' વિશેષણ યોજેલું છે.'वीरदुर्दान्ता' એટલે વીરોથી પણ નથી ન શકાય એવા હતા. તેમને વશ કરવાનું કઠણ છે. તેઓ સાથેનું યુદ્ધ મરણ નિપજાવનારૂં છે. જાણાય અને જાણવામાં ન આવે તેવા બધા ઉપાયોથી મારી શકાય તેવા નથી અને બીજાઓને તે હણે છે. વળી તેઆનું વીર્ય માત્ર કલ્પનાઓથીજ જણાયેલું નથી. પણ તેનો અમલ પણ થયેલો છે. કાકતાલીય યોજેલું છે. 'હણેલા' શબ્દથી માત્ર પરાજય કહેલ નથી. પરંતુ 'ભાંગી ગયેલા અંગોવાળા' એટલે હાથપગ વિગેરે ભાંગે ત્યાંસુધી પ્રયાસ કરનારાઓને હણેલા છે. 'રાજપુત્રો' શબ્દ યોજેલ છે. તાલીમ અને બીજવાળા તેઓ હતા. માત્ર ક્ષત્રિય ન હતા.

'આવાઓનો પણ હું ઉદ્ધાર કરીશ' એવી જો તેઓના પર આપની કૃપા હોય તો આપ જ કન્યાના વર છો. કારણ કે તે આખલાઓ કન્યાનાં કારણથી જ પુરાયેલા છે. તેથી તેમનો ઉદ્ધાર થયા વિના કન્યાનો ઉદ્ધાર સંભવીત નથી. તેથી જો આપ તેઓના ઉદ્ધાર કરશો તો આપ જ વર થશો એમ નીચેના શ્લોકથી કહે છે.(૪૩)

**यदीमे निगृहीताः स्युस्त्वयैव यदुनन्दन ।**
**वरो भवानभिमतो दुहितुर्मे श्रियः पते।।४४।।**

निग्रहे कृते उद्धरोऽवश्यंभावीति तदेवोक्तम् । यदुनन्दनेति लीलार्थमागतः कदाचिन्न कुर्यादिति सूचितम् । यादवास्तथा न कुर्वन्तीति । सन्देहश्च गोवर्धनादिना । तदा अभिमतो वरो भवान् । मे दुहितुरिति स्वस्य हीनतां बोधयति । योग्यता तु सर्वोत्तमैवत्याह श्रियः पत इति ।।४४।।

प्राप्तैव कन्या, समयः पर पूरणीय इति राज्ञो विश्वासार्थमलौकिकप्रकारं, निराकुर्वन् कटिवन्धनादिकं कृत्वा तथा कृतवानित्याह एवमिति ।

*શ્લોકાર્થ - ૪૪ :* હે યદુનંદન ! જો આપથી જ આ વશ થાય તો હે લક્ષ્મીનાપતિ આપ મારી દીકરીના વર થશો.(૪૪)

ભાવાર્થ, સુબોધિનીજી : આખલાઓને વશ કરવામાં આવે તો તેમનો ઉદ્ધાર અવશ્ય થવાનો તેથી તેજ કહેલ છે. હે યદુનંદન ! સંબોધનથી એમ સૂચવ્યું છે કે લીલા માટે પધારેલા ભગવાન તેમને વશ ન કરે કારણ કે યાદવો તેમ કરતા નથી અને ગોવર્ધન ઉપાડયો વિગેરેને લીધે વશ કરશે તો આપ પંસદ કરેલા વર થશો. 'મારી દીકરીના' એ સંબોધનથી પોતાની હલકાઈ જાણાવે છે. હે લક્ષ્મીપતિ ! એ સંબોધન કહેલ છે. કન્યા પ્રાપ્ત થઈ ચૂકી પરંતુ રાજાની પ્રતિજ્ઞા પુરી કરવી જોઈએ તેથી રાજાને વિશ્વાસ રહે તે માટે અલૌકિક પ્રકાર નહિ કરતાં, કેડ બાંધવી અને રાજાની પ્રતિજ્ઞા પૂરી કરી તે કહે છે. (૪૪)

**एवं समयमाकर्ण्य बद्धा परिकरं विभुः ।**
**आत्मानं सप्तधा कृत्वा न्यगृह्णल्लीलयैव तान् ।।४५।।**

विभुः सर्वप्रकारेण कर्तुं समर्थः । अन्तः प्रविष्टः आत्मनां सप्तधा कृतवान् । सप्तापि भगवानेव भवति । अलौकिकं तु न कर्तव्यम् । रूपाणि त्वेकस्य वहून्यपि भवन्ति । पुत्राश्चित्राणि । कालभेदेन च तानि न तिष्ठन्तीत्येतावन्मात्रमुत्कर्षहेतुरेद नत्वलौकिकं किञ्चित् । ततो लीलयैव न्यगृह्णात् । लीलैवोत्कर्षहेतुः । बन्धनं तु सुगममेव ।।४५।।

निगृह्य बद्धवा समानीतवानित्याह बद्धवेति ।

<u>શ્લોકાર્થ - ૪૫ :</u> *એ પ્રમાણે પ્રતિજ્ઞા સાંભળીને શક્તિવાળા પ્રભુએ પોતાના સાત રૂપો કરીને તેમને રમતમાં જ નાથ્યા. (૪૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી:</u> શક્તિવાળા એટલે સર્વ પ્રકારે શક્તિવાળા ભગવાને અંદર પ્રવેશ કરીને પોતાના સાત રૂપો કર્યા તે સાતેરૂપ ભગવાન જ હતા. અલૌકિક તો કરવાનું ન હતું. લૌકિક રૂપો તો એકના અનેક થાય છે. જેમકે પુત્રો ચિત્રો જુદાજુદા સમયે તે લૌકિકરૂપો રહેલાં નથી. તેથી આટલાં લૌકિકરૂપો અને ભગવાનના રૂપોનો ભેદ છે. પણ તેમાં કાંઈ અલૌકિક નથી. પછી આખલાઓને રમતમાં જ નાથ્યાં. બાંધવાનું તો સહેલું હતું. નાથી, બાંધીને ભગવાન તેમને લઇ ગયા તે હવે કહે છે. (૪૫)

**बद्धवा तान् दामभिः शौरिर्भग्रदर्पान् हतौजसः ।
व्यकर्षल्लीलया बद्धान् बालो दारुमयान् यथा ॥४६॥**

दामभिः पृथक् पृथक् । पूर्वं श्रृङ्खलाभिरपि न बद्धास्तिष्ठतीति : शौरिरिति लौकिकोत्कर्षः । गर्वो बलं च हतम् । ततो लीलया व्यकर्षत् । यथा मृतप्राया बलीवर्दा आकृष्यन्ते भारपीडिताः । बलीवर्दत्वमपि तेषां निवृत्तमिति दृष्टान्तेनाह बालो दारुमयानिति । ते हि विपरीता अपि पतिता बालेनाकृष्यते, तथा विशार्णावयवा आकृष्टा इति तेषां गर्वोऽपि निराकृतः, राज्ञश्च ॥४६॥

ततो राजा कन्यां दत्तवानित्याह विस्मित इति ।

<u>શ્લોકાર્થ -૪૬ :</u> *જેમ બાળક બાંધેલા લાકડાના આખલાઓ ખેંચે તેમ જેમનો મદ નાશ પામ્યો છે અને બલ હણાયેલું છે તેવા તેઓને દોરડાથી બાંધીને શૂરના પુત્ર સહેલાઈથી ખેંચી લાવ્યા. (૪૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પહેલાં જુદાજુદા સાંકળોથી જેઓ બાંધેલા રહેતા ન હતા. તેમને દોરડાથી બાંધ્યા એવા અર્થ છે. 'શૂરના પુત્ર' શબ્દથી આખલાઓના બલ અને મદ નાશ પામ્યાં. તેથી તેમને સહેલાઈથી ખેંચી લાવ્યા. 'જેમ બાળક લાકડાના આખલાઓને ખેંચે' એ દષ્ટાંતથી કહેલું છે તે

પ્રમાણે ભગવાને ભાંગી ગયેલા અવયવોવાળા તે આખલાઓને ખેંચ્યા. તેનો તથા રાજાનો ગર્વ પણ ઉતારી નાખ્યો.(૪૬)

પછી રાજાએ તેમને કન્યા આપી તે નીચેના શ્લોકથી કહે છે.

**ततः प्रीतः सुतां राजा ददौ कृष्णाय विस्मितः ।**
**तां प्रत्यगृह्णाद्भगवान् विधिवत्सदृशीं प्रभु : ॥४७॥**

आदौ विस्मितः, पश्चान्मुदितः, बन्धनवशीकरनिःसत्त्वकरणान्यत्याश्चर्याणीति विस्मयः । एतदर्थमेव प्रतिज्ञेति कार्ये सम्पन्ने मुदितः । राजेति महता सम्भ्रमेण तस्मै दुहितरं ददौ । याचनदानप्रतिग्रहाः तस्यां जाता इति वक्तुं भगवानपि तां प्रतिगृहीतवानित्याहः तस्यां जाता इति वक्तुं भगवानपि तां प्रतिगृहीतवानित्याह तां प्रत्यगृह्णादिति । भक्तावेव भगवानेवं करोतीति भगवानित्युक्तम् । धर्मपरोऽयं भगवच्छब्दः । तदेव ज्ञापयति विधिवदित्ति । वैदिकधर्मांस्तत्र योजितवान् । तदा लौकिका आसुरा वा धर्मास्तां न स्पृशन्तीति सर्वथा स्वाभिप्रेतं सम्पादयति । तस्यां तथाकरणे हेतुमाह सदृशीमिति । स्वभावत : सदृशी । आगन्तुकदोषाभावाय तथाकरणम् । तस्यां दोषदूरीकरणार्थं तथाकरणे लौकिकत्वं भगवति स्यात्, अत आह प्रभुरिति । स्वयं स्वत एव समर्थः ॥४७॥

तद्द्वारा सर्वासामेव स्त्रीणां हितं कृतवानित्याह राजपत्य इति ।

<u>શ્લોકાર્થ - ૪૭ :</u> *પછી વિસ્મય પામેલા અને પ્રસન્ન થયેલા રાજાએ શ્રીકૃષ્ણને પુત્રી આપી. સમર્થ ભગવાને પોતાને યોગ્ય વિધિ પ્રમાણે સ્વીકાર કર્યો. (૪૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આરંભમાં રાજા વિસ્મય પામ્યાં પછી પ્રસન્ન થયો. આખલાઓને બાંધવા, વશ કરવા અને બલહીન કરવા એ ઘણા આશ્ચર્યકારક કાર્યો હોવાથી વિસ્મય પામ્યો. આ કાર્ય માટે પ્રતિજ્ઞા કરેલી તેથી તે કાર્ય થતાં પ્રસન્ન થયો. 'રાજા' હોવાથી મોટી ધામધૂમથી કન્યા તેમને આપી. ભગવાને પણ તેનો સ્વીકાર કર્યો. એમ જણાવવા 'ભગવાન' શબ્દ કહેલ છે.

આ ભગવાન શબ્દ ધર્મમાં આસક્તિ દર્શાવનાર છે. 'વિધિ પ્રમાણે' ભગવાને વૈદિક ધર્મોથી તે કન્યાને સંબંધ કરાવ્યો. તેથી લૌકિક કે અસુરોના ધર્મો તેને સ્પર્શે પણ નહિ. 'પોતાને યોગ્ય' વિશેષણથી પોતાનું ઈચ્છેલું સિદ્ધ કરે છે. સ્વભાવથી તે કન્યા પોતાને યોગ્ય હતી. 'સમર્થ' વિશેષણ યોજેલ છે. પોતે પોતાથી જ સમર્થ છે. તે કન્યા દ્વારા ભગવાને બધી સ્ત્રીઓનું હિત કર્યું તે કહે છે. (૪૦)

**राजपत्न्यश्च दुहितुः कृष्णं लब्ध्वा प्रियं पतिम्।**
**लेभिरे परमानन्दं जातश्च परमोत्सवः ॥४८॥**

आदौ राज्ञोपि ता : धर्मैकहेतवो जाताः । ततो दुहितरि सापतयाभावः । तद्वारा स्वस्य सम्बन्धः भगवत्युत्कर्षबुद्धिः स्नेहश्चेति कृष्णमुद्धारकं प्रियमान्तरमीप्सितम्, पतिं बाह्यम् । ऐहिके बाह्याभ्यन्तरसुखदाता । पश्चादपि सायुज्यदः । अतः स्वस्यापि तद्वारा तथा भविष्यतीति परमानन्दं लेभिरे । सन्तोष एव तासां निस्तारे नियामकः । आन्तरमुक्त्वा तासां बाह्यमाह जातश्च परमोत्सव इति । महानेव सम्भ्रमस्ताभिः कृत इत्यर्थः ॥४८॥

अन्येषामपि सर्वेषां तत्प्रसङ्गात् कृतार्थतामाह शङ्खेति ।

<u>શ્લોકાર્થ - ૪૮:</u> *રાજાની પત્નીઓ પુત્રીના પ્રિય પતિ તરીકે શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરીને પરમ આનંદ પામી અને ઉત્સવ કર્યો. (૪૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે રાજાની પત્નીઓ પુત્રીના વિષે ઓરમાનપણું નહતું. તે પુત્રીનો ભગવાન સાથે સંબંધ થયો. ભગવાનમાં ઉત્તમપણાની બુદ્ધિ અને સ્નેહ થયાં. એમ 'શ્રીકૃષ્ણ' એટલે ઉદ્ધાર કરનાર. 'પ્રિય' એટલે અંદરથી ઈચ્છેલા. 'પતિ' એટલે બહારના ઈચ્છેલા. એટલે આ લોકમાં અંદરનું અને બહારનું સુખ આપનારા છે. પછી શ્રીકૃષ્ણ સાયુજ્ય મુક્તિ આપનારા છે. તેથી તે રાજાની પત્નીઓની પણ મુક્તિ થશે એવા વિચારથી તેઓ પરમ આનંદ પામી. સંતોષ જ તેમને મોક્ષ તરફ લઈ જનારો હતો.

અંદરનો આનંદ કરી તેઓને બહારનો આનંદ થયો અને 'પરમોત્સવ થયો' શબ્દોથી કહે છે. ઘણી ધામધૂમથી ઉત્સવ થયો એવો અર્થ છે. (૪૮)

બીજા બધાની પણ કૃતાર્થતા થઈ એમ નીચેના શ્લોકથી કહે છે.

**शङ्खभेर्यानका नेदुर्गीतवाद्यद्विजाशिषः ।**
**नरा नार्यश्च मुदिताः सुवासःस्रगलङ्कृताः ॥४९॥**

शङ्खादयो वाद्यानि त्रिविधानि, गीतादीनि शब्दात्मकानि त्रिविधानि षडेते सत्त्वादिसत्त्वान्ताः । गीतानकयो राजसत्वम् । नरा नार्यश्चेति । चकारादनुक्तसर्व सङ्ग्रहः । मुदिता इत्यान्तरम् । वस्त्रादयो बाह्यास्त्रयः । अलङ्काराः सहजा इति चकाराज्ज्ञेयाः ॥४९॥

राज्ञः सन्तोषेण प्रायेण सर्वस्वदानमाह दशधेन्विति द्वाभ्याम् ।

<u>શ્લોકાર્થ - ૪૯ :</u> શંખ, નગારાં અને નોબતો વાગ્યા. ગીતો, વાંજીત્રો અને બ્રાહ્મણોની આશિષોના શબ્દો સંભળાયા અને આનંદ પામેલા પુરૂષો અને સ્ત્રીઓએ સુંદર વસ્ત્રો, માલાઓ અને અલંકારો ધારણ કર્યા. (૪૯)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> શંખ વિગેરે ત્રણ પ્રકારનાં વાજીંત્રો વાગ્યાં. ગીતો પણ ત્રણ પ્રકારે સંભળાયાં. ગીતો અને નગારાં રાજસ્ છે. પુરૂષો અને સ્ત્રીઓ બધાનો સમાવેશ કરેલો છે. 'આનંદ પામેલા' વિશેષણથી અંદરનો ગુણ કહેલો છે. વસ્ત્રો વિગેરે ત્રણ બહારનાં કહેલા છે. અલંકારો વડીલોપાર્જિત હતા. એમ 'ચ અને શબ્દથી' જાણવું. (૪૯)

રાજાએ સંતોષને લીધે, પોતાના બધા ધનનું દાન કર્યું તે કહે છે.

**दशधेनुसहस्राणि पारिबर्हमदाद्विभुः ।**
**युवतीनां त्रिसाहस्रं निष्कग्रीवसुवाससाम् ॥५०॥**
**नवनागसहस्राणि नागाच्छतगुणान् रथान् ।**
**रथाच्छतगुणानश्वानश्वाच्छतगुणान्नरान् ॥५१॥**

धर्मकामसाधका एकेन । अर्थसाधकाश्चतुरङ्गसेनारूपा अपरेण । अनभिप्रेतत्वान्न ग्रहीष्यतीत्याशङ्क्याह पारिबर्हमिति । कन्याग्रहणे तद्ग्रहणमावश्यकम् । विभुरिति प्रतिष्ठार्थं यथाकथञ्चिद्दानं वारितम् । धर्मो हि सहस्रदक्षिणः प्राकृतवैकृतभेदेन दशविधो भवति । कामस्त्रिविध सहस्रशो

युवतयो दत्ताः । नायिकाभेदेन गुणभेदेन च त्रैविध्यम् । नियतालङ्कृता रसालम्बना इति । सहस्रशो गजाः सर्वावान्तरजातियुक्ता दत्ताः । नवैव नागभेदा भद्रादयः । रथादयः उत्तरोत्तरं शतगुणाः । पूर्वबुद्धेस्तस्योत्तरा बुद्धिः शतगुणं गृह्णाति ॥५०॥५१॥

ततः स्नेहात्तत्र स्थापनं वारयितुं प्रस्थापनमाह दम्पती इति ।

श्लोकार्थ - ५०-५१ : શક્તિવાળા રાજાએ દશ હજાર ગાયો, ગળામાં સુવર્ણની કંઠીઓ તથા સુંદર વસ્ત્રોથી ત્રણ હજાર યુવતીઓ, નવ હજાર હાથીઓ, સોગણા રથો, રથો કરતાં સોગણા અશ્વો અને અશ્વો કરતાં સોગણા સૈનિકો તેમને પહેરામણી તરીકે આપ્યા.(૫૦-૫૧)

ભાવાર્થ, સુબોધિનીજી : પહેલાથી ધર્મ અને કામ પ્રાપ્ત કરાવનારા અને બીજા શ્લોકથી ચાર અંગોવાળી સેનારૂપ અર્થ પ્રાપ્ત કરાવનારા પદાર્થો કહેલા છે. આ પદાર્થો ભગવાને ઈચ્છેલા નહિ હોવાથી તે લેશે નહિ એવી શંકા થાય તેથી 'પહેરામણી તરીકે' શબ્દ યોજેલ છે. કન્યાનો સ્વીકાર કરવામાં આવે ત્યારે તે પહેરામણીનો સ્વીકાર પણ જરૂરી છે. 'શક્તિવાળા' શબ્દથી પ્રતિષ્ઠા થાય તે માટે દાન નહોતું આપ્યું.

જેમાં એક હજાર દક્ષિણા આપવામાં આવે તેવો ધર્મ યજ્ઞ પ્રાકૃત અને વૈકૃત એવા બે ભેદથી દશ પ્રકારનો છે. તેથી દશ હજાર ગાયો આપી. કામ ત્રણ પ્રકારનો છે. એટલે તેટલા પ્રમાણમાં યુવતિઓ આપી. નિયતા, અલંકૃતા અને રસાલંબના એવા નાયિકાના ભેદને લીધે કામ ત્રણ પ્રકારનો છે. હાથીઓ એક હજારની સંખ્યામાં આપ્યા. રથ વિગેરે એક પછી એક સોગણા આપ્યા. એકસો ગણું ગ્રહણ કરે છે. (૫૧)

પછી સ્નેહને લીધે નીચેના શ્લોકથી વળાવ્યાનું કહે છે.

**दम्पती रथमारोप्य महत्या सेनया वृतौ**
**स्नेहप्रक्लिन्नहृदयो यापयामास कोसलः ॥५२॥**

स्थापने धर्मपत्यौ कुण्ठिते भवतः । रथं स्वकीयम् । गमनेऽपि राजप्रयत्न

एव सर्वोऽपि सूचितः । महत्या सेनया च । तेनैव वृतौ स्वयं गमनमनुचितमिति । स्नेहेन हृदयक्लेदोऽपि गमने प्रतिबन्धकः । अनेन भक्तकर्तव्यं सर्वं कृतवानित्युक्तम् । कोसलदेशाधिपतिरिति स्वयं तत्र भक्तिकरणार्थं स्वयं स्थित इत्यप्युक्तम् ॥५२॥

भगवतः सामर्थ्यं प्रतिपादयितुं वृषभजये लोकप्रसिद्धर्न जातेति तैर्भग्नावयवाः सम्भूय तं ग्रहीतुं यत्न कृतवन्त इत्याह श्रुत्वैतदिति ।

श्लोकार्थ -પર: સ્નેહને લીધે ભીંજાયેલા હૃદયવાળા કોશલરાજે મોટી સેનાથી વીંટાયેલા દંપતિને રથમાં બેસાડી વળાવ્યા. (પર)

ભાવાર્થ, સુબોધિનીજી : રથમાં એટલે રાજાના રથમાં બેસાડીને વળાવ્યા. રાજા પોતે સાથે જાય તે અયોગ્ય હોવાથી તેણે મોટી સેનાથી વીંટાયેલા કર્યા. વળી સ્નેહને લીધે હૃદયનું ભીંજાવવું પણ રાજાને સાથે જવામાં વિઘ્ન કરનારૂં હતું. તેથી ભક્તે કરવું જોઈએ તે બધું કર્યું. તે કૌશલદેશનો રાજા હતો. તેથી ત્યાં ભક્તિ કરવા જાતે રહ્યો તે કહેલ છે. (પર)

આખલાઓ ઉપર વિજય મેળવતાં ભગવાનનું સામર્થ્ય લોકમાં પ્રસિદ્ધ થયું નહિ તેથી નીચેના શ્લોકથી કહે છે.

**श्रुत्वैतद्रुरुधुर्भूपा नयन्तं पथि कन्यकाम् ।**
**भग्नवीर्याः सुदुर्मर्षा यदुभिर्गोवृषैः पुरा ॥५३॥**

एतद्भगवच्चरित्रम् । भूपा इति तेषां स्वदेश उक्तः । भगवतस्तु नापि स्वदेशः, नापि श्वशुरदेशः । सर्वतो रोधे वैयग्र्यं भवतीति । कन्यकामेव नयतीत्यन्यथा श्रुत्वा किञ्चिद्धर्मबुद्धयोऽपि समागताः । अतो राजबाहुल्यं भवति । पथीति विशकलितता सेनायाः । तेषामागमने हेतुं वैरमाह यदुभिर्गग्नवीर्या इति । कन्यार्थं किल्ष्टा अपीत्याह गोवृषैः पुरा भग्नवीर्या इति । तथाप्यागमने हेतुः सुदुर्मर्षा इति । सुष्ठु दुष्टो मर्षो येषामिति । दुरुपसर्गेण दुष्टः क्रोधो भवति ॥५३॥

न केवलं रोधनमात्रम्, किन्तु मारणार्थमपि प्रवृत्ता इत्याह तानस्यत इति।

<u>શ્લોકાર્થ -૫૩:</u> પહેલાં યાદવોએ અને આખલાઓએ જેમના પરાક્રમોનો નાશ કર્યો હતો તેવા ઘણા દ્વેષી રાજાઓ આ સાંભળીને કન્યા લઈ જતા ભગવાનને રસ્તામાં ઘેરી વળ્યા. (૫૩)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આ ભગવાનનું ચરિત્ર છે. 'રાજાઓ' શબ્દથી તેઓનો પોતાનો દેશ છે એમ કહેલ છે. ભગવાને તો પોતાનો દેશ નથી અને સસરાનો પણ દેશ નથી.

ભગવાન કન્યાને લઈને જાય છે એવા ખોટા સમાચાર સાંભળીને થોડી ધર્મબુદ્ધિવાળા રાજાઓ પણ આવ્યા. તેથી રોકનાર રાજાઓ ઘણા થયા. 'રસ્તામાં' શબ્દથી નગ્નજીતે મોકલેલી સેના ઘણી છુટી પડી ગઈ હતી. 'યાદવોએ જેના પરાક્રમોનો નાશ કર્યો હતો' શબ્દોથી તેઓના આવવાનું કારણ વેર કહેલું છે 'પહેલાં આખલાઓએ જેમના પરાક્રમોનો નાશ કરેલો હતો' શબ્દોથી એમ કહેલું છે કે કન્યા માટષ પણ તેઓ હેરાન થયા હતા. છતાં પણ આવવાનું પ્રયોજન 'ઘણા દ્વેષી' એ વિશેષણથી કહેલું છે. તેઓનો ક્રોધ દુષ્ટ છે. (૫૩)

તેઓએ માત્ર રોકાણ કર્યું એટલું જ નહિ પરંતુ મારવા માટે પ્રવૃતિ કરી એમ નીચેના શ્લોકથી કહે છે.

**तानस्यतः शरव्रातान्बधुप्रियकृदर्जुनः।**
**गाण्डीवी कालयामास सिंहः क्षुद्रमृगानिव॥५४॥**

भक्तौ भगवदानुगुण्येऽपि भक्तानुगुण्यमप्यपेक्ष्यत इति वक्तुं भगवत्सेवकेनैव ते सर्वे हता इत्याह अर्जुन इति । अलौकिकं भगवता न कर्तव्यम्, एश्वर्यं च भक्तिमार्गे स्थापनीयम् । अर्जुनोऽपि न भगवत्प्रेरणया युद्धं कृतवान्, किन्तु बन्धूनां भगवद्भक्तानां वसुदेवादीनां प्रियकृत्, यथा भक्तौ भक्तापेक्षा भवति, बान्धवाश्च स्वोपकारं मन्येरन् । गाण्डीवादीनामुदासीनापकारोपकारौ निरूपितौ । बन्धूनामत्रोपकारो निरूप्यते । एतत्सूचयति गाण्डीवीति । कालयामासेति । कालवत् जग्रासेति सूचितम् । नात्यन्तं क्लेशोऽपि तस्य

जात इति ज्ञापयितुं दृष्टान्तमाह सिंहः क्षुद्रमृगानिति ॥५४॥

उपसंहरति पारिबर्हमिति ।

श्लोकार्थ -५४: જેમ સિંહ હલકા પ્રાણીઓને નસાડે તેમ બાણોના સમુહ નાખતાં તેઓને ગાંડીવ ધારણ કરનાર અને બંધુઓને પ્રિય કરનાર અર્જુને નસાડયા.(૫૪)

ભાવાર્થ, સુબોધિનીજી : ભક્તિમાં ભગવાન અનુકુળ હોય છતાં પણભકત અનુકુલ હોવાની જરૂર છે. તે બધાને ભગવાનના સેવકે જ નસાડયા એમ 'અર્જુને નાસાડયા' શબ્દોથી કહે છે. ભગવાને અલૌકિક કરવાનું ન હતું અને ભક્તિમાર્ગમાં ઐશ્વર્યનું સ્થાપન કરવાનું હતું. તેથી અર્જુને નસાડયા. અર્જુને ભગવાનની પ્રેરણાથી યુદ્ધ નહોતું કર્યું પરંતુ બંધુઓ એટલે વસુદેવ ભકતોનું પ્રિય કરનારો તે હતો. તેથી જે પ્રકારે ભક્તિમાં ભકતની જરૂર રહે છે અને બંધુઓ પોતાનો ઉપકાર જાણે તે માટે ઉપકાર વર્ણવેલા છે. 'ગાંડીવ ધારણ કરનાર' શબ્દ એ સૂચવે છે. 'નસાડયા' શબ્દથી એમ સૂચવે છે કે કાલની પેઠે તેઓનો નાશ કર્યો. 'જેમ સિંહ હલકાં પ્રાણીઓને નસાડે' એમ દષ્ટાંતથી અર્જુનને આમાં બહુ મહેનત પડી નહતી. (૫૪)

નીચેના શ્લોકથી ઉપસંહાર કહે છે.

**पारिबर्हमुपागृह्य द्वारकामेत्य सत्यया ।**
**रेमे यदूनामृषभो भगवान्देवकीसुतः ॥५५॥**

सो'पस्करां तां गृहीत्वा विधितोऽपि समानीय परमां रतिं तस्यामुत्पादितवान् । भगवान् नान्यत्र रमते, यथा भक्तौ रमत इति सर्वाभ्यो विशेष उक्तः । द्वारकागमनमर्थादुक्तम् । यदुनामृषभ इति तया गार्हस्थ्यं सम्यक्सम्पादितमिति लक्ष्यते । तत्र सर्वोपपत्तिसिद्ध्यर्थं भगवानिति । एवं रमणे भक्तकृपैव हेतुरित्याह देवकीसुत इति ॥५५॥

कीर्तिं श्रियं च विधितो गृहीत्वा अष्टैश्वर्ययुक्तः सर्वा एव गृहीतवानित्याह त्रिभिः श्रुतकीर्तेरित्यादिभिः ।

श्लोकार्थ -५५: દેવકીજીના પુત્ર ઉત્તમ યાદવ ભગવાને પહેરામણી લઈને દ્વારકાં આવીને સત્યા સાથે રમણ કર્યું. (૫૫)

ભાવાર્થ, સુબોધિનીજી : સત્યાનો ઉપસ્કાર સહિત સ્વીકાર કરીને વિધિ પ્રમાણે તેને દ્વારકા લાવીને તેની અંદર ઘણો જ પ્રેમ ઉત્પન્ન કર્યો.

"ભગવાન જેવા ભક્તિ વિષે રમણ કરે છે તેવા બીજે રમણ કરતા નથી" એમ બધી રાણીઓથી ઉત્તમપણું કહ્યું. દ્વારકા આવવાનું પ્રયોજન પ્રસંગને લીધે કહેલું છે. ઉત્તમ યાદવ શબ્દથી એમ સમજાય છે કે સત્યા સાથે ગૃહસ્થપણું સારી રીતે સિદ્ધ થયું. તે માટે 'ભગવાન' શબ્દ યોજેલ છે. દેવકીના પુત્ર શબ્દથી એમ કહેલું છે કે એ પ્રમાણે રમણ કરવામાં ભક્ત પરની કૃપા જ કારણભૂત છે. (૫૫)

કિર્તિ અને શ્રીનો વિધિપૂર્વક સ્વીકાર કરીને, આઠ ઐશ્વર્યવાળા થઈને બધીએ સ્ત્રીઓનો સ્વીકાર કર્યો તે હવે કહે છે.



**श्रुतकीर्तेः सुतां भद्रामुपयेमे पितृष्वसुः ।**
**कैकेयीं भ्रातृभिर्दत्तां कृष्णः संतर्दनादिभिः ॥५६॥**

श्रुतकीर्तिरपि पितृभगिनी । कैकयदेशाधिपतेः पुत्री । ज्ञानन्तरशक्तिर्भ्रातृनिषिद्धेति भक्त्यनन्तरापि कीर्तिस्तथा भविष्यतीति तन्निषेधार्थमाह भ्रातृभिर्दत्तामिति । कृष्ण इत्यसामग्रीमप्येनां गृहीतवान् । संतर्दनोऽतिप्रसिद्ध इति । श्रुतेन कीर्तिः श्रुता वा कीर्तिर्यस्या इति कीर्तिकारणता युक्ता । तर्दनं शब्द इति भवत्येव प्रसिद्धः । कैकयदेशः पाश्चात्य :॥५६॥

श्रीरूपाया लक्ष्मणाया विवाहमाह सुतामिति ।

श्लोकार्थ - ५६ : સંતર્દન વિગેરે ભાઈઓએ આપેલી, ફોઈ શ્રુતકિર્તિની પુત્રી કૈકેયી ભદ્રાને ભગવાન પરણ્યા.(૫૬)

ભાવાર્થ, સુબોધીનીજી : શ્રુતકિર્તિ પણ ભગવાનની ફોઈ હતી. કૈકેયી એટલે કૈકય દેશના રાજાની પુત્રી.

જ્ઞાન શક્તિ પછીની શક્તિને ભાઈઓએ શ્રીકૃષ્ણને પસંદ કરતાં અટકાવી હતી. તેથી ભક્તિ પછી તરતની શક્તિ કીર્તિનું પણ તેમજ હશે. એવી શંકા

થાય તેથી તેમ ન હતું. એમ કહેવા 'ભાઈઓએ આપેલી' વિશેષણ યોજેલું છે. 'શ્રીકૃષ્ણ' શબ્દથી એમ કહેલું છે કે પહેરામણી વગરની આ કન્યાનો પણ ભગવાને સ્વીકાર કર્યો, સંતર્દન ઘણો પ્રસિદ્ધ હતો. જેની કિર્તિ સાંભળવામાં આવી હતી.તેમ પ્રસિદ્ધિનું કારણ હોય તે યોગ્ય જ છે. કૈકય દેશ પશ્ચિમમાં આવેલ છે.

નીચેના શ્લોકમાં શ્રીરૂપ લક્ષ્મણાનો વિવાહ કહે છે.

**सुतां च मद्राधिपतेर्लक्ष्मणां लक्षणैर्युताम् ।**
**स्वयंवरे जहारैकः स सुपर्णः सुधामिव ॥५७॥**

**मद्रदेशोऽपि कैकयनिकटे । श्रीवत्सरूपेति लक्ष्मणा । अस्या विवाहे लक्षणवत्त्वं प्रयोजकमिति लक्षणैर्युतामित्युक्तम् । राधावेधसनिमित्तस्वययंवरे जहार । वरणानन्तरं अग्रिमवाक्यानुरोधेनावगम्यते । एक इति भगवत्प्रतापः । यतः स भगवान् कृष्णः। अप्रतिधातनयने दृष्टान्तः सुपर्णः सुधामिवेति । इन्द्रादिजये च । एतामग्रे विस्तरेण वक्ष्यति । सर्वा एकतो विस्तरोपाख्याना इयमेकत इति ज्ञापयितुं वाचिनिके विवाहे विस्तरेणोक्तम् ॥५७॥**

साधनरूपा उक्त्वा साधनाधीनत्वात् साध्यस्य ताः संक्षेपेणाह अन्या इति।

<u>શ્લોકાર્થ - ૫૭ :</u> *જેમ ગરૂડે અમૃત હરી લીધું તેમ તેમને એકલાએ શુભ લક્ષણોવાળી મદ્રના રાજાની પુત્રી લક્ષ્મણાનું સ્વયંવરમાં હરણ કર્યું હતું.(૫૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> મદ્રદેશ પણ કૈકય પાસે હતો. આ કન્યા શ્રીવત્સરૂપ હોવાથી લક્ષ્મણા નામ પાડેલું. તેથી 'લક્ષણોવાળી' વિશેષણ યોજેલ છે. રાધાવેધનું જેમાં નિશાન હતું તેવા સ્વયંવરમાં ભગવાને તેનું હરણ કર્યું. લક્ષ્મણાએ ભગવાનનું વરણ કર્યા પછી ભગવાને હરણ કર્યું. એમ જણાય છે. 'એકલાએ' વિશેષણથી ભગવાનનો પ્રતાપ જણાવેલ છે 'सः' તે પ્રસિદ્ધ ભગવાન કૃષ્ણ છે. જેમ ગરૂડે અમૃત હરી લીધું હતું. શબ્દોથી સામા પ્રહાર વિના લઈ આવવા અને ઈંદ્ર ઉપર વિજય મેળવવા દષ્ટાંત કહેલું છે. આનો વૃતાંત વિસ્તારથી આગળ કહે છે. બીજી સર્વનો એક સ્થળે વિસ્તારથી વૃતાંત કહેલો

છે. આનો બીજે સ્થળે કહેલો છે. એમ જણાવતાં વાણીથી વિવાહનું વર્ણન કરતી વખતે આનો વૃતાંત વિસ્તારથી કહેલો છે. (૫૭)

સાધનરૂપ પત્નીઓનું વર્ણન કરી સાધ્ય સાધનને અધીન હોવાથી નીચેના શ્લોકથી ટુકમાં નિરૂપણ કરે છે.

**अन्याश्चैवंविधा भार्याः कृष्णस्यासन् सहस्त्रशः।**
**भौमं हत्वा तन्निरोधादाहृताश्चारुदर्शनाः ॥५८॥**

चकारादेताभ्य उत्कृष्टापकृष्टाश्च संगृहीताः । नरकासुरं हत्वा तदन्तःपुरात्संगृहीताः । तेनैवेकत्र मेलिता भगवता आहृता इति निदर्शनमात्रम् । तासामानयने चारुदर्शनं ज्ञानं सौन्दर्यं च यासामिति हेतुरुक्तः । सर्वा एव भार्या आसन् । स्पष्टमेव सर्वासां मुक्तिर्दत्तेति निरूपितम् । एवं भगवतो निरोधः ॥५८॥

इति श्रीभागवतसुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीमद्वल्लभदीक्षित-
विरचितायां दशमस्कन्धविवरणे उत्तरार्धे नवमोऽध्याय : ॥९॥

<u>શ્લોકાર્થ - ૫૮ :</u> *ભૌમાસુરને હણીને તેના અન્તઃપુરમાંથી આણેલી સુંદર દર્શનવાળી બીજી શ્રીકૃષ્ણની હજારો પત્નીઓ હતી. (૫૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'ચ અને શબ્દથી' આમનાથી ઉત્તમ અને હલકી પત્નીઓનો સમાવેશ કરેલો છે. નરકાસુરને હણીને તેના અન્તઃપુરમાંથી લાવવમાં આવેલી તેને એક સ્થળે ભેગી કરેલીને ભગવાન લઈ આવ્યા એ માત્ર દૃષ્ટાંત છે. 'સુંદર દર્શનવાળી' એ વિશેષણથી તેઓને લાવવાનું પ્રયોજન કહેલ છે. જુદી ગોપ જાતની ગોપીઓ આમના સરખી ન હતી. તે ઉત્તમ હતી. આમનાથી હલકી તો અપ્સરાઓ હતી. તેઓ પોતે આવેલી . બધીએ પત્નીઓ હતી. બધીઓને ભગવાને મુક્તિ આપી એમ જણાવ્યું એ સ્પષ્ટ જ છે એવી રીતે ભગવાને નિરોધ કર્યો. (૫૮)

**દશમ સ્કંધ ઉત્તરાર્ધ**

**અધ્યાય નવમો**

**સંપૂર્ણ**

श्रीकृष्णाय नमः।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।




श्रीकृष्णाय नमः ।

## दशमोऽध्यायः ।

**सर्वासामुद्धृतिः पूर्वं संक्षेपेण निरूपिता ।**
**दशमे विस्तरेणाह तामेवान्यविभाषया ।। १ ।।**
**यदर्थमवतीर्णोऽसौ नात्यन्तं तत्र मृग्यते ।**
**हेतुरित्यत्र निर्णीतमतस्ता जगृहे हरिः ।।२।।**

## દશમ સ્કંધ ઉત્તરાર્ધ

## અધ્યાય દશમો

### દ્વારકાગમન

કારિકાઓ :

કારિકા- ૧ : સર્વ સ્ત્રીઓનો ઉદ્ધાર પહેલાં ટુંકમાં કહ્યો. દશમા અધ્યાયમાં તે ઉદ્ધારને જ વિસ્તારથી કહે છે.(૧)

કારિકા - ૨ : આ ભગવાને જે પ્રયોજનથી અવતાર લીધેલો છે તે વિષયમાં તેમને બહુ પ્રયાસ કરવો પડતો નથી એવા હેતુઓ અહીં નિર્ણય કરવામાં આવે છે. તેથી હરિએ તેઓને સ્વીકાર કર્યો.(૨)

स्त्रीणां सामान्यतो विवाहे निरूपिते तत्र पराकमो न श्रुत इति तदर्थं पृच्छति, सर्वाणि कर्माणि वीर्यवन्ति चेद्भक्तिजनकानि भवन्तीति।

**राजोवाच - यथा हतो भगवता भौमो येन च ताः स्त्रियः।**
**निरुद्धा एतदाचक्ष्व विक्रमं शार्ङ्गधन्वनः ॥१॥**

यथा हत इति। भगवतेति न हनने सन्देहः, किन्तु प्रकारे एव। भौम इति भगवत एव पुत्रः। ननु सर्व यथा हताः तथा सोऽपि हत इति को विशेष इति चेत्, तत्राह येन चेति। राज्ञां हि ताः कन्याः षोऽशसहस्त्रसङ्ख्याताः। यदिस्थानतः स्वरूपतो वा सुगमः स्यात् तदा सर्वे राजानः सम्भूय तं मारयेयुः। लज्जास्पदत्वाद्दुहितृहरणस्य। अतो ज्ञायते सर्वप्राणिनामवध्यः स इति दुर्गमश्चेति तादृशस्य वधो लौकिकन्यायेन कथमिति भगवति विचारणा। ताः प्रसिद्धाः किञ्च। निरुद्धा एव कुतः, कथं नोपभुक्ताः। ता वा भगवता कथमाहृता इति। यथा विक्रमो भवति, तथा आचक्ष्व। अनेन तासां विवाहे लोके क्लिष्टता प्रतिभातीति ज्ञापितम्। युक्त्या चैवं ज्ञायतेऽक्लिष्टं भवतीति। यतोऽयं शार्ङ्गधन्वा। न हि समर्थः क्लिष्टं करोति ॥१॥

तत्र प्रसङ्गात्तासां विवाहो जात इति वक्तुं देवकार्यार्थं भगवान् प्रवृत इत्याह इन्द्रेणेति।

સામાન્ય રીતે સ્ત્રીઓને વિવાહનું વર્ણન કર્યું. તેમાં ભગવાનના પ્રરાક્રમ સાંભળવામાં આવ્યું નહિ તેથી તે સાંભળવા માટે રાજા નીચેના શ્લોકથી પ્રશ્ન પૂછે છે કારણ કે બધાં કર્મો પરાક્રમવાળાં હોય તો ભક્તિ ઉત્પન્ન કરે છે.

<u>શ્લોકાર્થ - ૧ :</u> *જે પ્રકારે ભગવાને ભૌમાસુર કે જેણે તે સ્ત્રીઓને પુરી રાખેલી હતી તેને હણ્યો. આ સારંગ ધનુષ્યવાળાનું પરાક્રમ જાણાય તેમ કહો. (૧)*

<u>ભાવાર્થ, સુબોધીનીજી :</u> ભગવાન હોવાથી ભોમાસુરને હણે તેમાં સંદેહ નથી. હણવામાં પરાક્રમ જ સંદેહ છે. ભૌમ એ ભગવાનનો પુત્ર હતો. બધાને જેમ હણ્યા તેમ તેને પણ હણ્યો એટલે વિશેષ શું હોય? એવી શંકા થાય તેથી 'જેને સ્ત્રીઓને પુરી રાખી હતી' શબ્દ યોજેલ છે. તે રાજાઓની કન્યાઓ

સોળ હજારની સંખ્યામાં હતી. જો ભૌમાસુર તેના રહેવાના સ્થાનથી અથવા પોતાના દેહથી પાસે જઈ શકાય તેવો હોત તો બધાએ રાજાઓ ભેગા થઈ તેને હણત કારણ કે પુત્રીનું હરણ થાય તે લજ્જા કરાવનારૂં છે. તેથી તે સર્વ પ્રાણીઓથી ન હણાય અને તેની પાસે ન જઈ શકાય તેવો તે હતો. તેથી તેનો વધ લૌકિક નિયમ મુજબ કેમ થયો? એવો વિચાર થાય છે. વળી તેઓને પુરી કેમ રાખી? તેમને ભોગવી કેમ નહિ? અથવા ભગવાન તેને કેવી રીતે લઈ આવ્યા?

જે પ્રકારે ભગવાનનું પરાક્રમ જણાય તે પ્રમાણે કહો. તેથી ભગવાનને ક્લેશ થયો એમ જણાય છે. પણ યુક્તિથી એમ જણાય છે કે ભગવાનને ક્લેશ થયો ન હતો કારણ કે આ શારંગ ધનુષ્યવાળા છે. શક્તિવાળા ક્લેશ થાય તેમ કાર્ય કરતા નથી. (૧)

ભગવાન દેવોના કાર્યમાં પ્રવૃત્ત થયા હતા એમ હવે કહે છે.

**श्रीशुक उवाच - इन्द्रेण हृतच्छत्रेण हृतकुण्डलबन्धुना।**
**हृतामराद्रिस्थानेन ज्ञापितो भौमचेष्टितम्।**
**सभार्यो गरुडारुढः प्राग्जयोतिषपुरं ययौ ॥२॥**

पूर्वं नरकासुरो दिग्विजये इन्दं पराजित्य जयख्यापनार्थं त्रयं गृहीतवान् । राजत्वख्यापकं छत्रम्, तेनेन्द्रत्वं गृहीतवान् । अदितिकश्यपपुत्रत्वमपरिहार्यमहत्त्वं मत्वा कश्यपात् भगवान् महानिति पितृकृतोत्कर्षे सिद्धे 'इयं वा अदिति'रिति भूमिपुत्रत्वेनादित्यत्वे च रूपविशेषख्यापके कुण्डले तस्या गृहीत्वा स्वमात्रे भूम्यै दत्तवान् । तथा त्रैलोक्याधिपतित्वं च दूरीकर्तव्यम् । तत्र यत्र यस्तिष्ठति, तदधिपतित्वं न दूरीकर्तव्यम्, साधारण्यात्, अतो भूम्याधिपत्यं दूरीकर्तुममराद्रिस्थान मेरौ यदिन्द्रस्य स्थानं तदपि हृतवान् । अनेन स्वस्थानाधिपत्यं दूरापास्तमिति न पातालाधिपत्यव्युदासाय किञ्चिचकार । स्वर्गस्थानमपि ग्राह्यमित्यध्यवसायोऽस्ति । अन्येष्ववतारेष्ववतारप्रयोजनमात्रं करोति । नाधिकम् । नापि वामनः पुत्रं मारयितुमिच्छति । भ्रात्रपेक्षया तु पुत्रः

प्रियः, अदितिर्भूमिश्च भक्ते । स्वापेक्षयापि पुत्रः मारयितुमिच्छति । भ्रात्रपेक्षयातु तु पुत्रः प्रियः, अदितिर्भूमिश्च भक्ते । स्वापेक्षयापि पुत्रः प्रिय इति पुत्रेण स्वमात्रे कुण्डले दीयमाने च न निवारयति । विशेषावतरो सर्वगतं तेजस्तत्रैव गच्छति । अतो वामन उदासीन इति इन्द्रः कृष्णमेव विज्ञापयामास । हृते कुण्डले बन्धोर्मातुर्यस्य । हृतममराद्रेः स्थानं यस्य । चेष्टितमधिकग्रहणरूपम् । ज्ञापितो भगवान् । न हि तत्पुत्रोऽन्येन हन्तुं शक्यः । पूर्वं हि चतुर्मूर्तिर्भगवानास । तत्रैका तपः करोति । अपरा परिपालनम् । अपरा भोगम् । चतुर्थी तु निद्राति । तासां च रहटघटिकान्यायेन कर्मणां परावृत्तिः । या तपस्यति, सावेक्षां करोति । यावेक्षिष्ट, सा भङ्क्ते । या बुभुजे, सा शेते । याशयिष्ट, सा तपस्यतीति । क्रियायाः कालश्च सहस्रं वत्सराणि । तत्रैषा व्यवस्था । या तपस्यति, सोत्तिष्ठति । ये केचन स्वार्थं तपः कुर्वन्ति, तेभ्यः प्रसन्ना भवति । तत्रैकदा भूमिः तपस्यन्ती स्थिता । सन्ध्यायां च भगवानुस्थितो वरार्थं प्रेरयामास । ततः सन्ध्यायां भूमिः पुत्रं वव्रे । ततोऽयं नरको जातः कालवशादसुरः । ततो भगवान् भूम्या पुनः प्रार्थितः । नायं हन्तव्य इति । ततो भगवानाह त्वत्सम्मतिव्यतिकरेण न हनिष्यामी'ति । स्वस्यास्त्रं नारायणाख्यं दत्तवान् । यावदस्मिन्नस्त्रम्, तावन्न मृत्युरिति । स चातुरत्वात् महादेवभक्तो बभूव । त्रिशूलं च प्राप्तत्वान्, नारायणास्त्रसमानम् । ततः स्वयं शिवभक्त इति त्रिशूलं स्वार्थे स्थापितवान् । पुत्राय भगवादत्ताय नारायणास्त्रं ददौ । अतो हनने भूमिसम्मतिरेव ग्राह्या । भूमिश्च सत्यभामा ॥२॥

अतो नरकवधार्थं भगवान् सत्यभामया सह गरुडाधिरूढो गत इत्याह सभार्यो गरुडारूढ इति ।

<u>શ્લોકાર્થ - ૨ :</u> જેનું છત્ર હરાયેલું હતું. જેના બંધુના કુંડળ હરાયેલ હતા અને જેનું મેરૂ પર્વત ઉપરનું સ્થાન હરાયેલું હતું તેવા ઈંદ્રે ભૌમાસુરનું કર્મ જણાવેલ છે. (૨)

<u>ભાવાર્થ, સુબોધીનીજી :</u> પહેલાં નરકાસુરે દિગ્વિજયમાં ઈંદ્રને હરાવીને

પોતાનો વિજય જાહેર કરવા ત્રણ પદાર્થો લઈ લીધા. રાજાનું છત્ર તેથી ઇંદ્રપણું લીધું. (૨) અદિતિના પુત્ર હોવાથી હોવાપણું અને કશ્યપના પુત્ર હોવાપણું. જેનું મહાત્મ્ય હરિ શકાય એમ નથી તેવા કશ્યપથી ભગવાન મોટા હોવાથી પિતાને લીધે પ્રાપ્ત થતી સરસાઈ પોતાની સિદ્ધ થતાં પોતે ભૂમીનો પુત્ર હોવાથી અથવા આ ભૂમી અદિતિ છે. તેનાં બે કુંડલો લઈને ભૌમાસુરે પોતાની માતા ભૂમિને આપ્યા. (૩) તેજ પ્રમાણે ત્રણ લોકના અધિપતિનો પણ નાશ કરવો જોઈએ તેથી ઇંદ્રના ભૂમિનાં અધિપતિનો નાશ કરવા મેરૂ પર્વત પરનું ઇંદ્રનું જે સ્થાન હતું તેને પણ હરિ લીધું. આથી એમ સૂચવ્યું કે ભૌમાસુરના સ્થાનનું અધિપતિપણું ઇંદ્રમાં રહેલ ન હતું તેથી પાતાલનું અધિપતિપણું દૂર કરવા કાંઇ પણ કર્યું નહિ. સ્વર્ગનું સ્થાન લેવું છે એવો નિર્ણય હતો.

ભગવાનના બીજા અવતારો હોય ત્યારે અવતારનું પ્રયોજન હોય તેટલું જ તે કરે છે. તેથી અધિક કાંઇ પણ કરતા નથી. તેમજ વામન પોતાના પુત્રને હણવા ઈચ્છતા ન હતા. પરંતુ ભાઈ કરતાં પુત્ર તેમને વધારે પ્રિય હતો. વળી અદિતિ કરતાં ભૂમી વધારે ભકત હતી અને પોતાના કરતાં પણ પુત્ર વધારે પ્રિય હતો તેથી પુત્ર પોતાની માતાને કુંડલો આપતો હતો તેમાં તેને અટકાવ્યો નહિ. ભગવાનનો ઉત્તમ અવતાર થાય ત્યારે સર્વ અવતારોમાં રહેલું તેજ તેમાં જ પ્રવેશ કરે છે. તેથી વામન ઉદાસીન રહ્યા. એટલે ઇંદ્રે શ્રીકૃષ્ણને વિજ્ઞપ્તિ કરી. ભોમાસુરનું કર્મ બધું લઈ લેવારૂપ ઇંદ્રે ભગવાનને જણાવ્યું. કારણ કે પુત્ર બીજાથી હણી શકાય એવો ન હતો કારણ કે પહેલાં ભગવાન ચારમૂર્તિ આકારવાળા હતા. તે પૈકી (૧) એક તપ હતી. (૨) બીજી જગતનું રક્ષણ કરતી (૩) ત્રીજી ભોગ કરતી (૪) ચોથી નિદ્રા કરતી. તેઓનું કર્મ રેંટની ડોલની માફક વારંફરતી એવી રીતે થતું કે જે પહેલાં તપ કરતી તે પછી રક્ષણ કરતી. જે રક્ષણ કરતી તે પછી ભોગ કરતી. જે ભોગ કરતી તે પછી નિદ્રા કરતી અને જે નિદ્રા કરતી તે પછી તપ કરતી અને દરેક ક્રિયાનો સમય એક હજાર વર્ષનો હતો. તેમાં એવી વ્યવસ્થા હતી કે જે તપ કરતી તે ઉઠતી અને જે કોઈ પોતાના માટે તપ કરતા તેમના પર પ્રસન્ન થતી. એવા

સંજોગોમાં એકવાર ભૂમિ તપ કરતી હતી અને સંધ્યા સમયે ભગવાને ઉઠીને તેને વર માગવા પ્રેરણા કરી. પછી ભૂમિએ પુત્ર માગ્યો તેથી આ નરકાસુર ઉત્પન્ન થયો. સંધ્યા સમયે માગ્યો એટલે તે અસુર થયો. પછી ભૂમિએ ભગવાનને ફરીથી પ્રાર્થના કરી કે આને હણવો નહિ પછી ભગવાને કહ્યું કે 'તારી સમંતિ વિના હું તેને હણીશ નહિ' અને પોતાનું નારાયણ નામનું શસ્ત્ર એવા હેતુથી આપ્યું કે 'જયાં સુધી આની પાસે આ શસ્ત્ર હોય ત્યાંસુધી તેનું મૃત્યુ થાય નહિ. પણ તે અસુર હોવાથી મહાદેવનો ભક્ત થયો અને નારાયણ શસ્ત્ર જેવું ત્રિશૂલ પ્રાપ્ત કર્યું. પોતે શિવનો ભક્ત હોવાથી પોતાના માટે ત્રિશૂલ રાખ્યું અને પોતાના પુત્ર ભગદત્તને નારાયણ અસ્ત્ર આપ્યું તેથી તેને હણવામાં ભૂમિની સમંતિ લેવી રહી અને સત્યભામા ભૂમિ હતાં. (૨)

તેથી નરકાસૂરનો વધ કરવા સત્યભામા સાથે ભગવાન ગરૂડ પર બેસીને પધાર્યા તે નીચેના શ્લોકથી કહે છે.



**सभार्यो गरुडारूढः प्राग्जयौतिषपुरं ययौ ।**
**गिरिदुर्गैः शस्त्रदुर्गैर्जलाग्न्यनिलदुर्गमम् ।**
**मुरपाशायुतैर्घोरैर्दृढैः सर्वत आवृतम् ॥३॥**

प्राग्जयोतिषपुरमिति तन्नगरनाम । यदा तेजोबन्नात्मिका सृष्टिः, ततः पूर्वमिदं स्थानत्पादितमिति ज्ञापनार्थं तथा नाम । ततस्तस्य षडावरणानि निरूपयति गिरिदुर्गैरिति । सर्वतः गिरयः पर्वताः अश्वेचरस्य दुर्गमाः । साम्प्रतं कामरूदेश इति तत्प्रसिद्धिः । शस्त्रदुर्गाणि द्वितीयानि । दुर्गत्वं परितः स्थित्या गमनप्रतिबन्धकत्म् । शस्त्राणि खङ्गादीनि । यथा असिपत्रवनम् । ततो मध्ये जलं परितः । ततोन्तरग्निः । ततो वायुरिति । मुरो नाम पञ्चपर्वाविद्याधिष्ठात्री देवता । तस्य पाशाः सर्वापेक्षयान्तरावरणभूताः, ते च दृढाः, पूर्वापेक्षयापि । अनेन क्रम उत्तरोत्तरबलिष्ठत्वं सूचितम् । सर्वत आवृतमिति । सर्वैर्न मार्गोऽपि संरक्षितः । स्वयं तु खेचरः । तेजःप्रभृत्यावरणत्रयं उपर्यपीति सम्प्रदायः । तेन सर्वागम्यम् ॥३॥

તાદૃશસ્યાપિ લૌકિકપ્રકારેણ વધં વક્તું ક્રમેણ દુર્ગાણાં નાશનમાહ ગદયેતિ।

श्लोकार्थ - ३ : પત્ની સાથે ગરૂડ પર બેસીને, પર્વતોને લીધે શસ્ત્રોને લીધે જલ, અગ્નિ અને વાયુને લીધે જઈ ન શકાય તેવા અને મુરના ઘોર મજબુત હજારો બંધનોથી સર્વ તરફ વીંટાયેલા પ્રાગ્જ્યોતિષ પધાર્યા. (૩)

ભાવાર્થ, સુબોધીનીજી : પ્રાગજ્યોતિષપુર તે ભૌમાસુરના નગરનું નામ હતું. તે સમયે તેજ, જલ અને અન્નરૂપ સૃષ્ટિ થઈ તે પહેલાંઆ સ્થાન બનાવેલું એમ જણાવવા તેનું આનામ રાખેલું. પછી તેના છ કિલ્લાઓનું વર્ણન કરે છે. (૧) સર્વ બાજુએ ઘોડેસવાર જઈ ન શકે તેવા પર્વતો હતા. હમણાં કામરૂપદેશ એ નામથી તે સ્થળ પ્રસિદ્ધ છે. (૨) બીજા શસ્ત્રોના કિલ્લાઓ ફરતી બંધે બાજુએ રહી અંદર જવામાં અટકાવ કરનાર હતા. 'અસિપત્રવન' જેવું તે થયું. (૩) બધી બાજુએ જલ હતું. (૪) અંદર અગ્નિ હતો. (૫) તેની અંદર વાયુ હતો. (૬) મુર એ પંચ પર્વવાળી અવિદ્યાની સંભાળ રાખનાર દેવ હતો. તેના બંધનોથી અંદરના કિલ્લા બનેલા હતા. મજબૂત હતા. 'સર્વ તરફ વીંટાએલા' શબ્દનો અર્થ એવો છે કે બધાએ કિલ્લાઓએ માર્ગ પણ રાખેલો નહિ. ભૌમાસુર આકાશમાં ઉડનારો હતો એવી દંતકથા છે કે છેલ્લા કિલ્લાઓ તો ઉપર આકાશમાં પણ હતા. તેથી કોઈથી જઈ શકાય એમ ન હતું. (૩)

નીચેના શ્લોકથી ભગવાને કહેલા કિલ્લાઓના નાશ જણાવે છે.

**गदया निर्बिभेदाद्रीन् शस्त्रदुर्गाणि सायकैः ।**
**चक्रेणाग्निं जलं वायुं मुरपाशांस्तथासिना ॥४॥**

गदाप्रहारेणाद्रीन्निर्बिभेद । तेन प्रथमावणे नराणामपि गमनं सुगममभूत् । स एव चेदानीं मार्गः । सायकैः शस्त्रदुर्गाणि चिच्छेद । सुदर्शनेन जलाग्न्यनिलदुर्गाण्यन्तर्भावितवानित्याह चक्रणेति । आदावग्निप्रवेशनं सजातीयनिराकरणार्थम् । तदुभयोपष्टम्भकं भवति । तस्य च कार्यं जलम् । ततः कारणं वायुमिति प्रान्तस्थितयोरनुप्रवेशः । मुरपाशांस्तु असिना च नन्दकेन चिच्छेद ॥४॥

एवमावरणानि दूरीकृत्य दूरान्मारणसाधनानानि पाषाणक्षेपणरूपाणि यन्त्राणि चिच्छेदेत्याह शङ्खनादेनेति ।

श्लोकार्थ - ४ : ભગવાને ગદાથી પર્વતોના ચૂરા કર્યા. બાણોથી શસ્ત્રોના કિલ્લાઓને કાપી નાખ્યા. અગ્નિ, જલ અને વાયુનાને ચક્રથી વિનાશ કર્યો અને મુરના બંધનો તલવારથી કાપી નાખ્યા. (૪)

ભાવાર્થ, સુબોધીનીજી : ગદાના પ્રહારથી પર્વતના ચુરા કર્યા. તેથી માણસોને જવાનું સહેલું થયું. હમણાં તેજ માર્ગ છે. બાણોથી શસ્ત્રોના કિલ્લાઓને કાપી નાખ્યા. સુદર્શનથી જલ, અગ્નિ અનેવાયુના કિલ્લાઓનો નાશ કર્યો. આરંભમાં સુદર્શને પોતાની જાતના અગ્નિનો નાશ કરવા અગ્નિમાં પ્રવેશ કર્યો. તે અગ્નિ જલ અને વાયુનો આધારરૂપ છે અને તેનું કાર્ય જલ છે. તેથી તેમાં બંને છેડેથી પ્રવેશ કર્યો. મુરના બંધનોને નંદક તલવારથી કાપી નાખ્યા.(૪)

એ પ્રમાણે કિલ્લાઓનો નાશ કરી બીજા સાધનરૂપ યંત્રો નાશ કર્યા તે નીચેના શ્લોકથી કહે છે.

**शङ्खनादेन यन्त्राणि हृदयानि मनस्विनाम् ।**
**प्राकारं गदया गुर्व्या निर्बिभेद गदाधरः ॥५॥**

मनस्विनां हृदयानि उत्साहशक्तीश्च । ततो दुर्गप्राकारमपि बिभेदेत्याह प्राकारमिति । गुर्व्येति । तत्र स्थितानां देवानां नाशनसामर्थ्यं द्योतितम् । तेषांमुपेत्य प्रतिबन्धकत्वाभावाय निरुपसर्गः । गदाधर इति । अग्रे युद्धार्थं सावधान इत्यर्थं ॥५॥

श्लोकार्थ - ५ : શંખના નાદથી યંત્રોના અને બહાદુરોના હૃદયોનો વિનાશ કર્યા પછી ગદાધરે મોટી ગદાથી દિવાલના ચુરેચુરા કર્યા. (૫)

ભાવાર્થ, સુબોધીનીજી : બહાદુર અસુરોનાં હૃદયો એટલે ઉત્સાહ શક્તિઓનો વિનાશ કર્યો. પછી દિવાલના ચૂરા કર્યા. 'મોટી' વિશેષણથી કિલ્લાની દિવાલ પર રહેલા દેવોનો નાશ કરવાની શક્તિ જણાવી છે. તે દેવો આવીને ભગવાનને અટકાવી શકે એમ ન હતા. ગદાધર એટલે ભવિષ્યમાં યુદ્ધ કરવા માટે સાવધાન એવો અર્થ છે.(૫)

**पाञ्चजन्यध्वनिं श्रुत्वा युगान्ताशनिभीषणम् ।**
**मुरः शयान उत्तस्थौ दैत्यः पञ्चशिरा जलात् ॥६॥**

एवं सर्वावरणानि भित्त्वा सावधानो जातः । शङ्खनादस्य माहात्म्यं 'विष्णोर्मुखोत्थानिलपूरितस्य यस्य ध्वनिर्दानवदर्पहन्ते'ति । ततो दर्पाच्छयानः परिखाजले तन्नादेन दर्पनाशं मत्वा कथं जात इति हेत्वन्वेषणशर्थं उत्थितः । न केवलं माहत्म्यात् दर्पनाशकत्वम् , किन्तु स्वरूपतोऽपि नादस्ताद्दश इत्याह **युगान्ताशनिभीषणमिति** । युगान्ते प्रलये, तत्रापि मारकत्वेनैव प्रसिद्धः अशनिः, ततोऽपि भीषणः दर्पं हन्त्येव । प्रलये दैत्यस्तेन मारणीय एवेति भगवत्सम्मुखोऽपि विरुद्ध एव जातः । अविद्यासम्बन्धीति ज्ञापयितुं **पञ्चशिराः** । पञ्च शिरांसि **योगः** । **मुर** इत्येव नाम । **जलादिति** परिखासम्बन्धिनः ॥६॥

उत्थित एव युद्धार्थं प्रवृत्त इत्याह त्रिशूलमिति ।

<u>શ્લોકાર્થ - ૬ :</u> *યુગના અંત થતા અગ્નિથી પણ ભયંકર પાંચજન્યનો અવાજ સાંભળીને પાંચ માથાવાળો સૂતેલો દૈત્ય મુર જલમાંથી ઉઠયો. (૬)*

<u>ભાવાર્થ, સુબોધીનીજી :</u> એ પ્રમાણે બધી અટચણો દૂર કરીને ભગવાન સાવધાન થયા. વિષ્ણુના મુખમાંથી નીકળતા પવનથી પહેલાનો જેનો અવાજ દાનવોના મદનો નાશ કરનારો છે. એમ પાંચજન્ય શંખના અવાજનું મહાત્મ્ય છે. પછી કિલ્લાની ખાઇના જલમાં મદથી સૂતેલો મુર તે શંખના અવાજથી આ કેમ થયું? એમ તેનું કારણ શોધતો હતો. પરંતુ સ્વરૂપથી પણ તેવો હતો એમ 'યુગના અંતે થતા અગ્નિથી પણ ભયંકર' વિશેષણથી કહેલું છે. યુગના અંતે પ્રલયના સમયે જે અગ્નિ તેનાથી પણ ભયંકર અવાજ મદનો નાશ કરે જ . પ્રલય સમયે દૈત્યો મદમાં રહે છે. એમ પ્રસિદ્ધ છે. તેથી મદથી નિશ્ચિત થઇને સૂતેલો પણ ઉઠયો. તે દૈત્ય હતો. તે અવિદ્યા સાથે સંબંધ ધરાવતો હતો. 'પાંચ માથાવાળો' એવું વિશેષણ યોજેલું છે. મુર તેનું નામ હતું. તે 'જલમાંથી' એટલે ખાઇમાં રહેલા જલમાંથી ઉઠયો. (૬)

ઉઠયો એટલે તુરત જ યુદ્ધ કરવા પ્રવૃત થયો તે હવે કહે છે.

**त्रिशूलमुधम्य सुदुर्निरीक्षणो युगान्तसूर्यानलशोचिरूल्बणः।**
**ग्रसंस्त्रिलोकीमिव पञ्चभिर्मुखैरभ्यद्रवत्ताक्ष्र्यसुतं यथोरगः ॥७॥**

अनेनासहायवीरत्वमुक्तम् । **सुदुर्निरीक्षण** इति युक्तमेव तस्य तथात्वम् । यो हि द्रष्टुमेवाशक्यः, तेन सह को वा युध्येत् । किञ्च । **युगान्तसूर्यानलशोचिरुल्बणः** । पाञ्चजन्यध्वनिस्तु प्रलयाशनितुल्य एव, अस्य तु देहकान्तिरपि प्रलयसूर्यानलसद्दशी । ततोऽप्युल्बणश्च । अत एव युद्धे निःशङ्कः । महाभूतान्यपि यो भक्षयितुं शक्तः, स कथं जेयो भवेदित्याह ग्रसंस्त्रिलोकीमिति । पञ्चभिर्मुखैः चतुर्षु दिक्षु उपरि च सर्वानेव लोकान् भक्षयति, न समायेति । दर्शनमात्रमेव तस्य भयानकम्, न तु युद्धं कर्तुं शक्त इति ज्ञापयितुं द्दष्टान्तमाह **ताक्ष्र्यसुतं यथोरग** इति । गरुडं सर्पो यथाभिधावति भक्ष्यः ॥७॥

गतस्य पराक्रममाह आविध्येति ।

*<u>શ્લોકાર્થ-૭ :</u> સામે જોઈ ન શકાય તેવો, યુગાન્તના સૂર્ય અને અગ્નિ જેવી કાંતિવાળો, ઘોર, પાંચ મુખોથી ત્રણ લોકોને જાણે કે ગળી જતો હોય તેવો મુર ત્રિશૂલ ઉગામીને જેમ સર્પ ગરૂડ તરફ દોડે તેમ સામો દોડી આવ્યો. (૭)*

<u>ભાવાર્થ, સુબોધીનીજી :</u> તે વીર હતો 'સામે જોઈ ન શકાય તેવો' તેનો અર્થ એવો છે કે તેવો હોય તે યોગ્ય જ હતું. કારણ કે જે જોઈ શકાય નહિ તેની જોડે કોણ યુદ્ધ કરે ? વળી તે 'યુગાન્તના સૂર્ય અને અગ્નિ જેવી કાંતિવાળો' ઘોર હતો. પાંચજન્યનો અવાજ તો પ્રલયના અગ્નિ જેવો હતો. તેના દેહની કાંતિ પણ તેના જેવી જ હતી. તેથી પણ તે ઘોર હતો. તેથી યુદ્ધમાં તે અપરાજીત હતો. ભયરહિત હતો. તે મહાભૂતોનું પણ ભક્ષણ કરવા શક્તિમાન હતો. તેને કેમ જીતાય? 'પાંચ મુખોથી ત્રણ લોકોને જાણે ગળી જતો હોય' વિશેષણ કહેલું છે. તે બધા લોકોનું ભક્ષણ કરતો હતો.

તે રાક્ષસ હોવાથી તેનો દેખાવ જ ભયંકર હતો. પણ તે યુદ્ધ કરવા શક્તિવાળો ન હતો. એમ જાણાવવા 'જેમ સર્પ ગરૂડ તરફ દોડે' એવું દષ્ટાંત કહેલું છે. તે

સામો દોડી આવ્યો. (૭)

નીચેના શ્લોકથી તેનું પરાક્રમનું વર્ણન કરે છે.

**आविध्य शूलं तरसा गरुत्मते निरस्य वक्त्रैर्व्यनदत्स पञ्चभिः ।**
**खं रोदसी सर्वदिशोऽम्बरं महानापूरयन्नण्डकटाहमावृणोत् ॥८॥**

उत्तोल्य भ्रामयित्वा वा । तरसा यावद्द्वितीयो न सावधानः । स हि भगवन्तं द्रष्टुमशक्तो गरुडमताडयत् । अविद्या भगवन्तं न विषयीकरोति । कालान्तरमेव भगवत्प्राप्तिरिति कालरूपं गरुडं क्षोभयति । निरस्य प्रक्षिप्य । निरसनेन अवहेला सूचिता । न हि अस्मद्बलं शूलेन समाथितं भवतीति तृणमिव दूरीकृतवान् । ततोऽविद्यया तं मोहयितुं पञ्चभिर्वक्त्रैर्व्यनदत् । विशेषर शङ्खध्वनि कृतवान् । अन्यस्त्वेकधा गर्जति, अहं पञ्चधेति ज्ञापयितुम् । तस्य नादस्य महत्त्वमाह खं रोदसीति । सर्वमेव विवरस्थानं पूरयन् अण्डकटाहमावृणोत् । उपर्यति ब्रह्माण्डं भित्त्वा गत इत्यर्थः तत्त्वानामप्यविद्यामोहो वर्तत इति अलौकिकत्वाच्छब्दस्य बहिर्गमनम् । ब्रह्माण्डस्यापि अण्डत्वाद्रोमकूपवच्छिद्रत्वम् । मध्ये सर्वत्र पूरणं न भविष्यतीति विशेषतो गणयति । खमाकाशं मध्यस्थितं सर्वेषां हृदयाकाशो वा । रोदसी धावापृथिव्यौ । सर्वा अष्ट दिशः । अन्तरं मध्यम् । शब्दावाता-दुत्पन्नस्य शब्दान्तस्य तथात्वं भविष्यतीत्याशङ्क्याह महानिति । आ समन्तात्पूरणं बृंहणन्यायेन ॥८॥

एवं तस्य पराक्रममुक्त्वा तत्प्रतीकारार्थं भगवच्चरित्रमाह तदापतदिति ।

<u>શ્લોકાર્થ - ૮ :</u> *ત્રિશૂલ ફેરવીને ઝડપથી ગરૂડ તરફ ફેંકીને તેને પાંચ મુખોથી ગર્જના કરી. તે મોટા નાદે આકાશ, પૃથ્વી અને સ્વર્ગ બધી દિશાઓ અને મધ્યપ્રદેશ પુરી દઈને બ્રહ્માંડના પડને ભરી દીધું. (૮)*

<u>ભાવાર્થ, સુબોધીનીજી :</u> ત્રિશૂલ ઉંચુ કરીને ઝડપથી બીજો સાવધાન થાય તે પહેલાં તેટલા સમયમાં ફેંકયું. તે ભગવાનના દર્શન કરવા શક્તિમાન ન હતો. કારણ કે ભગવાન અવિદ્યાથી જણાતા નથી. તેથી ગરૂડને ત્રિશૂલ માર્યું. કાલ પછી જ તેને ભગવાન પ્રાપ્તિ થવાની હોવાથી કાલરૂપ ગરૂડમાં ખળભળાટ કર્યો.

'મારા બલને ત્રિશૂલથી પુષ્ટિ મળતી નથી' એવા અભિપ્રાયથી તરખલાંની જેમ તેને ફેકયું. પછી પાંચ મુખરૂપ અવિદ્યાથી ગર્જના કરી. બીજા ભગવાન તો એક પ્રકારે ગર્જના કરે છે. હું તો પાંચ પ્રકારે ગર્જના કરૂં છું. બધાએ પોલાણના સ્થાનો ભરી દઈને તેણે બ્રહ્માંડના પડને પુરી દીધું. એટલે બ્રહ્માંડને ફોડી નાખી તેની ઉપર ગયો એવો અર્થ છે. તત્વોને પણ અવિદ્યાનો મોહ થાય છે. તેથી શબ્દ અલૌકિક હોવાથી બ્રહ્માંડની બહાર ગયો. બ્રહ્માંડ પણ ઈંડુ હોવાથી રૂંવાડાના છીદ્રો પેઠે છીદ્રવાળું છે. વચમાં સર્વ સ્થળો અવાજથી પુરાયેલા નહિ હોય એવી શંકા થાય તેથી દરેકને ગણાવે છે. 'रवम्' એટલે સ્વર્ગ અને પૃથ્વી વચ્ચેનું આકાશ 'तेदसी' એટલે સ્વર્ગ 'બધી' એટલે આઠે દિશાઓ 'अन्तरं' એટલે બધાની વચ્ચેનો પ્રદેશ. 'અવાજના અથડાવવાથી ઉત્પન્ન થયેલો બીજો અવાજ તેવો હશે' એવી શંકા થાય તેથી 'મોટા' વિશેષણ યોજેલું છે. तथात्वं સર્વ તરફથી બધા પ્રદેશો ભરી દીધા.(૮)

આ પ્રકારે તેના પરાક્રમનું વર્ણન કરી તેનું નિવારણ કરવા ભગવાને કરેલ ચરિત્ર નીચેના શ્લોકથી કહે છે.

**तदापतद्वै त्रिशिखं गरुत्मते हरिः शराभ्यामच्छिनत्त्रिधौजसा।**
**मुखेषु तं चापि शरैरताडयत्तस्मै गदां सोऽपि रुषा व्यमुञ्चत ॥९॥**

तच्छुलमापतत् गरुडशपरि तदेव स्थितम् । त्रिशिखमित्येनेन भेदत्रयं करोतीति त्रिसत्यानां देवानामपि मारकं तदिति सूचितम् । गरुत्मत इति पक्षवानतिकोमल इति । स्वतो निवारणसामर्थ्यं चाह । भगवांश्च हरिः । ततः प्रतीकारोऽवश्यं कर्तव्य इति शराभ्यामच्छिनत् । त्रिधा छेदे न पुनः प्ररोहतीति । तच्छूलं दैत्यमित्यनेन ज्ञापितम् । **ओजसेति** । तदधिष्ठिता देवतापि यथा छिन्ना भवति, तस्य तेजसा सह वा । तेजोऽपि त्रिधा छिन्नमित्यर्थः । न केवलं त्रिशूलच्छेद एव, किन्तु सोऽपि ताडित इत्याह मुखेष्विति । यथा न रूपात् तस्य रवेण लोकानां भयं जायत इति मुखान्यपि ताडितानि । अर्थात् पञ्चभिः । आपूरितानि वा । तदा यावद्भिः पूरणं भवति । रव एव च निवारणीय इति । तं चापीति । भिन्नतया सोऽपि हृदये ललाटे वा हतः । तदा पक्षपातं ज्ञातम, मम गम्यो भविष्यतीति

तस्मै भगवते सोऽपि ताडितोऽपि रुषा 'अपकृतोतिक्रुद्धो भवी'ति दूरादेव गदां प्रक्षिप्तवान् ॥९॥

सापि गदा देवताधिष्ठतेति भगवान् स्वगयैव तन्निराकरणं कृतवानित्तयाह तामापतन्तीमिति ।

<u>શ્લોકાર્થ - ૯ :</u> *ગરૂડ ઉપર પડતા તે ત્રિશૂલના તેજ સહિત હરિએ બે બાણોથી ત્રણ કડકા કર્યા અને તેને પણ મુખો પર બાણો માર્યા. તેને પણ ક્રોધથી ગદા ફેંકી. (૯)*

<u>ભાવાર્થ, સુબોધીનીજી :</u> તે ત્રિશૂલ ઉડતું ગરૂડ પર પડવાની સ્થિતિમાં હતું. ત્રિશૂલ શબ્દથી તે ત્રાણ કડકા કરતું ત્રાણ લોકમાં સત્ય દેવોને હણનારૂં હતું. 'ગરૂડ' શબ્દથી તે કોમળ પક્ષી હતું. પોતાની મેળે ત્રિશૂલને નિવારણની તેનામાં શક્તિ નહોતી. ભગવાન દુઃખ હરનાર હતા. તેથી ત્રિશૂલનું નિવારણ અવશ્ય કરવું જોઈએ. બે બાણોથી તેના ત્રણ કટકા કર્યા. તે પછી તે બલહીન થાય છે. તે ત્રિશૂલ દૈત્ય હતું. 'તેજ સહિત' તેના તેજ સહીત તેના તેજના પણ ત્રણ કડકા થયા. એવો અર્થ છે. ત્રિશૂલના કડકા કર્યા એટલું જ નહિ પણ તેને પણ માર્યો. 'મુખો ઉપર બાણો માર્યા' શબ્દોથી કહેલું છે.(૯)

પાંચ બાણોથી પહાર કર્યા અથવા મુખો પુરી દીધાં. જેટલા બાણોથી મુખો પુરાય તેટલાથી પુરી દીધાં અને 'તેને પણ' શબ્દોથી કહેલું છે કે તેના પર જુદી જુદી રીતે હૃદય પર, લલાટ પર, પહાર કર્યા. તે સમયે ભગવાનનો દેવો પ્રત્યેનો પક્ષપાત જાણીને 'હું પહોંચીશ' એવા વિચારથી માર ખાધેલા તેને ભગવાન પર ગદાથી પહાર કરવા ફેંકી.

તે ગદા પર દેવતા રહેલી હોવાથી ભગવાને પોતાની ગદાથી તેનું નિવારણ કર્યું તે નીચેના શ્લોકથી કહે છે.

**तामापतन्तीं गदां मृधे गदाग्रजो निर्बिभिदे सहस्रधा ।**
**उधम्य बाहूनभिधावतोऽजितः शिरांसि चक्रेण जहार लीलया ॥१०॥**

कौमोदक्यानितरां बिभिदे । सहस्रधेति योजनायामशक्या कृता ।

सजातीयेन साजातीयहननमयुक्तमित्याशङ्क्याह मृध इति । सङ्गमे न दोषः । गदाग्रज इत्यनुप्रासः, स्त्रीणां हितकारी ना । बाहूनुद्यम्येति ग्रहणार्थं सामगमनमुक्तम् । स च भगवता न स्प्रष्टव्य इति कालेनैव तमच्छिनदित्याह शिरांसि चक्रेण जहारेति। पश्चापि पर्वाणि छिन्नानि, यथा प्रतीत्यापि न संसारः। लीलयेति सुद्रर्शनसामर्थ्यं व्यावर्तयति । पौरुषं स्वकीयमेव व्यापृतम्, परं निरायासेन, प्राप्त एवायासो व्यावर्त्यते । अथवा । लीलैव तत्स्थाने व्यापृता भविष्यतीति । तेन निरोधरूप एव संसारः साम्प्रतं प्रवर्तताम् नत्वन्य इति लीलयेत्युक्तम् ॥१०॥

छिन्नेष्वपि शिरस्सु दैत्यत्वात्कदाचित् प्राणाः हृदयादिषु तिष्ठेयुरिति तस्य छिन्नशिरसोऽग्रिमावस्थामाह व्यसुः पपातेति ।

<u>શ્લોકાર્થ - ૧૦ :</u> *સગ્રામમાં આવતી તે ગદાના ગદાગ્રજે ગદાથી હજારો કડકા કર્યા. અજીતે બાહુઓ ઉંચા કરીને દોડી આવતા દૈત્યના માથાઓ ચક્ર વડે ઉડાડી દીધાં. (૧૦)*

<u>ભાવાર્થ, સુબોધીનીજી :</u> કૌમદકી ગદાથી હજારો કડકા કર્યા. તેથી ફરીથી તે બનાવવાનું અશક્ય હતું.

'એક જાતના આયુધે પોતાની સમાન જાતના ઉપર ઘાત કરવો અયોગ્ય છે.' એવી શંકા થાય તેથી 'સંગ્રામમાં' શબ્દ યોજેલ છે. સંગ્રામમાં દોષ નથી. 'ગદાગ્રજે' શબ્દ યોજેલ છે. ભગવાન સ્ત્રીઓનું હિત કરનાર હતા. 'બાહુઓ' ઉંચા કરીને શબ્દોથી ભગવાનને તે પકડવા આવતો હતો. તે ભગવાનને સ્પર્શ કરવા યોગ્ય નહિ હોવાથી કાલ વડે તેને મારી નાખ્યો. 'માથાઓ ચક્ર વડે ઉડાડી દીધાં' શબ્દોથી કહેલું છે.

જેમ ખાતરીપૂર્વક સંસાર ન રહે તે પ્રકારે પાંચે અવયવોને છેદી નાખ્યાં. 'રમતમાં' શબ્દથી માથા ઉડાડવામાં સુર્દશનનું સામર્થ્ય ન હતું પણ તેમને પોતાને પુરૂષાર્થનો ઉપયોગ કરેલો. તે શ્રમ વિના થયેલો અથવા તે સ્થળે ભગવાનની લીલા જ કામમાં રોકાયેલી રહે તેને લીધે નિરોધરૂપી સંસાર જ પ્રવર્તે. પણ

અવિદ્યાથી થતો સંસાર પ્રવર્તે નહિ. એવા અભિપ્રાયથી 'રમતમાં' 'લીલયા' એમ કહેલું છે.

માથાઓ કપાઇ ગયેલા હોવા છતાં તે દૈત્ય હોવાથી કદાચ તેના પ્રમાણે હૃદયમાં રહે તેથી તે પછીની સ્થિતિ નીચેના શ્લોકથી કહે છે.

**व्यसु : पपाताम्भसि निकृत्तशीर्षो निकृत्तश्रृङ्गोऽद्रिरिवेन्द्रतेजसा।**
**तस्यात्मजाः सप्त पितुर्वधातुराः प्रतिक्रियामर्षजुषः समुद्यताः ।।११।।**

विगता असवो यस्येति । भूमौ पतितस्य दैत्यत्वात् पुनरुद्गमो भविष्यतीति अम्भसि पात उच्यते । 'आपो हि रक्षोघ्नी'रिति । अविद्यायामपि भगवत्सामर्थ्यार्थमग्रेऽप्युत्पादनाभावार्थं च **अजित** इत्युक्तम् । न केनापि मायादिभिरपि पराजितः । **निकृत्तशीर्ष** इति । निकृत्तं शिरो यस्येति । नितरां छेदः पुनर्योजनाभावार्थः । आधिदैविकच्छेदार्थो वा । युगान्तरेऽपि प्रादुर्भावाभावाय दृष्टान्तमाह **निकृत्तशृङ्गोऽद्रिरिवेति** । इन्द्रतेजसा वज्रेण । तथापदं पुनरुत्थाने इन्द्राद्भयं सूचयति । तथात्रापि भयादनुत्थानम् । तस्य सप्तव्यसनानि पुत्राः साधिकरणा मारिता इति वक्तुं तेषामागमनमाह **तस्यात्मजा** इति । मूलच्छेदे शाखा इव ते न प्रयोजका इति पितुर्वधेनातुराः प्रतिक्रियार्थममर्षजुषः सेवितरोषाः । मारकस्य मारणं प्रतिक्रिया । स्वतः असामर्थ्यात् क्रोधसेवां कृतवन्तः। क्रोधेनापि कदाचिद्भवेदिति । **समुद्यता** इति बहिःसामग्री निरूपिता । अन्तः क्रोध : ।।११।।

तेषां प्रसिद्ध्यर्थं नामानि गणयति **ताम्रोऽन्तरिक्ष** इति ।

<u>શ્લોકાર્થ - ૧૧ :</u> *પ્રાણ રહિત થયેલો ઇંદ્રના તેજથી કપાયેલા શિખરવાળા પર્વતને પેઠે ઘણું કપાયેલા માથાવાળો તે જલમાં પડયો. પિતાના વધથી દુઃખી થયેલો તેના સાત પુત્રોએ વેર વાળવા લડવા તૈયારી કરી. (૧૧)*

<u>ભાવાર્થ, સુબોધીનીજી :</u> 'જતા રહેલા છે પ્રાણો જેના' તેવો તે થયો. તે ભૂમિ ઉપર પડે તો દૈત્ય હોવાથી પાછો જીવતો થાય તેથી' જલો રાક્ષસોને હણનારાં છે' તેથી તે જલમાં પડયો એમ કહેલું છે. આ વિદ્યા ઉપર ભગવાનનું

સામર્થ્ય ચાલે છે. તેથી 'અજીતે' એમ કહેલું છે. કોઈથી પણ માયા વિગેરેથી પણ ભગવાનનો પરાજય થયેલો નથી. 'ઘણાં કપાયેલાં માથાંવાળો' શબ્દોથી માથાં ફરીથી જોડી શકાય એમ ન હતાં. ઘણું કપાયેલ હોવાનું છે. બીજા યુગમાં પણ તેનો પ્રાદુભાવ થઈ શકે એમ નથી. તેથી 'કપાયેલા શિખરવાળા પર્વતની પેઠે' એવું દૃષ્ટાંત કહેલું છે. 'ઇંદ્રના તેજથી' એટલે વ્રજથી મુર પણ અહીં ભયને લીધે ફરી ઉભો થતો નથી.

અવિદ્યાથી થતા સાત વ્યસનરૂપ તેના પુત્રોને તેમના અધિપતિઓ સહિત હણ્યા. મૂળ કપાતા શાખાઓની પેઠે તેઓ નમાલા થવાથી, પિતાના વધથી દુઃખી થયેલા તેઓએ વેર વાળવા માટે ક્રોધ ધારણ કર્યો. પોતે શકિતવાળા નહિ હોવાથી, ક્રોધથી તે કાર્ય થશે એવા વિચારથી તેઓએ ક્રોધનો ઉપયોગ કર્યો. 'તૈયારી કરી' શબ્દથી બહારની સામગ્રી કહી. અંદરની સામગ્રી ક્રોધ હતો. (૧૧)

તેઓ પ્રસિદ્ધ હતા તે જણાવવા નીચેના શ્લોકથી કહે છે.

**ताम्रोऽन्तरिक्षः श्रवणो विभावसुर्वसुर्नभस्वानरुणश्च सप्तमः।**
**पीठं पुरस्कृत्य चमूपतिं मृधे भौमप्रयुक्ता निरगुर्धृतायुधाः ॥१२॥**

ताम्रइति वर्णतः क्रोधात्मकः । अन्तरिक्ष इति सर्वक्रियाव्यापारयितुमशक्यः। श्रवण इत्याकाशरूपाः । विभावसुः सूर्याग्नितुल्यः । वसुः भीष्मादेरप्यधिकः। नभस्वान् वायुः । तत्तुल्यः। अरुणः सर्वोद्बोधकः। वर्णतो वा भयानकः । सप्तम इति क्रमोऽत्र विवक्षित इति ज्ञापयति । पीठस्तेषामाधारभूतः । ते हि स्वापेक्षयापि पितृवधायुद्धं करिष्यन्तीति । युद्धार्तं प्रथमतो निरगुः, घृतायुधाश्च पश्चाज्जाताः । अनेन युद्धे निश्चयो निरूपितः ॥१२॥

ततः शस्त्राणि प्रायुञ्जतेत्याह प्रायुञ्जतेति ।

<u>શ્લોકાર્થ - ૧૨ :</u> *ભૌમાસુરે આજ્ઞા કરેલા તામ્ર અંતરિક્ષ શ્રવણ વિભાવસુ વસુતભસ્થાન અને સાતમો અરૂણ સેનાના અધિપતિ પીઠને સંગ્રામમાં આગળ કરીને હથીયાર ધારણ કરી નીકળ્યા. (૧૨)*

ભાવાર્થ, સુબોધીનીજી : તામ્ર એટલે લાલરંગ ક્રોધરૂપ છે. અંતરિક્ષ એટલે બધી ક્રીયામાં કામમાં ન લઇ શકાય એવો શ્રવણ એટલે આકાશરૂપ. 'વિભાવસુ' સૂર્ય અને અગ્નિની સમાન હતો. વસુ એટલે ભીષ્મ. નભ સ્થાન એટલે સર્વને જગાડનારો. ભય પમાડનારો.

'સાતમો' વિશેષણથી એમ જણાવેલું છે કે અહીં અનુક્રમ ઇચ્છેલો છે. 'પીઠ' તઓનો આધાર બનેલો હતો. તે નરકાસુરનો સેનાનો અધિપતિ હતો. નરકાસુરે તેમને આજ્ઞા કરી. તેઓ યુદ્ધ કરશે એવા અભિપ્રાયથી તેમને યુદ્ધ કરવા મોકલ્યા. પહેલાં યુદ્ધ કરવા નીકળ્યા અને પછી હથિયાર ધારણ કર્યા.(૧૨)

પછી તેઓએ શસ્ત્રોનો ઉપયોગ કર્યો તે હવે કહે છે.

**प्रायुञ्जतासाद्य शरानसीन् गदाः शक्त्यर्ष्टिशूलान्यजिते रुषोल्बणाः ।**
**तच्छस्त्रकूटं भगवान् स्वमार्गणैरमोघवीर्यस्तिलशश्चकर्त ह॥१३॥**
**तान्पीठमुख्याननयधमक्षयं निकृत्तशीर्षोरुभुजाङ्घ्रिवर्मण ।**

असाद्य निकटे गत्वा षड्विधान्यस्त्राणि भगवति प्रयुक्तानि निरूपयति शरानित्यादिभिः। अर्ष्टिरायुधविशेषः। सप्तभिरपि प्रत्येकं षड्विधानि प्रयुक्तानि । यद्यप्यजितो भगवानिति जानन्ति, तथापि रुषा क्रोधेन उल्वणाः सन्तः तथा कृतवन्तः । भगवता कृतं प्रतीकारमाह तच्छस्त्रकूटमिति । स्वमार्गणैरिति । असाधारणैर्बाणैः, शूलं शिवस्येति, दत्तवानिति कथं भगवांश्चकर्तेत्याशङ्क्याह अमोधवीर्य इति । तेषु दत्तं परगामि मोघं जातम्, तदेव स्वस्थाने अमोघम् । अतः अमोघेन मोघानि वीर्याणि प्रतिहतानी त्यर्थः । तिलश कर्तनं पुनर्नीत्वा लोहखण्डशन्यपि सञ्जीकर्तुमशक्तानीति ज्ञापयति । हेत्याश्चर्ये । तावन्न कर्तव्यम्, प्रयोजनाभावात्, तथापि स्वस्याक्लिष्टकर्मत्वं ज्ञापयितुं तावत् पराक्रमं प्रदर्शितवान् । शस्त्राणां विनियोगमुक्त्वा प्रयोक्तृणामाह तान् पीठमुख्यानिति । यमक्षयमिति तावद्दण्डार्थम्, मुखत्पुनरावृत्त्यभावाय वा । ते हि पीठं पुरस्कृत्य समागता इति उपजीव्यत्वात् उत्साहनिवृत्त्यर्थं प्रथमतः स एव हतः । मूर्च्छादिना अलौकिकप्रकारेण हननं व्यावर्तयितुमाह निकृत्तेति । चत्वार्यङ्गानि कवचं च

निकृत्तानि येषाम् । पितुः पञ्चांशा तेषु प्रतिष्ठिता इति कार्ये तदंशव्यावृत्त्यर्थं शिरःप्रभृतीनां छेदनम् । शीर्षाणि ऊरवः भुजा : अङ्घ्रयश्च । ज्ञानं गतिश्चाद्यनतयोः । उत्पत्तिः कर्माणि च मध्ये । तत एवं क्रमः ॥१३॥

तत उभयेषां मुरस्य तत्पुत्राणां च फलरूपस्य नरकस्य निराकणार्थं प्रवृतिमाह स्वानीकपानिति ।

<u>શ્લોકાર્થ - ૧૩ :</u> ક્રોધથી ઉગ્ર થઈ, નજીક જઈને તેઓએ અજીત ઉપર બાણો, તલવારો, ગદાઓ, શક્તિઓ, અષ્ટિઓ અને ત્રિશૂલો ફેંકવા. અહો ! સદા સફળ વીર્યવાળા ભગવાને પોતાના બાણોથી તેઓના શસ્ત્રોના સમુહના તલ તલ જેવડા કડકા કર્યા. જેઓનો માથાં, સાથળો, ભુજાઓ, પગો અને કવચો કપાઈ ગયેલાં છે તેવા પીઠ વિગેરે તેઆને યમને ઘેર મોકલ્યા. (૧૩)

<u>ભાવાર્થ, સુબોધીનીજી :</u> નજીક જઈને છ પ્રકારના શસ્ત્રો ભગવાન ઉપર નાખવામાં આવ્યાં તે 'બાણો' શબ્દોથી કહે છે. સાતે મુરના પુત્રોએ દરેકે છ પ્રકારનાં શસ્ત્રો ફેકયાં. જોકે ભગવાન અજીત છે. ભગવાને સામુ કાર્ય કર્યું. 'પોતાના બાણોથી' એટલે અસાધારણ બાણોથી શસ્ત્રોના કડકા કર્યા તલવાર દુર્ગાની છે. ગદા વાયુની છે. અર્ષ્ટિ વરૂણની છે. દેવતાઓ જેમની અંદર રહેલા છે તેવા આટલા હથિયારો નાશ ન પામે.

તેઓને પણ ભગવાને પોતાનું સામર્થ્ય આપેલું. તેથી ભગવાને તેઓને કેમ કાપી નાખ્યા? શંકા થાય તેથી 'સદા સફલ વીર્યવાળા' વિશેષણ યોજલ છે. તેઓને આપેલું સામર્થ્ય બીજાની પાસે જતાં નિષ્ફલ થયું. તે સામર્થ્ય પોતાના સ્થાનમાં ભગવાન પાસે સદા સફલ તેથી સફલ વીર્યથી નિષ્ફલ વીર્યવાળાનો નાશ થયો. 'તલ તલ જેટલા કડકા કરવાથી' એમ જણાવે છે કે લોઢાના કડકાઓને પાછા લાવીને હથિયારો બનાવવાનું અશક્ય હતું.

'અહો' શબ્દ આશ્ચર્ય દર્શાવે છે. પોતે કલેશ વિના કાર્ય કરનારા છો. એમ જણાવવા ભગવાને તેટલું પરાક્રમ દેખાડયું. શસ્ત્રોની વ્યવસ્થા જણાવી તેમનો ઉપયોગ કરનારાઓની વ્યવસ્થા કહે છે. 'યમને ઘેર' એટલે દંડ ભોગવવા જ , ફરી ઉભા થઈ પાછા આવે નહિ તે માટે મોકલ્યા. તેઓ પીઠને આગળ કરીને

આવ્યા તેથી તેને પહેલો હણ્યો. મૂર્છા એટલે અલૌકિક પ્રકારથી હણ્યા ન હતા. એમ જણાવવા જેઓનાં માથાં, સાથળો, ભુજાઓ પગો અને કવચો કપાઇ ગયેલાં છે. એ વિશેષણ યોજેલું છે. માથા, સાથળો, ભુજાઓ, પગો ચાર અંગો કાપેલા પહેલું અને છેલ્લું અનુક્રમે જ્ઞાન અને ગતિ આપનારાં છે. સાથળો અને ભુજાઓ કર્મ કરાવનારાં છે.

એવો ઉપર મુજબ અનુક્રમ કરેલો છે. (૧૩ ૧/૨)

પછી મુર અને તેના પુત્રો ભગવાનની સામે થવાની પ્રવૃત્તિ નીચેના શ્લોકમાં વર્ણવે છે.

**स्वानीकपानच्युतचक्रसायकैस्तथा निरस्तान्नरको धरासुतः ॥१४॥**
**निरीक्ष्य दुर्मर्षण आस्रवन्मदैर्गजैः पयोधिप्रभवैर्निराक्रमत् ।**

तस्य जयहेतवः सेनाः तासामनीकानां रक्षकाः । अज्ञानेन व्यसनैश्च नरकः सिद्धो भवतीति तेषां निराकरणे स्वयं निराकृतोऽपि लौकिकैः साधनैः स्वजयो भविष्यतीति आस्रवन्मदर्गजैः सहितः युद्धार्थं निराक्रमत् । अच्युतत्वान्न तस्य केनाप्यंशेन क्षतिः । मुरश्चक्रेण हतः, अन्ये सायकैरिति ससाधनासाध्यस्यानुवादः । तथेति प्रकारस्याति । ततस्तदपेक्षया समर्था गजा इति सूचयितुं पूर्वानुवादः । नन्वग्निवत् भगवान् स्थूलान् सूक्ष्मानपि दहतीति, ततो बलीष्ठानपि गजान् मारयिष्यतीति, कथं तत्प्रवृत्तिरिति चेत्, तत्राह निरीक्ष्येति । दुर्मर्षण इति । दुष्टक्रोधयुक्तः । ज्ञानाच्छादको वर्तत इति तथा प्रवृत्तिः । गजानामुत्कर्षमाह आस्रवन्मदैः पयोधिप्रभवैरिति । कार्यकारणोत्कर्षौ निरूपितौ । स्वभावतो गजा जीवेषूत्कृष्टाः सञ्चराः । अतस्त्रिविधोऽप्युत्कर्षो निरूपितः । गजानां मदस्रव एव बलोत्कर्षे हेतुः । ऐरावतः पयोधिप्रभव इति समानजनकत्वेन तत्सामर्थ्यं सर्वेषां निरूपितम् ॥१४॥

मातरं पितरं कालं च द्रष्टवानिति निरूपयितुं तस्य भगवद्दर्शनं वर्णयति दृष्ट्वा सभार्यमिति।

<u>શ્લોકાર્થ - ૧૪ :</u> પૃથ્વીનો પુત્ર નરકાસુર પોતાની સેનાના સેવકોને તે પ્રમાણે

અચ્યુતના ચક્ર અને બાણોથી હણાયેલા જોઈને ઘણા ક્રોધવાળા થઈ સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલા મદ ઝરતા હાથીઓ સાથે યુદ્ધ કરવા બહાર આવ્યો. (૧૪)

ભાવાર્થ, સુબોધીનીજી : અજ્ઞાન અને વ્યસનોથી નરક પ્રાપ્ત થાય છે. તેથી તેનું નિવારણ થવાથી નરકાસુર હારેલો હોવા છતાં લૌકિક સાધનોથી પોતાનો વિજય થશે એમ માની મદ ઝરતા હાથીઓ સાથે યુદ્ધ કરવા બહાર નીકળ્યો. ભગવાન અચ્યુત હોવાથી તેની કાંઇ હાની થઈ ન હતી. મુર ચક્રથી હણાયો. બીજાઓ બાણોથી હણાયા. એમ સાધન અને સાધ્ય કહેલાં છે. તે પ્રમાણે શબ્દથી હણવાનો પ્રકાર પણ કહેલો છે.

ભગવાન અગ્નિની પેઠે મોટાને અને ઝીણાંને પણ બાળે છે. તેથી તેમનાથી ઘણા બલવાન હાથીઓને પણ હણશે. તો પછી આવી પ્રવૃત્તિ કેમ કરી? એવી શંકા થાય તેથી 'ઘણો ક્રોધવાળો' વિશેષણ યોજેલ છે. જ્ઞાનને ઢાંકી દેનાર ક્રોધ હતો. તેથી પ્રવૃતિ થઈ.

'મદ ઝરતા અને સમુદ્રમાં ઉત્પન્ન થયેલા' વિશેષણોથી હાથીઓનું ઉત્તમપણું વર્ણન કરેલું છે. કાર્યથી અને કારણને લીધે ઉત્તમપણું છે. તેઓ સ્વભાવથી ઉત્તમ અને સારી રીતે ફરનાર છે. તેથી ત્રણ પ્રકારનું ઉત્તમપણું જણાવ્યું. હાથીઓમાં મદનું ઝરવું એ ઉત્તમ બલનું કારણ છે. ઐરાવત હાથી સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલો તેનું બલ સર્વમાં હોવાનું કહેલું છે. (૧૪)

નરકાસુરને માતપિતા અને કાલનાં દર્શન થયાં એમ કહેવા નીચેના શ્લોકથી ભગવાનનાં દર્શનનું વર્ણન કરે છે.

**दृष्ट्वा सभार्य गरुडोपरिस्थितं सूर्यापरिष्टत्सतडिद्घनं यथा ।**
**कृष्णं स तस्मै व्यसृजच्छतघ्नीं योधाश्च सर्वे युगपत्स्म विव्यधुः ॥१५॥**

युद्धार्थमागमनशङ्कैव निवारिता । तत्रानुरक्तश्चेत, कृतार्थ एव भवेदिति । भगवान् न लौकिकसाधनैरलौकिको जेतुं शक्य इति अभूतोपमामाह सूर्योपरिष्टादिति । अद्भुतत्वाद्रागद्वेषाभ्यामिष्टानिष्टसूचकं भवति । यदि सूर्योपरि आधिदैविकः मेघः आधिदैविकविद्युल्लतया सह तिष्ठति, आदित्य एव पर्जन्य इति भवति । तस्याधिदैविकं रूपं तादृशमिमि वचनोपपत्तिः । तथापि कृष्णः

कालात्मा स्त्रीणां हितकारीति तस्य न सद्बुद्धिरुपन्ना, किन्तु विरुद्धैवेति तत्कार्यमाह तस्मै व्यसृजच्छतघ्नीमिति । शतं हन्तीति योगोऽपि तस्य विवक्षितः । तादृशीं विशेषेणासृजत्, योधाश्च शतघ्नीर्बाणैर्वा युगपदेव स्मेति प्रसिद्धे विव्यधुः ॥१५॥

*<u>શ્લોકાર્થ - ૧૫ :</u> જેમ સૂર્યની ઉપર વિજળી સહિત મેઘ હોય તેમ પત્ની સહીત ગરૂડ ઉપર રહેલા શ્રીકૃષ્ણને જોઈને તેણે તેમના પર શતઘ્ની ફેંકી અને બધા સૈનિકોએ એક સાથે જ પ્રહાર કર્યા.(૧૫)*

<u>ભાવાર્થ, સુબોધીનીજી :</u> ભગવાનના દર્શનથી તે યુદ્ધ કરવા આવ્યા છે. એવી શંકા દૂર થઈ કારણ કે જો તે નરકાસુરને તેમના પર પ્રેમ થયો હોત તો તે કૃતાર્થ થાત. અલૌકિક ભગવાન લૌકિક સાધનોથી જીતી શકાય તેવા નથી. તે જણાવવા 'સૂર્યની ઉપર વિજળી સહિત મેઘ હોય તેમ' શબ્દથી ઉપમા આપેલી છે. ભગવાનના દર્શન અદભૂત હોવાથી તેમના પર પ્રેમ અને દ્વેષ શુભ અને અશુભ સૂચવનારાં છે.

ભગવાનનું આધિદૈવિકરૂપ હતું તેથી આ ઉપમા આપી છે. છતા શ્રીકૃષ્ણ નરકાસુરના કાલરૂપ અને સ્ત્રીઓનું હિત કરનારા હોવાથી તેને સારી બુદ્ધિ ઉત્પન્ન ન થઈ પણ ઉંધી જ બુદ્ધિ થઈ. 'તેમના પર શતઘ્ની ફેંકી' શબ્દોથી કહેલ છે. શતઘ્નીને ફેંકી એ પ્રમાણે ભગવાન પર પહાર કર્યા. ભગવાન કલેશ વિના કાર્ય કરનારા છે એમ જણાવવા આરંભમાં તેઓનો અપરાધ કહ્યો.(૧૫)

**तद्भौमसैन्यं भगवान्गदाग्रजो विचित्रवाजैर्निशितैः शिलीमुखैः ।**
**निकृत्तवाहुरुशिरोङ्घ्रिविग्रहं चकार तर्ह्येव हताश्वकुञ्जरम् ॥१६॥**

आदौ तेषामपराधो निरूप्यते । भगवतोऽक्लिष्यत्वाय । यावत्ते युद्धार्थं प्रवृत्ताः, ततः पूर्वं तस्मिन् वा समये भगवान् स्वमार्गणैः प्रथमतो याधांश्चिच्छेद । ततस्तत्प्रयुक्तान्यस्त्राणि । पूर्वमस्त्राणामुपस्थित्यभावात् । नात्र क्रमो दोषाय । तत्प्रसिद्धं भौमस्य सैन्यम् । भगवत्त्वात् न पुत्रादिभावस्तस्य वाधक इति भगवत्प्रवृत्तिः । सोऽपि मातुः इति पित्रापि सह युद्धकरणं

नायुक्तम् । गदाग्रज इति । भक्तोत्पादनां भगवतस्तथाकरणं युक्तमेव । लौकिकेनैव प्रकारेण तान् हतवानिति ज्ञापयितुं भगवच्छरान् विशिनष्टि विचित्रवाजैरिति । दूरगमनलक्ष्यैकगमनप्रयोजकाः पक्षाः । विचित्रा वाजा येषामिति । वायुर्जायते गतिर्वा येभ्य इति । निशितानि कार्यसाधकानि । निकृत्तानि बाह्वादीनि यस्येति । प्रक्षेपकौ बाहू । आगमने जङ्घालता प्रयोजिका। कर्मजन्मनी वा पूर्ववत् । ततो ज्ञानगती । बाहूरुशिरोऽङ्घ्रयः विग्रहे यस्येति तादृशं चकार । तर्ह्येव यस्मिन् क्षणे युद्धार्थं तत्सैन्यं प्रवृत्तम्, तस्मिन्नेव क्षणे प्रथमशस्त्रविमोकानन्तरं यता नापरं विमुञ्चति, तदर्थं पार्श्वभागान् सर्वानेव निराकृतवान् । वाहनानां निराकरणमाह । हता अश्वाः कुञ्जराश्चेति । चतुरङ्गे रथा अचेतनाः । नराणां स्वरूपमुक्तमेव, अवशिष्यन्ते वाजिनः करिणश्चेति ॥१६॥

ततः शस्त्राणां छेदनमाह ।

<u>શ્લોકાર્થ - ૧૬ :</u> *તેજ સમયે ગદાગ્રજ ભગવાને વિચિત્ર પીંછાવાળા તીક્ષ્ણ બાણોથી ભૌમાસુરના તે સૈન્યને જેના વિગ્રહમાં બાહુઓ, સાથળો, માથાઓ અને પગો કપાઇ ગયેલાં છે અને જેના અશ્વો અને હાથીઓ હણાયેલા છે તેવું કર્યું.(૧૬)*

<u>ભાવાર્થ, સુબોધીનીજી :</u> તેઓએ યુદ્ધ માટે પ્રવૃત્તિ કરી તે પહેલાં ભગવાને પોતાના બાણોથી સૈનિકોને કાપી નાખ્યા પછી તેમને ફેંકેલા શસ્ત્રોને કાપી નાખ્યા.

ભૌમાસુરના સૈન્યને કાપી નાખ્યું. તે ભગવાનનો પુત્ર હતો. તેથી પુત્રસ્નેહને લીધે યુદ્ધમાં અડચણ ન હતી તેથી યુદ્ધમાં પ્રવૃતિ થઇ. નરકાસુર પણ પિતા સામે યુદ્ધ કરે તે અયોગ્ય ન હતું. ભગવાન 'ગદાગ્રજ' એટલે ગદના મોટાભાઇ હોવાથી ભક્ત ઉત્પન્ન કરવા તે પ્રમાણે કરે તે યોગ્ય જ છે. 'વિચિત્ર પીંછાવાળાં' એવું વિશેષણ ભગવાનના બાણો માટે છે. 'વાયુ ઉત્પન્ન થાય છે જેમનાથી' અથવા ગતિ ઉત્પન્ન થાય છે.જેમનાથી તે તીક્ષ્ણ બાણો શત્રુઓને હણવાનું કાર્ય સાધનારા છે. 'કપાયેલાં છે બાહુઓ જેનાં' એવું સૈન્ય થયું. બાહુઓ શસ્ત્રો

ફેંકનારા હતા,કર્મ અને જન્મ કરાવનારા તે બે બાહુઓ હતા. પછી જ્ઞાન અને ગતિ માથું અનેપગ કપાયાં. બાહુઓ, સાથળો, માથુ, પગો કપાયેલાં હતાં તેવું સૈન્ય થયું. 'તેજ સમયે' એટલે જે ક્ષણે સૈન્યે યુદ્ધ કરવાની પ્રવૃતિ કરી તે ક્ષણે પહેલાં શસ્ત્રો ફેકયાં અને બધા સૈનિકોને મારી નાખ્યાં. 'હણાયેલા છે અશ્વો અને હાથીઓ જેના' એ વિશેષણથી વાહનોનો નાશ કરેલો છે. રથો જડ છે. અશ્વો અને સૈનિકોનું સ્વરૂપ પહેલાં કહેલુ છે. (૧૬)

ભગવાને શસ્ત્રો કાપી નાખ્યા તે નીચેના શ્લોકથી કહે છે.

**यानि योधैः प्रयुक्तानि शस्त्रास्त्राणि कुरूद्वह ।**
**हरिस्तान्यच्छिनत्तीक्ष्णै : शरैरेकैकशस्त्रिभिः ॥१७॥**
**बह्यमानः सुपर्णेन पक्षाभ्यां निघ्नता गजान् ।**

यानि तैरेव याधैः प्रयुक्तानि । शस्त्राणि गृहीत्वा । अस्त्राणि तु प्रक्षेप्यानि, ब्रह्मास्त्रादिरूपाणि वा । कूरूद्वहेति विपरीतत्वाद्विश्वासार्थम् । तानि स्थितानि अग्रेपि साधनत्वाल्लोकोप्रद्रवकारीणी भविष्यन्तीति तान्यच्छिनदित्यमिप्रायेणाह हरिरिति । तीक्ष्णः शरैरिति नालौकिकत्वम् । एकैकशस्त्रिभिरिति च । ये पुनर्गजाः स्वार्थं शोभाकरा भवन्ति, तान् न हतवानिति वक्तुं तादृशेन गरुडेन अह्यमानो भगवान्निरूप्यते । येन गजाः अन्तःप्रवेशनार्थं पक्षाभ्यामेव हताः । हस्ताभ्यामन्तः प्रवेशिता इव निरूपिताः । सेनारूपाः दैत्यांश गजा मारिताः, साधारणा देवांशाश्च रक्षिता इति विभागः ॥१॥

ततो गरुडहतानां पुरप्रवेशमाह गरुत्मतेति ।

<u>શ્લોકાર્થ - ૧૭ :</u> *હે કુરૂઓના વંશને ચાલુ રાખનાર ! બે પંખોથી હાથીઓને પ્રહાર કરતા ગરૂડથી ધૂમાવાતાં હરિએ સૈનિકોએ જે શસ્ત્રો અને અસ્ત્રો ફેંકેલા તે એકે એકને તીક્ષ્ણ બાણોથી કાપી નાખ્યા. (૧૭)*

<u>ભાવાર્થ, સુબોધીનીજી :</u> સૈનિકોએ જે શસ્ત્રો ફેંકેલા તે કાપી નાખ્યા. હાથમાં પકડી રાખીને મારવાનાં સાધનો શસ્ત્રો કહેવાય છે. અસ્ત્રો તો બ્રહ્માસ્ત્ર ફેંકવાના આયુધો છે. પરિક્ષિતને વિશ્વાસ રહે તે માટે 'હે કુરૂઓના વંશને ચાલુ

રાખનાર ! એવું સંબોધન કર્યું છે. ભગવાને તે શસ્ત્રોને કાપી નાખ્યાં. 'હરિએ કાપી નાખ્યાં' એમ કહેલુંછે. તીક્ષ્ણ બાણોથી કાપ્યાં અને એકે એકને ત્રણ બાણોથી કાપ્યાં. તેમાં કાંઈ અલૌકિક કર્યું નથી. પરંતુ જે હાથીઓ પોતાને મોટા શોભા કરે એવા હતા તેમને ભગવાને હણ્યા નહિ એમ કહેવા 'બે પાંખોથી હાથીઓને પ્રહાર કરતા' ગરૂડથી ધૂમાવતા ભગવાનનું વર્ણન કરેલ છે. જે ગરૂડે હાથીઓને ભગવાનની અંદર પ્રવેશ કરાવવા બે પાંખોથી જ પ્રહાર કર્યો એવું વર્ણન કરેલ છે. દૈત્યના અંશવાળા હાથીઓને ગરૂડે મારી નાખ્યા અને બીજા દેવના અંશવાળા હાથીઓનું રક્ષણ કર્યું એવો વિભાગ કર્યો. (૧૭)

પછી ગરૂડે પ્રહાર કરેલા હાથીઓએ શહેરમાં પ્રવેશ કર્યો તે કહે છે.

**गुरुत्मता हन्यमानास्तुण्डपक्षनखैर्गजा : ।**
**पुरमेवाविशन्नार्ता नरको युध्ययुद्यत ॥१८॥**

तुण्डपक्षनखाः तामससात्विकराजसाः आर्ताः सन्तः पुरमेवाविशन् । न तु तेषु युद्धार्थं बुद्धिरुत्पन्नेत्यर्थः । ततस्तेषु निवृत्तेषु नरकः स्वयमयुध्यत । युधीत्यावश्यकता ॥१८॥

इदं युद्धं केवलमेव, 'अहं योत्स्यामी' ति उत्साहनिश्चयात्मकम्, शस्त्रप्रहरणात्मकं त्वाह दृष्ट्वेति।

<u>શ્લોકાર્થ-૧૮:</u> *ચાંચ, પાંખો અને નખો વડે ગરૂડથી પ્રહાર કરાતા હાથીઓએ દુઃખી થઈ શહેરમાં પ્રવેશ કર્યો. સંગ્રામમાં નરકાસુરે યુદ્ધ કરવા માંડયું. (૧૮)*

<u>ભાવાર્થ, સુબોધીનીજી :</u> ચાંચ, પાંખો અને નખો તામસ સાત્વિક અને રાજસ છે. હાથીઓએ દુઃખી થઈ શહેરમાં પ્રવેશ કર્યો પણ તેઓને યુદ્ધ કરવાની બુદ્ધિ થઈ નહિ એવો અર્થ છે. પછી નરકાસુરે યુદ્ધ કરવા માંડયું. 'સંગ્રામમાં હોવાથી' આ 'યુદ્ધ માત્ર હું કરીશ' એવો માત્ર ઉત્સાહ હતો. (૧૮)

શસ્ત્રોનો પ્રહાર કરવારૂપ યુદ્ધ તો નીચેના શ્લોકથી વર્ણવે છે.કરેલા છે.

**दृष्ट्वा विद्रावितं सैन्यं गरुडेनार्दितं स्वकम् ।**
**तं भौमाः प्राहरच्छक्त्या वज्रः प्रतिहतो यतः ॥१९॥**

गरुडेन विद्रावितं स्वसैन्यं दृष्ट्वा, अर्दितं च, न केवलं भयमात्रेण पलायितम् । यद्यपि स्वयं भगवता सह युद्धार्थमागतः, अन्यं च न गणयति, तथापि तादृशोऽपि स्वयमेव तं गरुडं शक्त्या प्राहरत् । ननु तथाप्यल्पे कथं स्वविक्रमं योजितवानित्याशङ्क्याह वज्रः प्रतिहतो यत इति । गरुडाद्वज्रोऽपि प्रतिहतः । तदमृतहरणे गरुडस्य प्रसिद्धम् । अतो महति पौरुषं कर्तव्यमिति न काप्यनुपपत्तिः ॥१९॥

इदं माहात्म्यमग्रेऽप्युपयुज्यते । एकमेव वाहं भगवत इति तदुपद्रवे भगवति काचिच्छङ्का स्यात् , अतस्तन्निवारणं वक्तव्यम्, अत एव किञ्चिज्जातमित्याह नाकम्पतेति ।

*શ્લોકાર્થ - ૧૯ : હે ભગવાન ! જે પ્રકારે માપી ન શકાય તેવા તેજવાળા શ્રીકૃષ્ણે માગધ, શાલ્વ, વિગેરેને જીતીને કન્યાનું હરણ કર્યું. તે હું સાંભળવા ઈચ્છું છું. (૧૯)*

ભાવાર્થ, સુબોધીનીજી : ગરૂડે નસાડેલા અને દુઃખી કરેલા પોતાના સૈન્યને જોઈને તે પોતે ભગવાન સાથે યુદ્ધ કરવા આવેલો હતો. બીજાની દરકાર કરતો નહતો. ભૌમાસુરે પોતેજ ગરૂડ પર પ્રહાર કર્યો.

છતાં પણ નજીવા ગરૂડ પર શક્તિનો પ્રહાર કર્યો ? એવી શંકા થાય તેથી 'વજ્ર પણ નિષ્ફળ ગયેલું શબ્દો યોજેલ છે. ગરૂડ પર વજ્ર જેના પર નિષ્ફળ ગયેલું. ગરૂડનું તે 'પરાક્રમ અમૃતહરણના' પ્રસંગમાં પ્રસિદ્ધ છે. તેને પર પ્રહાર કર્યો. તેમાં કાંઈ અયોગ્યતા નથી. આ ગરૂડના મહાત્મ્યનો ભવિષ્યમાં પણ ઉપયોગ થશે. (૧૯)

ભગવાનનું એક જ વાહન ગરૂડ હતું. તેથી તેને પીડા થાય તેથી ભગવાને ભય થાય પણ તેવું કાંઈ થયું નહિ. શક્તિના પ્રહારથી ગરૂડને કાંઈ થયું નહિ તે હવે કહે છે.

**नाकम्पत तया विद्धो मालाहत इव द्विप।**
**शूलं भौमोऽच्युतं हन्तुबमाददे वितथोद्यमः ॥२०॥**

तया शक्त्या विद्धः । तेनाल्पमपि शरीरभेदमाशङ्क्य दृष्टान्तमाह मालाहत इवेति । मालया हतः । भेदेऽपि व्यथाभावायाह द्विप इवेति । यथा अङ्कुशेन विद्धः द्विपो जागर्ति, कार्यक्षमश्च भवति, तथा गरुडः अतिपराक्रमयुक्तो जात इत्यर्थः ततो लज्जितो नरकासुरः महादेवात् प्राप्तं शूलं तस्मिन् जीवति अमोधमच्युते योजयितु विचारितवानित्याह शू लमिति । यतो भौमो मीतुः पुत्रः । तथा करणे हेतुमाह वितथोद्यम इति । वितथः गरुडे पराक्रमो व्यर्थो जात इति ॥२०॥

भगवान् पुनः शूलस्यापि माहात्म्यं स्थापनीयमिति, यस्मिन् क्षणे शूलं त्यक्ष्यति, तत्पूर्वक्षण एव सुदर्शनेन तस्य शिरोऽच्छिनदित्याह तद्विसर्गादिति ।

<u>શ્લોકાર્થ - ૨૦ :</u> *માલાથી પ્રહાર કરેલા હાથીની પેઠે તેનાથી પ્રહાર કરેલો ગરૂડ થરથર્યો નહિ એટલે નિષ્ફલ પ્રયત્નવાળા ભૌમાસુરે અચ્યુતને હણવા ત્રિશૂલ લીધું. (૨૦)*

<u>ભાવાર્થ, સુબોધીનીજી :</u> તે શક્તિથી ગરૂડનું થોડું પણ શરીર ઘવાયું હશે એવી શંકામાં 'માલાથી પ્રહાર કરેલા' એવું દષ્ટાંત છે. 'હાથીની પેઠે' શબ્દ યોજેલ છે. તેથી તેને પીડા થઈ ન હતી. જેમ અંકુશથી ઘવાયેલો હાથી જાગૃત થાય છે અને કાર્ય કરવા યોગ્ય થાય છે તે મુજબ ગરૂડ પરાક્રમવાળો થયો. પછી શરમાયેલા નરકાસુરે મહાદેવ પાસેથી પ્રાપ્ત થયેલ ત્રિશૂલનો અચ્યુત પર પ્રહાર કરવાનો વિચાર કર્યો. ભૌમ માતાનો પુત્ર હતો. તેમ કરવાનું પ્રયોજન 'નિષ્ફલ પ્રયત્નવાળા' વિશેષણથી કહેલું છે. ગરૂડ પર તેનું પરાક્રમ નિષ્ફળ ગયું તેથી તે નિષ્ફલ પ્રયત્નવાળો હતો. (૨૦)

ભગવાને પણ ત્રિશૂલનું મહાત્મ્ય રાખવું જોઈએ તેથી જે ક્ષણે તે ત્રિશૂલ ફેંકવાનો હતો તે પહેલાં સુદર્શનથી તેનું માથુ કાપી નાખ્યું તે નીચેના શ્લોકથી કહે છે.

**तद्विसर्गात् पूर्वमेव नरकस्य शिरो हरिः ।**
**अपाहरद्गजस्थस्य चक्रेण क्षुरनेमिना ॥२१॥**



पूर्वमेवोत्पन्नप्रयत्नेन छेदनसमकालमेव विसर्गोऽपि जातः। अन्यथा स्थिते शूले सोऽवध्य इति केचित्। नेदं महादेवदत्तं शूलमित्यन्ये। किञ्च। स गजस्थः। आचमनाद्यभावान्न तस्मिन् शूले महादेवः सन्निहित इत्याह गजस्थस्येति। चक्रस्य सामर्थ्यं व्यावर्तयितुमाह क्षुरनेमिनेति ॥२१॥

ततस्तस्य शिरसःपुनर्योचनाभावाय विनियोगान्तरं वदन् वर्णयति सकुण्डलमिति।

શ્લોકાર્થ - ૨૧ : તે ફેંકાય તે પહેલાં જ હરિએ હાથી પર બેઠેલા નરકાસુરનું માથું અસ્ત્રના જેવી ધારવાળા સુદર્શન ચક્રથી કાપી નાખ્યું.(૨૧)

ભાવાર્થ, સુબોધીનીજી : પહેલાં ત્રિશૂલ ફેંકવાનું પણ બન્યું. તેમ થયું ન હોત તો ત્રિશૂલ તેની પાસે રહે ત્યાંસુધી તેનો વધ થાય નહિ એમ કેટલાક કહે છે. બીજાઓ એમ કહે છે કે આ તેને મહાદેવે આપેલું ત્રિશૂલ ન હતું. વળી તે હાથી પર બેઠેલો હતો તેને આચમન કરેલ નહતું તેથીતે ત્રિશૂલ પર મહાદેવ આવેલ ન હતા. એમ હાથી ઉપર બેઠેલા વિશેષણથી કહેલ છે. 'અસ્ત્રાજેવી ધારવાળા' વિશેષણથી ચક્રનું માથું કાપવાનું સામર્થ્ય બતાવેલ છે. (૨૧)

પછીથી તે માથુ ફરીથી ધડ જોડે જોડાય નહિ તે કહે છે.

सकुण्डलं चारुकिरीटभूषणं बभौ पृथिव्यां पतितं समुज्ज्वलत्।
हाहेति साध्वित्युषयः सुरेश्वरा माल्यैर्मुकुन्दं विकिरन्त ईडिरे ॥२२॥

यथा भूमेः सकाशात् शिर एव प्रादुर्भूतमविकृतं तथा भातीति ज्ञापयितुं कुण्डलकिरीटयोर्वर्णनम्। सम्यक् उज्ज्वलत् शिरः पतितं जातमित्यर्थः। ततो बभौ। भूमिरवहेलनं न करोतीति सम्यक् स्थापनात् शोभा। यथा तदीयः पुत्रः तस्यै समर्प्यते। इयं भूमिरभिमानिनी देवता, न त्विला भगवच्छक्तिः, सा आधिदैविकी। सत्यभामा त्वाधिदैविकी। तस्या आनयने पञ्च प्रयोजनानि। पूर्णो भवति शक्त्या सहितः, बलभद्रे शक्तिविभागे योन्यंशः पृथक्कुत इति। माहात्म्यं च प्रदर्शनीयम्। तद्वाक्येन नरकासुरोऽपि हन्तव्यः। सापत्यसहनार्थम्, अन्यथा सा रुयन्तरसद्भावं न सहेत। बलाद्धरणे तु दुष्टत्वात्

मंस्यत इति । पारिजातहरणार्थं च । ततो लोकाः हाहेत्यब्रुवन् । ऋषयश्च स्वपुत्र इति स्वयमेव छिन्न इति । अन्ये च पुनः ऋषयः साध्विति । सुराश्च साध्वेव कृतमिति । अनुमोदनमेव कुर्वाणाः माल्यैः विकिरन्तः, नरकस्यापि मोक्षो दत्त इति, मुकुन्दमीडिरे । हाहेतीडिरे, साध्विति च, किमित्ययं पुत्रो मारित इति भगवतः ईडिरे इति । पुष्पवृष्टिर्देवार्थं तद्वध इति सूचयति ॥२२॥

यदर्थमयं हतः, तस्मिन् हते तज्जातमित्याह ततश्चेति ।

<u>શ્લોકાર્થ - ૨૨ :</u> *કુંડલવાળું સુંદર મુકુટરૂપી ભુષણવાળું પ્રકાશતું માથું પૃથ્વી પર પડેલું શોભવા લાગ્યું. ઋષિઓએ અને મોટા દેવાએ અરેરે ! સારૂં થયું ! એમ કહેતાં મુકુંદ પર પુષ્પોની વૃષ્ટિ કરતાં તેમની પ્રશંસા કરી.(૨૨)*

<u>ભાવાર્થ, સુબોધીનીજી :</u> જેમ ભૂમીમાંથી માથું પ્રગટ થયું હોય તે પ્રકારે તે વિકારવગરનું શોભતું હતું. એમ જણાવવા કુંડલ અને મુકુટનું વર્ણન કરેલું છે. ભૂમી ઉપર પડી તે શોભવા લાગ્યું એવો અર્થ છે. ભૂમી તેનો તિરસ્કાર કરતી ન હતી. જેમ તે ભૂમીનો પુત્ર હતો. તેને આપવામાં આવે તેમ ભગવાને તેને પાડયું. ભૂમી અભિમાનવાળી દેવતા હતી. પરંતુ ભગવાનની શક્તિ ઈલા ન હતી. તે ઈલા આધિદૈવકિ હતી. સત્યભામા પણ આધિદૈવિક જ હતી. પરંતુ ભગવાનની શક્તિ ઈલા ન હતી. તે ઈલા આધિદૈવિક હતી. સત્યભામા પણ આધિદૈવિક જ હતી. તેને સાથે લાવવાના પાંચ પ્રયોજન હતાં.

(૧) બલભદ્ર સાથે શક્તિનો વિભાગ થતાં ભગવાને યોનીનો અંશ જુદો કરેલ હોવાથી શક્તિ સત્યભામા સાથે ભગવાન પૂર્ણ થાય (૨) સત્યભામાને પોતાનું મહાત્મ્ય દેખાડવાનું હતું. (૩) સત્યભામા ના કહેવાથી નરકાસુરને પણ હણવાનો હતો. (૪) સત્યભામા શોક હોવાનું સહન કરે તે માટે બીજી પ્રકારે તે બીજી પત્નીનું અસ્તિત્વ સહન કરે તે માટે બીજી પ્રકારે તે બીજી પત્નીનું અસ્તિત્વ સહન કરે નહિ પણ ભગવાન બલથી હરણ કરે ત્યારે તો તેમનું સામર્થ્ય જોયેલું હોવાથી તે માન્ય રાખે. (૫) પારિજાત હરણ કરવા પછી લોકો અરેરે ! એમ બોલ્યા. ઋષિઓ પણ પોતાનો પુત્ર હતો અને તેને હણ્યો તેથી એમ બોલ્યા. બીજા ઋષિઓ સારૂં થયું એમ બોલ્યા અને દેવો પણ સારૂં જ કર્યું એમ બોલ્યા.

ભગવાનના કૃત્યનું અનુમોદન કરતાં, ભગવાને નરકાસુરને પણ મોક્ષ

આપ્યો. તેથી પુષ્પની વૃષ્ટિ થઈ અને અરેરે ! અરેરે ! કહીને પ્રશંસા કરી. સારૂં થયું ! સારૂં થયું ! એમ કહીને પ્રશંસા કરી.

આ પુત્રને આવી રીતે કેમ હણ્યો ? એમ અરેરે ! કહીને ભગવાનનું પરાક્રમ વર્ણવી પ્રશંસા કરી. પુષ્પોની વૃષ્ટિ એમ સૂચવે છે કે ભગવાને દેવોને માટે તેનો વધ કરેલો. (૨૨)

જે કાર્ય માટે નરકાસુરને હણ્યો. તે હણાતાં જે થયું તે નીચેના શ્લોકથી કહે છે.

**ततश्च भूः कृष्णमुपेल्य कुण्डले प्रतप्तसजाम्बून दरतन्नभास्वरे।**
**सवैजनत्या वनमालयार्पयत्प्राचेतसं छत्रमथो महामणिम् ॥२३॥**

उपेत्य निकटे समागत्य । कृष्णत्वान्न तस्या भयम । अदित्याः कुण्डले सर्वदैव प्रकर्षेण तप्तजाम्बूनदवत् रत्नवच्च भास्वरे । उभयमपि तत्र प्रकृतिभूतमिति द्वयमुक्तम् । वैजयन्तीं वनामालां च भगवद्दत्तां समर्पितवती । भगवत्पूजार्थं वा वैजयन्ती । वरुणेन निर्मितं समुद्रोद्भूतमिन्द्रस्यैव छत्रं इदमन्यद्वा भगवदर्थे दतम् । अथो महामणिः कौस्तुभसदृशः । अथो इत्येनन पूर्वं भगवदीयमेव भगवते दत्तम्, इदं त्वतिरिक्तमिति पुत्रोपार्जितं दत्तवती । अथवा । वैजयन्त्या सह सुण्डले भूमिष्ठे, छत्रं स्वर्गस्थम् , मणिःपालास्थ इति । उपलक्षणत्वेन त्रिलोक्यां यत्किञ्चिदुत्कृष्टं तत्सर्वं निवेदितवती । एतदरिक्तहस्तत्वार्थमेव । वस्तुतस्तु सर्वं भगवत एव, सा भार्या स पुत्र इति। अत एव पुत्रेण सह न भेद इति भगवदर्थमेव सङ्गृहीताः स्त्रिय इति अन्यावरोधस्थस्त्रीविवाहो न दुष्यति ॥२३॥

<u>શ્લોકાર્થ - ૨૩ :</u> *પછી ભૂમીએ શ્રીકૃષ્ણ પાસે આવીને ઘણાં જ તપેલાં સુવર્ણ અને રત્ન જેવાં પ્રકાશતાં કુંડલો, વરૂણનું છત્ર મહામણિ, વૈજયન્તી માલા સાથે અર્પણ કર્યાં. (૨૩)*

<u>ભાવાર્થ, સુબોધીનીજી :</u> ભૂમીએ શ્રીકૃષ્ણની સમીપ આવીને કુંડલો અર્પણ કર્યાં. ભગવાન સદાનંદ હોવાથી તેને ભય ન લાગ્યો. અદિતિના બે કુંડલો તપેલા સુર્વણની પેઠે અને રત્નની પેઠે પ્રકાશતાં હતાં. વળી ભગવાન આપેલી વૈજયન્તી વનમાલા સમર્પણ કરી. પૂજા માટે સમર્પણ કરી. આ

છત્ર વરૂણે બનાવેલું સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલું ઈંદ્રનું જ હતું. ભગવાન માટે આપેલું બીજું છત્ર હતું અને કૌસ્તુભનો મહામણિ આપ્યો. 'અને' શબ્દથી એમ સૂચવે છે કે કેટલાક પદાર્થો ભગવાન જ ભગવાનને આપેલા. પણ આ મણિ તો જુદો હતો એટલે પુત્રે પ્રાપ્ત કરેલો આપ્યો.

વૈજયન્તિ સાથે કુંડલો ભૂમી ઉપરનાં હતાં. છત્ર સ્વર્ગનું હતું. મણિ પાતાલનો હતો. ત્રણે લોકમાં જે ઉત્તમ હતું તે બધું ભગવાનને નિવેદન કર્યું. આ બધા પદાર્થોનું ખાલી હાથે સમર્પણ ન થાય તે માટે જ. નિવેદન કર્યું. ખરી રીતે તે બધું ભગવાનનું જ હતું. તે ભૂમી સ્ત્રી હતી અને તે નરકાસુર પુત્ર હતો. તેથી પિતાથી પુત્રની જુદાઈ ન હોવાથી ભગવાન માટષ જ સ્ત્રીઓનો સંગ્રહ કરેલો હોવાથી બીજાના જનાનામાં રહેલી સ્ત્રીઓ સાથેના વિવાહથી દોષ થતો નથી. (૨૩)

હવે ભૂમી પોતાના અપરાધની શાંતિ કરાવવા નીચેના શ્લોકથી ભગવાનની સ્તુતી કરે છે.

**अस्तौषीदथ विश्वेशं देवी देववरार्चितम् ।**
**प्राञ्जलिः प्रणता राजन् भक्तिप्रवणया धिया ॥२४॥**

ननु धातकः कथं स्तूयत इत्याशङ्क्याह विश्वेशमिति । पुत्रत्वादिसम्बन्धस्य प्रयोजकत्वाभावाय विश्वपदम् । स्तोत्रपरिज्ञानाय देवीति । ननु (तथापि) साम्प्रतमलौकिकं कृतमिति कथं स्तुतिरित्याशङ्क्याह । देववरैः साम्प्रतमेवार्चितमिति । प्राञ्जलिरिति नम्रता दीनता च सूचिता । प्रणतेति शरीरेण नम्रा । स्त्रीस्वभावात् दुःखभयव्यावृत्यर्थमाह भक्तिप्रवणया धियेति । भक्तिप्रवणा प्रतिवन्धकमप्यनादृत्य भक्तिगामिनी, यथा जलं निम्नगामि । बुद्धिश्चेत्तद्धता सा मनसोऽपि नियामिकेति सर्वमेव भक्तिप्रवणम् ।

**षड्भिः स्तुत्वा प्रार्थयते पौत्रजीवितमुत्तमम् ।**
**चतुर्भिर्नमनं प्रोक्तं सर्वभावप्रसिद्धये ॥**
**माहात्म्यं च स्वरूपं च ततो द्वाभ्यामुदीरितम् ॥१॥ ॥२४॥**

आदावाविर्भूतः कश्चिदन्यो भविष्यति, कथमन्यथा पुत्रं मारयेदित्याशङ्कां परिहरन्ती लक्षणमाह नमस्त इति।

શ્લોકાર્થ-૨૪ : હે રાજા ! પછી હાથ જોડીને પ્રણામ કરતી દેવીએ ઉત્તમદેવોએ પૂજેલા વિશ્વના પ્રભુની ભક્તિ પ્રાપ્ત કરાવનારી બુદ્ધિથી સ્તુતિ કરી. (૨૪)

ભાવાર્થ, સુબોધિનીજી: પુત્રને હરનારની કેમ સ્તુતિ કરે છે? એવી શકા થાય તેથી 'વિશ્વના પ્રભુની' શબ્દ યોજેલ છે.

પુત્રપણું વિગેરે સંબંધ પ્રવૃત્તિ કરાવનાર નહિ હોવાથી 'વિશ્વના' પદ યોજેલ છે. 'દેવ' શબ્દથી ભૂમીને સ્તુતિ કરવાનું જ્ઞાન હતું એમ જણાવે છે. છતાં હમણાં ભગવાને કાંઇ અલૌકિક કાર્ય કર્યું નથી? તેથી સ્તુતિ શા માટે કરે છે? એવી શંકા થાય તેથી 'ઉત્તમ દેવોએ પૂજેલા' હમણાંજ એમ કહેલું છે. 'બે હાથ જોડીને' શબ્દથી નમ્રપણું અને દીનતા સૂચવે છે. 'ભક્ત પ્રાપ્ત કરાવનારી બુદ્ધિથી' શબ્દો યોજેલ છે. તેથી તેને ભય ન હતો એમ સૂચવે છે. એટલે જેમ જલ નીચાણમાં પ્રદેશમાં જનારૂં છે એમ વિઘ્નોની પણ દરકાર કર્યા વગર ભક્તિ તરફ જનારી બુદ્ધિ મનને પણ વશ કરનારી હોય છે. બધીએ ઈંદ્રિયો ભક્તિ પ્રાપ્ત કરાવનાર થાય છે.(૨૪)

કારીકા : પચીસમા શ્લોકથી આરંભી છ શ્લોકથી સ્તુતિ કરીને સાતમા શ્લોકથી પૌત્રના ઉત્તમ જીવન માટે પ્રાર્થના કરે છે. ચાર શ્લોકથી ભગવાનનું ગૌરવ પ્રસિદ્ધ થાય તે માટે નમન કહેલું અને બે શ્લોકથી તેમના મહાત્મ્ય અને સ્વરૂપ કહેલાં છે. (૩ ૧/૨)

પહેલાં જેમનો આર્વિભાવ થયેલો તે બીજા કોઇ હશે તેમ ન હોય તો પુત્રને કેમ હણે? એવી શંકામાં હવે કહે છે.

**भूमिरुवाच - नमस्ते देवदेवेश शङ्खचक्रगदाधर।**
**भक्तेच्छोपात्तरूपाय परमात्मन्नमोऽस्तु ते ।।२५।।**

ते तुभ्यं नमः । देवतायाः कथमन्यनमस्कार इत्याशङ्क्याह देवदेवेति ।

ईशत्वाच्छिक्षैव, न मारणमिति पुत्रमारणेऽपि नान्यथात्वम्, देवदेवानामपि ब्रह्मादीनामीश इति नान्योऽत्र कश्चिद्वक्तव्यः । तथात्वे हेतुमाह । शङ्खचक्रगदाः धारयतीति । अर्थात्पद्मम् । त्रयाणां कार्यमुक्तमेव 'गदया निर्बिभेदाद्री' नित्यादिना । अद्यापि भगवान् न पुरं प्रविष्टः, गरुड एव स्थितः चतुर्भुजः प्रकट इति तथोच्यते । तादृशस्य कथं नराकृतित्वमित्यत आह भक्तेच्छोपात्तरूपायेति । भक्तानां यादृशी इच्छा, तादृशमुपात्तं रूपं येन । ननु रूपग्रहण एव अन्यथाभावो भवतीति, तत्राप्यन्यादृशं रूपं गृहीतमिति जीवतुल्यत्वात् कथं नमस्करणीय इत्याशङ्क्याह परमात्मन्निति । जीवात्मन एव रूपान्तरस्वीकारे तथात्वम्, न परमात्मन इति । अत एव भक्ताधीनत्वात् पुनर्नमस्यति नमोऽस्तु त इति ॥२५॥

कुन्त्या चतुर्धा स्तुतो भगवान् प्रसन्न इति स्वयमपि नमस्यति नमः पङ्कजनाभायेति।

*શ્લોકાર્થ -૨૫ : હે દેવાના દેવના ઈશ્વર! શંખ, ચક્ર, ગદા ધારણ કરનાર! આપને નમસ્કાર છે. હે પરમાત્મન્! ભક્તોની ઈચ્છાથી જેમને આકાર ગ્રહણ કરેલ છે. તેવા આપને નમસ્કાર હો.(૨૫)*

ભાવાર્થ, સુબોધિનીજીઃ આપને નમસ્કાર છે. ભૂમી દેવી બીજાને કેમ નમસ્કાર કરે? એવી શંકા થાય તેથી હે દેવોના દેવના ઈશ્વર સંબોધન કરેલું છે. ઈશ્વર હોવાથી બોધ જ આપે છે. પણ હણતા નથી. પુત્રને હણવા છતાં પણ ઈશ્વર મટતા નથી. બ્રહ્મા વિગેરે દેવોના દેવના પણ તે ઈશ્વર હોવાથી બીજી કાંઈ ફરિયાદ કરવા યોગ્ય જ નથી. તે ભગવાન શંખ, ચક્ર અને ગદા ધારણ કરે છે. એ પ્રમાણે કમલ પણ ધારણ કરે છે. ગદાથી પર્વતના ચૂરા કર્યા. શ્લોક ૪ થી કહેલું છે. હજુસુધી ભગવાને શહેરમાં પ્રવેશ કર્યો ન હતો પણ ચારભુજાવાળા ગરૂડ પર જ રહેલા હતા. તેવા ભગવાન માણસની આકૃતિવાળા કેમ હોય ? એવી શંકા થાય. તેથી ભક્તોની ઈચ્છાથી જેમણે આકાર ગ્રહણ કરે છે તેવા ભગવાન આકાર ગ્રહણ કરવાથી સ્વરૂપમાં ફેરફાર થતો હોવાથી અને મનુષ્યનો આકાર ગ્રહણ કરેલો હોવાથી ભગવાન જીવની સમાન થવાથી નમસ્કાર કરવા કેમ યોગ્ય

ગણાય? એવી શંકા થાય તેથી હે પરમાત્મન્ ! એવું સંબોધન કરેલ છે. બીજો આકાર ગ્રહણ કરવામાં આવે ત્યારે જીવાત્મા જ સ્વરૂપમાં ફેરફારવાળો થાય છે. પરંતુ પરમાત્મા તેવા થતા નથી એવો અર્થ છે. ભગવાન ભક્તને આધીન હોવાથી આપને નમસ્કાર હો ! તેમને નમસ્કાર કરે છે.

કુંતિએ ચાર પ્રકારથી સ્તુતિ કરેલા ભગવાન તેની ઉપર પ્રસન્ન થયેલા તેથી પોતે પણ ચાર પ્રકારે નમસ્કાર કરે છે. (૨૫)

**नमः पङ्कजनाभाय नमः पङ्कजमालिने ।**
**नमः पङ्कजनेत्राय नमस्ते पङ्कजाङ्घ्रये ॥२६॥**

तया हि ब्रह्माण्डे सर्वत्वं सर्वोत्तमत्वं चोक्तम् । पङ्कजं नाभौ यस्येति नारायणत्वेन पुरुषत्वं निरूपितम् । तेन ब्रह्माण्डरूपत्वं सिध्यति । तत्रोत्कर्षस्त्रिधा, लक्ष्मीपतित्वेन सर्वोपास्यत्वेन सर्वसुसेव्यत्वेन च । सुसेव्यश्चेन्महान् भवति, स सर्वपुरुषार्थान् सुखेन प्रयच्छतीति । पङ्कजानां माला वर्तते अस्येति पङ्कजमालया लक्ष्म्या वृतः । 'तया विना क्व देवत्व'मित्यादिवाक्यैः तस्याः सर्वपुरुषार्थरूपत्वम् । पङ्कजनेत्रायेति दृष्टयेति दृष्ट्यैव सर्वतापहारकत्वं वशीकर्तृत्वं च । पङ्कजाङ्घ्रित्वेन सुसेव्यत्वम् ॥२६॥

एवं ब्रह्माण्डे स्वरूपोत्कर्षौ निरूप्य तत्त्वेषु तथात्वमाह नमो भगवते तुभ्यमिति ।

*<u>શ્લોકાર્થ - ૨૬ :</u> આપ નાભિમાં કમળવાળાને નમસ્કાર કમળની માળાવાળાને પ્રસંન્ન થયેલા તેથી પોતે પણ ચાર પ્રકારે નમસ્કાર કરે છે. (૨૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજીઃ</u> કારણ કે કુંતિએ ભગવાન બ્રહ્માંડમાં સર્વ છે અને સર્વથી ઉત્તમ છે એમ કહેલું. 'કમળ છે નાભીમાં જેની' વિશેષણથી ભગવાનનું નારાયણ તરીકે પુરૂષપણું કહેલું છે. તેથી ભગવાન બ્રહ્માંડરૂપ છે તે સિદ્ધ થાય છે.(૨) લક્ષ્મીના પતિ તરીકે (૩) સર્વના સેવ્ય તરીકે (૪) સર્વ સહેલાઈથી સેવા કરી શકે તેવા હોવા તરીકે એમ ત્રણ પ્રકારે ઉત્તમપણું બતાવ્યું છે. જેમની સહેલાઈથી સેવા થઈ શકે તે જો ઉદાર હોય તો તે બધા પુરૂષાર્થોનું સહેલાઈથી

દાન કરે છે. (૨) કમલની માળા છે આમને એટલે કમળની માલાવાળી લક્ષ્મીએ પતિ તરીકે પસંદ કરેલા. તે લક્ષ્મીવિના દેવપણું ક્યાં છે? એ વાક્યો પ્રમાણે તે લક્ષ્મી સર્વ પુરૂષાર્થરૂપ છે.(૩) કમળ જેવા નેત્રવાળા અને કમળ જેવા ચરણવાળા વિશેષણોથી સર્વ દુઃખ હરનારા અને વશ કરનારા અને સહેલાઈથી સેવા કરી શકાય તેવા કહેલા છે. (૨૬)

એ પ્રમાણે બ્રહ્માંડ ભગવાનનું સ્વરૂપ છે એમ ઉત્તમપણું બીજાથી તત્વોથી ભગવાન તેવા છે તે હવે નીચેના શ્લોકથી તે કહે છે.

**नमो भगवते तुभ्यं वासुदेवाय विष्णवे ।**
**पुरुषायादिबीजाय पूर्णबोधाय ते नमः ॥२७॥**

सर्वतत्त्वानां मूलभूतो भगवान्, भगरूपाणि च तत्त्वानीति शास्त्रार्थदृष्ट्या स्तुतिं व्यावर्तयति तुभ्यमिति । वासुदेवायेति । तत्त्वानां करणप्रयोजनरूपाय मोक्षदात्रे । अनेनोपासनामार्गेण सेव्यत्वादुत्कर्ष उक्तः । विष्णव इति कर्ममार्गेऽपि सेव्याय । विष्णुः यज्ञः स्वतन्त्र इति ज्ञापयितुं यज्ञे विष्णुपदप्रयोगः। 'तत्त्वेषु पुरुषोमहा'निति तद्रूपत्वमाह पुरुषायेति । तत्र क्रियाज्ञान-शक्युत्कर्षमाह आदिबीजाय पूर्णबोधायेति । बीजानां कार्योत्पादन-समर्थानामपि उत्पादकाय । पूर्णा क्रियाशक्तिरुक्ता । पूर्णो बोधो यस्येति स्पष्टा ज्ञानशक्ति : ॥२७॥

एवं तत्त्वोत्कर्षमुक्त्वा पुरुषोत्तमत्वमाह अजायेति ।

*<u>શ્લોકાર્થ - ૨૭ :</u> વાસુદેવ વિષ્ણુ આપ ભગવાનને નમસ્કાર કરે છે.પુરૂષરૂપ, બીજના કારણરૂપ, પૂર્ણ જ્ઞાનવાળા આપને નમસ્કાર છે. (૨૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી:</u> ભગવાન સર્વ તત્વોનું કારણ બનેલ છે અને તત્વો ભગવદરૂપ છે એવી શાસ્ત્રની દષ્ટિ પ્રમાણે આ સ્તુતિ કરતી નથી એમ જણાવવા 'આપ' શબ્દ યોજેલ છે. વાસુદેવ શબ્દથી એમ કહેલું છે કે ભગવાન તત્વો બનાવવાના પ્રયોજનને લીધે આકારવાળા મોક્ષ આપનાર છે. આ નામથી ભગવાનની ઉપાસનામાર્ગ પ્રમાણે સેવા કરવા યોગ્ય હોવાને કારણે શ્રેષ્ઠતા

કહેલી છે. 'વિષ્ણુ' શબ્દથી કર્મમાર્ગ પ્રમાણે પણ સેવા કરવા યોગ્ય કહેલા છે. વિષ્ણુ સ્વતંત્ર યજ્ઞ છે. એમ જણાવવા યજ્ઞ માટે 'વિષ્ણુ' શબ્દ યોજેલ છે. તત્વોમાં પુરૂષ ઉત્તમ હોવાથી 'પુરૂષરૂપ' શબ્દથી પુરૂષરૂપવાળા હોવાનું કહેલ છે. તે પુરૂષરૂપમાં ક્રિયાશક્તિ અને જ્ઞાનશકિત ઉત્તમ છે. એમ 'બીજના કારણરૂપ, પૂર્ણ જ્ઞાનવાળા' શબ્દોથી કહે છે. પૂર્ણ છે જ્ઞાન જેનું અને બીજના કારણરૂપ એ બે વિશેષણોથી ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિ સ્પષ્ટ કહેલી છે. (૨૭)

એ પ્રમાણે તત્વોનું ઉત્તમપણું કહીને પુરૂષોત્તમપણું જણાવે છે.

**अजाय जनयित्रेऽस्य ब्रह्मणेऽनन्तशक्तये ।**

**परावरात्मन्भूतात्मन् परमात्मन्नमोऽस्तु ते ॥२८॥**

सर्वविकाररहितं परतत्त्वमिति सिद्धान्तेनाह **अजाये** ति । जननाभावेन तदन्तरा भावाः तत एव निराकृताः । जगत्कर्तृत्वेन तथात्वमिति ये मन्यन्ते, तन्मतेनाह **अस्य जनयित्र** इति । स्वयमजोऽन्येषां जननं करोतीति सर्वोत्तमत्वमपि सिध्यति । आर्षज्ञानेन तथात्वमुच्यत इति नात्र प्रमाणं वक्तव्यम् । ब्रह्मैव वस्त्विति ब्रह्मवादे । तत्राप्याह **ब्रह्मण** इति । बृहत्त्वाद्बृंहणत्वाच्च ब्रह्म । सर्वभवनसमर्थं वस्त्विमपि पक्षेणाह अनन्तशक्तय इति । आत्मवादेनाह । परे ब्रह्मादयः, अवरे अस्मदादयः । तेषामात्मा भगवान् । भूतानि जडानि तेषामप्यात्मा । जीवजडयोरात्मत्वमुपपाद्य अन्तर्यामित्वमाह परमात्मन्निति । अन्ते नमनं सर्वत्रानुषज्जनार्थम् ॥२८॥

माहात्म्यमाह **त्वं वै सिसृक्षुरिति ।**

*શ્લોકાર્થ -૨૮ : હે ઉત્તમ અને અધમના આત્મારૂપ, હે ભૂતોના આત્મારૂપ, હે પરમાત્માન્, જન્મ રહિત, જગતની ઉત્પત્તિ કરનાર, બ્રહ્મરૂપ અનન્ત શક્તિવાળાને નમસ્કાર હો.(૨૮)*

ભાવાર્થ, સુબોધિનીજીઃ ઉત્તમ તત્વ સર્વ વિકાર વિનાનું હોય છે. એવા સિદ્ધાંતને લીધે 'જન્મરહિત' કહેલા છે. જન્મ નહિ હોવાને લીધે તે જન્મની અંદર રહેલી સ્થિતિઓ ફેરફારો નથી એમ તે શબ્દથી જ કહેલું છે. જગતના કર્તા

હોય તેજ ભગવાન છે 'આનિ ઉત્પત્તિ કરનાર' કહેલા છે. પોતે જન્મ રહિત હોઈ બીજાની ઉત્પત્તિ કરે છે તેથી બધાથી ઉત્તમપણું સિદ્ધ થાય છે. દિવ્ય જ્ઞાનથી ભગવાન તેવા હોવાનું કહે છે. તેથી અહીં પ્રમાણ કહેવાની જરૂર નથી. 'બ્રહ્મરૂપ' છે. બૃહ્દ્ત શક્તિવાળા અને બૃહત પોષણ કરનાર હોવાથી ભગવાન બ્રહ્મ છે. વસ્તુતઃ સર્વ શક્તિવાળું થવાની શક્તિ છે. તેથી 'અનંત શક્તિઓવાળા' શબ્દ યોજેલ છે.ભગવાન સર્વના આત્મા છે. એવા વાદને લીધે કહે છે કે બ્રહ્મા વિગેરે ઉત્તમ અને આપણે અધમ છીએ છતાં બધાના આત્મા ભગવાન છે. ભૂતો એટલે જડ પદાર્થો તેઓના પણ આત્મા છે. પછી 'પરમાત્મન્' શબ્દથી અન્તર્યામી હોવાનું કહે છે. બધા શબ્દો સાથે નમનનો સંબંધ લેવાય તે માટે અંતે મનન કહેલું છે. હવે ભગવાનનું મહાત્મ્ય કહે છે.(૨૮)

**त्वं वै सिसृक्षू रज उत्कटं प्रभो तमो निरोधाय बिभर्ष्यपावृतः ।**

**स्थानाय सत्त्वं जगतो जगत्पते कालः प्रधानं पुरुषो भवान् परः ॥२९॥**

सिसृक्षुः उत्कटं कार्योन्मुखं रजो बिभर्षि । निरोधाय नमः । तथा सति तेनावृतः स्यादित्यत आह अपावृत इति । आवरणरहतिः । स्थानाय सत्त्वं बिभर्षि । सर्वत्रोत्कटं विशेषणम् । अन्यो न तत्र प्रतिबन्धक इति वक्तुमाह जगतपत इति । गुणानां नियामकास्त्रयः । क्षोभकः कालः । स्वरूपभूता प्रकृतिः । पुरुषः अधिष्ठाता । एतत्त्रयमपि भवानेव । नापि तावन्मात्रम्, किन्तु तेषामपि परः ॥२९॥

एवं सर्वोत्तमत्वमुक्त्वा सर्वत्वमाह अहमिति ।

<u>શ્લોકાર્થ - ૨૯ :</u> *હે પ્રભો ! આવરણ વગરના આપ જગતને રચવાની ઈચ્છા થતા કાર્ય કરવા તત્પર રજોગુણને નાશ કરવા તમોગુણને અને સ્થિતિ માટે સત્વગુણને ધારણ કરો છો. હે જગતના પતિ ! આપ કાલ, પ્રકૃતિ પુરૂષ છે. તેમનાથી પર છો. (૨૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી:</u> રજોગુણને ધારણ કરી જગતની રચના કરો છો. નાશ કરવા તપોગુણને ધારણ કરો છો. આવું હોય તો ગુણોથી ભરપુર છો એવી શંકા થાય તેથી 'આવરણ વિનાના' વિશેષણ યોજેલ છે. આપ ગુણોના

આવરણ વિનાના છો. સ્થિતિ માટે આપ સત્વગુણને ધારણ કરો છો. 'કાર્ય કરવા તત્પર' વિશેષણ બધે લાગુ પડે છે. 'હે જગતના પતિ' એવું સંબોધન કરેલું છે. ગુણોને વશ રાખનાર ત્રણ છે. કાલ, પ્રકૃતિ અને પુરૂષ આ ત્રણે આપ જ છો. આપ તેનાથી પણ પર છો. (૨૯)

એ પ્રમાણે ભગવાન સર્વથી ઉત્તમ છે. હવે સ્વરૂપ નીચેના શ્લોકથી કહે છે.

**अहं पयो ज्योतिरथानिलो नभो मात्राणि देवा मन इन्द्रियाणि च।**
**कर्ता महानित्याखिलं चराचरं त्वय्यद्वितीये भगवन्नयं भ्रमः ॥३०॥**

तत्त्वानि कार्यं च भवानेवेत्यर्थः अहं पृथिवी । अथेति त्रिवृत्करणपक्षान्यत्वं बोधयति । मात्राणि रूपतन्मादीनि । देवाः दिग्वातादयः दश इन्द्रियाणि तथा । चकाराद्बुद्धिप्राणाः । कर्ता अहङ्कारः । महान् महत्तत्वम् । इतीति प्रकारवाची, समाप्तिवाची वा । अखिलमित्यस्यानुवादः चराचरमिति । भिन्नतया प्रतीतिरेव भ्रान्तेति, भेदोऽवश्यं कार्ये वक्तव्य इति अखिलमित्युभयत्र संबध्यते , न्यूनाधिकदोषपरिहाराय । अद्वितीये त्वयि 'एकः सन् बहुधा विचचार' इत्यादिश्रुत्या भगवानेव सर्वरूपेण विचरतीयत्युक्तत्वात् भेदो भिन्नो नान्यः सम्भवति । तत्त्वादिनिरूपकाणां स्मार्तानां विचारकाणामपि भेदो हृदये भासत इति । अयं सर्वोऽपि भ्रमः एवं परिगणनात्मकः । त्वामेव यतो बहुधा गणयन्तः गणिताना परस्परं भेदं मन्यन्त इति । वस्तन्तरत्वमेव भेदः ॥३०॥

एवं स्तुत्वा प्रार्थयते तस्यात्मजोऽयमिति ।

<u>શ્લોકાર્થ - 30 :</u> *હે ભગવાન! હું જલ, તેજ, વાયુ, આકાશ, તન્માત્રાઓ દેવો, મન, ઈંદ્રયો, અહંકાર, મહતત્વ એવું બધું સ્થાવર જંગમ જેમનાથી બીજુ કાંઈ નથી તેવા આપમાં દેખાય છે. આ ભ્રમ છે. (30)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી:</u> તત્વો અને તેનું કાર્ય આપજ છો.હું એટલે પૃથ્વી 'मात्राणि' એટલે તન્માત્રોઓ, દિશાઓ, પવન દેવો તેમજ દશ ઈંદ્રિયો, બુદ્ધિ, પ્રાણ કહેલા છે. અહંકાર અને મહતત્વ શબ્દ પ્રકાર અને સમાપ્તિ જણાવનારો છે. 'સ્થાવર જંગમ' બધું શબ્દનો અર્થ છે. જુદા દેખાવવું એ ભુલભરેલું હોવાથી અને કાર્યમાં જુદાપણું અવશ્ય કહેવું જોઈએ ઓછું અથવા વધારે જણાવવાનો

દોષ ન રહે તે માટે 'બધું' શબ્દનો બંને બાજુએ સંબંધ લેવાનો છે. 'એક હોઈ બહુ પ્રકારે વિચર્યા' એ શ્રુતિથી ભગવાન જ આપનામાં ભેદ જણાય છે. પણ આપણાથી બીજો હોવાનું સંભવતું નથી.

તત્વનો નિર્ણય કરનારા સ્માર્ત વિચારકોના હૃદયમાં પણ ભેદ ભાસે છે. તેથી આ બધાએ ભ્રમ છે. કારણ કે આપને જ ઘણા પ્રકારે ગણતાં જેઓ જેમને ગણે છે. તેમનો પરસ્પર ભેદ માને છે. જુદી વસ્તુ હોવી એજ ભેદ છે. (૩૦)

આ પ્રમાણે સ્તુતિ કરી હવે પ્રાર્થના કરે છે.

**तस्यात्मजोऽयं तव पादपङ्कजं भीतः प्रपन्नार्तिहरोपसादितः ।**
**तत्पालयैनं कुरु हस्तपङ्कजं शिरस्यमुष्याखिलकल्मषापहम् ॥३१॥**

स्तोत्रेण सर्वेषामपराधाः परिहृताः । भ्रान्ता इति सर्वो भगवानेवेति च । आत्मज इति । राज्यदानार्थं तत्पुत्रत्वं निरूप्यते । तव पादपङ्कजं प्रपन्न इति तस्मिन् स्नेहकरणार्थम् । भीत इति दयार्थम् । तथापि शत्रुर्मारणीय इत्याशङ्क्याह प्रपन्नार्तिहरेति । उपसादितः पादयोरागत्य पतितोऽस्ति, न तु त्वां विरुद्धं मन्यते । अनेन 'ये यथा मां प्रपद्यन्त' इति विचारेणापि तस्मिन् कृपा विधेयेति निरूपितम् । तस्मात्पालयेति प्रार्थना । एनमिति प्रदर्श्याह । भार्यात्वात्सोऽपि पौत्र इति धाष्टर्यात् पुनर्विज्ञापनान्तरमाह कुरु हस्तपङ्कजं शिरस्यमुष्येति । यथा स्वस्य रक्षित इति प्रतीतिर्भवति ननु वाक्येनापि भवति, को विशेषो हस्तस्पर्श इत्याशङ्क्याह अखिलकल्मषापहमिति । कालत्रये त्रिविधान्यपि पापानि तस्मिन्न तिष्ठन्तीति हस्तपङ्कजमखिलकल्मषापहं भवति। स्वाधिकरणमेव तथा सम्पादयतीति । यद्यपि तत्पुत्रोऽपि दुष्टो मारणीय एव, तथापि भूमि प्रार्थनया तदा न मारितः ॥३१॥

सर्वैः सर्वमेव प्रार्थ्यते, तथापि यद्यत्र उचितम्, तदेव करोति, नान्यथा अणुमात्रमपीत्याह इति भूम्येति ।

<u>શ્લોકાર્થ - ૩૧ :</u> *હે શરણે આવેલાના દુઃખને હરનાર ! તેનો ભય પામેલો આ પુત્ર આપના ચરણકાળમાં આવેલ છે. તેથી આનું પાલન કરો. આના*

માથા પર આપનું હસ્તકમળ સર્વ પાપોને હરનારૂં છે તે મૂકો. (૩૧)

ભાવાર્થ, સુબોધિનીજીઃ સર્વ લોક ભ્રાંત છે. આપ જ સર્વ થયેલા છે. સ્તુતિથી બધા અપરાધો દૂર કરેલા છે. 'પુત્ર' શબ્દથી ભૌમાસુરનો પુત્ર હોવાનું કહેલ છે. 'આપના ચરણકમળમાં આવેલ છે.' શબ્દો યોજેલ છે. તેના પર દયા કરે તે માટે 'ભય પામેલો' વિશેષણ યોજેલ છે.

'શરણે આવેલાના દુઃખને હરનાર' એવું સંબોધન છે. એટલે ચરણમાં આવી ચરણમાં પડેલો છે પરંતુ આપને વિરોધ માનતો નથી. એમ કહેલું છે કે 'જેઓ મને જે પ્રકારે ભજે છે.' (ભ.ગ. ૪-૧૧) એ પ્રમાણે કૃપા કરવી જોઈએ. તેથી પાલન કરો એવી પ્રાર્થના છે. ભગવાનની પત્ની હોવાથી અને તે પૌત્ર હોવાથી ફરીથી બીજી બાજુ વિજ્ઞપ્તિ કરે છે.

'આના માથા પર આપનું હસ્તકમળ મૂકો' આથી તે ભગવાનથી રક્ષાયેલ છે એમ જણાય.

વાણીથી પણ તે કાર્ય થાય હસ્તથી સ્પર્સ કરવાથી શું વધારે છે? એવી શંકા થાય તેથી 'સર્વ પાપોને હરનારૂં' વિશેષણ યોજેલું છે. ત્રણ કાલમાં ત્રણે પ્રકારનાં પાપો તે હસ્તકાળમાં રહેતાં નથી તેથી તે પાપોને હરનારૂં છે. જોકે તે ભૌમાસુરનો પુત્ર દુષ્ટ હોઈ હણવા યોગ્ય જ હતો પણ ભૂમીની પ્રાર્થના લીધે તેને તે સમયે હણ્યો નહિ. (૩૧)

બધા બધું માગે છે પણ અહીં ભગવાન યોગ્ય હોય તેજ કરે છે તેથી વિરૂધ્ધ જરા પણ કરતા નથી તે કહે છે.

**श्रीशुक उवाच- इति भूम्यार्थितो वाग्भिर्भगवान् भक्तिनम्रया।**
**दत्वाऽभयं भौमगृहं प्राविशत् सकलर्द्धिमत् ॥३२॥**

ताग्भिः सह अर्चित : अर्चनद्रव्यैः । वाग्भिरेव वा । शिष्टं तस्यैचेति । बुद्धि तु भगवान् स्त्रियमिव सर्वेभ्यो दत्तवान् । पुरञ्जनोपाख्याने तदुपपादितम्। तत्सर्वजीवेषुभिन्नम् । अन्यथा प्रमाणानां वैयर्थ्यं स्यात् । अतो बुद्धिदोषगुणान् पुरस्कृत्य यथोचितं करोतीति सर्वमविरुद्धम् । समयविशेषे लीलार्थं तथा

बुद्धीनां निर्माणम् । तदाह भगवानिति । तथापि भक्तिनम्रया स्तुत इति अभयमेव दत्वा स्वगृहमेवेति भौमगृहं प्राविशत् । तत्र हेतुः सकलर्द्धिमदिति । तत्पुत्रस्य प्राणा एव तस्मिन् समये रक्षणीया इति तथाकरणम्, अन्यथा तावतीनां कन्यानां वैयर्थ्यं स्यात् । तदुपार्जितसर्वग्रहण एव तस्यापहारदोषपरिहारो भवतीति ॥३२॥

तथापि कन्यानां स्वत एव वरणमाह तत्रेति ।

श्लोकार्थ - ३२ : એ પ્રમાણે ભક્તિને લીધે નમ્ર ભૂમિએ વાણીથી પુજાયેલ ભગવાને અભય આપીને સર્વ સમૃદ્ધિવાળા ભૌમાસુરના ઘરમાં પ્રવેશ કર્યો.(૩૨)

ભાવાર્થ, સુબોધિનીજીઃ ભૂમિએ ભગવાનની પૂજાના દ્રવ્યો સહીત વાણક્ષથી પૂજા કરી કારણ કે બાકીનું બધું ભગવાનનું જ છે. બુદ્ધિ તો ભગવાને બધાને આપેલી જ છે. તે પુરંજન અખ્યાનમાં કહેલું છે. તે બધા જીવોમાં જુદી જુદી છે. તેથી ભગવાન જીવની બુદ્ધિના ગુણો અને દોષોને આગળ કરી જેમ યોગ્ય હોય એમ કરે છે તેથી સર્વ યોગ્ય જ છે. અમુક સમયે લીલા થઇ શકે તેટલે જીવોની બુદ્ધિ જુદી જુદી કરેલી છે. તે 'ભગવાન' શબ્દથી કહેલું છે. છતાં ભૂમિએ નમ્ર થઇ ભગવાનની સ્તુતિ કરી તેથી તેના પુત્રને અભય આપીને ભૌમાના પુત્રનું ઘર પોતાનું ઘર માનીને પ્રવેશ કર્યો. 'સર્વ સમૃદ્ધિવાળા' વિશેષણ કહેલ છે. તે સમયે તેના પુત્રોના પ્રાણોનું રક્ષણ કરવાનું હોવાથી તેમ કર્યું. તેમ ન હોય તો તેટલી કન્યાઓ નિષ્ફલ થાય. તેને પ્રાપ્ત કરેલું બધું જ ભગવાન ગ્રહણ કરે ત્યારે જ લૂંટનો દોષ દૂર થાય.(૩૨)

છતાં પણ કન્યાઓ પોતાની મેળે વરી એમ હવે કહે છે.

**तत्र राजन्यकन्यानां षट्सहस्राधिकायुतम् ।**
**समाहृतानां विक्रम्य राजभ्यो ददृशे हरिः ॥३३॥**

यतो राजन्यकन्याः सजातीयं रूपं वीर्यं चापेक्षन्ते । अयुतं षट् सहस्राणि च षोडशकलानां सहस्रधा तत्तदधिष्ठात्र्यो देवताः भूमौ प्रतिष्ठिता इति

भूमिजेनाहृताः भगवत्प्रेरणया भ्रमात् । तदैव च तावत्यः सम्पन्नाः । एता द्विस्वभावा इति ज्ञापयितुं सङ्ख्याद्वयेन निर्दिष्टाः । षट्सहस्राण्ययुतं चेति। तत्राधिकपदं षट्सहस्राणामुत्तमत्वाय । ता ह्यप्सरसः । देवतात्वात्तद्रूपेण क्रीडार्थं जाताः । ता आदावष्टावक्रं स्तुत्वा पश्चादुपहसितवत्य इति ज्ञापयितुं द्विस्वभावत्वं निरूपितम् । अत एवादावन्ते च ऋषिकोपात् दुःखप्राप्तिः, प्रसादाद्वरणे बुद्धिः । राजभ्यो विक्रम्य समाहृतानामिति बलादानयनमुक्तम् । 'सर्वान् बलकृतानर्थान् न कृतान् मनुरब्रवी'दिति ज्ञापयितुम्' । हरिस्तासां दुःखहर्ता तथात्वाय ददृशे ॥३३॥

वरणमाह तं प्रविष्टमिति ।

श्लोकार्थ - ૩૩ : *ત્યાં હરિએ રાજાઓ પાસેથી પરાક્રમ કરીને આણેલી દશ હજારથી અધિક છ હજાર રાજાની કન્યા જોઈ. (૩૩)*

ભાવાર્થ, સુબોધિનીજી: તે રાજાની કન્યાઓ હતી. દશ હજાર અને છ હજાર એમ સોળ હજાર કળાઓની હજાર પ્રકારે ભૂમિ ઉપર રહેલી 'ભગવાનની પ્રેરણાથી ભૂમિના પુત્રે હરેલી એટલે તેટલી થઈ. આ દ્વિસ્વભાવવાળી હતી. એ જણાવવા છ હજાર અને દશ હજાર' એવી બે સંખ્યા જણાવી છે. 'અધિક' શબ્દ યોજેલ છે. કારણ કે તે અપ્સરાઓ દેવતા હોવાથી ક્રીડા કરવા માટે રાજાની કન્યારૂપી જન્મી હતી. તેઓએ પ્રથમ અષ્ટાવક્રની સ્તુતિ કરેલી અને પછી મશ્કરી કરી. તેથી દ્વિસ્વભાવવાળી કહી છે.

તેથી ઋષિના કોપને લીધે તેમને દુઃખ પ્રાપ્ત થયું અને પછી ઋષિ પસંદ થયા ત્યારે ભગવાનને વરવાની બુદ્ધિ થઈ. ''બધા બલથી હરેલા પદાર્થો ન કરેલા છે'' એમ મનુએ કહેલું છે. એમ જણાવવા 'રાજાઓ પાસેથી પરાક્રમ કરીને આણેલી' શબ્દોથી બલથી લાવ્યાનું કહેલ છે. 'હરિ' એટલે તેમનું દુઃખ હરનાર છે તેમને જોઈ. (૩૩)

નીચેના શ્લોકથી રાજાની કન્યાઓએ કહેલું વરણ કહે છે.

**तं प्रविष्टं स्त्रियो वीक्ष्य नरवर्यं विमोहिताः ।**
**मनसा वव्रिरेऽभीष्टं प्रतिं दैवोपसादितम् ॥३४॥**

प्रकर्षेण स्वनिकटे समागच्छन्तम् । यतः स्त्रियः स्त्रीभिरवश्यं पतिर्वरणीय इति । तथापि भगवान् पुरुषोत्तमः कथं वृत इत्याशङ्क्याह नरवर्यमिति । नराकृतित्वं स्त्रीणां प्रियाकृतिं च गृहीतवानिति । यतो विमोहिताः । निरुद्धत्वाद्धृदयेन न कायेन वरणम् । अभीष्टमिति । पूर्वमपि तथैव भावनया स्थिताः । पतित्वेनैव वरणम् । दैवोपसादितमिति समये प्राप्ते एतादृशे वरणमावश्यकमिति ज्ञापयति । तेन युक्तमेव । यथा पित्रा निकटे वरणार्थं वर आनीयते, एवं दैवेनानीतः ॥३४॥

तासां मनोरथवाक्यमाह भूयात् पतिरिति।

<u>શ્લોકાર્થ - ૩૪ :</u> *પ્રવેશ કરેલા તે ઉત્તમ પુરૂષને જોઈને, મોહ પામેલી સ્ત્રીઓ, દૈવે આણેલા પોતાના ઈચ્છીત પતિને મનથી વરી. (૩૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી:</u> પોતાની સમીપ પધારતા ભગવાનને જોઈને વરી. છતાં પણ તેઓ ભગવાન પુરૂષોત્તમને કેમ વરી? એવી શંકા થાય તેથી 'ઉત્તમ પુરૂષ' શબ્દ યોજેલ છે. કારણ કે તેમને પુરૂષની આકૃતિ અને સ્ત્રીને પ્રિય હોય તેવી આકૃતિ ધારણ કરેલી હતી. તેથી તે મોહ પામી અને ઘરમાં પુરાયેલી હોવાથી હૃદયથી ભગવાનને વરી. કાયાથી વરી શકી નહિ. 'ઈચ્છેલા' એ વિશેષણથી ભગવાન પતિ થાય એવા વિચારથી ત્યાં રહેલી હતી. ભગવાનને પતિ તરીકે જ વરી. 'દૈવે આણેલા' વિશેષણથી આવા વરને અવશ્ય વરવું જોઈએ તેથી યોગ્ય જ થાય છે. જેમ પિતા વરણ કરાય તે માટે વરને કન્યાની સમીપ લાવે છે તેવી રીતે દૈત્યે સમીપ લાવ્યું . નીચેના શ્લોકથી તેઓના મનોરથ જણાવે છે.(૩૪)

એ પ્રમાણે કુશલ પૂછીને નીચેના શ્લોકથી સાન્તવન કરે છે. (૩૪)

**भूयात् पतिरयं मह्यं धाता तदनुमोदताम् ।**
**इति सर्वाः पृथक् कृष्णे भावेन हृदयं दधुः ॥३५॥**

मह्यमिति प्रत्येकम् । ब्रह्माण्डे संवत्सरात्मकस्य प्रजापतेरधिकारो दत्त तदनङ्गीकारे पितुराज्ञाभाव इव वरणं न सम्भवतीति तदनुज्ञां प्रार्थयन्ति धाता

तदनुमोदतामिति । सर्वासामेक एव भावः । स तु पृथक्, न तु प्रत्येकपर्यवसायी । कृष्ण इति तासांप्रियः । भावेन आकाङ्क्षया पतिरयं भवत्विति । श्रद्धया वा रसाधारभूतभावेन वा । हृदयं दधुरिति । तत्रैव स्थिरीकृतवत्यः ॥३५॥

शरीरमतः परं भावाधिष्ठानं भगवदीयं कर्तुं तासामशक्तिरित भगवांस्तत्सम्पादितवानित्याह ता प्राहिणोदिति ।

<u>શ્લોકાર્થ - ૩૫ :</u> *આ મારા પતિ થાઓ ! પ્રજાપતિ તેનું અનુમોદન કરો. એવા ભાવથી બધીઓએ શ્રીકૃષ્ણમાં પોતાનું હૃદય સ્થાપ્યું. (૩૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી:</u> 'મારા' એટલે દરેકનો વિચાર કરેલો છે. બ્રહ્માંડમાં સંવત્સરરૂપ પ્રજાપતિને અધિકાર આપેલો હોવાથી તે સંમતિ ન આપે તો પિતાની આજ્ઞા ન મળી હોય તેની પેઠે વરણ કરવાનું સંભવતું નથી. તેથી 'પ્રજાપતિ તેનું અનુમોદન કરો. શબ્દોથી સંમતિની પ્રાર્થના કરે છે. બધીઓનો ભાવ એક જ હતો. 'શ્રીકૃષ્ણ' શબ્દથી તે ભગવાન તેઓને પ્રિય હતા. 'ભાવથી' એટલે 'આ પતિ થાઓ' એવી ઇચ્છાથી અથવા શ્રદ્ધાથી અથવા સસ્તો આધાર બનેલ ભાવથી પોતાનું હૃદય શ્રીકૃષ્ણમાં સ્થાપ્યું.(૩૫)

હવે પછી જેમાં ભાવ રહેલ તે શરીર ભગવાનનું કરવાની તેમનામાં શક્તિ નહિ હોવાથી ભગવાને તે કાર્ય કર્યું તે હવે કહે છે.

**ताः प्राहिणोद्द्वारवतीं सुमृष्टविरजोम्बरैः ।**
**नरयानैर्महाकोशं रथाश्वद्रविणं महत्॥३६॥**

द्वारवतीमिति । तासामभिलषितार्थस्थानम् । द्वारं हि तद्भगवत्स्थानगमने । सुमृष्टविरजोम्बरैः कृत्वा नरयानैर्दोलाभिः । न केवलं स्त्रीरत्नान्येव प्रेषितवान्, किन्त्वन्यान्यपि, रत्ननानीति वक्तुमाह महाकोशमिति । महान्तं रत्नादिकोशम् । रथाश्वद्रविणमिति । त्रिविधमुत्तमं धनं प्रेषयामासेति सम्बन्धः । तेषामपि प्रेषणे हेतुः महदिति । महदन्यत्र स्थापितमल्पस्यानिष्टं करोतीति ॥३६॥

विशेषतः स्वार्थमेव गजान् प्रेषितवानित्याह एरावतकुलेभांश्चेति

શ્લોકાર્થ - ૩૬ : સારી રીતે ધોયેલાં સ્વચ્છ વસ્ત્રોવાળી તેઓને પાલખીઓમાં દ્વારકા મોકલી અને મોટો ખજાનો રથો, અશ્વો અને દ્રવ્યરૂપી ધન દ્વારકા મોકલ્યાં.(૩૬)

ભાવાર્થ, સુબોધિનીજી: 'દ્વારકા' એટલે ભગવાનનું સ્થાન. ત્યાં જવામાં દ્વારકા દ્વાર છે.આવી રીતે ધોયેલાં સ્વચ્છ વસ્ત્રોવાળી કરીને પાલખીઓમાં તેઓને મોકલી. તેમને એકલીને જ મોકલી એવું નહિ પણ બીજા પણ રત્નો મોકલ્યાં. મોટો ખજાનો મોકલ્યો એમ કહેલું છે. રત્ન વિગેરેનો મોટો ખજાનો મોકલ્યો. રથો, અશ્વો અને દ્રવ્ય એમ ત્રણ પ્રકારનું ધન મોકલ્યું. 'ઘણું' શબ્દથી કહેલું છે. કારણકે ધન બીજે સ્થળે રાખેલું હોય તે હલકા પુરૂષને દુઃખ ઉત્પન્ન કરે છે.(૩૬)

ખાસ કરીને પોતાને માટે જ હાથીઓ મોકલ્યા તે કહે છે.



**ऐरावतकुलेभांश्च चतुर्दन्तांस्तरस्विनः ।**
**पाण्डुरांश्च चतुःषष्टिं प्रेषयामास केशवः ॥३७॥**

यस्मिन् कुले ऐरावत उत्पन्नः तत्कुलोत्पन्नाः । तेषामितरवैलक्षण्यामह । चतुर्दन्तानिति रूपवैलक्षण्यम् । तरस्विन इति स्वभाववैलक्षण्यं च । नकारादुच्चैःश्रवसः कुलप्रसूतान् अश्वानपि प्रेषयामासेति । पाण्डुरानन्यांश्च । चतुर्दन्तत्वं वेगपत्त्वं च मृगादिजातिष्वपि वर्तत इति तद्व्यावृत्त्यर्थं पाण्डुरत्वम् । अन्येऽप्येतादृशा एव, तैः सह निर्दिष्टत्वात्परमं वैजात्यं भेदकम् । तत्र दन्तादिषु वैलक्षण्यं कल्प्यम् । चतुःषष्टिमिति कलारूपत्वं तेषां बोधितम् । केशव इति । महादेवभक्तत्वात्तद्द्वारेणैतावत्त्वं तस्य जातकलारूपत्वं तेषां बोधितम् । केशव इति । महादेवभक्तत्वात्तद्द्वारेणैतावत्त्वं तस्य जातमिति कदाचिन्महादेवोऽतुष्टो भवेदित्याशङ्क्याह केशव इति । केशयोरपि सेव्यः ॥३७॥

ततस्तत्रत्यं कार्यं कृत्वा यदर्थमागत इन्द्रप्रेरणया तत्कृतवानित्याह गत्वेति ।

શ્લોકાર્થ - ૩૭ : કેશવે ચાર દાંતવાળા ઝડપવાળા ઐરાવતના કુલમાં ઉત્પન્ન થયેલા હાથીઓ અને સફેદ ચોસઠ મોકલ્યાં. (૩૭)

ભાવાર્થ, સુબોધિનીજી: જે કુલમાં ઐરાવત ઉત્પન્ન થયેલો તે કુલમાં

ઉત્પન્ન થયેલા હાથીઓ મોકલ્યા. 'ચાર દાંતવાળા' વિશેષણથી સ્વરૂપનો ભેદ કહેલો છે. 'ઝડપવાળા' વિશેષણ સ્વભાવનો ભેદ કહેલો છે. 'ચ અને' શબ્દથી ઉચ્ચૈકાવાના કુલમાં જન્મેલા સફેદ અશ્વો પણ મોકલ્યા. 'સફેદ' વિશેષણથી બીજા પણ આવાજ હતા કારણ કે તેમની સાથે જ કહેલા છે. 'ચોસઠ' શબ્દથી તે મહાદેવનો ભક્ત હોવાથી તેમના વરદાનને લીધે આટલો વૈભવવાળો થયેલો તેથી તે દ્વારકાં મોકલાવાથી મહાદેવ અપ્રસંદ થાય એવી શંકા કરીને 'કેશવ' એમ કહેલું છે. કેશવની સેવા બ્રહ્મા અને મહાદવે પણ કરવા યોગ્ય છે. (૩૭)

પછી ત્યાં પ્રાગજ્યોતિપુરનું કાર્ય કરીને, જે કાર્ય માટે ઇંદ્રની પ્રેરણાથી ભગવાન પધારેલા. તે તેમણે કર્યું તે કહે છે.

**गत्वा सुरेन्द्रभवनं दत्वादित्यै च कुण्डले ।**
**पूजितस्त्रिदशेन्द्रेण सहेन्द्राण्या च सप्रियः ॥३८॥**

**सुरेन्दभवनं** स्वर्गस्थानम्, तत्रैव स्थितायै अदित्यै कुण्डले दत्वा । अदित्या भोगरूपं तत्रास्ते । कियारूपा त्वंशेन देवकी जाता । चकारादिन्द्रायापि छत्रादिंक दत्तवान् । ततस्त्रिदशेन्द्रेण पूजितः । त्रिदशपदं तेषां जरामृत्युरहितानामिन्द्रेण तेभ्योपि परमैश्वर्यदानसमर्थेन स्वामित्वेन पूजित इति भगवदुत्कर्षः सत्यभामायै प्रदर्शितः । सभार्यो भगवान् गत इति सभार्येणैव पूजितः । अन्यथा लोके विरुद्धमिव भवेत् । पूजायां सत्यभामाय वा न प्रवेशः स्यात् । चकाराद्देवैः देवपत्नीमिश्च । ननु भगवान् सर्वेश्वर इतीन्द्रादिभिः पूज्यते, सत्यभामा कथं पूजितेत्याङ्कयाह सप्रिय इति । प्रियया सहितः । भगवत्प्रियत्वात् सापि पूजिता । अन्यथा भगवान् प्रीतो न भवतीति ॥३८॥

ततः स्त्रीगोष्ठयां शच्या सह वार्तायां पारिजातपुष्पाकाङ्क्षायां मनुष्यत्वेन शच्या अपकर्षे निरूपिते बहिर्मुखाया वचनमसहमानया प्रार्थितो भगवान् पारिजातमानीतवानित्याह नोदित इति।

શ્લોકાર્થ - ૩૮ : સુરેન્દ્રના ભવને જઇને અને અદિતિને કુંડલો આપી વળી

*પ્રિયા સહિત ભગવાન ઈંદ્રાણી સાથે ત્રિદશોના ઈંદ્રથી પૂજાયા. (૩૮)*

ભાવાર્થ, સુબોધિનીજી: 'સુરેન્દ્રનું ભવન' એટલે સ્વર્ગરૂપી સ્થાન. ત્યાં રહેલી અદિતિને બે કુંડલો ભગવાને આપ્યાં. ભોગરૂપ અદિતિ ત્યાં રહે છે અને ક્રિયારૂપ અદિતિ તે દેવકી બની 'ચ અને' શબ્દથી ઈંદ્રને પણ છત્ર આપ્યાં. પછી ત્રિદશોના ઈંદ્રથી ભગવાન પુજાયા. ઘડપણ અને મૃત્યું જેને નથી તેવા દેવોના ઈંદ્રે સ્વામી તરીકે ભગવાનની પૂજા કરી. એવી ભગવાનની સરસાઈ સત્યભામાને દર્શાવી. ભગવાન પત્ની સાથે પધારેલા તેથી પત્ની સાથે ઈંદ્રે તેમની પૂજા કરી. તેમ ન કરે તો લોકમાં વિરૂધ્ધ જેવું થાય. તેથી 'ચ' વળી શબ્દથી દેવોએ અને તેમની સ્ત્રીઓએ પૂજા કરી.

ભગવાન સર્વના ઈશ્વર હોવાથી ઈંદ્ર તેમની પૂજા કરે પણ સત્યભામાની પૂજા કેમ કરી? એવી શંકા થાય તેથી 'પ્રિયાસહતિ' શબ્દ યોજેલ છે. સત્યભામા ભગવાનની પ્રિયા હોવાથી તેમની પણ પૂજા કરી. જો તેમ કરવામાં ન આવે તો ભગવાન પ્રસન્ન ન થાય. (૩૮)

પછી સત્યભામાએ સ્ત્રીઓની વાતચીતમાં પારિજાત પુષ્પની ઇચ્છા દર્શાવતાં. મનુષ્ય તરીકે શચીએ તેમની હલકાઈ જણાવતાં ભગવાન પારિજાત વૃક્ષ લઈને ગયા તે કહે છે.

**नोदितो भार्ययोत्पाट पारिजातं गरुत्मति।**
**आरोप्य सेन्द्रान् विबुधान्निर्जित्योपानयत्पुरम् ॥३९॥**

ततो भगवान् पारिजातसमीपे गत्वा सभार्यो गरुडारूढः तं पारिजातमुत्पाटय नरकगृहवत्तत्रापि भगवति विद्यमाने सर्वोत्कृष्टं स्थातुमयुक्तमिति तत्पुनर्गरुडे समारोप्य सोम इव भूमावानीतवान् । तदिन्द्रादीनामनभिप्रेतमिति सेवका लीलानुसारेणैव स्वामिनः स्वकार्यं कर्तुं युक्ता इति सिद्धान्तमज्ञात्वा अस्मभ्यं दत्तं कथं हरतीति समागता युद्धं कर्तुम् । तदा सेन्द्रान् विबुधान् जित्वा तेषां प्रतिबन्धं निराकृत्य पुरं द्वारकामुपानयत् । न तु मध्ये त्यक्त्वा समागतो, दत्वा वा प्रार्थनायां कदाचिन्नानयेत् । मतान्तरभाषेयमिति पूर्वमेवावोचाम ॥३९॥

ततः स्त्रीवाक्यात् स्यर्थमेव तत्समानीतमिति ज्ञापयितुं सत्यभामावा गृहे स्थापितवान्त्याह स्थापित इति ।

શ્લોકાર્થ - ૩૯ : પત્નીએ પ્રેરેલા ભવગાન પારિજાતને ઉખાડી, ગરૂડ પર મૂકીને ઇંદ્ર સહિત દેવો ઉપર વિજય મેળવી તેને પોતાના નગર લઇ ગયા.(૩૯)

ભાવાર્થ, સુબોધિનીજી: પછી ભગવાન પારિજાત વૃક્ષની સમીપ જઇ પત્ની સહતિ ગરૂડ પર બેસી પારિજાતને ઉખાડી પાછું સહિત ગરૂડ પર મૂકી સોમની પેઠે ભૂમી ઉપર લઇ આવ્યા. આ કાર્ય ઇંદ્રને ગમતું ન હોવાથી સેવકોએ સ્વામીની લીલાને અનુસરીને પોતાનું કાર્ય કરવું યોગ્ય છે. એવો સિદ્ધાંત જાણ્યા વિના અમને આપેલું પારિજાત કેમ લઇ જાય છે? એવા અભિપ્રાયથી ભગવાન સામે યુદ્ધ કરવા આવ્યા. ત્યારે ઇંદ્ર સહીત દેવો ઉપર વિજય મેળવી અડચણ દૂર કરી ભગવાને તેને દ્વારકાનગર લઇ ગયા. પરંતુ તેને રસ્તામાં છોડી દઇ દ્રારકા પધાર્યા નહિ. જો તેઓએ પ્રાર્થના કરી હોત તેમને આપીને દ્વારકા લાવ્યા ન હોત. આ મતાંતર ભાષા છે એમ પહેલાં કહેલું છે.(૩૯)

તેથી સ્રીના વચનને લીધે તે આણેલું હતું તેને સત્યભામાના આંગણમાં રોપ્યું તે નીચેના શ્લોકથી કહે છે.

**स्थापितः सत्यभामाया गृहोधानोपशोभन : ।**
**अन्वगुर्भ्रमराः स्वर्गात्तद्गन्धासवलम्पटाः ॥४०॥**

गृहमुधानं च उप समीपे शोभयतीति । उभयोः शोभनं वा यस्मादिति गृहोधानोपशोभनः । गृहोधानयोर्मध्ये स्थापितः । तस्य पारिजातस्य सर्वोत्कर्षमाह अन्वगुर्भ्रमराः स्वर्गादिति । स्वर्गमपि परित्यज्य तस्य यो गन्धः आसवः, रसश्च गन्ध एव वा, आसवो मादकः, तस्मिन् लम्पटाः विवेकेनापि तत्त्यागासमर्थाः । किञ्च । नाम्ना ते भ्रममरणयुक्ताः, स्वर्गे तु तदुभयाभावः । तथापि समागता इति विषयोत्कर्ष उक्तः ॥४०॥

अस्मिन्नपि मते भगवत्कृतमेव युक्तम्, नत्विन्द्रकृतमिति तत् कृतं निन्दति ययाच इति।

<u>શ્લોકાર્થ -૪૦</u> : *સત્યભામાના ઘર અને ઉદ્યાનમાં શોભવનાર તેને રોપ્યું. તેની ગંધ અને રસમાં લંપટ ભમરો સ્વર્ગમાંથી તેની પાછળ આવ્યા હતા.(૪૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી:</u> ઘર અને ઉદ્યાનને શોભાવે તે સમીપમાં રહી તે ઘર અને ઉદ્યાનને શોભાવનાર ઘર અને ઉદ્યાનના વચ્ચે તેને રોપ્યું. તે પારિજાતનું ઉત્તમપણું પહેલાં કહેલ છે. સ્વર્ગનો પણ ત્યાગ કરીને જ ગંધ અને આસવ તેમાં લંપટ થયેલા તેને ત્યાગ કરવાને અસમર્થ ભમરાઓ તેમની પાછળ આવ્યા. વળી નામથી અને ભ્રમવાળા અને મરણવાળા છે. સ્વર્ગમાં તો તે બંને નથી. છતાં પણ તેને ત્યજીને તેની પાછળ આવ્યા. એમ પારિજાતનું ઉત્તમપણું જણાવેલ છે. (૪૦)

આ મત પ્રમાણે ભગવાને કહેલું યોગ્ય જ છે. પરંતુ ઈંદ્રે કહેલું યોગ્ય નથી તે નીચેના શ્લોકથી કહે છે.

**ययाच आनम्य किरीटकोटिभिः पादौ स्पृशन्नच्युतमर्थसाधनम् ।**
**सिद्धार्थ एतेन विगृह्यते महानहो सुराणां च तमो धिगाढ्यताम् ।।४१।।**

य इन्द्रः अच्युतमर्थसाधनं ययाचे, पश्चत् सिद्धार्थः सन् अर्थसाधकेनैव विगृह्यते । प्रसङ्गाद्याचनं वारयति आनम्येति । प्रार्थनारूपम् । ननु मान्यः नमस्कृत्य याच्यते प्रसङ्ग इति, तत्राह किरीटकोटिभिः पादौ स्पृशन्निति । स्वापकर्षं भावयन्नपि ययाचे । किञ्च । स्वयमसमर्थः भगवान् समर्थः नरकं हन्तुमिति जानन् तथा प्रार्थितवानिति अभिप्रायं द्योतयति अच्युतमिति । अर्थस्य साधनं यस्मादिति । तस्मादेव कार्यसिद्धिः । समर्थोऽपि नान्यः कार्यं करोति । एवं महत्वेन भगवन्तं ज्ञात्वापि, पराक्रमं दृष्ट्वापि, स्वयं महानपि विगृह्यते । ननु कथं कारण विरुद्धं कार्यम्, तत्राह अहो इति । तथाप्युपपत्तिवक्तव्येति चेत्, तत्राह सुराणां च तम इति । सात्त्विकानां ज्ञानप्रधानानां केवलतमोरूपमज्ञानमिति । विरुद्धमनूद्य अर्थादाढ्यताहेतुत्वेन निरुच्येत । अत एव तां निन्दति धिगाढयातामिति । श्रीसम्पत्तिरेवाज्ञान मूलमप्रतिहतम्, नत्वन्यत्, तत्र

सुरत्वादिकं बाधकमित्यर्थः ॥४१॥

शौर्यवेशं परित्यज्य कामावेशेन, अनन्तरूपत्वात्कामस्य, तत्तत्पूरकरूपेण तासु विवाहरतिमातानि सम्पादितवानित्याह त्रिभिः ।

<u>શ્લોકાર્થ-૪૧ :</u> *મુકુટની ટોચોથી ચરણને સ્પર્શ કરતાં પ્રણામ કરીને ઇંદ્રે અચ્યુતની યાચના કરેલી. કાર્ય પાર પાડતા તે મોટાએ આમની સાથે વિગ્રહ કર્યો. અહો !(૪૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી:</u> જે ઇંદ્રે કાર્ય કરી આપનાર અચ્યુતની યાચના કરેલી તેને પાર પાડતાં પાછળીથી તેની સાથે વિગ્રહ કર્યો. 'પ્રણામ કરીને' શબ્દથી જણાવેલું છે. પ્રસંગે માન આપવા યોગ્ય પુરૂષ પાસે નમસ્કાર કરીને યાચના કરવામાં આવે છે. એવી શંકા થાય તેથી 'મુકુટની ટોચોથી ચરણનો સ્પર્શ કરતાં' શબ્દો યોજેલા છે.

વળી ઇંદ્ર નરકાસુરને હણવા શક્તિમાન ન હતો અને ભગવાન શક્તિવાળા હતા. એમ જાણીને તેને ભગવાની પ્રાર્થના કરી. એ 'અચ્યુત' શબ્દથી દર્શાવેલ છે. તેમનાથી કાર્ય પૂરૂં પડયું. એ પ્રમાણે બહાદુર તરીકે જાણવા છતાં, તેમનું પરાક્રમ જોઇને પણ પોતે મોટો હોવા છતાં, પણ વિગ્રહ કર્યો. કારણથી વિરૂદ્ધ કાર્ય કેમ થયું? એવી શંકા થાય તેથી અહો ! શબ્દથી આશ્ચર્ય દર્શાવેલ છે. છતાં પણ કારણ વગર કાર્ય થવાની યોગ્યતા કહેવી જોઇએ એવો વિચાર થાય તેથી 'દેવોને પણ અજ્ઞાન છે' શબ્દો યોજેલ છે. જ્ઞાન જેઓમાં મુખ્ય છે તેવા સાત્વિકોને પણ કેવળ તમોરૂપ અજ્ઞાન હોય છે. તેથી 'ધનવાનપણાને ધિક્કાર હો ! શબ્દોથી તેની નિંદા કરી છે.

લક્ષ્મીની જ પ્રાપ્તિ જ ન હઠાવી શકાય તેવું અજ્ઞાનનું મૂલ છે. પરંતુ બીજુ કાંઇ તેવું નથી. તે પ્રસંગે દેવ હોવાપણું દુઃખ કરનારાં છે એવો અર્થ છે. (૪૧)

શૌર્યના આવેશનો ત્યાગ કરીને કામના આવેશવાળા ભગવાને કામના અનંતરૂપો હોવાથી તે સ્ત્રીઓને વિવાહ રત્તિ અને માન પ્રાપ્ત કરાવ્યા. એમ નીચેના શ્લોકથી કહે છે.




**अथो मुहूर्त एकस्मिन्नानागारेषु ताः स्त्रियः ।**
**यथोपयेमे भगवांस्तावद्रूपधरोऽव्ययः ॥४२॥**

**अथो इति । एकस्मिन्नेव मुहूर्ते सर्वतः समानफलत्वाय । कामनायास्त-द्यात्वात् । नानागारेषु ताः स्थापयित्वा यथावदुपयेमे । दृष्टिभ्रमादिपक्षान् वारयितुमाह तावद्रूपधर इति । तत्र सामर्थ्यं भगवानिति । रूपाणामप्यविकृतत्वाय अव्यय इति । यथा गृह्योक्तप्रकारेण ॥४२॥**

**विवाहमुक्त्वा रमणमाह गृहेष्विति ।**

<u>શ્લોકાર્થ -૪૨ :</u> પછી એક મુર્હુતમાં જુદાજુદા ઘરોમાં તે સ્ત્રીઓને તેટલા રૂપો ધારણ કરનાર વિકાર વિનાના ભગવાન શાસ્ત્રવિધિથી પરણ્યા. (૪૨)

<u>ભાવાર્થ, સુબોધિનીજીઃ</u> સર્વ સ્ત્રીઓની કામના સરખી હોવાથી સર્વ પ્રકારે સરખું ફલ પ્રાપ્ત થાય તે માટે એકજ મુર્હુતમાં જુદાજુદા ઘરોમાં તે સ્ત્રીઓને રાખીને શાસ્ત્રવિધિથી પરણ્યા. દષ્ટિના ભ્રમને લીધે એમ જણાયું ન હતું. 'તેટલા રૂપો ધારણ કરનાર' વિશેષણથી કહે છે. 'ભગવાન' શબ્દથી તેનું સામર્થ્ય કહેલું છે.

'વિકાર વિનાના' શબ્દથી તે રૂપો વિકારવિનાના હતા. ગુહ્યસૂત્રમાં કહેલા પ્રકારથી કહેલ છે. (૪૨)

વિવાહનું વર્ણન કરીને નીચેના શ્લોકથી રમણનું વર્ણન કરે છે.

**गृहेषु तासामनपाय्यतर्क्यकृन्निरस्तसाम्यातियेष्वव स्थितः ।**
**रेमे रमाभिर्निजकामसंप्लुतो यथेतरो गार्ह(क)मेधिकांश्चरन् ॥४२॥**

**तासां गृहेषु अनपायी नित्यं तिष्ठति । ता हि प्रमाणस्थकामानुसारेण न विवाहिताः, किन्तु प्रमेयस्थानुसारेण । स हि पुष्टः निरन्तरश्च नित्यरमणात्मकः । अतो विवाहक्षणमारभ्य यावत्स्थिति नित्यरमणमेव तासु कृतवान् । विधिपरिपालनार्थमेव दश पुत्रोत्पादनम्, तदत्र न वक्तव्यम्, कामप्राधान्यात् । उत्पादने हि कामः क्षीयत इति । ननु निरन्तररमणे बहूनि दूषणानि, कार्यान्तरे**

व्याघातः, लोकानां सन्देहोत्पत्तिः, परस्परं तासामन्योन्यगोष्ठ्यां सन्देहः, तत्राह अतर्क्यकृदिति । यथा न कोऽपि तर्क उत्पद्यते कस्यापि, तथा करोति । लोकप्रतीतिमेव विरोधेऽन्यथा जनयति । बहून्येव रूपाणीति केनचिद्रूपेणान्यत्रापि गच्छति । परमत्र विशेषकार्यं न करोति । अतः शाल्वादिषु विद्यमानोऽपि न युद्धं कृतवान् । कामार्थमेव स्थित इति कामसम्पत्त्यतर्थं गृहान् वर्णयति निरस्तसाम्यातिशयेष्विति । स्वर्गादिष्वपि (न) महिषीगृहाणां साम्यमतिशयो वा क्वचिदप्यस्ति । स्वयं चावस्थितः स्थिरः । वैयग्र्ये अस्थैर्ये च संततः कामः बाधितः स्यात् । एवं सर्वोपपत्तौ ताभिः सह रेमे । ननु भगवान् निरिन्द्रियः, ब्रह्मानन्दरूपायां लक्ष्म्यामेव रमते, नत्वन्येत्रति कथं रमणमित्याशङ्क्याह रमाभिरिति । यावन्ति भगवद्रूपाणि तावन्त्येव लक्ष्मीः करोतीति तासु लक्ष्म्यास्तावतां रूपाणामावेशः । एवं करणे हेतुः । निजकामेन संप्लुत इति । सेनायामागतायां कामोऽप्याविर्भूतः । जीवकामव्युदासार्थं निजपदम् । एवं सति तासां सङ्कल्पो न सिध्यदित्याशङ्क्याह यथेतर इति । केवलप्राकृतत्वं वारयति गार्हमेधिकांश्चरन्निति । गृहमेधिधर्मानाचतन् श्रौतान् स्मार्तांश्च ॥४३॥

तासां मानसम्पत्तिं कृतवानित्याह इत्थमिति ।

<u>શ્લોકાર્થ - ૪૩ :</u> *જેમની સમાન અથવા જેમનાથી અધિક બીજા કોઇ નથી. તેવાં તેઓના ઘરમાં નિરંતર સ્થિર રહેતાં, ન વિચારી શકાય તેવા કાર્યો કરનાર, નિજ કામથી ભરપુર ભગવાન જેમ બીજો જીવ ગૃહસ્થના ધર્મોનું આચરણ કરતાં રમણ કરે તેમ તે લક્ષ્મીઓ સાથે રમણ કરતા હતા. (૪૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી:</u> તેઓના ઘરમાં ભગવાન નિરંતર રહેતા હતા. કારણ કે પ્રમાણને અનુસરનારા કામ પ્રમાણે તેઓની સાથે વિવાહ કરેલ ન હતા. પરંતુ પ્રમેયને અનુસરનારા કામ પ્રમાણે કામ પુષ્ટ અને સદા ચાલુ રહેનાર નિત્ય રમણરૂપ છે. તેથી વિવાહની ક્ષણથી આરંભી જયાંસુધી તેઓની સ્થિતિ રહી ત્યાં સુધી તેઓની સાથે નિત્ય રમણ કર્યું. વિધિ શાસ્ત્ર મુજબ દશ પુત્રો

ઉત્પન્ન કરવાના હોય છે. તે અહીં કામનું પ્રધાનપણું હોવાથી કહેવા યોગ્ય નથી. કારણ કે પુત્રો ઉત્પન્ન કરવામાં આવે ત્યારે કામ ઓછી થાય છે.

નિરંતર રમણમાં ઘણા દોષો છે. (૧) બીજા કાર્યમાં વિઘ્ન થાય. (૨) લોકને સંદેહ થાય. (૩) બધી પત્નીઓને વાતચીતમાં પરસ્પર સંદેહ થાય. 'તેથી ન વિચારી શકાય તેવાં કાર્ય કરનાર' શબ્દ યોજેલ છે. જેમ કોઈને પણ કોઈ સંદેહ ઉત્પન્ન ન થાય તેમ ભગવાન કરે છે. વિરોધ હોય ત્યાં લોકાનું જ્ઞાન જુદા પ્રકારનું ઉત્પન્ન કરે છે. ભગવાનના ઘણા રૂપો હોવાથી કોઈક રૂપથી બીજે સ્થળે પણ પધારે છે. તેથી ભગવાન દ્વારકામાં હોવા છતાં શાલ્વ વિગેરે સાથે યુદ્ધ કર્યું નહિ.

ભગવાન ત્યાં કામ માટે જ રહેલા હોવાથી કામની વૃદ્ધિ થાય તે માટે 'જેમની સમાન અધિક બીજા કોઈ નથી' વિશેષણથી તે ઘરોનું વર્ણન કરે છે. સ્વર્ગમાં પણ આવું મહારાણીઓની ઘરની સમાનતા કાંઈ સ્થળે નથી. ભગવાન પોતે સ્થિર રહેલા છે. વ્યગ્રપણું મન હોય તો કામમાં અડચણ થાય એ પ્રમાણે સાધનો પ્રાપ્ત થતાં રમણ તેઓની સાથે કર્યું. ભગવાન ઈંદ્રિય વગરના છે અને બ્રહ્માનંદરૂપ લક્ષ્મી સાથે જ રમણ કરે છે. પરંતુ બીજે સ્થળે બીજી સ્ત્રી સાથે રમણ કરતા નથી. એવી શંકા થાય તેથી 'લક્ષ્મીઓ સાથે' શબ્દ યોજેલ છે. જેટલાં ભગવાનના રૂપ છે તેટલાં રૂપો લક્ષ્મી કરે છે. એ જણાવવા 'નિજ કામથી ભરપુર' વિશેષણ કહેલું છે. આ જીવનો કામ નથી એમ જણાવવા 'નિજ' પદ યોજેલું છે. એમ હોય તો તેઓનો સંકલ્પ સિદ્ધ થાય નહિ! એવી શંકામાં જેમ બીજે જીવ ગૃહસ્થના ધર્મોનું આચરણ કરતાં રમણ કરે તેમ' એવું દષ્ટાંત આપેલું છે. 'ગૃહસ્થના ધર્મોનું આચણ કરતાં' જેમ જીવ રમણ કરેએવો અર્થ છે. (૪૩)

નીચેના શ્લોકમાં ભગવાને તેઓનું માન વધાર્યું અથવા બે શ્લોકથી ભગવાનનું ચરિત્ર કહ્યું. એક ચરિત્ર કામરસથી કર્યું અને બીજુ ભક્તિથી કર્યું તે હવે કહે છે.

**इत्थं रमापतिमवाप्य पतिं स्त्रियस्ता।**
**ब्रह्मादयोऽपि न विदुः पदवीं यदीयाम्।**



भेजुर्मुदाऽविरतमेधितयानुराग-
हासावलोकनवसङ्गमजल्पलज्जाः ॥४४॥

अथवा द्वाभ्यां भगवच्चरित्रमुक्तम् । तथाकरणानन्तरं ताभिरप्येकं कामरसेन कृतम्, एकं तु भक्त्येत्याह द्वाभ्याम्, इत्थमिति । रमाया एव भगवान् पतिः, नत्वन्यासम् । तद्दासाः जीवा एवान्यासाम् । तं पतिं स्वयमवाप्य । पूर्वं बन्धा गृहीतास्ताः । बन्धिग्रहणं तासामुपकारायैव जातमिति । अविरतमेधितया मुदा भगवन्तं भेजुरिति सम्बन्धः । निरन्तरं सेवितवत्यः । ननु किमाश्चर्यं स्त्रियो हि भर्तृसेवां कुर्वन्त्येवेति चेत्, तत्राह ब्रह्मादयोऽपि न विदुः पदवीं यदीयामिति । मार्गमेव भगवतो न जानन्ति, कुतः सेवां करिष्यन्ति । अभिप्रेता हि सेवा कर्तव्या । अभिप्रायस्तु दुर्गमः । तदपि जात्वा सेवां कृतवत्य इत्यंलौकिकं बोध्यते । तत्रापि न विधिकिङ्करतया, किन्तु मुदा । औत्सुक्यान्मुदः प्रवृत्तिं वारयति अविरतमेधितयेति । भगवति तासां षड्भावानाह अनुरागेति । अन्यथा भक्तिरस एव स्यात्, न कामरसः । प्रथमतोऽनुरागः चिते । ततो हासः भावप्राकट्यम् । ततोऽवलोकनं दृष्ट्चा सङ्गः । ततो नवसङ्गमो नित्यम् । नित्यनूतनत्वाद्भगवतः । ततो जल्पाः नानाविधाः कथाः । तत उत्थितानां लज्जा कुलवधुभावप्राकट्यम् । अन्यथा अगुप्तो रसः रसाभासः स्यात् । जातलज्जा इति पाठः सुगमश्चिन्त्यः ॥४४॥

<u>શ્લોકાર્થ -૪૪ :</u> *જેમના માર્ગનું જ્ઞાન બ્રહ્માને પણ થયું નથી તેવા લક્ષ્મીપતિને આવી રીતે પતિ તરીકે પ્રાપ્ત કરીને પ્રેમ, હાસ્ય, અવલોકન, નવો સંગ, વાતચિત અને લજ્જાવાળી તે સ્ત્રીઓએ નિરંતર વધતા જતા આનંદથી તેમની સેવા કરી.(૪૪)*

<u>સુબોધિનીજી; ભાવાર્થ :</u> ભગવાન લક્ષ્મીના પતિ છે પણ બીજી સ્ત્રીઓના પતિ નથી. તેમના દાસો જીવો જ બીજાના પતિ છે. તે લક્ષ્મીના પતિને પોતે પ્રાપ્ત કરીને તેમની સેવા કરી. પહેલાં તો તે કેદી તરીકે પકડાયેલી હતી. તેઓના ઉપકાર માટે જ આ થયું એવો અર્થ છે.

નિરંતર વધતા જતા આનંદથી ભગવાનની સેવા કરી. તેઓએ નિરંતર સેવા કરી. એમાં આશ્ચર્ય શું ? કારણ કે સ્ત્રીઓ પતિની સેવા કરે છે જ. એવી શંકા થાય તેથી 'જેમના માર્ગનું બ્રહ્માને પણ જ્ઞાન થયું નથી' શબ્દો યોજેલ છે. બ્રહ્મા ભગવાનના માર્ગને જાણતા નથી. તો પછી તે તેમની સેવા ક્યાંથી કરશે? કારણ કે ભગવાને ઈચ્છેલી સેવા કરવી જોઈએ. પણ તેમની ઈચ્છા જાણવી દુર્લભ છે. તેમની ઈચ્છા જાણીને તે સ્ત્રીઓએ તેમની સેવા કરી. આ તેઓનું અલૌકિક કાર્ય જણાવેલ છે. તેમાં પણ વિધિ પ્રમાણે સેવા કરી નહિ પરંતુ આનંદથી કરી. 'નિરંતર વધતા જતા આનંદથી' શબ્દોથી કહેલ છે. પ્રેમ વિગેરે ભગવાન તરફના તેઓના છ ભાવો કહે છે. તેવા ભાવો ન હોય તો ભક્તિરસ જ થાય. કામરસ ન થાય. (૧) આરંભમાં ચિત્તમાં પ્રેમ હતો. (૨) પછી હાસ્ય (૩) પછી અવલોકન એટલે દષ્ટિથી સંગ થતો. (૪) નિત્ય નવો સંગ કારણ કે ભગવાન નિત્ય નવા છે. (૫) પછી ભાતભાતની વાતચીત (૬) પછી ઉભી થયેલીને લજ્જા થતી ન હોય તો છુપો નહિ રાખેલ રસ રસાભાવ થાય. લજ્જા થયેલી છે. જેઓને એવો પાઠ જણાય છે. (૪૪)

કરેલ ચરિત્ર કહે છે.

**प्रत्युद्गमासनवरार्हणपादशौचताम्बूलविश्रमणवीजनगन्धमाल्यैः ।**
**केशप्रसारशयनस्नपनोपहार्यैर्दासीशता अपि विभोर्विदधुः स्म दास्यम् ॥४५॥**

दूरादागच्छन्तं दृष्ट्वा यथाकथञ्चिदपि स्थिताः प्रत्युद्गता भवन्ति । अग्रे गच्छन्ति । तत आसनं भगवते प्रयच्छन्ति । ततो वरार्हणमभीष्टं कुर्वन्ति, यदाज्ञापयति । वरस्य पादप्रक्षालनम्, ततस्ताम्बूलदानम्, ततो विश्रमणं पादसंवाहनम्, ततो वीजनं व्यजनादिभिः, ततो गन्धमाल्यादिदानम्, ततः स्वेच्छयोपविष्टस्य माल्यादिग्रथनार्थं केशप्रसारः, ततोगन्धमाल्यादिदानम्, ततो विश्रमणं पादसंवाहनम्, ततो वीजनं व्यजनादिभिः, ततो गन्धमाल्यादिदानम्, ततः स्वेच्छयोपविष्टस्य माल्यादिग्रथनार्थं केशप्रसारः, ततः शयनम्, ततः कामे तृप्ते स्नपनम्, तत उपहारः भक्ष्यभोज्यादिदानम् । कामार्थमेव हि स्त्रीगृहे गमनम्, न तु भोजनार्थम् । अतः कामानन्तरमेव भोजनं

युक्तम्, अन्यथोमयमपि विरसं स्यात् । एवं द्वादशधोपचाराः प्रत्यहं कर्तव्याः, द्वादशधा मनसो वृत्तिपूरणार्थम् । एवं करणे तासां क्लेशात् रसोत्पादकता न स्यादित्याशङ्क्याह दासीशता अपीति । अतस्ताभिः सुसंस्कृताः भगवतो दास्यं विदधुः । क्लिष्टो भगवानेताभिरेवं सेवित इति सापेक्षसेवां कश्चिद्ब्रूयात्, तद्व्यावृत्त्यर्थमाह विभोरिति । सर्वतः समर्थस्य । एवं सर्वासां विवाहावधिसेवान्ताः क्रिया निरूपिताः । मानापनोदनादिकं तु वक्तव्यम्, तदुत्तराध्याये रुक्मिण्युक्त्वा सर्वत्रातिदेशं वक्ष्यति। यदैव भगवान यस्मिन्नंशे तिरोहति इव भवति, तत्रैव भगवत्कृतसंमाननात् मान उत्पद्यत इति सिथतिः ॥४५॥

इति श्रीभागवतसुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीमद्वल्लभदीक्षितविरचितायां दशमस्कन्धविवरणे उत्तरार्धे दशमोऽध्यायः ॥१०॥

<u>શ્લોકાર્થ -૪૫ :</u> *તેઓને સૈંકડો દાસીઓ હોવાછતાં સામા આવવું આસન આપવું, વરને યોગ્ય ઉપચાર કરવા, ચરણ ધોવા, તાંબુલ આપવું, થાક ઉતારવો, પંખો કરવો, સુંગધી પદાર્થો અને માલાઓ આપવી, કેશ ઓળવા, શયન કરાવવું, નવરાવવું અને જમવાનું આપવું એ ક્રિયાઓથી સમર્થ પ્રભુનું તેઓએ દાસ્ય કર્યું.(૪૫)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> દૂરથી પધારતા ભગવાનને જોઈને ઉભી થઈ જતી અને સામે જતી પછી ભગવાનને આસન આપતી પછી વરને યોગ્ય જેની તેઓ આજ્ઞા કરે તેવા ઉપચારો કરતી. અથવા વિવાહ સમયે વર આવેલ હોય તેને મધુપર્ક આપવું. પ્રાણીગ્રહણ કરવા જેવા ઉપચારો કરવા. પછી ચરણ ધોતી પછી તાંબુલ આપતી. પછી થાક ઉતારતી એટલે ચરણ ચાંપતી. પછી પંખો કરતી પછી સુંગધ પદાર્થો અને માલાઓ આપતી. પછી પોતાની ઈચ્છાથી ભગવાન બેસે ત્યારે કેશ ઓળતી. પછી શયન કરાવતી પછી કામ તૃપ્ત થતાં નવરાવતી પછી જમવાનું એટલે ભક્ષણ કરાવવું કારણ કે સ્રીને ત્યાં કામ માટે જ જવાનું હોય છે. પરંતુ ભોજન માટે જવાનું હોતુ નથી. એટલે કામ તૃપ્ત થયા પછી ભોજન આપવું યોગ્ય છે. તેમ કરવામાં ન આવે તો બંને રસ વગરના થાય એવી રીતે મનની બારવૃત્તિને પૂર્ણ કરવા માટે બાર પ્રકારના

ઉપચારો દરરોજ કરવા.

એમ કરવામાં આવે તો તેઓને કલેશ થતો હોવાથી 'તેઓ રસ ઉત્પન્ન કરી શકે નહિ' એવી શંકા થાય તેથી 'સેંકડો દાસીઓ હોવા છતાં' શબ્દો યોજેલ છે. કલેશ પામેલા ભગવાનની આ સ્ત્રીઓ આ પ્રમાણે સેવા કરતી એટલે સેવા ભગવાનને જરૂર હતી એમ કોઈ કહે તેથી તેમ ન હતું એમ જણાવવા 'સમર્થ' વિશેષણ યોજેલ છે. ભગવાન સર્વરીતે સમર્થ હતા. તેથી બધી સ્ત્રીઓની વિવાહથી આરંભી સેવા સુધીની ક્રિયા જણાવી. અભિમાન દૂર કરવું તે પણ કહેવું જોઈએ. આ પછીના અધ્યાયમાં રૂક્મિણીના સંબંધમાં કહીને તે સર્વને લાગુ પડે છે એમ કહેશે. જ્યારે ભગવાન જે અંશથી તિરોહિત જવા થાય તેજ સમયે ભગવાને કહેલા માનને લીધે તેઓને અભિમાન થતું એવી સ્થિતિ હતી.

**દશમ સ્કંધ ઉત્તરાર્ધ અધ્યાય દશમો**

**રાજસ સાધન પ્રકરણ**

**સમાપ્ત**



श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।




श्रीकृष्णाय नमः ।

## एकादशोऽध्यायः ।

वाचिकस्तु तिरोभावो रुक्मिण्यामुच्यते स्फुटः ।
एकादशे निरोधार्थमन्यथा लौकिकं भवेत् ॥१॥
सर्वथा कृतसेवायाः परीक्षापि निरूप्यते ।
यथा प्राणे शरीरस्य स्थितिस्तद्वद्यथा भवेत् ॥२॥
सान्त्वनं कायिकं त्वत्र निःसम्बन्धाद्यतो भयम् ।
दोषाभावाय वाक्यं तु ईर्ष्यामात्सर्यदोषनुत् ॥३॥
निर्दुष्टायाः परिज्ञानमविरोधस्य वर्णनात् ।
निरूप्यते यतः सा हि न कुतश्चिद्भ्रमं भजेत ॥४॥
शब्दार्थयोर्विरोधः स्यात् प्रामाण्ये सर्वथैव हि ।
लक्षणायामपि तथा मुख्यार्थो बाधितो यतः ॥५॥
अतो हि भगवद्वाक्यं दुर्ज्ञेयं सर्वथा मतम् ।
यस्त्वेतस्य परिज्ञाता स न मुह्यति कर्हिचित् ॥६॥

# દશમ સ્કંધ ઉત્તરાર્ધ

## અધ્યાય અગીયારમો

કારિકાઓ :

કારિકા- ૧ : અગીઆરમા અધ્યાયમાં રૂક્મિણીના સંબંધમાં નિરોધ સિદ્ધ થાય તે માટે વાણીનો તિરોભાવ તો સ્પષ્ટ કહેલો છે. તેમ ન હોય તો લૌકિક થાય. (૧)

કારિકા -૨ : જેમ પ્રાણ હોય ત્યારે જ શરીરની સ્થિતિ હોય છે. તે પ્રમાણે સેવા હોય ત્યારે જ રૂક્મિણીની શરીરની સ્થિતિ રહે તેવું જ્ઞાન જે પ્રકારે થાય તેવી રીતે જેણે સર્વ પ્રકારે સેવા કરેલી છે. તેવી રૂક્મિણીની પરીક્ષા પણ જણાવવામાં આવે છે. (૨)

કારિકા-૩ : અહીં દોષ ન રહે તે માટે સાન્તવન તો કાયાથી કરેલું છે. તેને ભગવાનના સંબંધ વિનાની થવાનો ભય થયેલ હતો. વાક્યનો અદેખાઈ અને દ્વેષના દોષ મટાડનારૂં છે. (૩)

કારિકા- ૪ : ભગવાનના વાક્યમાં વિરોધ નથી. એવું તેણે વર્ણન કર્યું. તેથી તે દોષ રહિત જણાયેલી હોવાનું વર્ણન છે. કારણ કે તે કયાંયથી ભ્રમવાળી થતી નથી. (૪)

કારિકા-૫: ભગવાનનું વાક્ય સર્વ રીતે પ્રમાણ લેવામાં આવે તો શબ્દ અને અર્થમાં વિરોધ થાય. લક્ષણા લેવામાં આવે. તો પણ તેમજ થાય કારણ કે મુખ્ય અર્થ બાધ વિરોધ વિનાનો છે. (૫)

કારિકા- ૬ : તેથી ભગવાનનું વાક્ય સર્વ રીતે જાણી ન શકાય તેવું મનાયેલું છે. જે આ વાકયનો જાણનાર હોય તે તો કયાંય પણ મોહ પામતો નથી.(૬)

पूर्वाध्यान्ते सर्वभावेन स्त्रीणां सेवा निरूपिता । तस्याः परीक्षार्थमिद-मारम्यते । तत्र प्रथमं पूर्वषट्के निष्पन्ने, उत्तरादिरूपं वीजनमाह कर्हिचिदिति ।

**श्रीशुक उवाच - कर्हिचित्सुखमासीनं स्वतल्पस्थं जगद्गुरुम्।**
**पतिं पर्यचरद्भैष्मी व्यजनेन सखीजनै :॥१॥**

सुखमासीनमिति विश्रमान्ता सेवा निरूपिता । स्वतल्पस्थमिति अग्रिमावश्यकत्वं निरूपितम् । कदाचिद्भगवान् रुक्मिण्या गृहे प्रभात उत्थाय रात्रौ समागतः। ततः प्रत्युद्गमनादिप्रकारेण स्वशय्यामेवोपवेशितः। कामकलापूर्णं च तद्गृहम्, तत्पित्रादिभिः प्रायेण तत्सुखार्थं सामग्री प्रेषितेति लक्ष्यते । अन्यथा भगवान् स्वदत्तायां सामग्र्यां नैवं वदेत् । सापि भावज्ञा । नैवमभिमानेन सेवां कर्तुं प्रवर्तेत । अतोनभिप्रेतमेव स्वशय्यायां दीनभावमकृत्वा उपवेशितवती । भगवांश्च कथं तथा वदतीत्याशङ्कायामाह, जगद्गुरुमिति । स हि सर्वोपदेष्टा । भ्रमादन्यथा बुद्धौ जातायां तन्नि वारणीयनिति जगद्गुरोः कार्यमेव तत् । पतित्वान्निःशङ्कं पर्यचरत् । भैष्मीत्वात् साभिमाना । व्यजनेनेति स्वयं व्यजनं गृहीत्वा । सखीजनैः सहिता स्वोत्कर्षबुद्ध्या ता अपि स्थापितवती ॥१॥

ननु तथापि संतोषे दुःखजननमयुक्तमिति चेत्, तत्राह यस्त्वेतदिति ।

ગયા અધ્યાયમાં અંતે સ્રીઓની સર્વ ભાવોથી સેવા વર્ણવી. તે સ્રીની પરીક્ષા માટે આ અધ્યાયનો આરંભ કરવામાં આવે છે. તેમાં પહેલી છે સેવા થઇ જતાં પછી સેવારૂપ પંખો કરવાનું નીચેના શ્લોકથી કહે છે.

<u>શ્લોકાર્થ - ૧ :</u> *કોઇક સમયે પોતાના પલંગમાં સુખેથી બિરાજતાં જગતના ગુરુ પતિની ભૈષ્મી સખીજનો પંખાથી સેવા કરતી હતી. (૧)*

<u>ભાવાર્થ , સુબોધિનીજી :</u> 'સુખેથી બિરાજતાં' વિશેષણથી થાક ઉતરાવવા સુધીની સેવા જણાવી. 'પોતાના પલંગમાં બિરાજેલા' વિશેષણથી ભવિષ્યમાં થનારી સેવાની સામગ્રી જણાવી. કોઇ સમયે રાત્રીએ ભગવાન સભામાંથી ઉઠે ને રૂક્મિણીના ઘરે પધાર્યા પછી 'સામા આવવું' એટલે રૂક્મિણીએ તેમને પોતાના પલંગ ઉપર જ આસન આપ્યું. તે ઘરકામની કલાથી ભરપુર હતું. તેના પિતાએ દિકરીના સુખ માટે સામગ્રી મોકલાવેલી એમ જણાય છે. કારણ કે એમ ન હોય તો ભગવાન પોતે આપેલી સામગ્રી માટે આમ બોલે નહિ. રૂક્મિણી

પણ તે ભાવને જાણનારી હતી એટલે તેને દીનપણું દર્શાવ્યા વિના પલંગ ઉપર આસન આપ્યું. અને ભગવાન એ પ્રમાણે શા માટે કહે છે? તેથી 'જગતના ગુરુ' શબ્દ યોજેલ છે. તે દરેકને ઉપદેશ કરનારા છે. ભ્રમથી ઉલ્ટી બુદ્ધિ થાય તો તેને રોકવી જોઈએ એવું જગતના ગુરુનું કાર્ય છે. ભગવાન પતિ હોવાથી નિર્ભયતાથી તેની સેવા કરતી હતી. તે 'ભૈષ્મી' એટલે અભિમાનવાળી હતી. 'પંખાથી' એટલે પંખો લઈને સખીજનોની સાથે સેવા કરતી હતી. (૧)

છતાંપણ રૂક્મિણીએ એ કરેલી સેવાથી ભગવાનને સંતોષ થતાં તેમણે તેને દુઃખ ઉત્પન્ન કરવું જોઈતું ન હતું. એવી શંકામાં હવે કહે છે.



**यस्त्वेतल्लीलया विश्वं सृजत्यत्त्यवतीश्वरः ।**
**स हि जातः स्वसेतूनां गोपीथाय यदुष्वजः ॥२॥**

उभयथापि भगवतो नैवंकरणे दोषः आदावृत्पत्तिस्थितिप्रलयकर्ता, यथोत्पत्तिं हर्षादिः करोति, स्थितिं वा, तथा प्रलयमपि करोतीति हर्षादेर्नाशनं भगवत्कार्थमेवावतीर्णः । अन्यथा अजस्य यादवेष्ववतारो नोपद्येत । ननु प्रलये कश्चन भगवत उद्योगो दृश्यते, समयश्च तादृश इति चत्, तत्राह लीलयेति । न तस्य उत्पत्त्यादिकरणे किञ्चित्साधनं मृग्यते, किन्तु लीलयैव करोति । नापि यदोः पुष्टिस्थस्य विहितकालाद्यपेक्षा । नापि स्वभावमप्यन्यथा कृत्वा समागतस्य यदर्थमागतस्तत्करणमयुक्तं भवति ॥२॥

तर्हि देशवशात्कालवशाद्वा भगवांस्तथोक्तवानित्याशङ्क्य गृहं वर्णयति तस्मिन्नन्तर्गृह इति ।

<u>શ્લોકાર્થ -૨ :</u> જે આ વિશ્વના ઉત્પન્ન, લય અને સ્થિતિરૂપ લીલાથી રક્ષણ કરવા યદુઓમાં જન્મેલા હતા. (૨)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ભગવાને તે પ્રમાણે રૂક્મિણીને દુઃખ ઉત્પન્ન કરે. તેમાં બંને પ્રકારે તેમને કાંઈ દોષ નથી. આરંભમાં તે ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારા છે. જેમ હર્ષ વિગેરેની ઉત્પત્તિ કરે છે. નભાવે છે. તેમ પ્રલય પણ કરે છે. તેથી હર્ષના નાશનું કારણ પણ ભગવાન જ છે. વળી ભગવાન પોતે

કરેલી મર્યાદા માટે જ અવતરેલા હતા. તેમ ન હોય તો 'જન્મરહિત' ભગવાનનો યાદવોમાં અવતાર ઘટે નહિ. પલયમાં ભગવાનનો ઉદ્યોગ જોવામાં આવે છે. અને સમય પણ યોગ્ય જ હોય છે. આ સમય તો તેવો નહતો એવી શંકા થાય તેથી 'લીલાથી' શબ્દ યોજેલ છે. ઉત્પત્તિ વિગેરે માટે તેમને કાંઇ સાધનથી પ્રયાસ કરવો પડતો નથી. પરંતુ લીલાથી કરે છે. તેમજ પૃષ્ટિમાં રહેલો યદુ એટલે ભગવાનને શાસ્ત્રે નિશ્ચિત કરેલ કાલની પણ જરૂર નથી. તેમજ સ્વભાવને પણ ફેરવી નાખે છે. તે ભગવાન પધારેલા છે. તેથી તે કહે તે અયોગ્ય નથી.(૨)

તેથી દેશ અને કાલને લીધે ભગવાને તે પ્રમાણે કર્યું. હશે એવી શંકા થાય તેથી ઘરનું અને રસનું ધામ બનેલીને રૂક્મિણીનું વર્ણન ચાર અને બે એમછ શ્લોકથી કરે છે.

**तस्मिन्नन्तगृहे भ्राजन्मुक्तादामविलम्बिना ।**
**विराजिते वितानेन दीपैर्मणिमयैरपि ॥३॥**
**मल्लिकादामभिः पुष्पैर्द्विरेफकुलनादिते ।**
**जालरन्ध्रप्रविष्टैश्च गोभिश्चन्द्रमसोऽमलै : ॥४॥**
**पारिजातवनामोदवायुनोद्यानशालिना ।**
**धूपैरगरुजै राजन् जालरन्ध्रविनिर्गतैः ॥५॥**

तां च रसाधिकरणभूतां वक्ति श्चतुर्भिर्द्वाभ्यां च । गृहमध्य इत्येकान्तता । तत्रापि तस्मिन्निति प्रसिद्धिः । तेन तत्कामस्थानमेव, नतु क्रोधादिस्थानम् । आदौ तस्योपरि शोभां वर्णयति । भ्राजन्मुक्तादाम्नां विलम्बनयुक्तेन वितानेन चन्द्रातपेन विराजिते । परितो विलम्बीनि मुक्तादामानि यस्मिंश्चन्द्रातपे । तेन विराजितं कामस्थानमेव भवति । मणिमयैरपि दीपैः परितो विराजिते । मल्लिकादामभिः केवलपुष्पैश्च सर्वतः। श्रृङ्गाररसानुभावकमाह । द्विरेफकुलानां नादितं यत्रेति । द्विरेफाणां वा कलं नादितम् । चन्द्रोऽप्यत्यन्तमुद्बोधक इति तत्किरणानामन्तः प्रवेशमाह जालरन्ध्रप्रविष्टैश्चेति । चन्द्रमसः अरुणैरुदय-कालीनैः किरणै रागयुक्तैः गवाक्षमार्गेणान्तःप्रविष्टैः विराजिते ।

अलौकिकोद्बोधकमाह । पारिजातकवृक्षाणां पूर्वप्रेषितपारिजातकल्पवृक्षस्य पोताः सर्वत्र स्थापिता वनप्राया जाताः । ते तस्य गृहस्य परितो वर्तन्त इति गवाक्षादिभार्गेण तदामोदयुक्तो वायुरपि तत्र प्रविष्टः, तेनापि निर्झराश्च सन्ति । तत्रापि उद्यानं शाला यस्य । तेन मन्दतापि समायाति । सहजान्युद्बोधकान्युक्त्वा कृत्रिमान्याह धूपैरिति । अगरुजैः अगरुयुक्तनानाविधद्रव्योद्भूतैः । राजन्निति विश्वासार्थम् । अन्तः स्थापितः स धूमः न तु बहिष्ठोऽन्तः प्रविष्ट इति ज्ञापयितुं विशेषणमाह जालरन्ध्रविनिर्गतैरिति ॥५॥

अधः शोभामाह पयःफेननिभ इति ।

**पयःफेननिभे शुभ्रे पर्यङ्के कशिपूत्तमे ।**
**उपतस्थे सुखासीनं जगतामीश्वरं पतिम् ॥६॥**

पयःफेनस्य निरन्तरमुच्छूनता विचित्रता शुभ्रता च । सूत्रोपनिबद्धं मध्ये परितो दन्तैर्हीरकैश्च निर्मितम्, तेन शुभ्रम्, कशिपुना सुतरामुत्तमम् । एवं सामग्रीं वर्णयित्वा । रसदातारं भगवन्तं तत्र स्थितं वर्णयति । तत्र सुखं यथा भवति तथा आसीनम् । लोकेवेदशङ्काभावार्थं विशेषणद्वयम् । जगतामीश्वरं पतिमिति ॥६॥

कुलवधूत्वादीश्वरत्वाच्च स्वतःप्रवृत्तिरयुक्तेति निकटे स्वयं स्थितेत्याह वालव्यजनमादायेति ।

*<u>શ્લોકાર્થ -૩-૪-૫-૬ :</u> હે રાજન ! પ્રકાશતી મોતીની માળાઓ જેમાં લગાવેલી છે તેવા ચંદરવાથી અને મણીમય દીપકોથી, મોગરાની માળાઓથી, પષ્પોથી, ભમરાઓના સમુહોના ગુંજનથી અને જાળીઓના છિદ્રોમાંથી પ્રવેશેલા ચંદ્રમાના સ્વચ્છ કિરણોથી, બગીચામાંથી આવતા પારિજાતના વનની સુંગધવાળા વાયુથી અને જાળીઓના છિદ્રોમાંથી બહાર નિકળતા અગરમાંથી થયેલા ધુપોથી શોભતા તે ઘરની અંદર દુધના ફીણ જેવા સફેદ અને ચાદરને લીધે ઉત્તમ પલંગ પર સુખેથી બિરાજેલા જગતના ઈશ્વર પતિની તે સર્વે કરતી હતી. (૩-૪-૫-૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ઘરની અંદર શબ્દોથી એકાંતપણું જણાવેલું છે.

તેમાં પણ 'તે' શબ્દથી પ્રસિદ્ધિ જણાવેલી છે. તેથી જણાય છે કે તે કામનું જ સ્થાન હતું. ક્રોધનું સ્થાન ન હતું. 'પ્રકાશની મોતીની માળાઓના લટકણાંવાળાં ચંદરવાથી' તે શોભતું હતું. ચારે તરફ લટકતી હતી મોતીની માળાઓ જે ચંદરવામાં તેથી કામનું જ સ્થાન હોય. વળી મણીમય દિપકોથી ચારે તરફ શોભતું હતું. મોગરાની માળાઓથી અને છુંટાં પુષ્પોથી શોભતું હતું. 'ભમરાઓના સમુહોના સમુહોનો ગુંજાર છે જેમાં ' એમ શૃંગાર રસનો અનુભવ કરાવનાર ગુણ કહ્યો. ચંદ્ર પણ ઘણો જ કામને જાગૃત કરનારો હોવાથી'જાળીઓના છિદ્રોમાંથી પ્રવેશેલા' વિશેષણથી તેના કિરણોનો ઘરની અંદર પ્રવેશ કહેલો છે. અરૂણ કિરણોએ જાળીઓના માર્ગથી અંદર પ્રવેશ કરી તેને શોભાવેલું હતું.

હવે કામને જાગૃત કરનારી અલૌકિક સામગ્રી કહે છે. પારિજાતના વૃક્ષોના એટલે પહેલાં મોકલેલું પારિજાત વૃક્ષ કલ્પવૃક્ષ હતું. તે ફણગાઓથી વન જેવું થયેલું. તે બધું ઘરની ચારે બાજુએ હતું. તેથી વાયુએ જાળીઓના છિદ્રો વડે તે ઘરમાં પ્રવેશ કરેલો એટલે તે શોભતું હતું.

તે વાયુના શીતલપણા અને મંદપણાનું વર્ણન કરવા માટે 'બગીચામાંથી આવતા' વિશેષણ યોજેલું છે. બગીચામાં વાવો અને ઝરણાઓ હોય છે. તેમાં પણ 'બગીચો છે જેનું રહેઠાણ' તેવો આ વાયુ હતો. તેથી મંદપણું પણ સિદ્ધ થયું. કામને જાગૃત કરનાર કુદરતી સાધાનો કહીને હવે કૃત્રિમ સાધનો કહે છે. 'અગરમાંથી થયેલા' એટલે અગરવાળા જુદા જુદા પ્રકારના દ્રવ્યોમાંથી નીકળેલા હે રાજન ! એ સંબોધન વિશ્વાસ રહે તે માટે કહેલું છે.

'જાળીઓના છિદ્રોમાંથી બહાર નીકળતા' એવું વિશેષણ કહેલું છે. છઠ્ઠા શ્લોકમાં ઘરની નીચેની શોભા કહે છે. દુધનું ફીણ સદા ઉંચું ચઢેલું, વિચિત્ર અને સફેદ હોય છે.પલંગ પાટીથી ભરેલો, મધ્યમાં હાથી દાંત અને હીરાઓથી જડેલો હતો. તેથી સફેદ અને ચાદરને લીધે ઉત્તમ હતો.

એ પ્રમાણે કામની સામગ્રીનું વર્ણન કરીને ત્યાં રહેલા રસનું દાન કરનાર ભગવાનનું વર્ણન કરે છે. તે સમયે ભગવાન ત્યાં વિરાજેલા હતા. જગતના ઈશ્વર અને પતિ એમ બે સંબોધનથી લોક અને વેદનો ભય ન રહે તે માટે

કહેલા છે. (૩-૪-૫-૬)

રૂક્મિણી કુલવધુ હોવાથી અને પતિ ઈશ્વર હોવાથી રસ માટે પ્રવૃતિ કરવી અયોગ્ય હોવાથી પોતે સમીપમાં ઉભી રહી તેમ નીચેના શ્લોકથી કહે છે.

वालव्यजनमादाय रत्नदण्डं सखीकरात् ।
तेन वीजयती देवी उपासांचक्र ईश्वरम् ॥७॥

चमरी वालस्य व्यजनम् । रत्नानि दण्डे यस्य । अनेन दासीत्वं स्वस्य प्रकाशितम्, न नायिकात्वम् । तथा सति धाष्टर्यं भविष्यतीति पूर्वं सख्या हस्ते तत् स्थितम्, तदपि नापकर्षजनकमिति तस्य वर्णनम् । भगवति विलम्बमाने सखीहस्तात् स्वयं गृहीतवती, तेन वीजयती जाता । तदप्युद्बोधकम् । सेवया ईश्वरः परितुष्यतीति तदपि कृतवतीत्याह उपासांचक्र इति । सेवनरूपं निकटेऽवस्थानमुपासनम् ॥७॥

मुख्य आलम्बनविभाव इति तां वर्णयति सोपाच्युतमिति ।

<u>શ્લોકાર્થ -૭ :</u> *સખીના હાથમાંથી રત્નના હાથાવાળી ચમરી લઈને તેનાથી પંખો કરતાં દેવી ઈશ્વરની સેવા કરવા લાગી(૭)*

<u>ભાવાર્થ, સુબોધીનીજી :-</u> ચમરી વાલનો પંખો છે. રત્નો છે હાથમાં જેના તેવી તે હતી. ચમરી લેવાથી રૂક્મિણીએ પોતે દાસીપણું પ્રગટ કર્યું. પણ નાયિકાપણું બતાવેલું નહિ. જો તેમ કરે તો ઉદ્ધતાઇ થાય. ચમરી સખીના હાથમાં હતી. તેને સખીના હાથમાંથી ચમરી લઇ અને તેનાથી પંખો કરવા લાગી. પંખો કરવો તે પણ કામને જાગૃત કરનારો છે. સેવાથી ભગવાન પ્રસન્ન થાય તેથી તે કરવા લાગી. તે 'સેવા કરવા મંડી' શબ્દોથી કહેલું છે. સેવારૂપ સમીપમાં ઉભા રહેવું તે સેવા છે. (૭)

આ લંબન વિભાવ મુખ્ય હોવાથી તેનું વર્ણન હવે કહે છે.

सोपाच्युतं क्वणयती कलनूपुराभ्यां रेजेऽङ्गुलीयवलयव्यजनाग्र्यहस्ता ।
वस्त्रान्तगूढकुचकुङ्कुमशोणहारभासा नितम्बधृतया च परार्ध्यकाञ्च्या ॥८॥

अल्पचलनेन कलनूपुराभ्यां क्वणयती भवति । जघनादिभारात् स्थिरतया स्थातुमशक्ता किञ्चिच्चलनान्नूपुरशब्दं करोति । एतादृशी निर्बन्धेन सेवां कुर्वाणापि रेजे । भगवन्निकटे समागच्छन्तं हस्तं वर्णयति अङ्गुलीयेति । अङ्गुलीयानि वलयानि व्यजनाग्रयं च हस्ते यस्याः । वस्त्रान्तेन गूढयोः कुचयोः कुङ्कुमेन शोणो यो हारः तस्य भासा रेजे । नितम्बधृतया बहुमूल्यकाञ्चया च । रसोत्पादकस्थाननिरूपणार्थं स्थानद्वयवर्णनम् । हस्तपदौ तु वर्णितौ पूर्वार्धेन । एवं रसस्थानमादिमध्यावसानेषु वर्णितम् । भगवतः सुमुखत्वाभावात् न सापि सुमखीति मुखमान्तरो भावश्च न वर्णितः ॥८॥

एवं रसार्थं देशकालादीनामानुगुण्येऽपि भगवति स रसो नोत्पन्नः । न हि भगवान् रसानुभावार्थं समागतः, किन्तु धर्मरक्षार्थं निरोधार्थं च । तदत्र रसानुभवे क्रियमाणे बाधितं भविष्यतीति तद्दोषनिराकणार्थं किञ्चिदुक्तवानित्याह तां रूपिणीमिति ।

*<u>શ્લોકાર્થ -૮ :</u> મધુર અવાજવાળા નૂપોરોથી અચ્યુત પાસે ઝંકાર કરતી, હાથમાં વીંટીઓ, બંગડીઓ અને પંખાના હાથાવાળી તે વસ્ત્રના છેડાથી ઢંકાયેલા સ્તનો ઉપરના કંકુને લીધે લાલ થયેલા હારની કાંતિથી અને નિતંબ પર પહેરેલા ઘણા કિંમતી કંદોરાથી શોભતી હતી. (૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સહેજ હાલવાથી મધુર અવાજવાળાં નૂપોરોથી ઝંકાર કરતી હતી. થોડુક હાલવાંતી નૂપુરનો અવાજ કરતી. આવી રૂક્મિણી સેવા કરતી હોવા છતાં પણ શોભતી હતી. ભગવાનની સમીપ જતાં તેના હાથનું વર્ણન 'હાથમાં વીંટીઓ, બંગડીઓ' શબ્દોથી કરેલ છે. વીંટીઓ, બંગડીઓ અને પંખાનો હાથો તેના હાથમાં હતા. વસ્ત્રના છેડાથી ઢંકાયેલા બે સ્તનો ઉપરના કંકુને લીધે લાલ થયેલો જે હાર તેની કાંતિથી અને નિતંબ પર પહેરેલા ઘણા કિંમતી કંદોરાથી તે શોભતી હતી.

રસ ઉત્પન્ન કરનારા અવયવો જણાવવા માટે બે સ્થાનનું વર્ણન કર્યું. ભગવાન આનંદમાં નહિ હોવાથી તે પણ આનંદમાં ન હતી. તેથી તેના મુખના







ભાવતું વર્ણન કરેલું નથી. (૮)

એવી રીતે રસને ઉત્પન્ન કરવા માટે દેશ અને કાલ અનુકુલ હોવા છતાં પણ ભગવાનમાં તે રસ ઉત્પન્ન થયો નહિ કારણ કે ભગવાન રસનો અનુભવ કરવા ભૂતલ ઉપર પધાર્યા નથી. પરંતુ ધર્મનું રક્ષણ કરવા અને જીવોનો નિરોધ કરવા પધાર્યા છે.અહીં જો રસનો અનુભવ કરવામાં આવે તો તે ભગવાનને અહી જગતમાં પધારવાના પ્રયોજનનો વિરોધ થાય તેથી તે દોષ દૂર કરવા ભગવાને કાંઈક કહ્યું તે હવે નીચેના શ્લોકથી કહેલ છે.

**तां रूपिर्णीं श्रियमनन्यगतिं च दृष्ट्वा या लीलया धृततनोरनुरूपरूपा ।**
**प्रीतः स्मयन्नलककुण्डलनिष्ककण्ठवक्त्रोल्लसत्स्मितसुधां हरिराबभाषे ॥९॥**

भगवतो लक्ष्मीर्नियता अपरिहार्या च । तादृशीमपि न मन्यत इति वक्तुं तां वर्णयति । तां गुणतः प्रसिद्धाम् । रूपिर्णीं श्रियमिति स्वरूपत उत्कृष्टाम् । अनन्यगतिमिति भक्ताम् । अनेन भगवद्योग्यता निरूपिता । तस्या गुणत्रयमपि ज्ञात्वा तथोक्तवानिति वक्तुमाह दृष्ट्वेति । आकृतिरसमाना भविष्यतीति तन्निराकरोति । या लीलया धृततनोरनुरूपं रूपं यस्याः सा । तस्या गुणादिभिः प्रीतः, अन्यथा गुणानां कार्यासाधकत्वेन अगुणत्वमेव स्यात् । अतस्तैर्गुणैः प्रीतोऽपि भगवान् स्मयन् जातः । नह्येतादृशगुणवत्त्वे गर्व उचित इति, गर्व एवोपक्षीणा गुणा इति वा । अत एव प्रीतोऽपि स्मयन् जातः । यदा भगवान् सम्मुखः हास्यवदनोऽपि जातः, तदा रुक्मिणी सुमुखं ज्ञात्वा स्वयमपि तथा जातेत्याह अलककुण्डलनिष्ककण्ठवक्त्रोल्लसत्स्मित-सुधामिति । शरीरमिव मुखं सर्वतो वर्णयति । उपर्यलकाः, उभयत कुण्डले, अधः पदकयुक्त कण्ठः त्रिवल्यात्मकः स्वरूपतोऽपि सुन्दरः, अन्यथा कण्ठपदं व्यर्थं स्यात् । एवं त्रिभिः कृत्वा सुन्दरं यद्वक्त्रं तत्र उल्लसत् स्मितमत्यन्तं प्रफुल्लरसमिव स्मितमेव सुधा । महादेवेन दग्धमपि काम जीवयतीति । तादृशीमाबभाषे । तत्र हेतुर्हरिरिति । स हि तस्या अपि दोषं दूरीकर्तुं यतते ॥९॥

भगवद्वाक्यान्याह राजपुत्रीत्येकादशभिः ।

શ્લોકાર્થ -૯ : લીલાથી જેમને શરીર ધારણ કરેલું હતું તેમને યોગ્ય રૂપવાળી અને જેને બીજો આશ્રય ન હતો તેવી તે રૂપવાળી લક્ષ્મીને જોઇને પ્રસન્ન થયેલા હરિએ મંદ હસતાં કેશ કુંડલો અને પદકવાળાં કંઠને લીધે સુંદર મુખ ઉપર ઉજવી આવતાં હાસ્યરૂપી અમૃતવાળીને નીચે પ્રમાણે કહ્યું. (૯)

સુબોધિનીજી, ભાવાર્થ : લક્ષ્મી ભગવાનમાં સ્થાયી છે અને ભગવાને તે તજવા યોગ્ય નથી છતાં તેવીની પણ ભગવાન દરકાર કરતા નથી એમ જણાવવા તેનું વર્ણન કરે છે. 'તે' એટલે ગુણોથી પ્રસિદ્ધ, રૂપવાળી લક્ષ્મી શબ્દોથી સ્વરૂપથી પણ ઉત્તમ કહેલી છે. 'જેને બીજો આશ્રય ન હતો' એટલે ભક્ત શબ્દથી ભગવાનના પત્ની તરીકેની તેની યોગ્યતા જણાવેલી છે. આકૃતિ ભગવાનની સમાન નહિ હોય એવી શંકા થાય તેને ખોટી ઠરાવે છે. લીલાથી જેમને શરીર ધારણ કરેલું છે તેમને યોગ્ય રૂપ જેનું હતું તેવી તે હતી. તેના ગુણથી ભગવાન પ્રસન્ન થયેલા હતા. તેમ ન હોય તો તે ગુણોથી પ્રસન્ન થયેલા હોવા છતાં આવા ગુણોવાળી હોય તેણે ગર્વ કરવો યોગ્ય નથી અથવા ગુણો ગર્વમાં સમાઇ ગયા એમ ભગવાન મંદ હસ્યા. જ્યારે ભગવાને તેની સામે જોયું અને મુખ ઉપર હાસ્ય પણ આવ્યું ત્યારે રૂક્મિણીએ ભગવાન આનંદ પામેલા જાણીને પોતે પણ તેવી થઇ. કેશ, કુંડલો અને પટકવાળા કંઠને લીધે સુંદર મુખથી કહેલું છે. મુખનું વર્ણન કરે છે. ઉપર કેશ છે. બંને બાજુએ કુંડલો છે. નીચે પદક માલાવાળો સુંદર કંઠ છે. તેમ ન હોય તો કંઠ શબ્દ અર્થ વગરનો થાય એ પ્રમાણે ભરપુર રસ જેવું ઉજળી આવતું હાસ્ય જ અમૃત છે. કારણ કે મહાદેવે બાળી નાખેલા પણ કામને તે સજીવન કરેછે. તેથી ભગવાને રૂક્મિણીને કહ્યું તેનું કારણ 'હરિ' શબ્દથી જણાવેલું છે. કાણ કે તે હરિ તેના દોષનું નિવારણ કરવા પ્રયાસ કરે છે. (૯)

નીચેના શ્લોકથી આરંભી અગીયાર શ્લોકથી ભગવાન કહે છે.

**श्रीभगवानुवाच - राजपुत्रीप्सिता भूपैर्लोकपालविभूतिभिः ।**
**महानुभावैः श्रीमद्भी रूपौदार्यबलोर्जितै : ॥१०॥**

सप्तभिः स्वोत्कर्षः विपरीततया स्वस्य धर्माणां च निरूपितः । येन भगवान् सिध्यति तन्निराकृत्य । चतुर्विधपुरुषार्थसिद्ध्यर्थं विपरीततया

श्लोकचतुष्टयमाह। तत्र प्रथमं तस्याः कृतमनभिनन्दन् श्रियं कीर्तिं च विपरीततया निरूपयति । तत्रापि प्रथमं श्रियम् । राजपुत्रीति सम्बोदनं जातिकुलोत्कर्षसूचकम् । भूपैरीप्सितेति सौन्दर्यम् । लोकपालविभूतिभि-रिति माहात्म्यम्। गुणाश्च । तेषामुत्कर्षं तदपेक्षयाप्यस्या उत्कर्षं वक्तुमाह महानुभावैरित्यादिपदत्रयेण । उत्कर्षो द्विविधः, बाह्य आभ्यन्तरश्च । बह्यो द्विविधः, अलौकिको लौकिकश्च। तद्वयमाह । महाननुभावो येषाम् । श्रीयुक्ताश्चेति । आन्तरमाह रूपेति । रूपं शरीरसौन्दर्यम् । औदार्यमपेक्षितो गुणः सर्वदोषनिवारकश्च । बलं क्षत्रियाणामपेक्षितम् । तैरूर्जिताः अतिपुष्टाः । एवमेकेन सा स्तुता ॥१०॥



अगत्या तथा कृतमिति पक्षं वारयति तान् प्राप्तानिति ।

श्लोकार्थ - १० : હે રાજપુત્રિ ! લોકપાલના જેવી પદવીવાળા, ઘણા પ્રભાવવાળા, શ્રીમંત અને રૂપ ઉદારતા અને ઉત્પન્ન બલવાન રાજાઓ તને ઈચ્છતા હતા (૧૦)

સુબોધિનીજી, ભાવાર્થ : તે અગીયાર શ્લોક પૈકી સાત શ્લોકથી સ્વરૂપ અને ધર્મો ઉલ્ટા દર્શાવીને જેનાથી શ્રીકૃષ્ણ પોતે ભગવાન છે એમ સિદ્ધ થાય તે પડતું મૂકીને તે રૂક્મિણીનું ઉત્તમપણું જણાવે છે અને ચાર પ્રકારના પુરૂષાર્થ સિદ્ધ થાય તે માટે ચાર શ્લોક ઉલ્ટી રીતે કહે છે.

તે પૈકી પહેલાં તેના ભગવાનને વરવાના કાર્ય માટે તેને અભિનંદન ન આપતાં 'શ્રી' અને 'કિર્તિ'નું ઉલ્ટી રીતે નિરૂપણ કરે છે.

હે રાજપુત્રી એ સંબોધન તેની જાતી અને કુળનું ઉત્તમપણું સૂચવનારૂં છે. 'રાજાઓ તેને ઈચ્છતા હતા' શબ્દોથી તેનું સૌંદર્ય સૂચવેલું છે. 'લોકપાલની પદવીવાળા' શબ્દથી તેનું મહાત્મ્ય અને ગુણો સૂચવેલા છે. તેની સરસાઈ વર્ણવતાં બે પ્રકાર કહે છે. (૧) બહારની અને અંદરની (૨) અલૌકિક (૩) લૌકિક. તે બે ગણો પ્રભાવ છે. જેનો અને 'શ્રીમંત' એ બે વિશેષણોથી કહેલું છે. 'રૂપ' વિશેષણથી અંદરની સરસાઈ કહેલી છે. રૂપ એટલે શરીરનું

સૌંદર્ય. ઉદારતા એ ગુણ છે તે સર્વ દોષોને મટાડનાર છે. બલ ક્ષત્રીઓને જરૂરી છે. તે ગુણોમાં ઉત્તમ હોય તેઓ ઘણા પુષ્ટ હોય છે. એમ પ્રસંશા કરી. (૧૦)

બીજો ઉપાય નહિ હોવાથી શ્રીકૃષ્ણને વરવાનું કર્યું એવી શંકાના નિવારણમાં નીચેના શ્લોક કહે છે.

**तान् प्राप्तानर्थिनो हित्वा चैद्यादीन्स्मरदुर्मदान् ।**
**दत्ता भ्रात्रा स्वपित्रा च कस्मान्नो ववृषेऽसमान् ॥११॥**

बहूनां निर्देशो विचार्य ग्रहणाय । सर्वेषामर्थित्वात् । त्वदर्थित्वमेवापेक्षितमिति भावः । प्राप्तानिति शरीरेण सम्बद्धान् । एवं बहिरन्तः सम्बद्धान् परित्यज्य । तत्रापि तव समानत्वमप्यन्तर्वहिश्च । कामादिना शरीरेण च सम्बद्धाः । विवाहश्च समयोरेवेत्यग्रे वक्ष्यते । न च तेषामप्रसिद्धिरित्याह चैद्यादीनिति । जनपदशब्दत्वादतिप्रसिद्धः । स्मरदुर्मदानिति । देशकालाद्यपेक्षामपि परित्यज्य स्त्रीहितं कुर्वन्तीत्यर्थः । तद्विवाहे लोकशास्त्रविरोधाभावमाह दत्ता भ्रात्रा स्वपित्रेति । वाग्दत्ता । मुख्यतो भ्रात्रैव दत्तेति प्रथमं तन्निर्देशः । स्वपित्रेति । तस्यैव सा कन्येति न स्वातन्त्र्यं स्वतो दाने । ऐहिकार्थं तु विवाहः । तदैहिकं तेष्वेव युक्त्या शस्त्रेण लोकेन च सिद्धमिति तत्परित्यज्य कस्मादेव हेतोः नोऽस्मान् ववृषे वृतवती । अविशेषादिति चेत् । तत्राह असमानिति । बहुवचनं सम्बन्धिकुलाभिप्रायम, यथा राजानः त्वत्समाः, तथा नाहम्, नाप्यहं राजसमः, नाप्यस्मदीयाः । तेन लौकिकार्थं वरणपक्षे लौकिकोत्कर्षाभावात् आसक्त्यभावेन सुखाभावाच्च अलौकिकस्य प्रकृतेऽसम्भवात् कस्माद्ववृषे । हेतुश्चेदस्ति, वक्तव्य इति भावः ॥११॥

नन्वीक्षैव हेतुः, सर्वोऽपि स्वेष्टमेव वृणुते, अतो वस्तुविचारो व्यर्थ इत्याशङ्क्य वस्तुनि दोषानाह राजभ्य इति ।

<u>શ્લોકાર્થ - ૧૧ :</u> *ભાઈઓ અને પોતાના પિતાએ આપેલી તું, કામને લીધે ગાંડાતુર બનેલા તારી ઈચ્છા લઈને આવેલા તે ચૈદ્ય વિગેરેને ત્યજીને, તારી સમાન નહિ તેવા અમને શા માટે વરી? (૧૧)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> વિચારીને વરને પસંદ કરવાનો હતો એમ જણાવવા રાજઓનું નિરૂપણ કરેલું છે કાણર કે બધા રૂકિમણીની ઇચ્છા રાખનારા હતા. તારી ઇચ્છાની જ જરૂર હતી તેવો ભાવ છે. 'આવેલા' એટલે અંદરથી સંબંધવાળોને ભજીને અમને અમને શા માટે વરી? તું પણ કામ અને શરીર સંબંધવાળી તું પણ અંદર અને બહારથી સમાન હતી. અને સમાનનોજ વિવાહ થાય એમ 'ચૈદ્ય' વિગેરે શબ્દોથી કહે છે. 'દેશ પદર્શાનારા' શબ્દોથી પ્રસિધ્ધિ જણાવેલી છે. 'કામને લીધે ગાંડાતુર' વિશેષણથી એવો અર્થ છે કે દેશ અને કાલની પણ ગણનાનો ત્યાગ કરીને તેઓ સ્ત્રીનું હિત કરનારા છે. 'ભાઇઓ અને પિતાએ આપેલી' વિશેષણથી એમ કહેલું છે કે તેની સાથેના વિવાહમાં લોક અને શાસ્ત્રનો વિરોધ ન હતો. વાણીથી તે આપેલી હતી. ભાઇએજ તે આપેલી હતી. 'પોતાના પિતાએ' શબ્દોથી તેની જ કન્યા હોવાથી પોતે સ્વતંત્ર ન હતી. વિવાહ તો આ લોકના હિત માટે જ થાય છે. આ લોકનું હિત શાસ્ત્ર પ્રમાણે અને લોક પ્રમાણે તે રાજાઓમાં જ રહેલું હતું. તેથી તેનો ત્યાગ કરીને કયા પ્રયોજનથી અમને પસંદ કર્યા ?

આપનામાં અને રાજાઓમાં કોઇ ભેદ નહિ હોવાથી આપને પસંદ કર્યા? એવી શંકામાં સમતા નહિ તેવા વિશેષણ યોજેલું છે. જેમ રાજાઓ તારી સમાન છે તેમ હું સમાન નથી. તેથી લૌકિક હિત માટે લગ્ન કરવાનાં છે. એ મત પ્રમાણે અમારામાં લૌકિક ઉત્તમપણું નહિ હોવાથી અને મારી તારામાં આસક્તિ નહિ હોવાથી અને તેથી તને લૌકિક સુખ પ્રાપ્ત થાય તેમ ન હોવાથી તે અમને કેમ પ્રસંદ કર્યા? કારણ હોય તો કહેવું જોઇએ. (૧૧)

મારી ઇચ્છા જ આપને પસંદ કરવાનું કારણ હતું. બધા લોકો પોતાનું ઇચ્છેલું જ પસંદ કરે છે. તેથી આ વિષયમાં વસ્તુ સંબંધિ વિચાર કરવો નકામો છે. એવી શંકા થાય તેથી નીચેનો શ્લોક કહે છે.



**राजभ्यो बिभ्यतः सुभ्रूः समुद्रं शरणं गतान् ।**

**बलवद्भिः कृतद्वेषान्प्रायस्त्यक्तनृपासनान् ॥१२॥**

**रूपतः फलतश्चैव सम्मत्या युक्तिभिस्तथा ।**

**चतुर्भिर्दूषणं प्राह चतुर्विधमिहाच्युत : ॥१॥**

तत्र प्रथमं स्वरूपदोषमाह । राजानो जरासन्धादयः, तेभ्यो बिभ्यत इति । न हि भयानकरसेनाविष्टानां सुखजनकत्वमस्ति । किञ्च । समुद्रं शरणं गतानिति । नह्यन्यं शरणं गतस्य स्वातन्त्र्यमस्ति । नह्यस्वतन्त्रस्य सुखसाधकत्वम् । सर्वान् यादवानालक्ष्य बहुवचनम् । कपटमानुषलीलेव यादवलीलाप्याश्रितेति तैः समानधर्मवचनं लीलायां युक्तमेव । लौकिकदृष्ट्यैव स्वीकृत इति तदुपयोगिप्रकारेण पदार्थनिरूपणेनापि शास्त्रीयो दोषः । तृतीयं दूषणं बलवद्भिः कृतद्वेषानिति । द्वेषमात्रस्य करणमयुक्तम् । फलपर्यवसाने तु न दूषणम् । बलावत्पदात्फलपर्यवासानाभावोऽपि सूच्यते । बहुभिश्च सह कलहः न युक्तः । सर्वत्रः शङ्काया विद्यमानत्वान्न स्वास्थ्यं लोकप्रतीत्या निरूपयति । सर्वबलवद्विरोधे फलमपि जातं सूचयति प्रायस्त्यक्तनृपासनानिति । ययातिशापात्त्यक्तं नृपासनं यैः यादवैः । अर्जुनादिष्वुदासार्थं प्राय इति । अतो राजकन्यया राजैव विवाह्यो मुख्यः । अथवा राजमित्रम्, राजतुल्यो भवतीति । अथवा । स्वदेशस्थितः खण्डमण्डलाधिपतिर्वा । अथवा । निकृष्टपक्षे निर्भयः । नतु चतुर्विधदोषयुक्तः कश्चिदति विवाह्यो भवति ।

अविचार्य मोहात् नीतिं परित्यज्य विवाहे बाधकमाह अस्पष्टवर्त्मनामिति ।

<u>શ્લોકાર્થ -૧૨ :</u> હે સુંદરભૃકુટિવાળી ! રાજાઓથી ભય પામતા સમુદ્રનેશરણે ગયેલા, બલવાનો સાથે વેર કરેલા ઘણે ભાગે નૃપાસનનો ત્યાગ કરેલા તે અમને કેમ પસંદ કર્યા? (૧૨)

<u>કારિકા -૭ :</u> સ્વરૂપથી તેમજ ફલથી, સંમતિથી અને યુક્તિથી એમ ચાર પ્રકારનું દૂષણ અહીં ચાર શ્લોકથી કહે છે. તે પૈકી આરંભમાં સ્વરૂપનો દોષ કહે છે.(૭)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> જરાસંધ રાજાઓથી અમે ભય પામીએ છીએ આ દોષ છે કારણ કે ભયાનક રસે જેનામાં પ્રવેશ કરેલો હોય તે સુખ ઉત્પન્ન કરી શકતા નથી. 'સમુદ્રને શરણે ગયેલા' શબ્દોથી બીજો દોષ કહેલ છે. બીજાને શરણે ગયેલા તેનામાં સ્વતંત્રપણું હોતું નથી અને સ્વતંત્ર ન હોય તે સુખ

આપી શકે નહિ.

કપટ માનુષ તરીકે લીલાની પેઠે યાદવ તરીકેની લીલાનો આશ્રય કરેલો હોવાથી તેમના ગુણો સમાન હોય તે યોગ્યતા જ છે. રૂક્મિણીએ લૌકિક દષ્ટિથી જ ભગવાનનો પતિ તરીકે સ્વીકાર કરેલો હોવાથી તે પ્રમાણે નિરૂપણ કરવામાં આવે તેમાં શાસ્ત્રીય દોષ થતો નથી.

'બલવાનો સાથે વેર કહેલા ! વિશેષણથી ત્રીજો દોષ કહે છે. વેર માત્ર કરવા અયોગ્ય છે.' 'બલવાનો' શબ્દથી ફલમાં પરિણામ પામવાનું નથી. કજીયો કરે તેને સુખ પ્રાપ્ત થતું નથી.

'ઘણા ભાગે નૃપાસનનો ત્યાગ કરેલા' વિશેષણથી લોકની દષ્ટિ પ્રમાણે પોતની હલકાઈ જણાવે છે. બધા બલવાનો સાથે કજીયા થતાં ફલ પણ સૂચવે છે. યયાતીના શ્રાપને લીધે તજેલું નૃપાસન જે યાદવોએ 'અર્જુન વિગેરે ત્યજયું નથી એમ જણાવવા' 'ઘણા ભાગે' શબ્દ યોજેલ છે. તેથી રાજાની કન્યાએ મુખ્ય રાજા સાથે વિવાહ કરવો જોઈએ અથવા મિત્ર સાથે અથવા પોતાના દેશમાં રહેનારા નાના રાજા સાથે વિવાહ કરવો જોઈએ. તેથી આ ચાર પ્રકારના દોષવાળી કોઈની પણ સાથે વિવાહ કરવો યોગ્ય નથી. (૧૨)

**अस्पष्टवर्त्मनां पुंसामलोकपथमीयुषाम् ।**
**आश्रिताः पदवीं सुभ्रूः प्रायः सीदन्ति योषितः ॥१३॥**

अथ यद्यलौकिकदृष्टया दूषणानि परिहृत्य विवाहं कुर्यात्, तदा अलौकिकव्यवहारस्तया ज्ञातुमशक्य इति लौकिकपक्षाश्रयणे उभयभ्रष्टाः स्त्रियः सीदन्ति । अलौकिकानां लक्षणमाह । न स्पष्टं वर्त्म येषाम् । यस्य हि रीतिर्ज्ञायते, तदनुसारेण व्यवहर्तुं शक्यते । कदाचित्ते लोकानुसारेणापि व्यवहरन्तीति तेषां नियतमार्गज्ञानाभावेऽपि तदाश्रितो लौकिकर्मो ज्ञायत इति कथमवसाद इति चेत् । तत्राह अलोकपथमीयुषामिति । अलोका लोकातिरिक्ताः लोके स्थित्वापि अलौकिकानामेव मार्गमाश्रयन्ति । तेषां लौकिकव्यवहारोऽप्यलौकिक इत्यर्थः । अत एव क्षणिकानामव्यवस्थितगतीनां

पदवीमाश्रिताः सीदन्ति । प्राय इति । ता अपि चेत्तत्प्रवणास्तादृश्य एव भवेयुः, तन्व्यावृत्त्यर्थं प्रायग्रहणम् ॥१३॥

किञ्च । यं न कोऽपि भजते, स सीदतीति वक्तुं मां न कोऽपि भजत इत्याह भगवान् निष्किञ्चना इति ।

*શ્લોકાર્થ -૧૩ : હે સુંદર ભ્રૂકુટિવાળી ! જેઓનો માર્ગ સ્પષ્ટ નતી અને જેઓ અલૌકિક માર્ગે જનારા છે તેવા પુરૂષોનો આશ્રય કરેલી સ્ત્રીઓ ઘણાભાગે દુઃખ પામે છે. (૧૩)*

સુબોધિનીજી, ભાવાર્થ : હવે જો અલૌકિક દષ્ટિથી દૂષણોનો પરિહાર કરીને વિવાહ કરે તો તે સ્રીથી અલૌકિક વ્યવહાર જાણી શકાય તેવો નહિ હોવાથી, લૌકિક પક્ષનો આશ્રય કરતાં બંનેથી ભ્રષ્ટ થયેલી સ્રીઓ દુઃખ પામે છે. 'નથી સ્પષ્ટ માર્ગ જેઓનો' એ વિશેષણથી અલૌકિક પુરૂષનું લક્ષણ કહે છે. કારણ કે જેઓનું હિત જાણવામાં આવે તેને અનુસરીને વ્યવહાર કરી શકાય. કોઈ પ્રસંગે તે અલૌકિક પુરૂષો લોકની માફક પણ વ્યવહાર કરે છે. તેથી તેઓનો ચોકકસ માર્ગ જાણવામાં ન આવે તો પણ તેઓએ આશ્રય કરેલો લૌકિકમાર્ગ જાણવામાં આવે તેથી દુઃખ કેમ થાય? એવી શંકા થાય તેથી 'જેઓ અલૌકિક માર્ગે જનારા છે. 'શબ્દ યોજેલ છે. अलोकाः એટલે લોકથી જુદા, લોકમાં રહેવા છતાં પણ અલૌકિકનો જ માર્ગનો આશ્રય કરે છે. તેઓનો લૌકિક વ્યવહાર પણ અલૌકિક જ છે. એવો અર્થ છે. જેઓના માર્ગ ચોકકસ નથી તેવા ક્ષણિકોની પદવીને આશ્રય કરેલી સ્ત્રીઓ દુઃખ પામે છે. 'ઘણા ભાગે' શબ્દનો અર્થ એવો છે કે તે સ્રીઓ પણ તેઓમાં આસક્તિવાળી હોઈ તેમના જેવી થાય તો દુઃખ પામતી નથી. એ શબ્દનો અર્થ છે.(૧૩)

જેમને કોઈ ભજતું નથી તેમને જે ભજે છે તે દુઃખ પામે છે એમ કહેવા 'મને કોઈ પણ ભજતું નથી' એમ ભગવાન નીચેના શ્લોકથી કહે છે.

**निष्किञ्चना वयं शश्वन्निष्किञ्चनजनप्रियाः ।**
**तस्मात्प्रायेण न ह्याढया मां भजन्ति सुमध्यमे ॥१४॥**

धनिन एव स्त्रीणां प्रियाः, वयं तु निष्किञ्चनाः । नाप्यस्मदीयाः सकिञ्चना इत्याह निष्किञ्चनजनप्रिया इति । निष्किञ्चना एव जनाः प्रिया येषाम्, निष्किञ्चनजनानां च स्वयं प्रियाः । अतः साक्षात्परम्परयापि धनाभाव उक्तः । एतत्प्रायिकं भविष्यतीत्याशङ्क्य सर्वजनीनं नियतमेतदित्याह तस्मादिति । आढ्या धनेन सम्पन्नाः प्रायेण न मां भजन्ति, धननाशस्योभयथापि सम्भवात् । यद्यप्यस्मासु स्नेहं कुर्यात्, तदा सर्वस्वमस्मदर्थं विनियुञ्जयात्, तदापि निर्धनो भवेत् । यदि वास्मन्माहात्म्यं बुद्ध्वा आन्तरमेव भजनं कुर्यात्, तदापि अस्माकं प्रियः स इति अस्माभिरेव स्वप्रियत्वसिद्ध्यर्थं स निर्धनः क्रियते । अत उभयथापि लोके प्रतिष्ठाकरमाढ्यत्वं नश्यतीति न भजन्ति । तव तु आढयत्वमेव स्वरूपमिति स्वरूपनाश एव सम्भावित इति भावः । प्रायेणेति अम्बरीषादिव्युदासार्थम् ॥१४॥

नीतिविरोधमाह ययोरात्मसममिति ।

<u>શ્લોકાર્થ - ૧૪ :</u> *અમે નિષ્કિંચન છીએ. નિષ્કિંચન પુરૂષો સદા અમને પ્રિય છે. તેથી હે સુંદર કટિવાળી! ધનવાનો ઘણા ભાગે મને ભજતા નથી. (૧૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> *સ્ત્રીઓને ધનવાનો જ પ્રિય હોય છે. અમે તો નિષ્કિંચન એટલે ગરીબ છીએ. મારા ભક્તો પણ સકિંચન નથી. 'એમ નિષ્કિંચન પુરૂષો અમને સદા પ્રિય છે'* શબ્દોથી કહે છે. પોતે નિષ્કિચન પુરૂષોને પ્રિય છે તેથી સાક્ષાદ્ અને પરંપરાથી પણ અમારી પાસે ધન નથી એમ કહેલું છે.

આ સામાન્ય રીતે સત્ય હશે એવી શંકા થાય તેથી આ પ્રસિદ્ધ અને ચોક્કસ છે એમ કહે છે. ધનવાનો ઘણા ભાગે મને ભજતા નથી કારણ કે બંને રીતે ધનનો નાશ થવાનો સંભવ છે. જો મારામાં સ્નેહ કરે તો મારા માટે ધનનો વિનિયોગ કરે તો પણ નિર્ધન તે મારો પ્રિય હોવાથી હું તેને નિર્ધન કરૂં છું. તેથી ધનવાનો મને ભજતા નથી. તારૂં તો ધનવાનપણાનું જ સ્વરૂપ છે. તેથી તું મને ભજે તો તારા સ્વરૂપનો નાશ જ સંભવે છે. એવો ભાવ છે. અંબરિષ વિગેરે ધનવાનો મને ભજે છે એમ જણાવવા 'ઘણા ભાગે' શબ્દ

યોજેલો છે. હે સુંદર કટિવાળી ! એ સંબોધન રૂક્મિણીની નિર્ધનતા ઘરમાં રહેવાની અશક્તિ દર્શાવે છે કારણ કે તેની કામ કરવાની શક્તિ નથી અને ભોગ પ્રાપ્ત થતો નથી. તેથી સમાનની સાથે જ વિવાહ કરવો યોગ્ય છે. સમાન ન હોય તેની સાથે વિવાહ કરવો અયોગ્ય છે એવો લૌકિક મત કહે છે.(૧૪)

નીચેના શ્લોકમાં ભગવાનને વરવામાં ડાહપણનો વિરોધ છે.

**यथोरात्मसमं वित्तं जन्मैश्वर्याकृतिर्भवः ।**

**तयोर्विवाहो मैत्री च नोत्तमाधमयोः क्वचित् ॥१५॥**

सुमध्यमे इति सम्बोधनं निर्धनगृहे स्थातुमशक्तिं बोधयति । कार्यकरणासामर्थ्यात् भोगाभावाच्च । अत एव समान एव विवाह्यः, नासमान इति । लौकिकं समानं च कुले जन्म, वयो वा, एश्वर्यं च समानम्, आकृतिश्च, वयस्तारुण्यं च, भव उत्पत्तिर्वा । जन्मभवयोः कालदेशकृतो भेदोऽनुसन्धेनः। सर्वथा साम्यं न युक्तमनुपपन्नं चेति आत्मपदम् । स्वयोग्यानुसारि साम्यमित्यर्थः । यथा चतुर्विंशतिवार्षिकः पतिः, षोडशवार्षिकी कन्येति । पञ्च धर्माः समाः । ऐश्वर्येण सहिता आकृतिः। 'कन्या वरयते रूप'मिति श्लोकेऽपि पञ्चापेक्षिता धर्मा उक्ताः । रूपमत्राकृतिः वित्तं स्पष्टम् । श्रुतमैश्वर्यस्थानीयम् । कुलं जन्म । भवः समृद्धिः पक्वान्नस्थानीया । तदेवात्रापि ग्राह्यम् । तत्र लौकिकदृष्टया राजसमानं धनं नान्यस्य भवतीति साम्याभावः सिद्धः । जन्म । यादवानां तथा न कुलीनत्वमिति लोकप्रसिद्धिः । आकृतिरपि न गौरति । राज्याभावादेव नैश्वर्यम्, उद्भवोऽपि तत एव निवर्तते । दैवाज्जातेऽपि विवाहे मैत्री न तिष्ठतीति प्रकृते मैत्र्या अप्युपयोगात् ग्रहणम् । उत्तमाधमयोस्तु न क्वचिदिति । क्वचिदपि नेत्यर्थः । क्वचिज्जातं वा न सुखकरं भवतीति वैलक्षण्यम् ॥१५॥

तर्हि किमतः परं कर्तव्यमिति चेत्, तत्राह वैदर्भीति द्वाभ्याम् ।

<u>શ્લોકાર્થ-૧૫ :</u> *જેમનાં પોતાની સમાન ધન, જન્મ, ઐશ્વર્ય અને જન્મ હોય તે બેના વિવાહ અને મૈત્રી યોગ્ય છે. પણ ઉત્તમ અને અધર્મના વિવાહ*

કોઈ રીતે યોગ્ય નથી.(૧૩)

સુબોધિનીજી, ભાવાર્થ : લૌકિક સમાનપણું જેમનાથી સિદ્ધ થાય તે ગુણો કહે છે. (૧૩)

જે બે સ્ત્રી અને પુરૂષનું ધન સરખું હોય. સરખા કુલમાં જન્મ હોય વય સરખું હોય, ઐશ્વર્ય સરખું હોય, આકૃતિ સરખી હોય એટલે જુવાની હોય અથવા ભવ એટલે ઉત્પત્તિ સરખી હોય તેઓનો વિવાહ યોગ્ય છે. જન્મ અને ભવમાં કાલ અને દેશને લીધે થયેલા ભેદોનું અનુસંધાન કરવું તેથી 'आत्मा' શબ્દ યોજેલો છે. પોતાની યોગ્યતા પ્રમાણેનું સમાનપણું એવો અર્થ છે. જેમ કે ચોવીસ વર્ષનો પતિ અને સોળ વરસની કન્યા જોઈએ. પાંચ ગુણો સરખા જોઈએ. ઐશ્વર્ય સાથે આકૃતિ સમાન જોઈએ. 'કન્યા રૂપને પસંદ કરે છે.' એ શ્લોકમાં પણ પાંચ ગુણો કરેલા છે. રૂપ અહીં આકૃતિ શબ્દથી જણાવેલું છે. ધન સ્પષ્ટ જ છે. ઐશ્વર્યને બદલે શ્રુત કહેલું છે. કુલ અને જન્મ કહેલ છે. ભવ એટલે સમૃદ્ધિ લૌકિક દષ્ટિ પ્રમાણે રાજાની સમાન બીજાનું ધન હોતું નથી. તેથી રજકન્યા રૂક્મિણી અને યાદવ ભગવાનનું સમાનપણું નથી એ સિદ્ધ છે. જન્મમાં યાદવો કુલિન નથી એ લોકમાં પ્રસિદ્ધ છે.

આકૃતિ ભગવાનની ગૌર ન હોવાથી સમાન નથી. ભગવાનને રાજ્ય નહિ હોવાથી ઐશ્વર્ય પણ નથી. ભવ પણ સમાન નથી. દૈવને લીધે વિવાહ થાય તો પણ મૈત્રી રહેતી નથી. 'ઉત્તમ અને અધમના' વિવાહ કોઈ પ્રસંગે યોગ્ય નથી. એવો અર્થ છે. (૧૫)

ત્યારે હવે પછી મારે શું કરવું યોગ્ય છે ? એવો પ્રશ્ન ઉઠે તે સંબંધમાં નીચેનો શ્લોક કહે છે.

**वैदर्भ्येतदविज्ञाय त्वयाऽदीर्घसमीक्षया ।**
**वृता वयं गुणैर्हीना भिक्षुभिः श्लाघिता मुधा ॥१६॥**

एकेनाज्ञानं समर्थ्यते । 'अज्ञानात्कृतमकृतमेवे'ति हविर्विपर्यास इव पुनर्यथाकरणमित्युपाय इति प्रथममज्ञानमाह । वैदर्भि विदर्भराजदुहितः । अनेन सत्कुलप्रसूतत्वमुक्तम् । अविज्ञाय वयं वृता इति । एतत्तस्या अज्ञानसमर्थनं

कार्यान्तरविधानर्थम्, न तु दोषारोपार्थम् । ननु स्तोत्रद्वारा विज्ञापनया च तया पदार्था ज्ञायन्त एव, तत्कथमज्ञानमित्याशङ्क्याह अदीर्घसमीक्षयेति । न दीर्घा सम्यगीक्षा यस्याः। आपातत उत्कर्षं दृष्ट्वा अलौकिकमज्ञात्वा लौकिकं सुखं भविष्यतीति वरणादर्धदर्शित्वम् । वस्तुतस्तु भगवान् सर्वसंसारनिवारकः, नतुं संसारप्रद इति वस्तुतोऽप्यदीर्धदर्शित्वम् । तत्र हेतुमाह गुणैर्हीना इति । सगुणादेव संसारो भवति । ननु पूर्वं नारदादिभिः त्वदीयैः अनन्तगुणपूर्णत्वेन भवान् स्तुतः, तत्कथं गुणैर्हीना इति चेत्, तत्राह भिक्षुभिः श्लाधिता इति । भिक्षवो हि न वस्तुस्वरूपं जानन्ति, परस्य कथमिष्टमनिष्टं वा भवतीति स्वकार्यमात्रं पश्यन्ति । अन्यथा न याचेरन् । तदुक्तं पूर्वम् ।'नूनं स्वार्थपरो लोको न वेद परसङ्कटम् । यदि वेद न याचेते'ति सामान्यतो याचकदूषणम् । अतः स्वयं गुणातीता इति केवलं मोक्षार्थिनः संसरापेक्षिणोपि स्थाने स्तुवन्तीति भिक्षुभिः श्लाधिता इति दूषणम् । तैर्न तद्ग्राह्यम् । अतः स्वतः परतश्च अभिप्रायापरिज्ञानात् भ्रमस्तवोत्पन्न इति अज्ञानादेव वरणमित्यर्थः ॥१६॥

तर्ह्यतःपरं किं कर्तव्यमित्याकाङ्क्षायामाह ।

*<u>શ્લોકાર્થ -૧૬ :</u> હે વૈદર્ભિ ! આ જાણ્યા વિના તેં ટુંકી બુધ્ધિથી ગુણ વિનાના અને ભીક્ષુકો વખાણેલા અમને પરણ્યા છો.(૧૬)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> આ શ્લોકથી રૂક્મિણીનું અજ્ઞાન સિદ્ધ કરે છે. 'અજ્ઞાનથી કરેલું ન જ કરેલું હોવાથી' જયારે હોમાવાના પધાર્થ બદલાઇ જાય ત્યારે ફરીથી સરખા કરવા એ ઉપાય છે. તેથી પહેલું તેનું અજ્ઞાન કહે છે. વૈદર્ભિ! એટલે વિદર્ભ રાજાની પુત્રી.આ સંબોધનથી સારા કુલમાં જન્મેલી છે તે કહેલ છે. 'જાણ્યા વગર અમને પસંદ કરેલા છે' શબ્દોથી રૂક્મિણીનું અજ્ઞાન દર્શાવે છે. તેને દોષ દેવા સિદ્ધ કરાતા નથી. સ્તુતિ દ્વારા અને વિજ્ઞપ્તિથી જેણે પદાર્થો જાણેલા જ હતા તેથી તેનું અજ્ઞાન કેમ હોઇ શકે? એ શંકામાં ટુંકી બુધ્ધિથી શબ્દ યોજેલ છે. 'દીર્ઘ ન હતી સારી દષ્ટિ જેની' તેવી તે હતી. આ ઉપરથી ભગવાનની સરસાઇ જોઇ અલૌકિક જાણ્યા વગર લૌકિક સુખ થશે એવા પ્રયોજનથી તે વરેલી હોવાથી ટુંકી બુધ્ધિવાળી હતી.

વાસ્તવિક રીતે ભગવાન સર્વ સંસારનું નિવારણ કરનારા છે. પણ સંસાર આપનારા નથી. તેથી ટુંકી બુદ્ધિવાળી હતી. 'ગુણ વિનાના શબ્દથી' કારણ કહે છે. ગુણવાળાથી જ સંસાર પ્રાપ્ત થાય છે.

પહેલાં આપના ભક્તો નારદ વિગેરેએ અનંત ગુણોથી ભરેલા તરીકે આપની સ્તુતિ કરેલી છે. તેથી આપ ગુણ વિનાના કેવી રીતે હોઇ શકે ? એવી શંકા થાય. તેથી 'ભીખારીઓએ વખાણેલા' વિશેષણ યોજેલું છે. તેઓ ભીખ આપનારનું ઇચ્છેલું અથવા નહિ ઇચ્છેલું એમ વસ્તુનું સ્વરૂપ જાણતા નથી. પરંતુ માત્ર પોતાના કામનો જ વિચાર કરે છે. તેમ ન હોત તો ભીખ ન માગત. તેનું દુષણ સામાન્ય રીતે પહેલાં ખરે લોક સ્વાર્થમાં આસક્તિવાળો છે. બીજાનું સંકટ જાણતો નથી. જો જાણતો હોત તો માગત નહિ. (શ્રીમદ્ ભાગવત ૬-૧૦-૬ માં કહેલું છે) તેથી ભગવાન પોતે ગુણોથી પર હોવાથી માત્ર મોક્ષને ઇચ્છનારાઓ સ્તુતિ કરે છે કે સંસારને ઇચ્છનારાઓ પણ સ્તુતિ કરે છે તે યોગ્ય જ છે. તેથી 'ભીખારીઓએ વખાણેલા' એ દૂષણ છે. તેમાં પણ તેમને વ્યર્થ વખાણ કહેલા છે. તેઓને પોતાના આચરણથી જ પુરૂષાર્થ પ્રાપ્ત થાય છે એટલે મોક્ષ માટે મારી જરૂર નથી. મોટા ભક્તોને તો જરાએ મોક્ષ પ્રાપ્ત કરવા મારી જરૂર નથી. તેથી પોતાને આનંદ થાય તે માટે જ તેઓ વૃથા જ સ્તુતિ કરે છે. પરંતુ જેઓ સંસારની ઇચ્છા રાખે છે તેઓએ આ માનવું ન જોઇએ. પોતાની સ્તુતિનો અભિપ્રાય નહિ જાણવાથી તેને ભ્રમ થયેલો તેથી તેં અજ્ઞાનને લીધે જ મને પસંદ કરેલો એવો અર્થ છે. (૧૬)

ત્યારે હવે પછી મારે શું કરવું ? એ જાણવાની ઇચ્છા થાય તેથી નીચેનો શ્લોક કહે છે.

**अथात्मनोऽनुरूपं वै भजस्व क्षत्रियर्षभम् ।**
**येन त्वमाशिषः सत्या इहामुत्र च लप्स्यसे ॥१७॥**

अथेति भिन्नप्रक्रमेण । पितृगृहे गत्वा पूर्ववत् कृत्वा आत्मनोऽनुरूपं संसारैकप्रवणम् । स्त्रियः संसारैकस्वभावा इति स्त्रीणां न मुक्तिरिति मर्यादा । स्त्री च भर्तृसायुज्यं प्राप्नोति । अतः समाने भर्तरि सर्वमेतदुपपद्यते, न विषम

इति, अन्यथा स्त्रीनाशो भर्तृनाशो वा स्यात् । स को वा वरणीय इत्याकाङ्क्षायां वहिर्मुखं निर्दिशति क्षत्रियर्षभमिति । ते हि बहिर्मुखा एव । अन्यथा निर्दयाः परघातं न कुर्युः । क्षत्रियश्रेष्ठत्वात् न कोऽपि वाच्यतां मन्यते । तेषां जये अन्यसम्बन्धिन्योऽप्याह्रियन्त इति न दूषणमपि । आकाङ्क्षा तु तेषां वर्तत इत्युक्तमेव । ततः किं स्यादित्याशङ्क्याह वेनेति । सत्या आशिषः, प्रवाहनित्या विषयाः, तैरेव सिध्यन्ति, न त्वन्यैः । ऐहिकामुष्मिकफलरागरहितस्तु मत्परायण इति न मत्सेवया सर्वजन्मस्वैहिकामुष्मिकफलसिद्धिः । अतः संसारैकस्वभावक्षत्रियर्षभवरणेनैव फलप्राप्तिरिति युक्तम् । त्वमिति मायारूपत्वमुक्तम् । कापट्यं तत्रैव सफलं भवति, न तु ब्रह्मणीत्यर्थः ॥१७॥

नन्वेवं कर्तव्ये, सर्वज्ञेन त्वया किमित्यहमाहृतेति चेत्, तत्राह चैद्येति द्वाभ्याम् ।

<u>શ્લોકાર્થ -૧૭ :</u> *હવે તું પોતાને યોગ્ય ઉત્તમ ક્ષત્રિયનો સ્વીકાર કર. જેથી આ લોકમાં અને પરલોકમાં તું સત્ય આશિષો મેળવીશ. (૧૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'अथ' 'હવે' શબ્દથી જુદું કાર્ય કરવાનું કહે છે. તું પિતાને ઘેર જઈ, પહેલાંની પેઠે સ્વયંવર કરી પોતાને યોગ્ય પાત્ર સંસારમાં આસક્તિવાળા ક્ષત્રિયનો સ્વીકાર કર. 'સ્ત્રીઓ માત્ર સંસારમાંજ પ્રેમવાળી હોવાથી સ્ત્રીઓની મુક્તિ થતી નથી' એવી મર્યાદા છે.

સ્ત્રી પતિ સાથે ગાઢ સંબંધ પ્રાપ્ત કરે છે. તેથી પતિ પોતાની સમાન હોય ત્યારે આ સર્વ ઘટે છે. સમાન ન હોય ત્યાં ઘટતું નથી. તેથી તેમ ન હોય તો સ્ત્રી અથવા પતિનો નાશ થાય છે. તે કયો પતિ વરવા યોગ્ય છે ? એ જાણવાની ઈચ્છા થાય તેથી 'ઉત્તમ ક્ષત્રિય' શબ્દથી બહિર્મુખ જણાવે છે. કારણ કે ક્ષત્રયો બધા બહિર્મુખ જ હોય છે. કારણ કે તેઓ નિર્દય થઈ બીજાની હત્યાજ કરે ચે. પરંતુ તને પરણવાની તેઓ ઈચ્છા રાખે છે એમ કહેલું જ છે. તેથી એમ કરવાથીશું થાય? એવી શંકા થાય તેથી ઉત્તરાર્ધ કહેલો છે. 'સત્ય આશિષો' એટલે પ્રવાહમાં નિત્ય રહેલા વિષયો તે ક્ષત્રિયોથી જ પ્રાપ્ત થાય. આ લોક અને પરલોકના ફલમાં પ્રિતિ વિનાનો મારામાં આસક્તિવાળો હોવાથી મારી સેવાથી બધા જન્મોમાં આ લોક અને પરલોકનું ફલ પ્રાપ્ત થતું નથી. તેથી સંસારમાંજ જેની પ્રીતિ હોય

તેવા ઉત્તમ ક્ષત્રિયને વરવાથી જ ફલ પ્રાપ્ત થાય તે યોગ્ય છે. 'તું' શબ્દથી રૂકિમણીનું માયરૂપ કહેલું છે. તે રૂપ ક્ષત્રિયોમાંજ સફલ થશે. પરંતુ હું બ્રહ્મમાં તે સફલ થશે નહિ એવો અર્થ છે. (૧૭)

મારે આમ કરવાનું હતું એમ બધું જાણનારા આપ મને એ પ્રમાણે રાજાઓને હરાવીને કેમ લઈ ગયા? એવી શંકા થાય તેથી નીચેનો શ્લોક કહે છે.

**चैद्यशाल्वजरासन्धदन्तवक्रादयो नृपाः ।**
**मम द्विषन्ति वामोरु रुक्मी चापि तवाग्रज :॥१८॥**
**तेषां वीर्यमदान्धानां दृप्तानां स्मयनुत्तये ।**
**आनीतासि मया भद्रे तेजोऽपहृतयेऽसताम् ॥१९॥**

तान् तेषां दोषं च निरूपयति । आद्यन्तौ शापवशात् द्वेषिणौ । मध्यमौ देवतान्तरोपासकौ बहिर्मुखाविति चत्वार उक्ताः । तेन शापात् वा स्वभावाद्वा ये अन्यपराः, ते द्विषन्तीति । येऽप्यन्ये तानप्येतादृशधर्मवतः आदिशब्देन परिगृह्णाति । नृपा इति तेषां सर्वथा अमारणे हेतुः । मम सम्बन्धिनोऽपि मां द्विषन्ति । किञ्च । त्वत्सम्बन्धिनोऽपीत्याह रुक्मी चापीति । तव मुख्यः सम्बन्धी ज्येष्ठभ्राता । चकारात्तत्सम्बन्धिनः । सम्बन्धविशेषस्योक्तत्वात् ते तवापरिहार्या इत्यपि सूचितम् । अतस्त्वस्मदीयास्त्वदीयाश्चेति तेषां गर्वलक्षणसन्निपातनिवृत्त्यर्थं त्वामानीतेत्याह । वामोर्विति सम्बोधनाददुष्टत्वं च द्योतितम् । निवार्य दोषमनुवदति तेषां वीर्यमदान्धानमिति । वीर्यमदेन अन्धानाम् । यथा अन्धः निकटे स्थितमपि गर्तं न जानाति, अपि तु पतत्येव, तथा ते वैष्णवानलेषु पतन्तः मया निवारिता इति भावः । किञ्च । दृप्ताः हृदयशून्या अपि । न वाप्रमाणम्, न वा विचारस्तेषामित्यर्थः । ताभ्यां जातो यः स्मयः तस्य नुत्तये आनीतेति समानयने हेत्वन्तरमिति, दोषाभावश्च पूर्वं प्रतिपादित इतीतरभजनं समर्थितं भवति । ननु तेषां गर्वाभावस्तत्पराजयेनैव सिद्धो भवतीति किं मदाहरणेनेत्याशङ्क्याह तेजोऽपहृतय इति । तेषां तेजोऽप्युपहर्तव्यम् । उपहतये नाशाय वा । जयपराजयावव्यवस्थिताविति शास्त्रेण

कदाचित्तेऽपि पराजये न यावज्जीवं ग्लानिं मन्यन्ते । सत्प्रतिभाः सन्तः पुनरायान्ति च । एवं कृते तु गततेजसी भवन्तीति न तेषां पुनरुद्गमः तेजोहरणं दोषाय भविष्यतीत्याशङ्क्याह असतामिति । असतां तेजोनाशः युक्त एव ॥१८,१९॥

एवं रुक्मिण्या उपयोगमुक्त्वा स्वार्थं सा स्थापनीयेति पक्षं वारयति उदासीना इति ।

<u>શ્લોકાર્થ -૧૮-૧૯:</u> હે સુંદર સાથળોવાળી ! શિશુપાલ, શાલ્વ, જરાસંધ દંતવક્ર વિગેરે રાજાઓ અને તારો મોટો ભાઇ રુકિમ મારી સાથે વેર રાખે છે. (૧૮)

હે ભલી સ્ત્રી ! વીર્યના મદને લીધે આંધળા થયેલા તે અહંકારીઓનો અંહકાર દૂર કરવા તેમના તેજને હરવા હું તને લાવેલો .(૧૯)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> તે બહિર્મુખો શિશુપાલ અને દંતવક્ર શાપને લીધે વેર રાખનારા છે શાલ્વ અને જરાસંધ બીજા દેવાના ઉપાસકો છે તેથી બહિર્મુખ છે. તેથી શાપને લીધે અને સ્વભાવને લીધે જેઓ બીજા દેવમાં આસક્તિવાળા છે: તેઓ મારી સાથે વેર રાખે છે એવો અર્થ છે.

'રાજાઓ' શબ્દથી તેઓને નહિ હણવાનું કારણ કહેલું છે. વળી તારા સગાઓ પણ તેવા જ છે એમ 'અને વળી રુકિમ' શબ્દોથી કહે છે. તારો મોટોભાઇ અને 'ચ' અને શબ્દથી બીજા સગાંઓ કહેલાં છે. નજીકનો સંબંધ હોવાથી તું તેઓને તજી શકે એમ નથી. એમ સૂચવેલું છે. તેઓ બધાં બહિર્મુખ હોવાથી તેઓના અહંકારરૂપી સંનિપાતને દૂર કરવા હું તને લાવેલો છું. 'હે સુંદર સાથળોવાળી ! સંબોધનથી રુકિમણી દુષ્ટ નથી એમ સૂચવેલું છ. તેઓ વિર્યના મદને લીધે આંધળા થયેલા છે. જેમ આંધળો પોતાની પાસે રહેલા ખાડાને પણ જાણતો નથી. પરંતુ તેમાં પડે છે. તે પ્રમાણે વૈષ્ણવ અગ્નિમાં પડતાં તેઓને મેં અટકાવેલા છે. એવો ભાવ છે. તેઓ અંહકારી એટલે હૃદય વગરના છે. તેથી તેઓને કોઇ પ્રમાણ કે વિચાર પણ નથી એવો અર્થ છે. તે બેથી ઉત્પન્ન થયેલો જે અહંકાર તેને દૂર કરવા હું તને લાવેલો છું બીજું કારણ

પણ રુક્મિણીમાં દોષ નથી. તે સિદ્ધ થાય છે.(૧૯)

તેઓનો અહંકાર તેઓના પરાજયથી દૂર થાય તેથી મને લાવવાનું શું પ્રયોજન ? એવી શંકા થાય તેથી 'તેજ ને હણવા' શબ્દ યોજેલ છે. તેઓનું તેજ પણ હણવું જોઈએ.તેઓના તેજને હણવા તને લાવેલો. જય અને પરાજય નક્કિ હોતા નથી.એ શાસ્ત્ર પ્રમાણે કોઈવાર પરાજય થાય તો પણ જીવતાં સુધી તેનું દુઃખ રાખે નહિ અને શક્તિવાળા થતાં ફરીથી લડવા આવે તેથી તને લઈ આવવામાં આવે ત્યારે તેઓ તેજ વિનાના થાય એટલે ફરી લડવા ઉભા ન થાય એવો અર્થ છે. તેઓનું તેજ હરવાથી દોષ ઉત્પન્ન થશે? એવી શંકા થાય તેથી 'દુષ્ટોના' શબ્દ યોજેલ છે. તેમના તેજનો નાશ કરવો યોગ્ય જ છે.(૧૮-૧૯)

એ પ્રમાણે રૂક્મિણિને લાવવાનો ઉદેશ કહીને, પોતાને માટે તેને રાખવી એવા મતનો નિરાશ નીચેના શ્લોકથી કહે છે.

**उदासीना वयं नूनं न स्त्र्यपत्यार्थकामुकाः।**
**आत्मलब्ध्यास्महे पूर्णा गेहयोर्ज्योतिरक्रियाः ॥२०॥**

नूनमिति नात्र सन्देहः युक्त्या कर्तव्यः । ईषणात्रयं पर्यवसितं स्त्रीपुत्रधनरूपम् । तदपेक्षायामन्तस्तन्निवार्यरोगे तदपेक्षा भवति। पूर्णानन्दस्य स्वस्मिन् दोषाभावात् औदासीन्यमेव । द्वेषाभावात् नापि त्याज्यम् । अतः स्वस्योपचयापचयाभावात् न स्त्रपत्यार्थकामुकाः । अत्र भगवत्सम्बन्धः नोभयेच्छाकृतः, किन्त्वन्यतरेच्छाकृत एव । कार्यमुभयेच्छाधीनमिति तदनुरोधे भगवतः सकाशात्तत्कार्यमुत्पद्यते । अननुरोधे तु नेति नावश्यकत्वं कार्यस्य । अनुरोधस्तु न नित्यः भिक्षुकेष्विव । अतोऽन्यत्र नित्यापेक्षिणो गमनमुचितम् । 'धर्मार्थकाममोक्षार्थं च इच्छे' दित्यादिवाक्यमपि पृथगेव दानं बोधयति, नतु क्रियायां भगवत्सम्बन्धम्, अन्यथा भगवांस्तद्दाता न भवेदेव, स्वस्य निर्बन्धसम्भवात् । अकामुकत्वे हेतुमाह आत्मलब्ध्येति । यद्यपि भगवति नायं हेतुः, आत्मत्वात् अज्ञानादिव्यवधानाभावाच्च । 'आत्मलाभान्न परं विद्यते' इति

श्रुतिरपि न फलस्य फलसम्बन्धं बोधयति । तथापि लौकिकोक्त्या सम्मतिप्रदर्शनार्थं तथोच्यते । यथा लब्धात्मानः न स्त्र्यादिकामुकाः, एवं वयमिति । वाच्यं त्वेतावत्पूर्णा आस्माह इति । सर्वदैव वयं पूर्णास्तिष्ठाम इत्यर्थः नित्यप्राप्त एवात्मा हेतुत्वेनानूद्यत इति । ननु तथापि क्रीडार्थं समागतस्य क्रीडानिर्वाहार्थं कामना भवत्येवेति चेत्, तत्राह गेहयोर्ज्योतिरक्रिया इति । आविभूतमनाविर्भूतं वा तेजः स्वयं कार्ये न व्यापृतं भवति, किन्त्वाविर्भूतं केनचिन्निमित्तेन स्वसम्बन्धिनं प्रकाशयति । सम्बन्धिन एव च दोषं नाशयति, नतु स्वस्य काचिदपेक्षा । आविर्भूतमिति गेहयोर्देहगेहयोः । उभयमपि तुल्यमिति ख्यापयितुं समानशब्देन निर्देशः । ज्योतिरिव क्रियारहिताः ज्योतिरक्रियाः । अनेन तेजोवद्भगवदाविर्भाव इत्युक्तम् । अतः क्रिया विकारात्मिका नास्तीति नास्माकं काप्यपेक्षा । फलं च न नियतमिति फलापेक्षायामन्यानुसरणं कर्तव्यमिति सिद्धम् ॥२०॥

निःसम्बन्धं निरूप्य भगवान् निवृत्त इत्याह एतावदुक्त्वेति ।

<u>શ્લોકાર્થ -૨૦ :</u> *અમે ખરેખર ઉદાસીન છે. સ્ત્રી, છોકરાં અથવા ધનની ઈચ્છા રાખતા નથી. આત્માના લાભને લીધે અમે પૂર્ણ છીએ. ઘરમાં પ્રકાશતા તેજ પેઠે અમે ક્રિયા વિનાના છીએ. (૨૦)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> ખરેખર ! શબ્દથી આ વિષયમાં તર્કથી સંદેહ કરવા નહિ. સ્ત્રી, પુત્ર અને ધનરૂપ ત્રણ કામનાઓમાં કામના માત્ર પરિણમે છે. અન્તઃકરણની અંદર તેઓથી હઠે તેવો રોગ હોય ત્યારે તેમની ઈચ્છા થતાં તેમની જરૂર પડે છે. પૂર્ણ આનંદવાળાને પોતાની અંદર દોષ નહિ હોવાથી સ્ત્રી, પુત્ર, ધન વિષે ઉદાસીનપણું જ હોય છે. તેમને માટે દ્વેષ નહિ હોવાથી તેમને તજવાની પણ જરૂર નથી. વૃદ્ધિ અથવા ક્ષય થતાં નહિ હોવાથી સ્ત્રી, પુત્ર, ધનની કામના હોતી નથી. આ વિષયમાં ભગવાન સાથે સંબંધ ભગવાન અને રૂકમીણી બંનેની ઈચ્છાથી થયેલો ન હતો. પરંતુ રૂકમીણીની ઈચ્છાથી થયેલો હતો. સંબંધનું કાર્ય બંનેની ઈચ્છાને આધિન હોવાથી ભગવાન તે ઈચ્છા પુરી પાડે તે કાર્ય થાય છે. પરંતુ પુરી ન પાડે તો તે કાર્ય થતું નથી. તેથી કાર્ય આવશક્ય નથી. ભીખારીઓના

સંબંધમાં બને છે. તેમ ઈચ્છા પુરી પાડવાનું સદા બનતું નથી તેથી નિત્ય સંસારની ઈચ્છા રાખનારે ભગવાન સિવાય બીજે જવું યોગ્ય જ છે.

જે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ રૂપી પદાર્થો ઈચ્છતો હોય તેને હરિના ચરણની સેવાથી તે પ્રાપ્ત થાય છે. (શ્રીમદ્ ભાગવત (૪-૮-૪૧)) ભગવાન જુદા રહી દાન આપે છે. એવો બોધ કરે છે. પરંતુ તે ક્રિયામાં ભગવાનનો સંબંધ જણાવતું નથી. જો તેમ ન હોય તો ભગવાન તે ફલ આપનાર ન જ થાય કારણ કે તેમાં ભગવાનનો પોતાનો પણ આગ્રહ હોવાનું સંભવે છે. 'આત્માના લાભને લીધે' શબ્દથી કહેલું છે. ભગવાન આત્મા હોવાથી અને તેમને અજ્ઞાન વિગેરેનું નડતર નહિ હોવાથી આ આત્માનો લાભ ભગવાનના સંબંધમાં ઈચ્છા ન રાખનાર હોવાનું કારણ થતું નથી. અને 'આત્માના લાભથી ઉત્તમ બીજું કાંઈ નથી' એ શ્રુતિ પણ ફલ રૂપ ભગવાનને ફલનો સંબંધ થવાનું જણાવતા નથી. છતાં પણ લૌકિક કથન મુજબ સંમતિ દર્શાવવા કહેલું છે.

જેમને આત્માની પ્રાપ્તિ કરેલી છે તેઓ જેમ સ્ત્રી વિગેરેમાં ઈચ્છા રાખતા નથી તેમ ભગવાન પણ તેવી ઈચ્છા રાખતા નથી તે કહેવા 'પૂર્ણ છીએ' એમ કહેલું છે. સદાય પૂર્ણ રહીએ છીએ એવો અર્થ છે. અમને જે નિત્ય પ્રાપ્ત થયેલ છે. તેજ આત્મા પૂર્ણ હોવાના કારણરૂપ કહેવામાં આવે છે.

છતાં પણ ક્રિડા કરવા માટે પધારેલા ભગવાન ક્રિડા કરવા કામની ઈચ્છા થાય જ એવી શંકામાં 'ઘરમાં પ્રકાશતા તેજ પેઠે ક્રિયા વિનાના છીએ' એમ કહેલું છે. પ્રકાશ જેના સંબંધમાં આવે તેનો પ્રકાશ કરે છે. અને દોષનો નાશ કરે છે. પણ પોતાને કોઈ પદાર્થની જરૂર નથી એટલે દેહ અને ઘરમાં પ્રકાશતું પ્રકાશનું તેજ સરખું છે. તે 'દેહ' અને 'ગેહ' શબ્દથી જણાવે છે. જ્યોતિની પેઠે ક્રિયા વિનાના એટલે એમ કહેલું છે કે તેજની પેઠે ભગવાનનો આર્વિભાવ થાય છે. તેથી અમારામાં વિકારરૂપ ક્રિયા નહિ હોવાથી અમારે કોઈની જરૂર નથી. એટલે અમારી પાસે ફલ ચોક્કસ મળે તેમ ન હોવાથી તારે ફલની જરૂર હોય તો બીજાને અનુસરવું એમ સિદ્ધ થયું. (૨૦)

પોતે સંબંધ વિનાના છે એમ જણાવીને ભગવાન બોલતા બંધ થયા તે

નીચેના શ્લોકથી કહે છે.

**श्रीशुक उवाच - एतावदुक्त्वा भगवानात्मानं वल्लभामिव ।
मन्यमानामविश्लेषात्तद्दर्पघ्न उपारमत् ॥२१॥**

इदमेव वाचा तिरोधानम् । तिरोधाने निमित्तमाह आत्मानं वल्लभामिवेति । तत्रापि हेतुः अविश्लेषात् । यथा चैद्यादीनां दर्पहननार्थं एषा समानीता, एवमेतस्या अपि दर्पनिराकणार्थं सम्बन्धनिराकरणं दर्पहेतुना सह सम्बन्धे विद्यमाने स्मयाभावो न भवतीति अनेनैव भविष्यतीति ज्ञात्वा कृतवानिति ज्ञापयति । वल्लभां भगवतोऽत्यन्तं प्रिया । प्रीतिविषयत्वादपेक्षिता इवेति । बहुस्त्रीकत्वात्कार्यस्यान्यथापि सिद्धेः । एकभार्यस्य यथा सा वल्लभा भवति, तथा सा मन्यते, अन्यथा अविश्लेषो हेतुर्न स्यात् । अथवा । अज्ञानेन भगवन्तं भजतीति प्रबोधार्थं भगवानेवं वदतीति ज्ञापयितुं दृष्टान्तमाह आत्मानं वल्लभामिवेति । भगवन्तं स्त्रियमिव मन्यते, 'यथा स्त्रिया सम्परिष्वक्तो न बाह्यं कञ्चन वेदे'ति सुषुप्त्युपाख्याने 'शरीर आत्मा प्राज्ञेनात्मना सम्परिष्वक्त' इति निरूपितम् । 'सुषुप्त्युत्क्रान्त्योर्भेदेने'त्यत्र विवृतम् । तस्य यथा प्रबोधः कार्यते, एवमस्या अपीति । अर्धवल्लभां वा आत्मानं मन्यत इति वेति । उपारमत् वाक्यात् कायिकमानसव्यापाराच्च ॥२१॥

ततो यज्जातं तदाह इतीति त्रिभिः ।

<u>શ્લોકાર્થ -૨૧ :</u> જુદાં નહિ પડવાને લીધે, પોતે વ્હાલી હોય તેવી પોતાને માનતીને તેના મદનો નાશ કરનાર ભગવાન આટલું કહીને બોલતા અટકયા. (૨૧)

<u>સુબોધિનીજી ભાવાર્થ :</u> આટલું બોલતાં વાણીથી અટકવું. વહાલી હોય તેવી પોતાને માનતી શબ્દોથી તિરોધાન થવાનું કારણ કહેલું છે. 'જુદા નહિ પડવાને લીધે' શબ્દોથી એ પ્રમાણે માનતી હોવાનું કારણ કહેલું છે . જેમ શિશુપાલ વિગેરેથી મદનો નાશ કરવા રૂકમીણિ લઈ આવ્યા. એ પ્રમાણે આનો મદ દૂર કરવા સંબંધ ન હોવાનું કહ્યું. તે એમ જણાવે છે કે મદની સાથે

જ્યાંસુધી સંબંધ હોય ત્યાંસુધી મદ દૂર થતો નથી. આથી ભગવાને તેમ કર્યું. 'વ્હાલી' એટલે ભગવાનની ઘણી જ પ્રિય. ભગવાનને ઘણી સ્ત્રીઓ હોવાથી, એક પત્નીવાળાની જેમ તે પત્ની પ્રિય હોય છે તેમ હું ભગવાનને પ્રિય છું એવું માનતી હતી.

અથવા રૂક્મીણિ અજ્ઞાનને લીધે ભગવાનને ભજે છે તેથી તેને જ્ઞાન આપવા ભગવાને તે પ્રમાણે કહ્યું એમ જણાવવા 'ભગવાનને વહાલી એવું દૃષ્ટાંત કહેલું છે. ભગવાનને તે સ્રી જેવા માનતી હતી. 'જેમ સ્રીથી સારી રીતે આલિંગન પામેલો બહારનું કશું જાણતો નથી' એવો સુષુપ્તિ ઉપાખ્યાનમાં 'શરીર આત્મા (જીવ) ઘણા જ્ઞાનવાળા આત્માની સાથે આલિંગન પામેલો છે' એમ જણાવેલું છે. (બ્રહ્મસૂત્ર ૧-૩-૪૨) માં આનું વિવેચન કહેલું છે. તે જીવને જેમ જ્ઞાન આપવામાં આવે છે. તેમ આ રૂક્મીણિને પણ જ્ઞાન આપે છે. અથવા પોતે પ્રિય હોય તેવી પોતાને માનતીને ભગવાન બોલતા અટકયા અને કાયા અને મનની ક્રિયા કરતાં અટકયાં નીચેના શ્લોકથી આરંભી ત્રણ શ્લોકથી જે પછી થયું તે કહે છે. (૨૧)

**इति त्रिलोकेशपतेस्तदात्मनः प्रियस्य देव्यश्रुतपूर्वमप्रियम् ।**
**आश्रुत्य भीता हृदि जातवेपथुश्चिन्तां दुरन्तां रुदती जगाम ह ॥२२॥**
**पदा सुजातेन नरवारुणश्रिया भुवं लिखन्त्यश्रुभिरञ्जनासितैः ।**
**आसिञ्चती कुङ्कुमरूषितौ स्तनौ तस्थावधोमुख्यतिदुःखरुद्धवाक् ॥२३॥**
**तस्याः सुदुःखभयशोकविनष्टबुद्धेर्हस्ताच्छ्लथद्वलयतो व्यजनं पपात ।**
**देहश्च विक्लवधियः सहसैव मुह्यन् रम्भेव वायुविहता प्रविकीर्य केशान् ॥२४॥**

सम्यक् ज्ञानवत्याः किञ्चिज्ज्ञानवत्याः मूर्छितायाश्च अवस्थाः क्रमेणोच्यन्ते। यतस्त्रिगुणा हि सा । अतः सत्त्वादितमोन्ता अवस्था वर्णिताः । प्रत्येकं गुणानां त्रैविध्यमिति त्रितयं निरूप्यते । तत्र प्रथमं सत्त्वे कायत्रयमाह । इति पूर्वोक्तप्रकारेण निःसम्बन्धप्रतिपादकं वाक्यमाश्रुत्य प्रथमं भीता जाता, तत्यक्ष्यतीति । ततो हृदये वेपथुः कम्पोऽपि जातः दुरन्ता चिन्तापि । चिन्ता सात्त्विकी, भयं तामसम् । त्रिलोक्याः ईशः, पतिश्च स्वस्यापि,

लौकिकवैदिकोत्कृष्टसम्बन्धौ निरूपितौ । तदेति ।तस्यामवस्थायाम् । तदिति वा प्रसिद्धं सर्वजनीनम् । अतः सत्यमपि कुर्यात् । केवलं लोकतो वेदतश्चैव सम्बन्ध इति न, किन्तु स्वस्यापि रोचत इत्याह प्रियस्येति। ननु परिहासवचनमेतद्भविष्यतीति कथं भयमिति चेत्, तत्राह देवीति । देवतारूपा सा, सत्यमेव भगवान् वदतीति ज्ञातवती । तर्ह्यभिप्रायं ज्ञात्वा दर्पं परित्यज्य कथं न प्रपन्नेत्याशङ्क्याह अश्रुतपूर्वमिति । दर्पःसर्वदैव जायते, वाक्यं तु न कदाचिदप्येवं श्रुतम् । तदप्यासमन्तात् श्रुत्वा अभिप्रायतोऽर्थतश्च । अतः प्रथमतो भयं मनसि जातम् । हृदयस्थाने कम्पोऽपि जातः, इदं कायिकमिव बुद्धेः । अहङ्कारस्तु निर्वर्तनीय एव । चिन्ता चेतसः। रुदतीति रोदनमिन्द्रियाणाम्, अहङ्कारः तद्रुपेण निर्गत इति ज्ञापनार्थः । हेत्याश्चर्यम् । कथं वाक्यमात्रेणैतामवस्थां प्राप्तवतीति ।आन्तरमेतन्निरूपितम् ।बाह्यं निरूपयति पदा सुजातेनेति । सुजातेनातिकोमलेन लक्षणयुक्तेन वा । तेन लक्षणानामुत्पादकस्या वा दोषमापादयन्ती तथा कृतवती ।अथवा। उत्कृष्टत्वाच्चरणस्य नैवमनिष्टं भविष्यतीति ज्ञापनार्थं तथोच्यते। नखारूर्श्रियेति। नखेषु नखैः कृत्वा वा अरुणा श्रीर्यस्येति । अनेन नखानां मणिरूपत्वमुक्तम् । अयं सात्त्विक उत्कर्षः । सहजागन्तुकोत्कर्षयुक्तेन पदा भुवं लिखन्ती । चिन्ताकुलितायास्चैव व्यापार इति भूमिं लिखन्तीति । भूम्यां किञ्चिल्लेखनं निषिद्धम्, भूमिं भित्वान्तःप्रवेक्ष्यामीति भावेन तथा लेखनम् । इयं हि लौकिकी भाषा, लौकिकभावनिराकणार्थमेव भगवता तथोक्तमिति यः कश्चन भावः परमोत्कर्षं प्राप्त : फलपर्यवसायी भवतीति ज्ञापनार्थं तथोच्यते। अतस्तस्याः कायिकव्यापारो निरूपितः। मानसमाह । अश्रुभिः कुङ्कुमरूषितौ स्तनावासिञ्चती । मनस्यतिशोकान्निरन्तरोत्पन्नान्यश्रूणि अञ्जनमपि भित्त्वा निर्गच्छन्तीति तस्या अतिरिक्तः सर्वोऽपि वर्णस्तैरपनीत इति सूच्यते। कुङ्कुमं कज्जलं च उभयमपहृतमिति । अधोमुखीति च मानसमेव । अतिदुःखेन रुद्धा वागिति वाचो निवृत्तिः । उभयोरल्पो व्यापारः । वाक् तु निवृत्तैवेति । बाह्याभ्यन्तररामवस्थामुक्त्वा देहस्य पातमाह तस्या इति । आद्येन

मानसपातश्च । तस्या देहः पपात । देहधारिका बुद्धिः प्रयत्नद्वारा । सा तु त्रिभिर्नष्टेति सुदुःखभयशोका निरूपिताः । सुदुःखं पुरुषोत्तमलक्षणविषया-भावात् आनन्दरूपस्य भगवतस्तिरोभावाद्वा । भयं भगवानन्येभ्यो दास्यतीति । शोकः स्वस्य सर्वनाशात् । त्रिदोषेण बुद्धिनाशः । स स्वकीयं प्रयत्नाभावमपि करोतीत्याह हस्तात् श्लथद्वलयतो व्यजनं पपातेति । कृशत्वात् श्लथद्वलयत्वम् । आद्रौ धर्मनाशः, पश्चाद्धर्मिण इति । क्रमेण ह्रास, इति नालौकिकप्रकारेण तस्याः पातः । व्यजनं वीज्यमानं धारकप्रयत्ननाशात् पपात। अनेन स्थूलः प्रयत्नो नष्ट इत्युक्तम् । सूक्ष्मोऽपि नष्टः येन प्राणो धार्यत इत्याह देहश्चेति । देहश्च पपात । चकारात्तत्सम्बन्धीन्याभरणादीन्यपि । इतोऽपि सूक्ष्मः कारणप्राणधारकोऽशिष्यते । तस्मिनिवृत्ते सर्वनाशो भविष्यतीति भगवत एतावद्दूरं परीक्षा । लौकिक्याः पुर्जीवनमलौकिकं न युक्तमिति ततः पूर्वमेव प्रतीकारं करिष्यति । सूक्ष्मा धारिका बुद्धिर्वैक्लव्यं प्राप्तवती । विचारेण तदपनोदावाभमाह सहसैव मुह्यदिति । 'मुग्धेऽर्धसम्पति'रिति न्यायेन अर्धं मृता । केवलमासन्यस्तिष्ठति । अत एव पतिता, न मृता । पतनादपि भयं भवतीति भयेन प्रयत्नाभिव्यक्तिमाशङ्क्य तन्निषेधार्थमाह, रम्भेव वातविहतेति। वाय्वाधोतन यथा कदली भग्ना पतति, सर्वथा प्रयत्नरहिता स्वतोऽपि कोमला । प्रविकीर्य केशानिति रम्भातुल्यत्वं निरूपितम् । अथवा । मूर्च्छासमये शिरोभ्रमणं जातमिति केशग्रन्थिविस्त्रंसनात् केशविकीर्णता जाता । केशा वेण्याकारेण न वद्धाः ॥२४॥

तदा भगवान् क्षणविलम्बे समाधानमशक्यमिति उपेक्षाभावं परित्यज्य, तस्यामपेक्षाभावं कृत्वा, शीघ्रं प्रतिक्रियार्थं प्रवृत्त इत्याह तद्दृष्ट्वेति ।

<u>શ્લોકાર્થ - ૨૨ :</u> અહો ! ત્રણ લોકના ઈશ્વર અને પતિ, પોતાના પ્રિયનું પહેલા કદી નહિ સાંભળેલું, એવું અપ્રિય વાક્ય સાંભળીને દેવી ભય પામી, હૃદયમાં કંપ થયો, રડતી અને ઘણી ચિંતા થઈ. (૨૨)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> એ ત્રણ શ્લોકમાં સારી રીતે જ્ઞાનવાળીને,

મૂર્છા પામેલીની અવસ્થાઓ અનુક્રમે કહેલી છે કારણ કે તે ત્રણ ગુણવાળી હતી. તેથી સત્ત્વથી આરંભી તમોગુણ સુધીની અવસ્થાઓ વર્ણવેલી છે.

તે પૈકી પહેલાં આ શ્લોકમાં સત્ત્વગુણના ત્રણ કાર્યો કહે છે. 'એવું' એટલે અપ્રિય વાકય સાંભળી આરંભમાં ભગવાન મારો ત્યાગ કરશે એમ માની ભય પામી પછી હૃદયમાં કંપ થયો અને ઘણી ચિંતા પણ થઈ. ચિંતા સાત્ત્વિક છે. ભય તામસ્ છે. ભગવાન ત્રણ લોકના ઈશ્વર અને પતિ છે અને પોતાના પણ પતિ છે એમ તેની સાથેના લૌકિક અને વૈદિક સંબંધો કહ્યા. એટલે તે સ્થિતિમાં ભગવાન તેને સત્ય પણ કહે અને ત્યાગ પણ કરે.

માત્ર લોક અને વેદ પ્રમાણે જ ભગવાન સાથે સંબંધ હતો એમ ન હતું. પણ ભગવાન તેને પોતાને પ્રિય હતા. આ મશ્કરીનું વાકય હશે તેથી ભય કેમ પામી? એવી શંકા થાય તેથી 'દેવી' શબ્દ યોજેલ છે. તે દેવતારૂપ હતી. ભગવાન સત્ય જ કહે છે એમ તેણે જાણ્યું.

ત્યારે ભગવાનનો અભિપ્રાય જાણીને, મદનો ત્યાગ કરી શરણે કેમ ન થાઈ? એવી શંકા થાય તેથી 'પહેલાં નહિ સાંભળેલું' એવું વિશેષણ યોજેલું છે. મદ તો સદાએ તેને થતો પણ આવું વાકય કદિ સાંભળેલું ન હતું. તે પણ 'આ' સારી રીતે અભિપ્રાયથી સાંભળ્યું. આરંભમાં મનમાં ભય થયો. હૃદયમાં કંપ થયો. આ કાયાના કાર્યો થયાં. બુદ્ધિનો અહંકાર તો દૂર કરવો જોઈએ. તેથી મનમાં ચિંતા થઈ એટલે અહંકાર તો દૂર કરવો જોઈએ. તેથી મનમાં ચિંતા થઈ એટલે અહંકાર જતો રહ્યો. રડતી હતી. એ ઈંદ્રિયનું કાર્ય રૂદનથી અહંકાર આસુંઓથી નીકળી ગયો. 'અહો' શબ્દથી ભગવાનના વાકય માત્રથી આવી અવસ્થા થઈ તે જણાવ્યું.

નીચેના શ્લોકથી દેહનું બહારનું કાર્ય જણાવે છે.(૨૨)

*<u>શ્લોકાર્થ -૨૩ :</u> નખોની લાલ કાંતિવાળી ઘણા કોમળ ચરણથી ભોંય ખોતરતી, કેસરના લેપવાળા સ્તનોને કાજળને લીધે કાળા થયેલા આંસુઓથી સિંચન કરતી નીચું મુખ રાખી ઉભી રહી.(૨૩)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> 'ઘણા કોમળ અથવા ભાગ્યના ચિન્હવાળા'

ચરણથી ભોંય ખોતરતી હતી. અથવા ચરણ ઉત્તમ હોવાથી રુક્મીણીનું એવું અનિષ્ટ થશે નહિ એમ જણાવવા તે પ્રમાણે શુકે કહેલું છે. નખોને લીધે લાલ હતી કાંતિ જેની તેવા આ વિશેષણથી નખોને મણિરૂપ કહેલાછે. આ સાત્ત્વિક ઉત્તમપણું છે. ચિંતાથી પીડાયેલી તેવું કાર્ય કરે છે. તેથી તે ભોંય ખોતરતી હતી એમ કહેલું છે. ભૂમીમાં કાંઇ પણ ખોતરવાનું શાસ્ત્રમાં મના કરેલી છે. 'હું ભૂમીને તોડીને અંદર પ્રવેશ કરીશ' એવા ભાવથી ભૂમીને તોડીને અંદર પ્રવેશ કરીશ' એવા ભાવથી ભૂમીને ખોતરતી હતી. આ લૌકિક ભાષા છે. લૌકિક ભાવ દૂર કરવા માટે જ ભગવાને તે પ્રમાણે કહેલું છે. તેથી 'આ' વિશેષણથી તેની કાયાનું કાર્ય જણાવ્યું. 'કેસરના લેપવાળા સ્તનોને આંસુઓથી સિંચન કરતી' વિશેષણથી મનનું કાર્ય કહે છે. મનમાં ઘણો શોક હોવાથી સદા ઉત્પન્ન થતાં આંસુઓથી કાજળને પણ ધોઇ નાખીને બહાર નીકળતાં હતાં. તેણે કેસર અને કાજળને બંનેને ધોઇ નાખ્યાં. 'મુખ નીચે રાખીને' એ વિશેષણ પણ મનનું કાર્ય છે. ઘણાં દુઃખને લીધે તેની વાણી રૂંધાયેલી હતી. વાણી તો બંધ જ થઇ ગઇ એવો અર્થ છે. (૨૩)

તેની બહાર અને અંદરની સ્થિતિ કહીને તેનો દેહ પડયો એમ મનનો પાત થયો, બુદ્ધિ નાશ પામી, એમ હવે કહે છે.

<u>શ્લોકાર્થ -૨૪ :</u> *ઘણા દુઃખ, ભય અને શોકને લીધે નાશ પામેલી બુદ્ધિવાળીના સરી જતા બંગડીવાળા હાથમાંથી પંખો પડી ગયો અને મંદ બુદ્ધિવાળીનો દેહ એકાએક મૂર્ચ્છા આવતાં વાયુએ ઉખેડી નાખેલી કેળની પેઠે કેશ વિખરાઇને ગયા.(૨૪)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> તેનો દેહ પડયો. બુદ્ધિનો પણ ત્રણ પ્રકારે નાશ થયો. તેનો નાશ કરનાર દુઃખ, ભય અને શોક કહેલાં છે. પુરૂષોત્તમ નામનો પદાર્થ પોતાની પાસે નહિ હોવાથી અથવા આનંદરૂપ ભગવાનનો તિરોભાવ થવાથી તેને ઘણું દુઃખ થયું. 'ભગવાન બીજાઓને મને આપી દેશે' એવા વિચારથી ભય થયો. પોતાનું સર્વસ્વ જતું રહેવાથી શોક થયો એને લીધે બુદ્ધિનો નાશ થયો. તેથી 'સરી જતી બંગડીવાળા હાથમાંથી પંખો પડી ગયો' કહેલ છે રૂક્મિણી દૂબળી થવાથી બંગડી સરી જવા લાગી પછી ગુણનો ક્ષય થયો એમ

નિયમ પ્રમાણે ક્ષય થયો. એટલે અલૌકિક પ્રકારે તે પડી નહતી. તેથી વાયુ ઢોળતી પંખાને ધારણ કરતી હતી તે સૂક્ષ્મ પ્રયત્નમાં પણ પ્રાણ ધારણ થાય છે. તે પણ જતો રહ્યો અને તેથી દેહ પડયાં. 'ચ' શબ્દથી દેહના સંબંધવાળા આભુષણો પણ પડયાં. હવે પ્રાણ જતો રહે તો સર્વનો નાશ થાય તેથી ભગવાને ત્યાં સુધી પરીક્ષા કરી. લૌકિક રૂકમીણીને અલૌકિક પુનઃજીવન આપ્યું. પ્રાણ ગયા પછી ફરી જીવતી કરવી એ યોગ્ય નહિ હોવાથી પ્રાણ જાય તે પહેલાં ભગવાન પ્રયત્ન કરશે.

દેહ ધારણ કરનારી સૂક્ષ્મ બુદ્ધિ સ્વપ્નમાં પણ રહે છે. તો પછી તે દેહ કેમ પડયો? એવી શંકા થાય તેથી 'મંદ થતી બુદ્ધિવાળાનો' શબ્દ યોજેલ છે. સૂક્ષ્મ બુદ્ધિ મંદ થઈ ગઈ. 'એકાએક મૂર્ચ્છા આવતાં' શબ્દોથી કહેલું છે. તે અડધી મરણ પામી હતી. પ્રાણ રહેલો તેથી તે પડી ગઈ. મરણ પામી નહિ. પડવાનો પણ ભય હોય છે. તેથી 'ભયને લઈને તેને પડતાં બચવા પ્રયત્ન કર્યો હશે.' એવી શંકામાં 'વાયુએ ઉખાડી નાખેલી કેળની પેઠે' એવું દૃષ્ટાંત કહેલું છે. જેમ વાયુના ઝપાટાથી કેળ ભાંગીને પડે છે. 'કેશ વિખરાઈને' શબ્દોથી કેળની સમાનતા કહેલી છે. મૂર્ચ્છા થઈ એટલે માથું ભમ્યું એટલે કેશની ગાંઠ છુંટી જતાં કેશ વીખરાઈ ગયા. (૨૪)

પછી એક ક્ષણનો પણ વિલંબ થશે તો રૂકમીણીના મનની શાંતિ થશે નહિ એમ જાણી ભગવાને તેનો આદર કરવા તુરત જ સાંત્વનનો ઉપાય કરવાની પ્રવૃતિ કરી તે નીચેના શ્લોકથી કહે છે.

**तद्दृष्ट्वा भगवान्कृष्णः प्रियायाः प्रेमबन्धनम् ।**
**हास्यप्रौढिमजानन्त्याः करुणः सोऽन्वकम्पत ॥२५॥**

तस्याः पतनं दृष्ट्वा करुणायुक्तो भूत्वा अन्वकम्पत । तस्या दुःखनिवृत्तिमियेष । अभिप्रायानुसारेण यत्तयाग्रे निरूपितं तावद्वक्तव्यम् । ततश्च अभिमानाभावे ज्ञाते, भगवान् कृपां कुर्यात् । यत्तु मध्ये मूर्च्छया पतनम्, तदभिकप्रायाज्ञानात् । ईश्वरवाक्ये च यावत्स एव स्वाभिप्रायं न प्रकाशयति, तावद्वार्तान्तिरंन वर्णनीयम् । अतो लौकिकत्वात्तस्या अभिप्रायापरिज्ञानात्

त्यागभयेन तथावस्थोचितैव । तदा भगवानुत्तरेऽदत्ते अभिमानाभावे चाज्ञातेऽपि कृपामेव कृतवान् । तत्र हेतुः करुण इति । दयायुक्तः । दयायामपि हेतुः तदृष्ट्वेति । भगवानिति सर्वार्थाभिज्ञता । कृष्ण इति स्त्रीणां प्रियः। तासामुद्धारार्थे आगतः कथं तां मारयेत् । ननु बहव एव मूर्च्छिता भवन्ति वचसा त्रासिताः, किमत्राश्चर्यमिति चेत्,तत्राह **प्रियायाः प्रेमबन्धनमिति** । सापि भगवतः प्रिया, भक्तत्वात् । स्वस्याश्च प्रेमातिशयः सम्बन्धाभावे ज्ञात एव प्राणपरित्यागरूपः । प्रेमैव बन्धनमिति भगवत्प्रेम्णैव सा बद्धा तिष्ठति । तदभावे ज्ञात एव पतितेति । ननु युक्तमेव तस्यास्तथात्वम्, केनांशेन सन्तुष्टः, सन्तोषहेतोराश्चर्यस्याभावादित्याशङ्क्याह **हास्यप्रौढिमजानन्त्या** इति। हास्यरसे पूर्वपक्षसिद्धान्तन्यायेन पदार्थनिरूपणं प्रौढिः। तत्र भगवता पूर्वपक्षःकृतः यतो रुक्मिणी न लौकिकी । नापि लौकिकविषयमपेक्षते । अतोऽवश्यं सिद्धान्तो वक्तव्यः । तद्वक्तुं न जानातीति मुग्धभावात् बालानामिवाभिमानो न दोषायेति मूर्च्छां दृष्ट्वा स्वभावतोऽपि परमकारुणिकः अनुकम्पां कृतवान् ॥२५॥

ततो यत्कृतवांस्तदाह पर्यङ्कादिति ।

<u>શ્લોકાર્થ -૨૫ :</u> *હાસ્યનું મહાત્મ્ય ન જાણનારી પ્રિયાનું તે પ્રેમનું બંધન જોઈને દયાળું ભગવાને દયા કરી. (૨૫)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> તેને પડી ગએલી જોઈને ભગવાને દયાળું થઈને તેના પર દયા કરી. તેનું દુઃખ દૂર કરવા ઈચ્છા કરી. તેને અભિમાન નથી. તેથી ભગવાન તેની ઉપર કૃપા કરત પણ વચ્ચમાં મૂર્છાથી તેનું પતન થયું. તે ભગવાનનો અભિપ્રાય ન જાણવાથી થયું. ઈશ્વરના વાકયના સંબંધમાં તો જયાંસુધી તે પોતે પોતાનો અભિપ્રાય વ્યકત ન કરે ત્યાંસુધી બીજો અર્થ જાણવો ન જોઈએ. તેથી રૂકિમણી લૌકિક હોવાથી તે ભગવાનનો અભિપ્રાય જાણતી ન હોવાથી પોતાનો ત્યાગ થવાના ભયને લીધે તેની આ અવસ્થા થઈ તે યોગ્ય જ છે. તે સમયે રૂકિમણીએ ઉત્તર ન આપવા છતાં તેનામાં અભિમાન નથી એમ જાણવામાં આવતાં હોવા છતાં ભગવાને તેના પર કૃપા કરી તેનું કારણ 'દયાળું' વિશેષણથી કહેલું છે. દયાળું એટલે દયાવાળા 'ભગવાન' શબ્દથી

સર્વ અર્થનું જ્ઞાન તેમને હતું એમ કહેલું છે. 'શ્રીકૃષ્ણ' એટલે સ્ત્રીઓને પ્રિય. તેઓનો ઉદ્ધાર કરવા પધારેલા તે રૂક્મિણીને કેમ હણે ? વચનથી દુઃખ પામીને ઘણાય મૂર્ચ્છા પામે છે. આમાં શું આશ્ચર્ય છે? એવી શંકા થાય તેથી 'પ્રિયાનું પ્રેમનું બંધન જોઈને શબ્દો યોજેલ છે. તે પણ ભગવાનની ભક્ત હોવાથી તેમને પ્રિય હતી અને ભગવાનનો સંબંધ નહિ રહે એમ જાણતાં પ્રાણનો ત્યાગ કરવા સુધી તેનો પ્રેમ રહે એમ જાણતાં પ્રાણનો ત્યાગ કરવા સુધી તેનો પ્રેમ હતો, પ્રેમ જ બંધનરૂપ હોવાથી તે ભગવાનના પ્રેમથી બંધાઈને ઉભી હતી. તે પ્રેમ નહિ રહે એમ જાણતાં પડી ગઈ એવો તેનો પ્રેમ હતો.

તે રૂક્મિણી પડી જાય તેજ યોગ્ય હતું. ભગવાન કયા અંશથી સંતોષ પામ્યા એવી શંકા થાય તેથી 'હાસ્યનું મહાત્મ્ય ન જાણનારી' શબ્દો યોજેલ છે. હાસ્યરસની અંદર પૂર્વપક્ષ અને સિદ્ધાંતના નિયમ મુજબ શબ્દનો અર્થ કહેવા તે તેનું મહાત્મ્ય છે. તે પૈકી પૂર્વપક્ષ ભગવાને કર્યો કારણ કે રૂકિમણી લૌકિક ન હતી. વળી તેને લૌકિક વિષયની દરકાર પણ ન હતી. તેથી રૂક્મિણીને સિદ્ધાંત કહેવા જોઈએ. તે જાણતી ન હતી. એટલે બાળકોની પેઠે અજ્ઞાનવાળી સ્થિતિમાં અભિમાનરૂપી દોષ પણ દોષરૂપ નહિ હોવાથી તેની મૂર્ચ્છા જોઈને દયાળું ભગવાને તેની પર દયા કરી. (૨૫)

ભગવાને જે કર્યું તે નીચેના શ્લોકથી હવે કહે છે.

**पर्यङ्कादवरुह्याशु तामुत्थाप्य चतुर्भुजः ।**

**केशान् समूह्य तद्वक्त्रं प्रामृजत पद्मपाणिना ॥२६॥**

स्वयं शीघ्रमवरुह्य पर्यङ्कात्, हस्तद्वयेन तामुत्थाप्य, हस्तद्वयेन च केशान् समूह्य, एकेन हस्तेन केशबन्धं धृत्वा, दक्षिणेन तद्वक्त्रं प्रामृजत् । पद्मपाणिनेति शीतलनमृतस्त्रावेण । तेन तापापनोदः जीवनं च जातम् । स्पर्शेनैव प्राणाः समागताः ॥२६॥

ततः स्वस्थां सान्त्वयामासेत्याह प्रमृज्येति ।

<u>શ્લોકાર્થ -૨૬:</u> પલંગ ઉપરથી એકદમ ઉતરીને તેને ઉઠાડીને ચાર ભુજાવાળાએ કેશો ભેગા કરી કમળ જેવા હસ્તથી તેનું મુખ સ્વચ્છ કર્યું. (૨૬)

સુબોધિનીજી, ભાવાર્થ : ભગવાને પોતે પલંગ પરથી ઉઠીને બે હસ્તથી તેને ઉઠાવી, બે હસ્તથી તેના કેશો ભેગા કરીને તેનું મુખ સ્વચ્છ કર્યું. 'કમલ જેવા હસ્તથી' અમૃત સ્રવતા શિતળ હસ્તથી મુખ સ્વચ્છ કર્યું. તેનું દુઃખ દૂર થયું. તે જીવતી રહી. ભગવાનના સ્પર્શથી પ્રાણ આવ્યા. (૨૬)

પછી ભગવાને સ્વસ્થ થયેલી રૂક્મિણીને સાન્તવન આપ્યું અને નીચેના શ્લોકથી કહે છે.



**प्रमृज्याश्रुकले नेत्रे स्तनौ चोपहतौ शुचा ।**
**आश्लिष्य बाहुना राजन्ननन्यविषयां सतीम् ॥२७॥**

तेनैव पाणिना अश्रूणि प्रमृज्य, अश्रुणां कला यत्र । तत उत्थाप्यैव धृत्वैव हस्तद्वयेन मध्ये एकेन केशबन्धम् । उक्तां क्रियां कृतवान् । अतः सान्त्वनपर्यन्तं चतुर्भुज एव स्थितः । प्रकर्षेण मार्जनं अश्रूणि दूरीकृत्य परितः स्थितकज्जलस्य सर्वत्र स्थापनम्, तथैवान्यत्रापि स्नेहप्रकाशार्थं त्यागाभावविश्वासार्थं च बाहुना आश्लिष्य । ननु स्वयमेव ' स्त्र्यपत्यार्थकामुका' इत्युक्त्वा, पुनः किमर्थं तथा कृतवान्, तत्राह अनन्यविषयामिति । न विद्यते अन्यो विषयो यस्याः । यद्यहमपि विषयो न भवेत्, तदा शरीरनाशः स्यादिति । 'ये त्यक्तलोकधर्माश्च मदर्थे तान् बिभर्म्यहमि'ति । तस्यास्तथात्वं ज्ञात्वा स्वप्रतिज्ञास्थापनार्थमेव तथा कृतवानित्यर्थः । ततश्च स्त्रीत्वेन न कामिता, किन्त्वनन्यविषयत्वेन । किञ्च । सती पतिव्रता । तदुपेक्षायां मर्यादाविरोधोऽपि स्यात् । राजन्निति सम्बोधनं भ्रमाभावाय । राजा हि पूर्णविषयो भवतीति ॥२७॥

**सान्त्वयामास सान्त्वज्ञः कृपया कृपणां प्रभुः ।**
**हास्यप्रौढिभ्रमच्चित्तामतदर्हां सतां गतिः ॥२८॥**

किञ्च, सान्त्वयामासेति । ततो वाक्यैः सान्त्वयामास । ननु स्वयमेव निःसम्बन्धं प्रतिपाद्य, कथं सान्त्वनं कुर्यादित्याशङ्क्याह सान्त्वज्ञ इति । सान्त्वने हेतुः कृपयेति । नतु भयेन कथञ्चिदपि । कृपणामिति दयायां हेतुः । नतु भार्याम् । ननु धर्मद्वयस्य विद्यमानत्वात्कथं कार्पण्यमेव हेतुरित्यत आह

प्रभुरिति। स हि स्वतः समर्थो न भार्यादिकमपेक्षते। हास्यप्रौढिवाक्यैर्भ्रमच्चित्तामिति वाक्यसान्त्वने हेतुः। अन्यथा कायासान्त्वनेनैव चरितार्थता स्यात्। अतश्चित्तभ्रमोऽपि निवारणीयः। ननु तिष्ठतु चिते भ्रमः, किं स्यात्, अत आह अतदर्हामिति, तद्विरूपतयावस्थानं नार्हति। शरीरेण कृपाम्, वाचा अकृपां च। शरीरे स्वास्थ्यम्, चित्तेऽस्वास्थ्यं वा। यतो भगवान् सतां गतिः। सन्तो हि निःसन्दिग्धा भवन्ति, भगवद्वाक्यविश्वासेन प्रवर्तन्ते। 'द्विःशरं नाभिसन्धत्ते द्विःस्थापयति नाश्रितान्।' 'कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यती'ति। अतश्चित्तभ्रमापनोदनार्थं वाचा सान्त्वनं कर्तव्यम्॥२८॥

तामेवाह त्रिभिः।

श्लोकार्थ -२७-२८ : હે રાજન્ ! જેમાં આંસુઓના ભાગ હતો તેવા બે નેત્રોને અને શોકને લીધે અસ્વચ્છ થયેલા બે સ્તનોને સ્વચ્છ કરી જેને પોતાના સિવાય બીજો આશ્રય ન હતો તે સતીને બાહુથી આલિંગન કરી દિલાસો આપવાનું જાણનાર સત્પુરૂષોના ફલરૂપ પ્રભુએ કૃપાથી તેને દિલાસો આપ્યો.(૨૭-૨૮)

સુબોધિનીજી, ભાવાર્થ : આંસુઓનો ભાર જેમાં હતો એ નેત્રોનાં આસુઓને હાથથી સ્વચ્છ કરી તેના કેશને બાંધ્યા તેથી તેને દિલાસો આપ્યો ત્યાંસુધી ભગવાન ચારભુજાવાળા રહ્યા. નેત્રને સ્વચ્છ કરવું, કાજળને દૂર કરી આંખોને સ્વચ્છ કરવી દિલાસો આપ્યો. હું તારો ત્યાગ કરીશ નહિ. તે માટે બે બાહુથી આલિંગન કરીને તે પ્રમાણે કર્યું.

અમે સ્ત્રી, પુત્ર અથવા ધનની ઈચ્છા રાખતા નથી એમ કહીને ભગવાને પાછું તે પ્રમાણે રૂક્મિણીનું સાન્ત્વન કેમ કર્યું? એવી શંકા થાય તેથી 'જેને પોતાના સિવાય બીજો આશ્રય ન હતો' એવું વિશેષણ યોજેલું છે. બીજો આશ્રય ન હતો જેને તેવી તે હતી. તેથી આ ભગવાન પણ જો તેનો આશ્રય ન રહત તો તેના દેહનો નાશ થાત. તેવી તેને જાણીને 'જેઓને મારા માટે લોકના ધર્મોનો ત્યાગ કરેલો છે તેઓનું હું રક્ષણ કરૂં છું' એવી પોતાની પ્રતિજ્ઞા સાચવવા ભગવાનને તેમ કર્યું. એવો અર્થ છે. ભગવાને તેની સ્ત્રી તરીકે ઈચ્છા રાખી

નથી. પરંતુ જેને બીજો કોઈ આશ્રય નથી તેવી કામનાવાળી હતી તે સતિ એટલે પતિવ્રતા હતી તેનો અનાદર કરવાથી મર્યાદાનો પણ વિરોધ થાય.

હે રાજન્! એ સંબોધન પરિક્ષિતને ભ્રમ ન રહે તે માટે છે. કારણ કે રાજા લૌકિક વિષયોથી ભરપુર હોય છે. વળી ભગવાને દિલાસો આપ્યો. તેમને વાક્યોથી દિલાસો આપ્યો. પહેલાં મારે તારી સાથે સંબંધ નથી એમ જણાવ્યું તો પછી 'દિલાસો આપવાનું જાણનાર' શબ્દ યોજેલ છે. 'કૃપાથી' શબ્દથી દિલાસો આપવાનું કારણ કહેલું છે. 'દીન' શબ્દથી દયા કરવાનું કારણ કહેલું છે. પત્ની હોવાંથી તો દયા કરી નહતી. 'હાસ્યના મહાત્મ્યવાળા વાક્યોથી ભમતાં ચિત્તવાળી' શબ્દોથી દિલાસો આપવાથી કાર્ય પતી જાત. તેના ચિત્તનો ભ્રમ પણ દૂર કરવાનો હતો.

ચિત્તમાં ભ્રમ ભલે રહે તેથી શું થાય? એવી શંકા થાય તેથી 'તેને યોગ્ય નહિ તેવી' વિશેષણ યોજેલું છે. 'તે' એટલે શરીરની કૃપા, વાણીની કૃપા નહિ અથવા શરીરનું સ્વચ્છપણું ચિત્તનું અસ્વસ્થપણું. તેવી સ્થિતિમાં તે રહેવા યોગ્ય ન હતી. કારણ કે ભગવાન ફલરૂપ છે. સત્પુરૂષો સંદેહ વગરના હોય છે. બે વાર બાણ ચઢાવતા નથી. શરણે આવેલાનું બે વાર સ્થાપન કરતા નથી. હે કૌંતેય ! મારા ભક્તનો નાશ થતો નથી એવી મારી પ્રતિજ્ઞા કહે છે. તેથી તેના ચિત્તના ભ્રમને દૂર કરવા વાણીથી દિલાસો આપવો જોઈએ. (૨૭-૨૮)

તે નીચેના શ્લોક ત્રણથી વાણીથી દિલાસો આપે છે:

**श्रीभगवानुवाच - मा मा वैदर्भ्यसूयेथा जाने त्वां मत्परायणाम् ।**
**त्वद्वचः श्रोतुकामेन क्ष्वेल्याचरितमङ्गने ॥२९॥**

**मा मेति** । कायवाङ्मनसां पूर्वं बलिष्ठमिति कायेन सान्त्वने कृते फलरूपत्वाइत्तस्य वाजिकस्य दुर्बलत्वाच्च जामतमेव सान्त्वनम् । परं कायवाचोः परस्परविरोधात् भगवान्न विश्वसनीय इति स्यात्, तन्निषेधति, हे वैदर्भि, मां मासूयेथा इति । दोषारोपेण मा पश्य । अथवा । निष्कारमेतावद्दुःखं दत्तमिति कदाचिदसूयां कुर्यात् । अन्यत्तु सहजमेव, न तेन कश्चिदुपकारं मन्यते । तर्ह्येवं वचनस्य प्रवृत्तिविरुद्धस्य कोऽभिप्राय इति चेत्, तत्राह जाने त्वामिति । अन्यता

ज्ञात्वा अन्यथावचनमभिप्रायं सूचयति । ननु निर्दुष्टा सर्वथा चेत्, तदैवमपि दोषं न मंस्यत इति किं दोषनिराकरणेनेत्यत आह वैदर्भीति । जन्मभूमिसम्वन्दात् कदाचिदेवमपि भावयेदिति, अन्यथा चित्तवृत्तिर्भगवता कृतेति तद्दर्पहननं क्ष्वेल्यर्थं च न परस्परं विरुध्यते । शब्दस्य त्रेधा वृत्तिः । मुख्या गौणी तात्पर्यवृत्तिश्चेति । लक्षणागौण्योस्त्वभेदः, तात्पर्ये वा अन्तभार्वः । तत्र मुख्यार्थवाधः दर्पहननपक्षे क्ष्वेलिपक्षे च तुल्यः । ततः प्रासङ्गिको गौणः क्ष्वेल्यां पर्यवस्यति । तात्पर्यं तु दर्पहनन हति उभयमविरुद्धम् । 'स्त्रीषु नर्मविवाहे चे'ति वाक्यात् मुख्यार्थरहितशब्दप्रयोगो न दोषाय । अन्यथा तात्पर्यादीनां वैयर्थ्यं स्यात् । 'परोक्षवादा ऋषयः परोक्षं च मम प्रिय'मिति भगवद्वाक्याच्च । पूर्वपक्षन्यायेन बर्हिमुर्खखत्वं लौकिकत्वं च तस्यामारोप्य, वाक्यानि प्रयुक्तानीत्यवोचाम । प्रासङ्गिकानि फलानि भगवान् निर्दिशति सान्त्वनार्थम् । मुख्यार्थो न विवक्षित इत्यत्र हेतुः जाने त्वां मत्परायणामिति । क्ष्वेली परिहासः । परिहासार्थमेव हि गाल्यः उत्पन्नाः । अतः क्ष्वेल्यैवाचरितं तादृशवचनभाषणं कृतमित्यर्थः । तथाकरणे दोषाभावमाह अङ्गने इति । अङ्गनयति प्रापयतीति तादृश्या सह रसोत्पत्त्यर्थं वक्तव्यमेव । प्रासङ्गिकत्वात्तदानीमेवैतदभावेऽपि न दोषः । अग्रे तु भविष्यति । दर्पस्तु भगवदीयतया स्वल्पो मृग्य एव, अन्यथा ज्ञानमार्गात् को विशेषः स्यात् । परमुद्गर्तो नापेक्ष्यते । तस्मिन्निराकार्ये वक्ता ईश्वर इति सर्वोऽपि निवृत्तः, तदाधाराः प्राणा अपि । तदनभिप्रेतमिति पुनः प्रतिप्रसवमाह जाने त्वामिति । परन्त्वहमेव वल्लभेति न मन्तव्यमिति भावः । क्ष्वेल्याः प्रयोजनमाह त्वद्वचः श्रोतुकामेनेति । गूढं वाक्यमपि श्रोतव्यमिति भावः ॥२९॥

प्रयोजनान्तरमाह मुखं चेति ।

<u>શ્લોકાર્થ -૨૯ :</u> હે વૈદર્ભિ ! મને તું દોષ ન દે. તને મારામાં આસક્તિવાળી હું જાણું છું. હે અંગના ! તારૂં વચન સાંભળવાની ઈચ્છાવાળાએ મેં મશ્કરી કરેલી. (૨૯)

સુબોધિનીજી, ભાવાર્થ : કાયા, વાણી અને મન ઘણું બલવાન હોવાથી કાયાથી દિલાસો આપવામાં અવ્યો ત્યારે તે ફલરૂપ હોવાથી અને વાણીનો દિલાસો દુર્બલ હોવાથી દિલાસો થઈ જ ગયો. પરંતુ વાણીથી દિલાસો આપવામાં ન આવે તો કાયા અને વાણીમાં પરસ્પર વિરોધ હોવાને લીધે ભગવાન વિશ્વાસ રાખવા યોગ્ય નથી એવું થાય તેથી તેવું નથી એમ 'હે વૈદર્ભી ! મને તું દોષ ન દે' એ શબ્દોથી કહે છે. તું મને દોષવાળો ન જો અથવા ભગવાને મને વિના કારણ આટલું દુઃખ દીધું એવા વિચારથી રૂક્મિણી ક્રોધ કરે. બીજું તો સ્વાભાવિક હતું તેનાથી કોઈ ઉપકાર માનતું નથી.

ત્યારે આચરણથી વિરૂદ્ધ વચનોનો શું અભિપ્રાય હતો? એવી શંકા તેથી 'તને મારામાં આસકિતવાળી જાણું છું? કહેલ છે?

જો રૂકિમણી સર્વ પ્રકારે દોષ વિનાની હોય તો આવી ગર્વવાળી હોવા છતાં દોષ દૂર કરવાનું શું પ્રયોજન ? એમ શંકા થાય તેથી હે વૈદર્ભિ ! એવું સંબોધન કરેલું છે. જન્મભૂમીના સંબંધને લીધે 'હું જ ભગવાનને પ્રિય છુ' એમ પણ માને કારણ કે ભગવાને ચિત્તની વૃત્તિ જુદા પ્રકારની કરેલી છે. તેથી તેના ગર્વને હણવો અને મશ્કરીમાં વચનો કહેવાં એમાં પરસ્પરમાં વિરોધ નથી. ત્રણ શક્તિઓ છે. મુખ્યા, ગૌણી અને તાત્પર્ય એ શબ્દની અર્થ જણાવવાની શક્તિઓ છે. લક્ષણ અને ગૌણી તો ભેદ વિનાની એકની છે. તાત્પર્ય જણાવવામાં તેમનો સમાવેશ થાય છે. ભગવાનના વચનના મુખ્ય અર્થનો ભંગ, ગર્વનો નાશ કરવાના મતમાં અને મશ્કરી કરવાના મતમાં સમાન છે. પછી પ્રસંગને લીધે લેવાતો ગૌણ અર્થ મશ્કરી કરવામાં પરિણમે છે. તેમ કરવાનું તાત્પર્ય પણ ગર્વનો નાશ કરવામાં પરિણમે છે. એમ બંનેનો વિરોધ નથી.

સ્ત્રીઓ પાસે મશ્કરીમાં, વિવાહમાં અસત્ય બોલવું નિંદ્ય નથી. (શ્રીમદ ભાગવત ૮-૧૯-૪૩) એ વાક્ય પ્રમાણે મુખ્ય અર્થનો દોષ થતો નથી. તેમ ન હોય તો તાત્પર્ય વિગેરે શબ્દના અર્થ જાણનારી શકિતઓ વ્યર્થ થાય. વળી 'ઋષિઓ ન સમજાય તેવા વચનો કહેનારા છે અને ન સમજાય તેવું વચન મને પણ પ્રિય છે.' એ ભગવાનના વચનને લીધે અહીં પણ કોઈ દોષ થતો નથી.

રૂક્મિણીમાં બહિર્મુખપણું અને લૌકિકપણું છે એમ જણાવીને ભગવાને વાક્યો યોજેલ છે એમ અમે કહેલું છે.

તેને દિલાસો આપતાં હવે ફલ જણાવે છે. મુખ્ય અર્થ ભગવાને ઈચ્છેલો નથી. તેનું કારણ 'તને મારામાં આસક્તિવાળી હું જાણું છું' શબ્દોથી કહેલું છે.

ત્યારે મને આવાં વચનો કહેવાનો શું પ્રયોજન હતું? એવી શંકા થાય તેથી 'મશ્કરી કરેલી' શબ્દો યોજેલ છે. મશ્કરી કરવા માટે જ ગાળો ઉત્પન્ન થયેલી તેથી તેવાં વચનો કહેલા એ મશ્કરી જ કરેલી એવો અર્થ છે. હે અંગના ! સંબોધનથી તેમ કરવામાં દોષ નથી. દેહને પ્રાપ્ત કરાવે તે અંગના તેવી સ્ત્રી સાથે રસ ઉત્પન્ન થાય તે માટે આવું વચન બોલવું જોઈએ. તેજ સમયે આ રસની ઉત્પત્તિ ન થાય તો તો દોષ થાય.

ભગવદીય તરીકેનો ગર્વ તો થોડા રાખવો જ જોઈએ નહિ તો જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગમાં શું ભેદ? પરંતુ બહુ ગર્વ ન રાખવો. તેનો ગર્વ ઉતારવાનો હતો તેથી તે વચન બોલનાર ઈશ્વર હોવાથી બધોય ગર્વ જતો રહ્યો અને પ્રાણ પણ અટકી ગયા. તે ભગવાને ઈચ્છેલું ન હોવાથી 'તને મારામાં આસક્તિવાળી હું જાણું છું' શબ્દોથી તેમનો પાછો સંચાર થયાનું કહે છે. પરંતુ 'હું જ ભગવાનને પ્રિય છું' એમ તારે માનવું એવો છે. (૨૯)

નીચેના શ્લોકમાં બીજું પ્રયોજન કહે છે.

**मुखं च प्रेमसंरम्भस्फुरिताधरमीक्षितुम् ।**
**कटाक्षेपारूणशपाङ्गं सुन्दरभ्रुकुटीतटम् ।।३०।।**

मुखं च ईक्षितुम् । गालिदाने हि लोकाः कुप्यन्ति, तथा त्वमपि कोपं कारिष्यसीति कोपोत्पादनार्थं तथोक्तम् । प्रेमरसस्त्रिविधो भवति, सात्त्विको राजसस्तामसश्च । सात्त्विकस्तत्र पुत्रादिसाधारणः राजसः स्त्रियामेव धर्मसहितः। तामसस्तु जार एव भवति । सहजः स भावः कदाचिदत्र द्रष्टव्य इति तदुत्पादनार्थं वचनम् । प्रेम्णा यः क्रोधसंरम्भः, तेन स्फुरितमधरं यत्र, कटाक्षेपा वक्रदृष्टयः, तत्सहितमरुणं अपाङ्गं नेत्रान्तं यस्य । सुन्दरश्च भ्रुकुट्याः तटः । मुखं रसालं

तदैतं भवति । दृष्टिश्च सात्त्विकी तदैव रसाला । तदैव भ्रूभङ्गश्च रसालः ॥३०॥

ननु किमेवं वाक्यायोः श्रवणादिनेति चेत्, तत्राह अयं हीति ।

શ્લોકાર્થ -૩૦ : પ્રેમના સંવાદને લીધે ફડફડતા અધરવાળું કટાક્ષ ફેંકવાથી લાલ થયેલા આંખના ખૂણાવાળું, સુંદર મુખ જોવાને મશ્કરી કરેલી. (૩૦)

સુબોધિનીજી, ભાવાર્થ : મુખ જોવાને મશ્કરી કરેલી કારણ કે ગાળ આપે ત્યારે લોકો કોપ કરે છે. તેમ તું પણ કોપ કરીશ એવા વિચારથી તારામાં કોપ ઉત્પન્ન કરવા એ પ્રમાણે મેં કહેલું સાત્ત્વિક, રાજસ્ અને તામસ્ એવા ત્રણ પ્રકારનો પ્રેમ હોય છે. સાત્ત્વિક પ્રેમ ધર્મ સહિત સ્ત્રીમાં જ હોય છે.

તામસ્ પ્રેમ ધર્મ તો જારમાં જ હોય છે. કુદરતી તે રાજસ્ પ્રેમ ઉત્પન્ન કરવા એવું વચન કહેલું . પ્રેમને લીધે જે ક્રોધવાળો સંવાદ થાય, ફડફડતા અધરથી કટાક્ષ ફેંકવા એટલે ત્રાંસી દષ્ટિ કરવી અને લાલ આંખનો ખૂણો થયેલો છે. જેનો અને સુંદર મુખ જોવા મશ્કરી કરેલી.

જ્યારે ફડફડતો અધર હોય ત્યારે જ રસાલ મુખ તામસ્ થાય આંખનો ખૂણો લાલ હોય ત્યારે સાત્વિક દષ્ટિ રસાલ થાય અને જ્યારે ભ્રમર ભંગ થાય ત્યારે રસાલ થાય. (૩૦)

વાણી અને કાયાથી શ્રવણ કરવાથી શું લાભ? એવી શંકા થાય તેથી નીચેનો શ્લોક કહે છે.

**अयं हि परमो लाभो गृहेषु गृहमेधिनाम् ।**
**यन्नर्मैर्नीयते यामः प्रियया भीरु भामिनि ॥३१॥**

गृहमेधिनां गृहेषु कामैकप्रधानेषु अयमेव परमो लाभः, अनिषिद्धः सन् पूर्णः कामरसः प्राप्यति इति । अतो यत्र रसाभास एव, तत्र चेद्रसः प्राप्यते, स कथं परमो भवेत् । गृहमेधिनामिति स्वभावो रसाभाव उक्तः । नर्मैः परिहासवचनैः । याम : काल याममात्रं वा । त्रियामा रात्रिः । तत्र निद्रार्थं यामद्वयम्, ततो याममात्रमेवावशिष्यते । प्रियया सहेति । प्रीतिस्त्वन्तरा, कायिकः साधारणः, वाचनिकं चेन्न स्यात्, तदैकाङ्गविकलमिति सर्वथा

परिहासो वक्तव्यः । नन्वेवं सति विरसता चेत्स्यात्, तदाधिकं नश्येदित्याशङ्क्याह । भीर्विति सम्बोधनम् । 'विशेषास्त्वङ्गना भीरुः कामिनी वामलोचना' इति स्त्रीविशेषवाचित्वान्नैवं विरसं करोति । भामिनीति लौकिकं चातुर्यमुच्यते । तेन स्वभावतः गुणतश्चोत्तमेति नान्यथा करिष्यतीति भावः ॥३१॥

ततः स्वस्था भूत्वा भगवदभिप्रेतं कृतवतीत्याह सैवमिति द्वाभ्याम् ।

*શ્લોકાર્થ - ૩૧ : હે ભીરૂ ભામિનીમતિ! ગૃહસ્થોના ઘરોમાં આજ ઉત્તમ લાભ છે કે પ્રિયાની સાથે એક પહોર મશ્કરીમાં ગાળવામાં આવે. (૩૧)*

સુબોધિનીજી, ભાવાર્થ : માત્ર કામ જ જેમાં મુખ્ય છે. તેવા ગૃહસ્થના ઘરોમાં આજ ઉત્તમ લાભ છે. જેની શાસ્ત્રમાં મના થયેલી નથી. તેથી પુરેપુરો કામરસ પ્રાપ્ત થાય છે. ઘરમાં જ્યાં રસાભાસ હોય ત્યાં જો રસની પ્રાપ્તિ થાય તો તે ઉત્તમ લાભ કેમ ન હોય? 'ગૃહસ્થોના' શબ્દથી એમ કહેલું છે કે સ્વભાવને લીધે તેઓમાં રસ હોતો નથી. નમઃ એટલે મશ્કરીમાં વચનોથી સમય એક પહોર ગાળવામાં આવે. રાત ત્રણ પહોરની હોય છે તે પૈકી બે પહોર નિદ્રા માટે હોય છે. પછી એક પહોર બાકી રહે છે. 'પ્રિયાની સાથે' શબ્દનો એવો અર્થ છે કે પ્રેમ તો હૃદયની અંદરનો છે. કાયાનો સંબંધ સામાન્ય છે. તેથી જો વાણીનો આનંદ ન હોય તો અંગ ખોટવાળું રહે તેથી મશ્કરી કરવી જોઈએ. વાણીના આનંદમાં જો કચવાટ થાય તો લાભ કરતાં વધારે આનંદનો નાશ થાય એવી શંકા થાય તેથી 'ભીરૂ' એવું સંબોધન કરેલું છે. ઉત્તમ સ્ત્રીઓ અંગના, ભીરૂ, કામીની , વામ લોચના કહેવાય છે. તેથી ભીરૂ શબ્દ ઉત્તમ સ્ત્રીના અર્થવાળો છે. 'ભામિનિ ' સંબોધનથી રૂક્મિણી ઉત્તમ હોવાથી તે કચવાટ કરશે નહિ એવો ભાવ છે. (૩૧)

નીચેના શ્લોકમાં શુકદેવજીના વચનો કહે છે.

श्रीशुक उवाच - सैवं भगवता राजन्वैदर्भी परिसान्त्विता ।
ज्ञात्वा तत्परिहासोक्तिं प्रियत्यागभयं जहौ ॥३२॥

आदौ स्वास्थ्यमुच्यते । सा पूर्वं तथोक्ता तथाभूता च । ननु उभयमपि भगवद्वाक्यमेवेति कथमस्मिन्वाक्ये विश्वासः, पूर्वोत्तरभावस्त्वप्रयोजकः, यथा पूर्वत्र हेतुरुक्तः, तथात्रापि मरणमनभिप्रेतं भविष्यतीति हेतुः कुतो न भवेत्, ततो निर्विचिकित्सं कथं प्रवृत्तिरित्याशङ्क्याह भगवतेति । स हि सर्वसमर्थो यथेच्छं करोतीति । राजन्निति पूर्ववत् । वैदर्भी स्वभावतो भक्तिप्रधाना राजसीति । परितः सान्त्वनं कायवाङ्मनोभिः बाधकं च विरुद्धं वाक्यं परिहासोक्तिं ज्ञात्वा उदासीनत्वे चिन्तारहिता अलौकिकी त्यक्ष्यतीत्येव स्फुरितबाधा अभिप्राये ज्ञाते प्रियत्यागभयं जहौ । अन्यथा सशेषोभिमानो न भवेदिति । तया क्ष्वेल्यर्थतैव ज्ञाता, नतु स्मयाभवार्थता । अत एव यथार्थत्वे प्रियत्यागेन यद्भयं तत्त्यक्तवती ॥३२॥

ततः स्वस्था भगवदभिलषितं किञ्चिदुक्तवतीत्याह बभाष इति ।

<u>શ્લોકાર્થ -૩૨ :</u> હે રાજન્ ! ભગવાને એ પ્રમાણે પુરુ સાંત્વન આપેલી તે વૈદર્ભીએ તે મશ્કરીનું વચન જાણીને, પ્રિયથી થવાના ત્યાગનો ભય ત્યજ્યો. (૩૨)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> 'તે' એટલે રૂક્મિણીનું સ્વસ્થપણું કહેવામાં આવે છે. પહેલાં કહેલાં અને હમણાં કહેલાં પણ ભગવાનના જ વાકયો હોવાથી રૂક્મિણીને વિશ્વાસ કેમ બેઠો? હમણાં કહેલાં વાકયોમાં પણ રૂક્મિણીનું મરણ ઈચ્છેલું ન હોવારૂપ પ્રયોજન કેમ ન હોય? સંદેહ વિનાની તેની પ્રવૃત્તિ કેમ થઇ ? એવી શંકા થાય તેથી 'ભગવાને' શબ્દ યોજેલ છે કારણ કે ભગવાન સર્વ કરવા શક્તિમાન હોઈ પોતાની ઈચ્છા મુજબ બધું કરે છે.

હે રાજન્ ! એ સંબો ન રાજાને આમાં વિશ્વાસ રહે તે માટે યોજેલ છે. 'વૈદર્ભિ' એટલે સ્વભાવથી ભક્તિને મુખ્ય ગણનારી રાજસી છે. તેને પુરો દિલાસો એટલે કાયા, વાણી અને મનથી દિલાસો આપતાં, ભગવાન પોતાની વાણી તરફ ઉદાસીન હોવા વિષે ચિંતા વિનાની અલૌકિક રૂક્મિણી 'જેને ભગવાન મારો ત્યાગ કરશે' એવા વિચારથી દુઃખ થયેલું તેણે ભગવાનના વાકયનો અભિપ્રાય જાણ્યો ત્યારે પ્રિય મારો ત્યાગ કરશે એવો ભયને તેણે

તજ્યો. જો તેમ ન હોત તો અભિમાન ન રહત. મશ્કરી કરવા જ ભગવાને કહેલું એમ તેણે માન્યું. પરંતુ ગર્વને દૂર કરવા કહેલું એમ માન્યું નહિ. તેથી જે ભય થયેલ તે તેણે તજ્યો. (૩૨)

પછી સ્વસ્થ થયેલી તેણે ભગવાનને કંઇક કહ્યું. તે કહે છે.

**बभाषे ऋषभं पुंसां वीक्षन्ती भगवन्मुखम् ।**
**सव्रीऽहासरुचिरस्निग्धापाङ्गेन भारत ॥३३॥**

पुंसामृषभं पुरुषोत्तमम् । अनेन भगवान् न स्त्रीपतिरित्युक्तम् । ततश्च स्त्रीबुद्धिः कापट्यं स्त्रीवश्यता च भगवतो निवारिता । एवं ज्ञात्वैव सा यथार्थं वदति, नतु साप्यन्यथा ज्ञात्वा अन्यथा वदति । तथा सत्यभिप्रायान्तरकल्पनायामनवस्था स्यात् । वीक्षन्ती भगवन्मुखमिति । दृष्ट्वैव परमः सन्तोषः वाच्यार्थस्फूर्तिरपि निरूपिता । अन्तर्गतं भावत्रयं आविष्कुर्वती तथोक्तवतीत्याह सव्रीडेति । लज्जा स्वाभाविकी सात्त्विकी, हासो राजसः श्रृङ्गारप्रधानः । रुचिरं स्निग्धं यदपाङ्ग तदपि गुणत्रयुक्तम् । तेन वीक्षन्तीति स्वान्तःस्थितभावोद्गिरणं निरूपितम् । अत'श्चित्तमनेनैवाकृष्यत' इति वचनानि पोपकाण्येव भवन्ति, नत्वन्यार्थकल्पनया कदाचिदपि विरुद्धानि भवन्तीति भावः ॥३३॥

वचनान्याह पञ्चदशभिः नन्वेवमिति ।

<u>શ્લોકાર્થ-૩૩ :</u> હે ભારત! લજ્જા સહીત હાસ્ય અને સુંદર પ્રેમવાળી ત્રાંસી દષ્ટિથી ભગવાનના મુખને જોતાં તેને ઉત્તમ પુરૂષને નીચે પ્રમાણે કહ્યું. (૩૩)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> ઉત્તમ પુરૂષ એટલે પુરૂષોત્તમ. આથી એમ જણાવેલ છે કે સ્ત્રીનો જેમના પર અમલ ચાલતો હોય તેવા ભગવાન નથી. તેથી તે કપટવાળા કે સ્ત્રીની સલાહ લેનારા નથી. સ્ત્રીને વશ નથી. એમ જાણીને રુકિમણી સત્ય વચન કહે છે. રુકિમણીના વચન પણ બીજા અભિપ્રાયથી કલ્પના કરતાં અનવસ્થા થાય. 'ભગવાનના મુખને જોતાં' શબ્દોથી એમ કહેલું' છે કે તેને મુખ જોવાથી ઘણો સંતોષ થયો અને કહેવાનો વિષય પણ સ્ફૂર્યો. 'લજ્જા

સહિત દૃષ્ટિથી' શબ્દથી એમ કહે છે પોતાની અંદર રહેલી ત્રણ લાગણીઓ દર્શાવતાં તેને તે પ્રમાણે કહયું.

લજ્જા સ્ત્રીઓને સ્વભાવિક જ હોય છે. શૃંગાર જેમાં મુખ્ય છે. તેવું રાજસ હાસ્ય. સુંદર પ્રેમવાળી ત્રાંસી દૃષ્ટિ. તે પણ ત્રણ ગુણોવાળી હતી. 'તેની દૃષ્ટિથી જોતાં' શબ્દોથી પોતાની અંદર રહેલી લાગણીઓને બહાર કાઢવાનું કહેલું છે. આથી જ ચિત્તનું આકર્ષણ થતું હોવાથી વચનો માત્ર પોષણ કરનારા જ છે. પણ કોઈપણ સમયે તે લાગણીઓથી વિરૂદ્ધ નથી એવો ભાવ છે.(૩૩)

નીચેના શ્લોકથી આરંભી પંદર શ્લોકથી વચનો કહે છે.

**नन्वेवमेदरविन्दविलोचनाह यद्वै भवान्भगवतोऽसदृशी विभूम्नः ।**
**क्व स्वे महिम्न्यभिरतो भगवांस्त्र्यधीशः क्वाहं गुणप्रकृतिरज्ञगृहीतपादा ॥३४॥**

कला एवैताः त्रिविधमपि पञ्चविधं कामरसं प्रबोधयन्तीव । कथं भगवता तद्वाक्यश्रवणार्थं सूत्ररूपाणि वाक्यानि निरूपितानीत्याकाङ्क्षायां वहिरङ्गप्रकारं परित्यज्यअन्तरङ्गप्रकारेणैव तद्वाक्यव्याख्यानरूपाणि वाक्यानि श्रोप्यतीत्यवगत्य तद्व्याख्यानमेवाह । यन्यथा 'अप्रतिषिद्धमनुमतं भवती'ति विरोधोऽङ्गीकृतः स्यात्, ईश्वरवाक्यं वा वाधितार्थमिति । अतो दोषनिराकरणार्थं प्रवृत्तो भगवान् तस्यां नैवं दोषं सम्पादयेत् । अतः स्ववाक्यान्येव इयं व्याचष्टामिति भगवदभिप्रायः । तत्र भगवता यदुक्तं 'कस्मान्मा ववृषेऽसमा'निति, तत्रार्थद्वयं सम्भवति । हीनत्वोत्तमत्वेन वा । तत्रोत्तमत्वेनैव तत्पदं सार्थकमित्याह नन्ववमेतदिति । असमानिति पदं परित्यज्य, प्रथमं श्लोकद्वयमर्थतोऽङ्गीकृतमिति न तद्वाधनार्थं किञ्चिदुच्यते । प्रयोजनं त्वग्रे वक्तव्यम् । दोषस्त्वादौ परिहियते । तमपि शब्दं स्वरूपतोऽङ्गीकरोति । हे अरविन्दविलोचन, यद्वै निश्चयेन भवानाह । नन्विति कोमलसम्वोधनेन अर्थतो विचार्यमाणे प्रातीतिके स पूर्वपक्ष एवेति ज्ञापयति। आदावेव नन्वित्युक्तत्वात् । सर्वाण्येव वाक्यानि यथाश्रुतानि पूर्वपक्ष एवेत्युक्तं भवति, एवमेतत्तथैव स्वार्थपरमित्यर्थः । सम्वोधनेन दृष्ट्यैव तापहारकः कथं वाक्यैस्तापं जनयिष्यतीति विरुद्धार्थपरमित्य । सम्वोधनेन दृष्ट्यैव तापहारकः

कथं वाक्यैस्तापं जनयिष्यतीति विरुद्धार्थपरित्यागो युक्त इति सूचितम् । वै निश्चयेन । नत्वकदेशेनापि बाध्यते । असमानित्यस्य व्याख्यानम्, न भवतः सदृशीति । न विद्यन्ते समा येषां न समा इति वा । एवमर्थद्वये प्रथमार्थ एव ग्राह्यः । भगवन्निरूपितं साम्यमन्यत्र नास्तीति । भगवांस्तु सर्वसमः, 'समः प्लुषिणे' त्यादिश्रुतेः । यथाकाशः सर्वसमो भवति, नत्वाकाशसमः कश्चित् । अतः अहं भवतः समा न भवामीति । तत्र हेतुः विभूम्न इति । विशिष्टो भूमा यस्येति, विगतो भूमा यस्मादिति वा । वैशिष्ट्यं सर्वतः, अन्यत्र भूमाभावे च असमानत्वं सिद्धमेव । भगवतो व्यापकत्वं सर्वश्रुतिसिद्धम्, गुणानां मायाया वा न तथेति सर्वजनीनत्वाद्धेतुरयं युक्तः । ननु तथापि त्वय्येव रमत इति तस्यापि रत्युत्पादिका त्वमेव महती समा वेत्याशङ्क्याह क स्वे महिम्नीति । भगवान् सर्वदा स्वस्मिन्नेव रमते । अभितो रमणं तत्रैव । केनचिदंशेन, कदाचिदेव कार्ये रमणम् । अत एव तत्कार्याण्यपि घटादीनि कदाचिदेव व्यापृतानि भवन्ति, नतु सर्वदा । स्वे महिम्न स्वपूर्णानन्दे । इयं च सृष्टिरूपा माया, नतु मुख्या लक्ष्मीर्ब्रह्मानन्दरूपापि । तस्या एवांशो मायेति न कश्चिद्विरोधः । यतो भगवान् । ननु समशो भवतु, तत्रापि को विशेष इति चेत्, तत्राह अधीश इति । त्रयाणां गुणानां तत्कार्याणां चाधीशः । नहीशितव्यैरीश्वरो रमते । तर्हि त्वमपि भगवति वा स्वस्मिन वा रमसे । अतः साम्येवोचितमिति चेत्, तत्राह काहं गुणप्रकृतिरिति । मम तु प्रकृतिर्गुणाः, भगवतस्तु परमान्दः । यथैको मृण्मयेन व्यवहरति, उपरः सौवर्णेनेति । अतः स्वरूपरमणमपि समायोजकम् । भगवदत्यपि रमणं क्वचिदपि परिच्छिन्नत्वान्नैकदेशेनैव । न हि परिच्छिनः सर्वथा व्याप्तुमर्हति । किञ्च । कार्यद्वारापि ममापकर्ष एवेत्याह अज्ञगृहीतपादेपि । यद्यपि मत्सेवका बहवः, मां चाकाङ्क्षन्ते संसाररूपाम्, तथापि ते अज्ञाः । श्रेष्ठाश्रयणमेव महत्त्वसूचकम्, नत्वश्रेष्ठानां बहूनामपि । न हि बह्व्यो मक्षिकाः यं कञ्चिदपकृष्टमाश्रयन्त इति गरुडाश्रितभगवत्तुल्यो भवति । गृहीतपादपदेन दोषाभावोऽप्युक्तः । अनेनान्ये मत्सेवका एवेति न तेऽपि मत्समाः । तेनान्यान् समत्वेनाभिप्रेत्य

यद्भगवतोक्तम्, तदपि निवारितं ज्ञातव्यम् ॥३४॥

एवमसमपदं व्याख्याय, 'राजभ्यो बिभ्यत' इत्यर्धेन यद्वयं निरूपितम्, तदपि तथैवेति व्याचष्टे सत्यमिति।

શ્લોકાર્થ -૩૪ : હે કમલના જેવા નેત્રવાળા ! ખરે ! આપે જે કહ્યું તે એમ જ છે. આપ ભગવાનની સમાન હું નથી. પોતાના પૂર્ણાનંદમાં રમણ કરનાર, ત્રણ ગુણના અધિપતિ આપ ભગવાન કયાં અને ગુણો જેનો સ્વભાવ છે અને અજ્ઞાનીઓ જેના ચરણ ગ્રહણ કરે છે. તેવી હું કયાં ?(૩૪)

સુબોધિનીજી, ભાવાર્થ : જાણે કે ત્રણે પ્રકારનો કામિનો રસ જણાવનારી આ કલા હોય તેવા આ પંદર શ્લોકો છે. ભગવાને તેવા વાકયો સાંભળવા માટે સૂત્રરૂપ વાકયો કેમ કહ્યાં? તેનો વિચાર કરતાં બહારના પ્રકારનો ત્યાગ કરીને અંદરના પ્રકારથી જ તે વ્યાખ્યાનરૂપ વાકયો ભગવાન સાંભળશે એમ જાણીને તે વાકયોનું વ્યાખ્યાન જ રુકિમણી કહે છે.

તારી સમાન નહિ તેવા અમને શા માટે વરી? એમ જે ભગવાને કહેલું તેના જવાબમાં તારાથી હલકા હોવાને લીધે અથવા ઉત્તમ હોવાને લીધે. તારાથી હલકા હોવાને લીધે અથવા ઉત્તમ હોવાને લીધે. તારી સમાન નહિ એવો અર્થ લેવાથી જ તે શબ્દ અર્થવાળો થાય છે.

'તારી સમાન નહિ' શબ્દને બાદ કરતાં પહેલા બે શ્લોકનો અર્થ પ્રમાણે સ્વીકાર કરવામાં આવે છે. તે શબ્દનો પણ સ્વરૂપથી અંગિકાર કહે છે. અર્થ જ જુદી રીતે કરે છે. 'હે કમલના જેવા નેત્રવાળો' જે આપે નિશ્ચયપૂર્વક કહ્યું તે એમજ એટલે બરાબર જ છે. ખરે ! એ કોમલ સંબોધનથી એમ જણાવે છે કે સત્ય અર્થનો વિચાર કરવામાં આવે ત્યારે તે પૂર્વપક્ષ જ છે.

જે દષ્ટિથી દુઃખ દૂર કરનારા છે તે વાકયોથી કેમ દુઃખ ઉત્પન્ન કરે? એટલે હે કમલ જેવા નેત્રવાળા ! એ સંબોધનથી સૂચવે છે કે આપનાં બધાં વાકયો નિશ્ચર્યપૂર્વક પૂર્વ પક્ષ છે. હું આપ ભગવાનની સમાન નથી. એ તારી સમાન નહિ. તેવા શબ્દનું વ્યાખ્યાન છે. ભગવાને કહેલું સમાનપણું બીજે કોઈમાં નથી. અગ્નિની સમાન, મચ્છરની સમાન, હાથીની સમાન વિગેરે શ્રુતિ

પ્રમાણે ભગવાન તો સર્વની સમાન છે. જેમ આકાશ સર્વની સમાન છે. પરંતુ કોઈ આકાશની સમાન નથી. તેમ ભગવાન સર્વની સમાન છે. પણ ભગવાનની સમાન કોઈ જ નથી. તેથી હું આપની સમાન નથી. તે 'ભરપુરતાવાળા' શબ્દથી કહેલું છે. ઉત્તમ મહાનતા જેમની છે તેવા ભગવાન છે. એટલે ભગવાન સર્વથી ઉત્તમ છે. બીજા કોઈનામાં સર્વોત્તમતા નહિ હોવાથી તે ભગવાનની સમાન નથી. એમ સિદ્ધ થયું. ભગવાનનું વ્યાપકપણું નથી. તેથી ભગવાન સર્વથી ઉત્તમ છે એ કારણ જગતમાં પ્રસિદ્ધ હોવાથી યોગ્ય જ છે. છતાં પણ ભગવાન તારામાં જ રમણ કરે છે. તેથી તેમને પણ આનંદ આપનારી તું જ છે. તેથી તેમની સમાન છે એવી શંકા થાય તેથી ઉત્તરાર્ધ યોજેલ છે.

ભગવાન સદા પોતાની અંદર રમણ કરે છે. સંપૂર્ણપણેથી રમણ અંદર જ કરે છે. કોઈક જ અંશથી કોઈક જ સમયે કાર્યમાં રમણ કરે છે તેથી ઘડો વિગેરે કાર્યો પણ કાંઈક સમયે ઉપયોગી થાય છે. પણ સદા ઉપયોગી થતા નથી. स्वे महिम्नि એટલે પોતાના પૂર્ણાનંદમાં રમણ કરે છે. વળી આ રૂક્મિણી સૃષ્ટિરૂપ માયા છે. પરંતુ બ્રહ્માનંદના રૂપવાળી મુખ્ય લક્ષ્મી પણ નથી. તે તેનો અંશ માયા હોવાથી કયાંય વિરોધ નથી. તેથી આપ મારાથી ઉત્તમ છો. ભગવાન તારી સમાન ભલે હોય. તેમનામાં ખાસ ગુણ કયો છે? એવી શંકા થાય તેથી 'ત્રણ ગુણના અધિપતિ' શબ્દ યોજેલ છે. ભગવાન ત્રણ ગુણના અધિપતિ છે. કારણ કે જેમને વશ રાખવાના છે તેઓની સાથે ઈશ્વર રમણ કરતા નથી. તેથી આપ મારી સમાન નથી. ત્યારે તું પણ ભગવાન સાથે પોતાની અંદર રમણ કરે છે. તેથી તારું ભગવાન સાથેનું સમાનપણું યોગ્ય જ છે. એવી શંકા થાય તેથી ''ગુણો જેનો સ્વભાવ છે તેવી હું 'કયાં'? એમ કહયું. મારો તો સ્વભાવ ગુણો છે. ભગવાનનો સ્વભાવ તો પરમાનંદ છે. જેમ એક માટીના પદાર્થોથી વ્યવહાર કરે અને બીજો સુવર્ણના પદાર્થોથી વ્યવહાર કરે તેવો ભેદ બેમાં છે. તેથી મારા સ્વરૂપમાં તારૂં રમણ પણ મારા માટે નકામું છે. ભગવાન સાથે રમણ પણ કોઈક જ સમયે થાય છે. હું હદવાળી હોવાથી મારા પણ કોઈક જ સમયે થાય છે. હું હદવાળી હોવાથી મારા અમુક

ભાગથી જ થાય છે. હદવાળો હોય તે સંપૂર્ણ રીતે ભરપુર કરી શકતો નથી. 'અજ્ઞાનીઓ જેના ચરણ ગ્રહણ કરે છે. એવા વિશેષણથી મને ઈચ્છે છે. છતાં પણ તેઓ અજ્ઞાની છે. શ્રેષ્ઠ પુરૂષો ઉત્તરાધપણું સૂચવતું નથી. કારણ કે ઘણીએ માખીઓ નબળા પદાર્થોનો આશ્રય કરે છે. તેથી તે કાંઈ ગરૂડ જેમનો 'ચરણ ગ્રહણ કરે છે' શબ્દથી દોષ પણ નથી એમ કહેલું છે. 'આ' શબ્દથી એમ કહેલું જાણવું કે બીજાઓ મારા સેવકો જ હોવાથી મારી સમાન નથી. તેથી બીજાઓ પોતાની સમાન હોવાની ભગવાને જે કહેલું છે તેનો પણ તેણે ઈન્કાર કરેલો છે.(૩૪)

એવી રીતે 'તારી સમાન નહિ' શબ્દનું વ્યાખ્યાન કરીને 'રાજાઓથી ભય પામતા' એ જે ભય વર્ણવેલો તેનું નીચેના શ્લોકથી વ્યાખ્યાન કરે છે.



**सत्यं भयादिव गुणेभ्य उरुक्रमान्तः शेते समुद्र उपलम्भनमात्र आत्मा।**
**नित्यं कदिन्द्रियगणैः कृतविग्रहस्त्वं त्वत्सेवकैर्नृपपदं विधुतं तमोऽन्धम्॥३५॥**

रजसो धर्मा राजसा राजानः । ते हि निरन्तरं प्रकृत्येकस्वभावाः । तेषु विद्यमानेषु न कदाचिदप्यात्मसुखस्फूर्तिः । 'सुखमस्यात्मनो रूपं सर्वेहोपरतिस्तु'रित्येवविवृतम् । अतः स्वानन्दानुभवे रजस्तमःप्रधानान् गुणान् परित्यज्य, समुद्रे मुद्रासहिते, यत्र गुणानां प्रवेशो न भवति, तादृशे उपलम्भनमात्रे केवले चिद्रूपे । ज्ञानं हि मायानिवर्तकं भवतीति । तत्राप्यन्तः यथा दूरादपि न कोऽपि पश्यति, तथा लीनः सन् आत्मा सूक्ष्मो व्यापको भूत्वा तदात्मकः सन् व्याप्नोतीति च ज्ञापयितुमप्यात्मपदम् । ते त्वकिञ्चित्करा इति भयादिवेत्युक्तम् । तत्र हेतुः उरुक्रमेति । यथाश्रुतमग्रे निराकरिष्यते । अनेनात्रापि द्वारकायां आत्मरमणार्थमेव स्थीयत इति गुणरूपेभ्यस्तेभ्यः पलाय्य समागमनं युक्तमिति समर्थितम् । यदप्युक्तं 'बलवद्भिः कृतद्वेषा'निति, तदपि सत्यमेव । व्याचष्टे नित्यमिति । कदिन्द्रियाणां कुत्सितेन्द्रियाणां गणोयेषु । सर्वाण्येवेन्द्रियाणि बहिर्मुखानीति । ते हि बलवन्तो भवन्ति अदान्तैरिन्द्रियैः । वस्तुतस्तु दुर्बला एव, इन्द्रियपरवशत्वात् । ते हि दुष्टाः काका इव स्प्रक्ष्यन्तीति तद्दत्तं न ग्राह्यमिति । वैदिकप्रकारेण कदाचित्ते यज्ञं कुर्युरिति, 'न द्विषतोऽन्नमश्नीया'दिति तद्दत्तभागाभजनेऽपि न दोष इति, तदर्थं तैः सह सर्वथैव भवान् कलहं करोति ।

एतदेव दैत्यैः सह नित्यविरोधे निमित्तम् । 'प्रायस्त्यक्तनृपासना'निति व्याचष्टे' त्वत्सेवकैर्नृपपदं विधुतं तमोऽन्धमिति । त्वत्सेवकैरपि तत्पदं त्यज्यते । ततो ज्ञायते नृपसिंहासनमधममिति । तस्मिन्नुत्कृष्टे तत्प्राप्य पश्चात्त्वत्सेवारसमनुभूव तत्परित्यागो नोपपद्येत । अतो भगवच्चरणसेवतो राज्यमपकृष्टमिति सिद्धम् । ततश्चापकृष्टे भगवान्नतिष्ठतीति युक्तमेव । यत्र भगवद्धर्मा अपि न तिष्ठन्ति, तत्र कथं भगवांस्तिष्ठेत् । यत्र कमलादेर्गन्धोऽपि न सम्भाव्यते, तत्र कमलस्थितिरिव । स्पष्टं तद्गतं दोषमाह तमोऽन्धमिति । तत्रोपविष्टोऽन्धो भवतीति । तम इव सद्विरोधी च भवतीति । प्रायःपदं लौकिकदृष्टया अपेक्षितमिति न निराकृतम् ॥३५॥

यत्कार्ये कारणदोषमङ्गीकृत्य प्रवृत्तौ दूषणं द्वयं हेतुत्वेनोक्तं 'अस्पष्टवर्त्मनां पुंसामलोकपथमीयुषा' तदपि सत्यमिति व्याचष्टे त्वत्पादपद्मेति ।

<u>શ્લોકાર્થ -૩૫ :</u> હે મોટાં ડગલાં ભરનાર! આત્મા જાણે કે ગુણોથી થતા ભયને લીધે સમુદ્રની અંદર કેવળ ચિદ્રૂપમાં શયન કરે છે. એ સત્ય છે. દુષ્ટ ઈંદ્રિયોના સમુહવાળા સાથે આપે નિત્ય વિગ્રહ કરેલો છે. સત્પુરૂષોના વિરોધી અને આંધળા બનાવનારી નૃપની પદવી આપના સેવકોએ ત્યજી છે.(૩૫)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> રાજાઓ રજોગુણવાળા રાજસ્ છે. કારણ કે તેઓ સદા પ્રવૃત્તિ કરવાના સ્વભાવવાળા છે. તેઓ હોય ત્યાંસુધી કોઈપણ સમયે આત્મસુખનો અનુભવ થતો નથી. 'સુખ એ આત્માનું સ્વરૂપ છે અને સર્વ ક્રિયાઓ બંધ પડતાં જણાય છે. (શ્રીમદ્ ભાગવત ૭-૧૩-૨૨) એવી ત્યાં સુખની વ્યાખ્યા કહેલી છે. તેથી આત્મા પોતાના આનંદનો અનુભવ કરતાં રજ અને તમઃ જેનામાં મુખ્ય છે. તેવા ગુણોનો ત્યાગ કરીને સમુદ્રમાં એટલે ચિદ્રૂપમાં શયન કરે છે. કારણ કે જ્ઞાન માયાને દૂર કરનારૂં છે. ત્યાં ચિદ્રૂપમાં પણ જેમ દૂરથી પણ કાંઈ ન જુએ તેમ અંદર છુપાયેલો રહી સૂક્ષ્મ આત્મા શયન કરે છે. તે ગુણવાળામાં પ્રસરતો નથી. એ જણાવવા 'आत्मा' શબ્દ યાજેલ છે.

તે ગુણવાળા તો નમાલાછે. 'જાણે કે ભયને લીધે 'એમ કહેલ છે. તેઓ નમાલા હોવાનું કારણ કે હે મોટા ડગલાં ભરનાર ! સંબોધનથી જણાવેલ

છે. અહિં દ્વારકામાં પણ ભગવાન આત્મ રમણ માટે જ રહેતા હોવાથી, ગુણરૂપ રાજાઓ પાસેથી પલાયન કરીને આવવું યોગ્ય હતું.

''બલવાનો સાથે વેર કરેલા'' એમ જે કહ્યું તે પણ સત્ય જ છે. એવું વ્યાખ્યાન દુષ્ટ ઇંદ્રિયોના સમુહવાળા સાથે આપે નિત્ય વિગ્રહ કરેલો છે.' શબ્દોથી કહેલ છે. વાસ્તવિક રીતે તો તેઓ પરવશ હોવાથી દુર્બલ જ છે. તે દુષ્ટો કાગડાની પેઠે સ્પર્શ કરશે એવા વિચારથી તેમણે આપેલું સ્વીકારવા યોગ્ય ન હોવાથી તેઓ કદાચ વૈદિક પ્રકારથી યજ્ઞ કરે એવા વિચારથી, 'દ્વેષ કરનારનું અન્ન ખાવું જોઇએ નહિ' એ ન્યાય પ્રમાણે તેઓએ આપેલ ભાગ નહિ લેવામાં પણ દોષ નહિ હોવાથી તે માટે ભગવાન વિગ્રહ જ કરે છે. આજ દૈત્યો સાથે ભગવાનને વિગ્રહ કરવાનું કારણ છે.

'સત્પુરૂષોના વિરોધિ અને આંધળા બનાવનારી નૃપની પદવીને આપના સેવકોએ ત્યજી છે. 'શબ્દોથી 'ઘણે ભાગે રાજ્યાસનનો ત્યાગ કરેલો' શબ્દોનું વ્યાખ્યાન કરે છે. આપના પણ સેવકો તે પદવીનો ત્યાગ કરે છે. કારણ કે રાજ સિંહાસન અધમ છે. તે ઉત્તમ હોય તો તે પ્રાપ્ત કરીને પછી આપની સેવાના રસનો અનુભવ કરીને તેનો ત્યાગ સંભવે નહિ તેથી 'ભગવાનના ચરણની સેવાથી રાજ્ય હલકું છે.' એમ સિદ્ધ થાય છે. રાજસિંહાસનમાં કમલની ગંધનો અભાવ છે. જ્યાં ભગવાનના ધર્મો પણ રહેતા નથી. ત્યાં ભગવાન કેમ રહે? 'તમોऽન્ધમ' શબ્દથી તે રાજ્યાસનમાં રહેલો દોષ સ્પષ્ટ કહે છે. તેની ઉપર બેસનારા આંધળા થાય છે. લૌકિક દષ્ટિ પ્રમાણે રાજ્યાસન ઇચ્છેલું હોવાથી 'ઘણા ભાગે' શબ્દનું ખંડન કરેલ નથી.(૩૫)

ભગવાનને લીધે થતા દોષનો જગતમાં સ્વીકાર કરીને પ્રવૃતિ કરવામાં જેઓનો માર્ગ સ્પષ્ટ નથી અને જેઓ અલૌકિક માર્ગે જવાના છે તેવા પુરૂષોની એવા જે બે દોષ કારણ તરીકે કહીને તે પણ સત્ય છે એવું વ્યાખ્યાન નીચેના શ્લોકથી કહે છે.

**त्वत्पादपद्ममकरन्दजुषां मुनीनां वर्त्मास्फुटं नृपशुभिर्ननु दुर्विभाव्यम्।**
**यस्मादलौकिकमिवेहितमीश्वरस्य भूमंस्तवेहितमथो अनु ये भवन्तम्॥३६॥**

'सीदन्ती'ति तु फलमग्रे विवेचनीयम् । तव मार्गो न स्पष्ट इत्यास्ताम् । ये त्वच्चरणरजोभिलाषिणो वा, त्वामुपासते, तेषामपि वर्त्मास्फुटम् । स्फुटत्वे तु तैः प्रतिबन्धान्न मननं सिध्यति । यथा कालं वञ्चयित्वा भगवान् भक्तान् नेष्यत्यभिप्रेतानेव, तथा तेऽपि गुप्ताश्चरन्तीति त्वदुपासकाः कार्मिणोऽपि गुप्ता भवन्ति । सुतरां चरणोपासकाः ज्ञानिनः, सुतरामपि पादपद्मोपासका भक्ताः । तत्रापि भक्तिरसाभिज्ञाः मकरन्दनिषेवकाः तं रसमन्यो ग्रहीष्यतीति । अतो बहिर्विसदृश इति अस्पष्टवर्त्मत्वं न दोषाय, अपि तु गुणायैव । 'स्वे स्वेऽधिकारे या निष्ठा स गुणः परिकीर्तितः । विपर्यस्तु दोषः स्यादुभयोरेष निश्चय' इति वाक्यात् । ननु तथापि लोके प्रसिद्धमेतद्दूषणमिति चेत्, तत्राह नृपशुभिर्ननु दुर्विभाव्यमिति । युक्तमेवैतत् । तर्हि सर्वैरुत्कृष्टो मार्गः ज्ञेयो भवति । तथा सति साधारणः स्यात् । विशिष्टास्त्वत्रापि जानन्त्येव । अन्यथा कथं तत्सेवका भवेयुः । कथं वा कथां कुर्युः । अतो ये नराकाराः पशवः अपुच्छश्रृङ्गः, अन्यः सर्वोऽपि व्यवहारः पशुतुल्य एव, तैर्दुर्विभाव्यमेव । नन्विवति युक्तमित्यर्थे सम्बोधनम् । तेऽपि विवेकिनश्चेत्, अग्रे ज्ञास्यन्तीति । प्रथमं दुर्विभाव्यत्वं पूर्वपक्षोऽपि । 'अलोकपथमीयुषा'मिति लोकवैलक्षण्यमपि दूषणं लोके प्रसिद्धं तत्परिहरति यस्मादलौकिकमिवेति । भगवानलौकिकः भगवद्धर्माश्च । अन्यथा भगवतो न किञ्चित्कार्यं स्यात् । भगवन्मार्गस्य वा । संसारस्यान्यथैव सिद्धत्वात्तन्निवारकं त्वलौकिकमेव । किञ्च । लोकेपि साधारणस्येश्वरस्य च कृतौ वैलक्षण्यं प्रतीयते । न च तद्दोषाय भवति । तथा भगवतोऽपि अलौकिकमिव ईहितम् । ननु तथा सति कार्येषु लोकाः सहाया न भविष्यन्तीतिचेत्, तत्राह भूमन्निति । त्वमेव महान्, किं तुच्छैरित्यर्थः किञ्च । न सर्वथा अलौकिकम्, किन्त्वतिमूढानामेव तदगम्यम् । अन्यथा भगवतः सेवकाः मार्गपारम्पर्यं च न स्यादित्याशयेनाह अथो अनु ये भवन्तमिति । भगवतस्त्वीहितं शास्त्रेषु भाववर्णनाज्ज्ञातुमपि शक्यम् । तदीयानां तु सुतरामेवाभिप्रायो न बुध्यत इति भिन्नप्रक्रमः । तस्मादलौकिकेऽपि बहवः प्रकाराः सन्तीति लोकवत्तदपि प्रसिद्धम् । तस्माद्यावन्तो गुणा लौकिके, ततोऽप्यधिका अलोकिके इति नैतद्दूषणम्, किन्तु गुण एवेत्यर्थः । साधनस्यादोषत्वे कार्यस्यान्यथात्वं परिहृतमेव, तथाप्यग्रे परिहरिष्यते ॥३६॥

यदप्यभजनसम्मत्यर्थं स्वतः परतश्च धनाभावलक्षणं दूषणममुक्तम्, तस्याप्यन्यथार्थं व्याचष्टे निष्किञ्चन इति।

શ્લોકાર્થ -૩૬ : આપના ચરણકમળના મકરંદને સેવનારા મુનિઓનો માર્ગ સ્પષ્ટ નથી અને ખરે ! માણસના આકારના પશુઓથી જણાવ તેવા નથી. કારણ કે ઈશ્વરની કૃતિ અલૌકિક જેવી છે. હે ભૂમન્ ! આપની કૃતિ અને આપને અનુસરનારની કૃતિ અલૌકિક છે. (૩૬)

સુબોધિનીજી, ભાવાર્થ : આપનો માર્ગ સ્પષ્ટ નથી. એમ ભલે કહો ! આપના ચરણની રજથી ઉત્પન્ન થયેલા જેઓના દેહ છે. અથવા અપાના ચરણની રજની ઈચ્છા રાખનારાઓ આપની ઉપાસના કરે છે. તેઓનો માર્ગ પણ સ્પષ્ટ નથી. જો તેઓનો માર્ગ સ્પષ્ટ હોત તો વિઘ્નને લીધે તેઓથી મનન થઇ શકે નહિ. જેમ કાલને ઠગીને ભગવાન પોતે ભક્તોને તેની પાસેથી લઇ જાય છે. તેમ તે ભક્તો પણ છુપા રહે છે એટલે કર્મમાર્ગીઓ પણ છુપા રહે છે. ચરણની ઉપાસના કરનારા જ્ઞાનીઓ અને ભક્તો પણ છુપા રહે છે. તેમાં પણ ભક્તિરસને જાણનારા મકરંદનો ભોગ કરનારા ભક્તો તે રસ બીજો લઇ જશે એવા વિચારથી બધાથી છુપા રહે છે. તેથી તેમનો માર્ગ સ્પષ્ટ ન હોય તે દોષ નથી. પરંતુ ઉલટું પોત પોતાના અધિકારમાં જે સ્થિતિ તે ગુણ કહેલો છે. બંનેનો આ નિર્ણય છે. એ વાક્ય પ્રમાણે ગુણ રૂપ છે. છતાં પણ આ દોષો લોકમાં પ્રસિદ્ધ છે. એવી શંકા થાય તેથી ખરે ! 'માણસના આકારના પશુઓથી જણાય તેવો નથી' શબ્દો યોજેલા છે.

ઉત્તમમાર્ગ બધાએ જાણવા યોગ્ય નથી. ઉત્તમ પુરૂષો તો અહીં આ માર્ગને પણ જાણે છે જ. તેમ જો જાણતા ન હોત તો ભગવાનના સેવક શા માટે થાય? અથવા તે પ્રમાણે કેમ વર્તન કરે ? તેથી જેઓ માણસના આકારના પશુઓ છે માત્ર પુંછડું અને શીંગડાં જેમને નથી પણ બધો વ્યવહાર પશુની સમાન જ છે. તેઓથી જાણી ન શકાય તેના છે. ખરે ! એ સંબોધન યોગ્ય જ છે. તેવા અર્થનું છે. 'જેઓ અલૌકિક માર્ગે જનારા છે' એવું લોકથી જુદા પ્રકારના હોવાપણું પણ લોકમાં દૂષણ તરીકે પ્રસિદ્ધ છે. ભગવાન અને ભગવાનના ગુણો અલૌકિક છે. તેમ ન હોય તો ભગવાનના માર્ગનું પ્રયોજન પણ ન રહે.

સંસાર તો બીજા જ પ્રકારે પ્રાપ્ત થયેલો હોવાથી તેને અટકાવનાર તો અલૌકિક જ હોવું જોઈએ. વળી લોકમાં રાજાની અને સાધારણ માણસની કૃતિમાં ભેદ જોવામાં આવે છે અને તેમાં દોષ નથી તેમજ ભગવાનની કૃતિ પણ અલૌકિક છે. 'તેમ હોય તો ભગવાનના કાર્યોમાં લોકો સહાય કરનારા ન થઈ શકે' એવી શંકા થાય તેથી હે ભૂમન્ ! એવું સંબોધન કરેલું છે. આપ જ મોટા છો. તુચ્છ લોકોનું શું પ્રયોજન ? એવો અર્થ છે.

ભગવાનની કૃતિ સંપૂર્ણપણે અલૌકિક નથી. પરંતુ મોટા મૂર્ખોને તે જણાય તેવી નથી. તેમ ન હોય તો ભગવાનના સેવકો અને તેના માર્ગની પરંપરા ન હોય એવા ભાવાર્થથી 'અને આપને અનુસરનારાઓની' શબ્દો યોજેલ છે. ભગવાનની કૃતિ તો જાણી પણ શકાય. પરંતુ તેમના સેવકોનો અભિપ્રાય તો જરાય જણાતો નથી. તેથી અલૌકિક કૃતિમાં પણ ઘણા પ્રકારો હોવાથી તે પણ પ્રસિદ્ધ છે. તેથી જેટલા ગુણો લૌકિકમાં છે તેથી પણ અધિક ગુણો અલૌકિકમાં હોવાથી આ અલૌકિક માર્ગે જવું દોષ નથી. પરંતુ ગુણ જ છે. એવો અર્થ છે.(૩૬)

ભગવાન વરવા યોગ્ય નથી પોતાની પાસે ધન નથી એવા પ્રકારનો જે દોષ કહ્યો તેનું નીચેના શ્લોકથી વ્યખ્યાન કરે છે.

**निष्किञ्चनो ननु भवान्नयतोऽस्ति किञ्चि-**
**द्यस्मै बलिं बलिभुजोऽपि हरन्त्यजाद्याः ।**
**न त्वां विदन्त्यसुतृपोऽन्तकमाढ्यतान्धाः**
**प्रेष्ठो भवान्बलिभुजामपि तेऽपि तुभ्यम् ॥३७॥**

निष्किञ्चनपदं यौगिकमत्र, न तु रूढं निर्धनार्थम् । योगमाह न यतोऽस्ति किञ्चिदिति । नन्विति निश्चयेनैव । भवान् निष्किञ्चनः । यस्य किञ्चन नास्ति, किन्तु सर्वमेव । यतो हेतोर्वा किञ्चिन्नास्ति, किन्तु सर्वमेवास्ति । यतो भिन्नं वा। अत्रापि ज्ञानोदये सर्वं भगवतः सकाशादल्पमेव भविष्यतीति यतः सर्वं किञ्चिदेवेति नन्वर्थः। अथवा । निरुपसर्गो निर्गतार्थे । यतो भगवतः सकाशात्

सर्वमेव निर्गतमिति । नयतः सर्वं प्रापयतो भगवतः सकाशात्किञ्चिदस्तीत्यर्थः । ननु रूढिं परित्यज्य, किमिति योग आश्रीयते इति चेत्, तत्राह यस्मै बलिं बलिभुजोऽपि हरन्तीति । न हि बाधितोर्थः स्वीकर्तुं शक्यते । यथा प्रकरणवशात्सैन्धवादिपदेषु युद्धार्थं प्रवृत्तौ, सिन्धुजत्वमेव पुरस्कृत्य, अश्व एव प्रतीयते, न तु लवणम्, तथात्रापि बलिभुज इन्द्रादयोऽपि सर्वोपास्या यस्मै बलिं हरन्ति । चरणक्षालने अजः प्रसिद्ध इति तेनापि बलिर्दतो भविष्यति । चरणसेवका इति ज्ञापयितुं वा तदादित्वम् । अनेन स्वतो धनाभावपक्षः परिहृतः। परतो धानभावपक्षे सिद्धान्तमाह न त्वां विदन्तीति । ज्ञात्वा हि भजनम् । नन्वज्ञानमपि दोषाभावप्रतिपादकमिति चेत् । सत्यम् । यदि प्रतिबन्धाभावेऽप्यज्ञानं भवेत्। अत्र तु त्वदज्ञाने हेतुरस्तत्याह असुतृप इति । प्राणतर्पण एव व्यापृता न जानन्ति। ज्ञापनार्थं प्रयत्ने अवकाशाभावात् । नन्वनावश्यकत्वं तथासति जातमिति प्राणापेक्षया अपकर्षात् अज्ञानमदोषशयेवेति चेत्, तत्राह अन्तकमिति । स हि मारकः सर्वसंहर्ता । अतः सर्वैरेव ज्ञातव्यः । तथाप्यज्ञानं बहिर्मुखत्वादेव । हेत्वन्तरमप्याह आढ्यतान्धा इति । आढ्यतया अन्धाः । न हि चक्षुषि द्रव्यादिना पिहिते कश्चित्पश्यति । तथाढ्यता सर्वत्र व्यापृता निरन्तरा अन्धत्वमेव सम्पाद-यति । परिमितमेव गुणो, नत्वपरिमितं धनम् । अजीर्णान्नवत् । अतो ज्ञानाभावात् परतो धनाभावो युक्तः । नह्यन्धत्वापादकं धनं भवति । यदप्युक्तं 'निष्किञ्चनजना एवास्माकं प्रियाः, नत्वाढ्या' इति स्वरुचिनिरूपणम्, तदपि युक्तमेवेत्याह प्रेष्ठो भवानिति । बलिभुजां विरक्तानां देवानां वा भवान् प्रियः, पुरुषार्थसाधकत्वात् । अपिशब्देनोभये सङ्गृहीताः । तदनुगामिनश्च । तेऽपि तुभ्यं त्वदर्थमेव जातास्तव प्रियाः । यो हि यदर्थमेवोत्पद्यत, स तु तस्य प्रियः, नात्रार्थशब्दो निवृत्तिवाची । अतोऽन्योन्यं प्रियत्वात् निष्किञ्चना एव जनाः प्रियाः, न तु धनवन्तः, पुरुषार्थापेक्षाभावात् । अतदर्थत्वाच्च । अनेन 'तस्मात्प्रायेण नह्याढया' इत्यभजनं समर्थितम् ॥३७॥

यदुक्तं भगवता 'ययोरात्मसमं वित्त'मिति विवाहयोग्यत्वाय, तत्र

निर्णयमाह त्वं वै समस्तपुरुषार्थमय इति ।

શ્લોકાર્થ -૩૭ : આપ ખરેખર ! નિષ્કિચન છો? કારણ કે જેમને બ્રહ્મા વિગેરે બલિનો ભોગ કરનાર પણ બલિ આપે છે. તેવા અપાનું કાંઈક નથી. પ્રાણને પોષનાર ધનથી અંધ બનેલાઓ આપને સંહાર કરનારને જાણતા નથી. બલિનો ભોગ કરનારાઓને પણ આપ વ્હાલા છો. તેઓ પણ આપને વ્હાલા છે.(૩૭)

સુબોધિનીજી, ભાવાર્થ : અહીં નિશ્કિંચન શબ્દ વ્યુત્પત્તિ અર્થવાળો છે. 'નિર્ધન' એવા અર્થવાળો નથી'. કારણ કે 'કાંઈક નથી'. શબ્દોથી વ્યુત્પત્તિ કહે છે. ખરેખરે ! એટલે નિશ્ચયપૂર્વક આપ નિશ્કિંચન છો જેમનું કાંઈક નથી. પરંતુ બધુ જ છે. જેમનાથી બીજો શબ્દ લેવો અહીં જગતમાં પણ જ્ઞાનનો ઉદય થાય ત્યારે ભગવાનની સમીપ બધું અલ્પ જ થશે. જેમનાથી બધું હલકું છે એવો 'નનુ' શબ્દનો અર્થ છે.

રૂઢિ લોકના વ્યવહારનો ત્યાગ કરીને યોગ નો કેમ આશ્રય કરો છો? એવી શંકા થાય તેથી જેમને બલિનો ભોગ કરનારાઓ પણ બલિ આપે છે.' શબ્દો યોજેલ છે. કારણ કે વિરૂદ્ધ અર્થ સ્વીકારી શકાતો નથી. જેમ યુદ્ધ માટે પ્રવૃત્તિ થતી હોય ત્યારે પ્રકરણને લીધે સૈંધવ શબ્દથી અશ્વ જ સમજાય છે. પરંતુ મીઠું સમજાતું નથી તેવી જ રીતે અહીં પણ નિશ્કિંચનનો અર્થ કહેલ છે. બધાએ પુજા કરવા યોગ્ય બલિનો ભોગ કરનારા ઈંદ્ર વિગેરે પણ જેમને બલિ આપે છે. તે નિર્ધન કેમ હોય? ભગવાનના ચરણ ધોવામાં બ્રહ્મા પ્રસિદ્ધ છે. તે પણ તેમને બલિ આપતા હશે અથવા 'બધા ચરણના સેવકો' શબ્દો યોજેલ છે. તેથી ભગવાનને નિર્ધન છે એ વાક્ય ને ખોટું ઠરાવે છે. 'પ્રાણને પોષનારા, ધનથી અંધ બનેલા લોકો આપને જાણતા નથી. એ શબ્દોથી સિદ્ધાંત કહે છે.

ધનવાનને ભગવાનનું અજ્ઞાન છે. એમ કહેવામાં આવે તો જ્ઞાન થવામાં વિઘ્ન ન હોવા છતાં અજ્ઞાન રહેતું હોય તો તે સત્ય છે. 'પ્રાણ પોષનારા' શબ્દથી પ્રાણને જ પોષવામાં રોકાયેલા આપને જાણતા નથી. એમ હોય તો ભગવાનનું જ્ઞાન પ્રાણ કરતાં હલકું હોવાને લીધે જરૂર વિનાનું થતું હોવાથી તે અજ્ઞાન છે.

તેથી ભગવાનમાં દોષ છે એવી શંકા થાય તેથી 'સંહાર કરનારને' શબ્દ યોજેલ છે. ભગવાન બધાનો સંહાર કરનાર છે એટલે બધાએ ઓળખવા જોઈએ પરંતુ ધનવાનોને તેનું જ્ઞાન હોતું નથી.

'ધનથી અંધ બનેલા' શબ્દોથી ધનવાનોનું બીજું અજ્ઞાન જણાવેલું છે. તેઓ ધનવાળાપણાને લીધે આંધળા છે. સર્વ સ્થળે કામ કરતું ધનવાળું આંધળાપણું જ પ્રાપ્ત કરાવે છે. હદવાળું ધન જ ગુણ છે. પરંતુ નહિ પચેલા અન્નની માફક હદ વગરનું ધન ગુણ નથી. તેથી ધનવાનોને ભગવાનનું જ્ઞાન ન હોવાથી ભગવાનને બીજા દ્વારા ધન ન હોય તો યોગ્ય જ છે.

'નિષ્કિંચન પુરૂષો જ અમને પ્રિયછે' પરંતુ ધનવાનો અમને પ્રિય નથી એમ જે કહ્યું તે પણ યોગ્ય જ છે. બલિનો ભોગ કરનારા દેવોને અને વિરકતોને આપ પ્રિય છો. કારણ કે આપ પુરૂષાર્થને પ્રાપ્ત કરાવનારા છો. 'अपि' પણ શબ્દથી બંનેના સેવકોનો સમાવેશ કરેલો છે. 'तुभ्यम्' આપને માટે ઉત્પન્ન થયેલ હોય તે તેમને પ્રિય હોય જ. તેથી અન્યોન્ય પ્રિય હોવાને લીધે નિષ્કિંચન પુરૂષો જ આપને પ્રિય છે. પરંતુ ધનવાનો પ્રિય નથી. કારણ કે તેઓને પુરૂષાર્થની દરકાર નથી. આથી ધનવાનો ઘણે ભાગે મને ભજતા નથી એનું સમર્થન થયું. (૩૭)

વિવાહ માટે યોગ્ય ગણાય તે માટે 'જેમનાં પોતાની સમાન ધન.(શ્લોક-૧૫) એમ જેમ ભગવાને કહ્યું . તે વિષયનો નિર્ણય નીચેના શ્લોકથી કહે છે.

**त्वं वै समस्तपुरुषार्थमयः फलात्मा**
**यद्वाञ्छया सुमतयो विसृजन्ति कृत्यम्।**
**तेषां विभो समुचितो भवतः समाजः**
**पुंसः स्त्रियाश्च रतयोः सुखदुःखिनोर्न ॥३८॥**

पुरुषार्थश्चेद्धर्मादिर्भवेत्, उभयातिरिक्तः, तत्र जन्मादयः पञ्च विचारणीयाः । क्षेत्रबीजयोर्वैजात्ये फलानुत्पत्तेः, नतु फलसाधनयोर्जन्मादिकं तुल्यमपेक्ष्यते । अतो लौकिकदृष्ट्यैव यो भवन्तं साधनत्वेन मन्यते, तं प्रत्येवैषा वाचोयुक्तिः, नत्वस्मान् प्रतीति असमतयाऽविवाहकथनं न मां प्रति न त्वा प्रतीति प्रकरणादिदं

वाक्यमुत्कर्षमेवार्हति, नतु प्रकरणे केनाप्यंशेन सम्बध्यत इत्यभिप्रयेणाह । **त्वं सर्वपुरुषार्थमयः** । धर्मादयः पुरुषार्थाः त्वदवयवेषु वर्तन्ते । यथा गङ्गायां जलम् । ततोऽपि गङ्गा महती, तथा भवानिति मयडर्थः । साधनैः साधितास्तत्र भविष्यन्तीत्याशङ्कयाह **फलात्मेति** । पुरुषार्थाः साधनरूपा अपि भवन्तीति साधनफलरूपत्वं वा प्रतिपाद्यते । सर्वेषामेव वा फलानां त्वमात्मा । नहि परमानन्दे कश्चित् स्वाधिकारो नास्तीति विलम्बते । भगवतः फलत्वं साधनत्वं चार्षज्ञानेनोक्त्वा लौकिकबुद्ध्या तदनङ्गकारं मत्वा तेषामप्यनुग्रहाय युक्तिमाह **यद्वाग्छयेति** । फलाकाङ्क्षायामेव विरुद्धानां च परित्यागः, साधनानां च ग्रहणम्, नतु फलयोः अन्यफलाकाङ्क्षया । न ह्यन्यत्फलं त्यज्यते, वैषम्यादेकस्य सिद्धत्वादपरस्यासिद्धत्वात्, अतो राज्यं न फलम्, नापि फलसाधनम्, तदुच्यते **यद्वाञ्छयापि** त्यज्यत इति । ननु तथापि राज्यमैहिकं फलं भवतीति तत्परित्यागे भ्रान्तत्वं स्यादित्याशङ्क्याह **सुमतय** इति । कृत्यं कर्तव्यम् । साधनसाध्यरूपत्वात् भगवतः स एव ग्राह्यः, नत्वन्य इति कृत्यं छेदनमर्हतीति सुमतित्वे हेतुरप्युक्तः । अस्तत्वदर्थमेव ये सिद्धाः, तेषां तव च समाजो युक्त इत्याह **तेषामिति** । यद्यपि मैत्री विवाहश्च तेष्वपि न सम्भवति, तथाप्येकगोष्ठ्यां सम्बन्धमात्रमपि, युज्यत इति तन्निरूप्यते । **विभो** इति सामर्थ्यम् । राज्यादिपरित्यागिनां परमसुकुमाराणां सन्तोषजनने । सम्यगुचितः समाजः राजमन्त्रिणामिव । सर्वथा आनुगुण्यं प्रतिपादयितुं दृष्टान्तमाह **पुंस स्त्रियाश्चेति** । यथा पुंसः स्त्रियाः समाजः, चकारान्मित्रयोः समानशीलव्यसनयोः । 'अश्वं न त्वा वारवन्तं' इतिवत रतयोरिति । सर्वक्लेशरहितत्वे सत्यन्योन्यं प्रीतयोः । प्रीत्यादिसद्भावेऽपि बाधकं चेद्भवेत्, तदा न भवतीति व्यावर्तयति **सुखदुःखिनोर्नेति** । एक सुखी, अपरो दुःखी रोगादिना, तयोः कथमपि न समाजः । अनेन दुःखिनोः सुखिनोर्वा समाज उक्तः ॥३८॥

यदप्युक्तं 'भिक्षुभिः श्लाघेता मुधे'ति अज्ञानसमर्थनार्थम्, तत्रापि निर्णयमाह **त्वं न्यस्तदण्डमुनिभिरिति** ।

*<u>શ્લોકાર્થ -૩૮ :</u> આપ સર્વ પુરૂષાર્થથી ભરપુર ફલરૂપ છો. જેમની પ્રાપ્તિની ઈચ્છાથી સારી બુદ્ધિવાળાઓ કર્મનો ત્યાગ કરે છે તે સમર્થ ! તેઓનો અને આપનો સંબંધ પરસ્પર પ્રિતિવાળા પુરૂષ અને સ્રીના*

સંબંધની પેઠે ઘણો યોગ્ય છે. પરંતુ સુખીનો અને દુઃખીનો સંબંધ યોગ્ય નથી.(૩૮)

<u>સુબોધિનીજી, ભાવાર્થ</u> : જો ધર્મ વિવાહથી પ્રાપ્ત કરવાનો હોય તો તે વિવાહની અંદર જન્મ વિ. પાંચનો વિચાર કરવો જોઇએ. જેમ કે ક્ષેત્ર (સ્ત્રી) અને બીજ જુદીજુદી જાતના હોય તો ફલ ઉત્પન્ન ન થાય. પરંતુ ફલ અને સાધનના જન્મ વિગેરે સરખાં હોવાની જરૂર નથી. તેથી લૌકિક દષ્ટિથી જ જે આપને સાધન તરીકે માને છે. તેને જ આવી વાણી કહેવી યોગ્ય છે. પરંતુ મને કહેવી યોગ્ય નથી. કારણ કે સમાન નહિ હોવાથી તમો બેએ વિવાહ કરવો નહિ એમ મને કહેવું આપને માટે યોગ્ય નથી એવા અભિપ્રાયથી આ શ્લોક કહે છે.

આપ સર્વ પુરૂષાર્થથી ભરપુર છો. જેમ ગંગામાં જલ છે. તેમ બધા ધર્મો આપની અંદર રહેલા છે. તે જલથી પણ ગંગા મોટી છે. તેમ આપ ધર્મોના પુરૂષાર્થથી પણ મોટા છો. એવો 'मय'નો અર્થ છે.

સાધનોથી પ્રાપ્ત કરેલા પુરૂષાર્થો તે ભગવાનમાં હશે એવી શંકા થાય તેથી 'ફલરૂપ જ શબ્દ યોજેલ છે. અથવા પુરૂષાર્થો સાધનરૂપ પણ હોય છે. તેથી આ શબ્દોથી ભગવાનનું સાધનપણું અને ફલરૂપપણું સિદ્ધ કરે છે. ફલરૂપ એટલે સર્વ ફલોના આપ આત્મા છો કારણ કે પરમાંનદ પ્રાપ્ત થતો હોય ત્યારે પોતાના તે લેવાનો અધિકાર નથી એવા વિચારથી કોઇ વિલંબ કરતું નથી. ભગવાન ફલ છે અને સાધન છે એમ દિવ્યજ્ઞાનથી કરીને લૌકિક બુદ્ધિવાળા તે સ્વીકારશે નહિ એમ માનીને તેઓની ઉપર અનુગ્રહ કરવા બીજા ચરણથી મુક્તિ કહે છે. ફલ પ્રાપ્ત કરવાની ઈચ્છા હોય ત્યારે જ વિરૂદ્ધ પદાર્થોનો ત્યાગ કરવામાં આવે છે અને સાધનો પણ કરવામાં આવે છે પરંતુ બે ફલમાંથી એક પ્રાપ્ત થયું હોય ત્યારે બીજા ફલની ઈચ્છાથી તેમ કરવામાં આવતું નથી. કારણ કે એક પ્રાપ્ત થયેલું છે અને બીજું પ્રાપ્ત થયેલું નથી. તેથી એકને તજવાની મુશિબતને લીધે એક તજાતું નથી. તેથી રાજ્ય એ ફલ નથી અને તે ફલનું સાધન પણ નથી. 'જેમની ઈચ્છાથી તજવામાં આવે છે' શબ્દોથી કહેલ છે. છતાં પણ રાજ્ય એ આ લોકનું ફલ છે તેથી તેનો ત્યાગ કરવામાં મૂર્ખાઇ છે. એવી શંકા થાય તેથી 'સારી

બુદ્ધિવાળાઓએ' શબ્દ યોજેલ છે. કૃત્ય એટલે કર્તવ્ય ભગવાન સાધ્યરૂપ અને સાધનરૂપ હોવાથી તેજ પ્રસન્ન થવા યોગ્ય જ છે. પરંતુ બીજો કોઇ પ્રસન્ન કરવા યોગ્ય નથી. તેથી કૃત્ય નાશ કરવા યોગ્ય છે એવું પણ કહેલું છે. તેઓનો અને આપનો સંબંધ યોગ્ય જ છે. જો કે તેઓની સાથે પણ ભગવાનની મૈત્રી કે વિવાહ સંભવતાં નથી.

હે સમર્થ ! સંબોધનથી રાજ્ય વિગેરેનો ત્યાગ કરેલ ઘણા જ સુકુમાર પુરૂષોને સંતોષ ઉત્પન્ન કરવાનું ભગવાનનું સામર્થ્ય જણાવેલું છે. રાજા અને મૈત્રીઓના સંબંધની પેઠે સંબંધ ઘણો યોગ્ય છે. 'પુરૂષ અને સ્ત્રીના સંબંધની પેઠે' એવું દષ્ટાંત કહેલું છે. જેવો સ્ત્રી અને પુરૂષનો સંબંધ છે. 'ચ અને શબ્દ' વડે એક સરખી સ્વભાવ અને વ્યસનવાળી છે. એ બે મિત્રોનો સંબંધ છે. તેવો આપનો અને તેમનો સંબંધ છે. 'પ્રિતિવાળા' વિશેષણથી પ્રસંગના સમયે તેમનો સંબંધ નહિ હોવાનું કહે છે. કોઇપણ પ્રકારના ક્લેશ વગરના અને પરસ્પર પ્રિતિવાળા હોય ત્યારે તેમનો સંબંધ હોય છે. 'સુખી અને દુઃખીનો સંબંધ નથી' શબ્દોથી સંબંધ હોતો નથી એમ જણાવે છે. એક સુખી હોય અને બીજો રોગોથી દુઃખી હોય તેવા બેનો કોઇ પણ સંબંધ હોતો નથી. તેથી એમ કહ્યું કે બે સુખીઓનો અને બે દુઃખીઓનો સંબંધ હોય છે. (૩૮)

'ભિખારીઓએ વૃથા વખાણેલા' શબ્દો વડે ભગવાનનો પસંદ કરવામાં રુક્મિણીનું અજ્ઞાન હોવાનું કહે છે.

**त्वं न्यस्यदण्डमुनिभिर्गदितानुभाव**
**आत्मात्मदश्च जगतामिति मे वृतोऽसि ।**
**हित्वा भवद्भ्रुव उदीरितकालवेग-**
**ध्वस्ताशिषोऽब्जभवनाकपतीन् कुतोऽन्ये ॥३९॥**

भिक्षुभिः परमहंसैरिति व्याख्येम् । मुधेति फलाकाङ्क्षारहितैश्च । अन्यथा नारदादिषु लौकिकभिक्षुकत्वाभावात् बाधितार्थता स्यात् । अन्ये च भिक्षवः न श्लाधां कुर्वन्ति । तदाह । न्यस्तो दण्डो भूतेषु यैः । अनेन दोषाभाव उक्तः । ते च ते मुनयश्चेति गुणाः । व्यक्तवाण्या अपरोक्षवचनैः (उक्तः) अनुभावो यस्य ।

श्लाधामात्रं न, किन्तु यथा कृतं तथेत्यनुभावपदेनोच्यते । तत्स्वानुभवसिद्धं तेषाम् । अन्यथा कथं तादृशा जाताः । अतस्तेषां वचनं सार्थकमिति तद्वाक्यैर्ज्ञात्वा भवान् सम एव वृतः । समत्वे हेतुरात्मेति । यथा बहिर्दृष्टौ समत्वापादका जन्मादयः, तथान्तर्दृष्टावात्मत्वमेव । न हि कस्यचिदपि स्वात्मा न समः । तर्हि वरणेन किमित्यत आह आत्मदश्चेति । जीवाः खण्डितात्मान एव स्थिताः । तेषामात्मानं स्वात्मानं वा प्रयच्छतीति । अनेन त्वं स्वात्मानं दास्यसीति ज्ञात्वैव मया वृत इत्युक्तम् । चकाराद्धर्मादीनपि । नन्वहं कथं तवात्मेत्याशङ्क्य साधारण्येनाह जगतामिति । इति बुद्ध्यैव वृतः । अत एव तेऽपि परित्यक्ता इत्याह हित्वा भवद्भ्रुव उदीरितकालवेगध्वस्ताशिष इति । न केवलं मयेदानीमेव भवान् वृतोऽन्यपरित्यागेन, किन्तु पूर्वमेव लक्ष्मीस्वयंवरे अब्जभवनाकपतिप्रभृतीन् परित्यज्य जन्मैश्वर्योत्कर्षयुक्तान् भवानेव वृत इति सम्बन्धः । तेषां परित्यागे हेतुमाह । भवतो भ्रूः कालजनिका, तस्याः सम्बन्धी, तेनैवोदीरितो यः कालः, तस्य वेगेन ध्वस्ताः आशिषो येषाम् । क्षणमपि विस्मृतौ भ्रूवक्रतायां सर्वनाश एव तेषां भवतीति किं तेषां वरणेन । नहि मुमूर्षुः कयाचिद्व्रियते । ब्रह्मादीनामेव चेदियमवस्था, कुतोऽन्येवरणयोग्या भवन्तीत्याह कुतोऽन्य इति । अतो ज्ञात्वैव भवान् वृतः नाप्यन्ये वरणीयाः । अन्यद्भगवदुक्तं नास्माकं बाधकम्, उदासीनत्वं च । आत्मात्मदत्वेन अस्मदिष्टमेव । अहमपि भविष्यामीति ॥३९॥

एवं बाधकानि पदानि साधकत्वेन व्याख्याय, वाक्त्वा, यथाश्रुतं भचोवद्वाक्यं लोकदृष्टिपरत्वेऽपि विरुध्यते, तस्माद्वाक्यानि विपरीततया स्वोत्कर्षमेव प्रतिपादयन्तीति वक्तव्यमित्यभिप्रायेणाह जाड्यं वच इति ।

*<u>શ્લોકાર્થ -૩૯:</u> જેમણે પ્રાણીઓને સજા કરવાનું મૂકી દીધું છે એવા મુનીઓએ જેમના પ્રભાવનું યોગ્ય વર્ણન કરેલું છે તેવા આપ જગતના આત્મા છે અને આત્માનું દાન કરનારા પણ છો. એવા વિચારથી અપાની ભ્રમરના સંબંધથી, અને તેનાથી પ્રેરેલા કાલના વેગથી જેઓની ઈચ્છાઓ નાશ પામેલી છે. તેવા તથા બ્રહ્મા શંકર અને ઈંદ્રને ત્યજીને મેં આપને પસંદ કરેલા*

છે. તો પછી બીજા તો વરવા યોગ્ય કેમ હોઈ શકે ?(૩૯)

<u>સુબોધિનીજી, ભાવાર્થ</u> : ભીક્ષુકોઓ એટલે પરમ હંસોએ ફલની ઈચ્છા વિનાના નહિ તો નારદ વિગેરે ભીક્ષુકો લૌકિક નહિ હોવાથી વાક્ય ખોટું થાય અને બીજાઓ લૌકિક ભીખારીઓ આપનાં વખાણ કરતા નથી તે માટે કહે છે કે પ્રાણીઓને સજા કરવાનું છોડી દીધું છે જેમણે એવા દોષો વિનાના મુનિઓએ તમારા ગુણ ગાયેલા છે. એ મુનિઓ અને ગુણો. એમણે કેવળ વખાણ નથી કર્યા પણ અનુભવ સિધ્ધ વર્ણન કર્યું છે. તેઓ આપની સ્તુતિ કરનારા કેમ થાય? તેમનું વચન લાભકારી હોવાથી આપને સમાને જ પસંદ કરેલા છે. 'આત્મા' શબ્દથી ભગવાન સમાન હોવાનું કારણ કહેલું છે જેમ બહારની દૃષ્ટિમાં જન્મ વિગેરે સમાનપણું કરનારા છે. તેમ અંદરની દૃષ્ટિમાં આત્મપણું જ સમાનપણું કરાવનારૂં છે. કારણ કે કોઈને પણ પોતાનો આત્મા પોતાનીસમાન ન હોય તેવું નથી. ત્યારે પસંદ કરવાથી શું લાભ ? એવી શંકા થાય 'આત્માનું દાન કરનારા' શબ્દ યોજેલ છે. જેમને આત્મા ગુમાવેલા છે તેવા જ જીવો હતા. તેમને ભગવાન આત્મા આપે છે અથવા પોતાનો આત્મા આપે છે. એટલે એમ કહેલું છે કે આપ મને પોતાના આત્માનું દાન કરશો એમ જાણીને મેં આપને પસંદ કર્યો છે. 'ચ' અને શબ્દથી ધર્મ પણ આપ આપો છો.

હું તારો આત્મા કેવી રીતે છું? એવી શંકા થાય. તેથી 'જગતના આત્મા' એમ કહેલું છે. આપ જગતના આત્મા છો એવી બુદ્ધિથી મેંતમને પસંદ કરેલા છે. તેથી જગતના અધિકારીઓને મેં ત્યજેલા છે. એમ આપની 'ભ્રમરના સંબંધવાળા પ્રેરેલા કાળના વેગથી જેની ઈચ્છાઓ નાશ પામેલી છે.' શબ્દોથી કહેલું છે. બીજાઓનો ત્યાગ કરીને મેં આપને પસંદ કર્યા એવું નહિ પરંતુ પહેલાં પણ લક્ષ્મી સ્વયંવર સમયે જન્મ ઐશ્વર્ય વિગેરેથી શ્રેષ્ઠ એવા બ્રહ્મા, શંકર, ઇંદ્ર વિગેરેનો ત્યાગ કરીને મેં આપને જ પસંદ કરેલા એવો વાકય સંબંધ છે. તેઓનો ત્યાગ કરવાનું કારણ કહે છે કે પ્રભુ આપની ભ્રમર કાલને ઉત્પન્ન કરનારી છે. તેના સંબંધવાળો અને પ્રેરાયેલા કાલ તેનાથી વેગથી નાશ પામેલી જેમની ઈચ્છાઓ છે એવા બ્રહ્મા વિગેરે છે. એક ક્ષણમાં આપની ભ્રમર વાંકી થતાં બ્રહ્મા વગેરેનો સર્વસ્વ નાશ થાય છે. તેથી એવાને પસંદ કરવાથી શું લાભ? કારણ

કે કોઈપણ સ્ત્રી મરવા પડેલાને પસંદ કરતી નથી. જ્યારે બ્રહ્મા વિગેરેની આવી સ્થિતિ છે તો પછી બીજાઓ તો પસંદ કરવા યોગ્ય કેમ હોય? બીજાઓને કેવી રીતે વરવા યોગ્ય ગણાય? આવું વિચારીને જ તમને પસંદ કર્યા છે. બીજા પસંદ કરવા યોગ્ય જ નથી. ભગવાને જે બીજું જે કહ્યું તે માટે કહેવાનું નથી અને તેના તરફ મારૂં ઉદાસીનપણું જ છે. ભગવાન આત્માને અને આત્મા આપનાર હોવાથી મેં કરેલું વરણ ઈષ્ટ જ છે. કારણ કે હું પણ તેવી થઈશ. (૩૯)

આ પ્રમાણે ભગવાનના વાક્યોનો સુંદર અર્થ કરીને 'જેવું રુકિમણીના સાંભળવામાં આવ્યું તેવું વાક્ય લોક દષ્ટિ પ્રમાણે વિરોધવાળું છે તે જ વાક્યો ભગવાનની જ ઉત્તમતા સિદ્ધ કરે છે. એવા અભિપ્રાયથી નીચેના શ્લોક કહે છે.

**जाड्यं वचस्तव गदाग्रज यश्च भूपान्विद्रव्यशार्ङ्गनिनदेन जहर्थ मांत्वम्। सिंहो यथा स्वबलिमीश पशून्स्वभागं तेभ्यो भयाद्यदुदधिं शरणं प्रपन्न:॥४०॥**

अत: परं पुन: सर्वे श्लोका: लोकदृष्ट्यापि विरुध्यन्त इती व्याख्यास्ते । यतो विपरीततया स्वोत्कर्षमेव प्रतिपादयेयु: । तदा ध्वनिपरत्वेन तान्येव वाक्यानि योजितानि भवन्ति। यदुक्तं प्रथमत एव 'राजभ्यो बिभ्यत' इति, तत्रोत्तरमुच्यते । 'मुखं च प्रेमसंरम्भस्फुरिताधरमीक्षितु'मिति भगवतोक्तत्वात्तामसप्रकारेणापि क्रोधाविष्टा वाक्यानि खण्डयतीति पूर्वस्माद्विशेष: । भयं हि जडस्य भवति । जाड्यादेव कम्पो दृश्यते। तत्र भगवति भयहेतोरभावात् वक्तुर्भयवाचक:शब्द: भटानामिवशब्दस्यैव शक्तिद्वयं परिकल्प्य वक्तृत्वं वाच्यत्वं च । सार्थकता सम्पादनीयेत्याह जाड्यं वच इति । वच एव जाड्यं जडता भीतत्वमिति यावत् । तवेति भेदार्थमसमास: । ननु विद्यमाने वक्तरि मुख्यार्थं परित्यज्य वचोजडता कथं सम्पाद्यत इत्यत आह गदाग्रजेति । यथा गदोत्पत्तिपर्यन्तं स्वयमभीतोऽपि क्रियां जडां समपादितवान्, एवं वाचमप्यत्र तथा सम्पादयति । तेन भगवदिच्छयैव तथा कायिकवाचिकयोर्जातत्वान्न किञ्चिद्दूषणम् । वच इति वाच इति वचस इति

वा छान्दसम् । अथवा । केनचिद्धर्मेण ज्ञानाभावेन लोके जडो भवति । प्रकृते तु जडत्वसम्पादकत्वं वच एव । केवलं वाक्याद्रेव प्रतीयते जाड्यम्, न त्वर्थत इत्यर्थः । चकारात् पूर्वं बहुधा भगवज्जयं समुच्चिनोति । यस्त्वं भूपान् शार्ङ्गनिनदेनैव विद्रव्य, पशुतुल्यान् कृत्वा, मां जहर्थ । पशव एव हि शब्दमात्रेण पलायन्ते । पूर्वं निनदेनैवाभिभूय साहृता, पश्चात् युद्धार्थं प्रवृत्तौ बलेन सर्वे हता इत्यविरोधः ये हिशब्धमात्रेण पलायन्ते, तेन तेभ्यो भयं सम्भाव्यते । शार्ङ्गनिनदेनेति हेतुरत्रोक्त इति पूर्वं धनुष्टङ्कारं कृतवानिति लक्ष्यते । राजन्यचक्रं परिभूयेत्यत्र शार्ङ्गनिनदेनेति योजनीयम् । दैवाद्गृहीत्वा अनवहितेषु तेषु समागत इति पक्षं व्यावर्तयति सिंहो यथेति । बलाद्ग्रहणदोषं व्यावर्तयति स्वभागमिति । अदत्तस्यापि ग्रहणे दोषाभावं सामर्थ्यं चाह ईशेति। यथा क्लृप्तोऽपि भागो दैवैर्न गृह्यते, अहुतश्चेत्, तथेश्वरो न भवतीत्यर्थः । लोकेस्व भागस्य बलादपि ग्रहणं दृष्टेमिति । मां त्वमिति प्रत्यक्षं प्रमाणमुक्तम् । पशुनिति सिंहव्यावृत्तिः न हि सिंहस्य कन्या सिंहेन बलाद्गृहीतुं शक्या । यद्यपि स्वभागरूपा । देवादीनां रक्षाभावाय स्वबलिमिति । स्वार्थमेव देवैः क्लृप्तमिति । यथा सिंहः पशून् विद्राव्य, स्वभागभीकान् व्याघ्रादीन् नादेनैव निवार्य, स्वभागं कुम्भस्थलमांसं हरति, एव निःशङ्कं हृतवतः ते कथं भयमिति । भयवाक्यमनुवदति, विरुद्धार्थमिति वक्तुम्, तेभ्यो भयाद्यदुदधिं शरणं प्रपन्न इति। यस्मात्तेभ्यो भयात्त्वमुदधिं शरणं प्रपन्नः, अस्माद्वचो जाड्यमित्यर्थः उत्तरवाक्यगतो यच्छब्दं नापेक्षत इति न तच्छब्दाध्याहारः । पशुतुल्येभ्यो विद्रावितेभ्यो भयवचनं बाधितार्थं भवत्येवेति विपरीततयैवार्थो वक्तव्य इति भावः। अनेनैव 'बलवद्भिः कृतद्वेषा'न्निति व्याख्यातम् । न हि पशवः पलायनपरा बलवन्तो भवन्ति । स्वयमेव त्यक्तनृपासनत्वमुत्कर्ष एव ॥४०॥

यदुक्तं भगवता 'अस्पष्टवर्त्मना'मिति 'तन्मार्गानुवर्तिनः सीदन्ती'ति, तत्राप्यन्यार्थप्रतीतेः अवाक्यार्थधीजनकत्वात् ध्वनिप्रकारेणैव निर्णय इत्याह यद्वाञ्छयेति।

वा छान्दसम् । अथवा । केनचिद्धर्मेण ज्ञानाभावेन लोके जडो भवति । प्रकृते तु जडत्वसम्पादकत्वं वच एव । केवलं वाक्याद्रेव प्रतीयते जाड्यम्, न त्वर्थत इत्यर्थः । चकारात् पूर्वं बहुधा भगवज्जयं समुच्चिनोति । यस्त्वं भूपान् शार्ङ्गनिनदेनैव विद्रव्य, पशुतुल्यान् कृत्वा, मां जहर्थ । पशव एव हि शब्दमात्रेण पलायन्ते । पूर्वं निनदेनैवाभिभूय साहृता, पश्चात् युद्धार्थं प्रवृत्तौ बलेन सर्वे हता इत्यविरोधः ये हिशब्धमात्रेण पलायन्ते, तेन तेभ्यो भयं सम्भाव्यते । शार्ङ्गनिनदेनेति हेतुरत्रोक्त इति पूर्वं धनुष्टङ्कारं कृतवानिति लक्ष्यते । राजन्यचक्रं परिभूयेत्यत्र शार्ङ्गनिनदेनेति योजनीयम् । दैवाद्गृहीत्वा अनवहितेषु तेषु समागत इति पक्षं व्यावर्तयति सिंहो यथेति । बलाद्ग्रहणदोषं व्यावर्तयति स्वभागमिति । अदत्तस्यापि ग्रहणे दोषाभावं सामर्थ्यं चाह ईशेति। यथा क्लृप्तोऽपि भागो दैवैर्न गृह्यते, अहुतश्चेत्, तथेश्वरो न भवतीत्यर्थः । लोकेस्व भागस्य बलादपि ग्रहणं दृष्टेमिति । मां त्वमिति प्रत्यक्षं प्रमाण-मुक्तम् । पशुनिति सिंहव्यावृत्तिः न हि सिंहस्य कन्या सिंहेन बलाद्गृहीतुं शक्या । यद्यपि स्वभागरूपा । देवादीनां रक्षाभावाय स्वबलिमिति । स्वार्थमेव देवैः क्लृप्तमिति । यथा सिंहः पशून् विद्राव्य, स्वभागभीरुकान् व्याघ्रादीन् नादेनैव निवार्य, स्वभागं कुम्भस्थलमांसं हरति, एव निःशङ्कं हृतवतः ते कथं भयमिति । भयवाक्यमनुवदति, विरुद्धार्थमिति वक्तुम्, तेभ्यो भयाद्यदुदधिं शरणं प्रपन्न इति । यस्मात्तेभ्यो भयात्त्वमुदधिं शरणं प्रपन्नः, अस्माद्वचो जाड्यमित्यर्थः उत्तरवाक्यगतो यच्छब्दं नापेक्षत इति न तच्छब्दाध्याहारः । पशुतुल्येभ्यो विद्रावितेभ्यो भयवचनं बाधितार्थं भवत्येवेति विपरीततयैवार्थो वक्तव्य इति भावः। अनेनैव 'बलवद्भिः कृतद्वेषा'न्निति व्याख्यातम् । न हि पशवः पलायनपरा बलवन्तो भवन्ति । स्वयमेव त्यक्तनृपासनत्वमुत्कर्ष एव ॥४०॥

यदुक्तं भगवता 'अस्पष्टवर्त्मना'मिति 'तन्मार्गानुवर्तिनः सीदन्ती'ति, तत्राप्यन्यार्थप्रतीतेः अवाक्यार्थधीजनकत्वात् ध्वनिप्रकारेणैव निर्णय इत्याह यद्वाञ्छयेति ।

શ્લોકાર્થ -૪૦: હે ઈશ! જેમ સિંહ પોતાના ભાગરૂપ પશુઓને લઇ જાય છે. તેમ આપ જેમને શાંગના ટંકારાથી રાજાઓને ભગાડીને તેઓની પાસેથી મારૂં હરણ કર્યું. તેઓના ભયને લીધે આપ સમુદ્રને શરણે ગયા. હે ગદાગ્રજ ! એ આપનું વચન તે અર્થ વિનાનું છે. (૪૦)

સુબોધિનીજી, ભાવાર્થ : હવે લોકદષ્ટિથી શ્લોકોનું વ્યાખ્યાન કરવામાં આવશે. તે લોકદષ્ટિએ આપનું કહેવું યોગ્ય નથી એવા સવર્થા વિરોધવાળા હોવાથી ભગવાનની સરસાઇ સિદ્ધ નહિ કરશે એવો અર્થ સૂચવાયેલો છે.

'રાજાઓના ભય પામેલા' શબ્દોથી તેનો ઉત્તર આ શ્લોકમાં આપવામાં આવે છે. 'અને પ્રેમના સંવાદને લીધે ફડફડતા અધરવાળું મુખ જોવાને' શ્લોક-૩૦માં કહેલું હોવાથી તામસ્ પ્રકારથી પણ ક્રોધના આવેશવાળી થઇ રુક્મિણી તેવા વાકયોનું ખંડન કરે છે.

બુદ્ધિ વગરનાને ભય થાય છે અને ધુજારો પણ થાય છે. પણ ભગવાનમાં ભયનું કારણ હોતું નથી. તેથી 'ભાટોની પેઠે' શબ્દથી 'કહેનાર' અને 'કહેવાનું' એવી બે શકિતઓની કલ્પના કરી સાર્થકતા કરાવવી જોઈએ. એવું 'વચન અર્થ વિનાનું છે.' શબ્દથી કહે છે. વચન ભયવાળું છે એવો અર્થ છે. 'આપનું' એમ ભેદ જણાવવા સમાસ કરેલો નથી બોલનારા હાજર હોવા છતાં મુખ્ય અર્થનો ત્યાગ કરીને વચનને કેમ જડ ઠરાવવામાં આવે છે? એવી શંકા થાય તેથી હે ગદાગ્રજ ! એવું સંબોધન કહેલું છે. ગદની ઉત્પત્તિ થઇ ત્યાં સુધીભગવાન ભય પામેલા નહિ હોવાથી ભયવાળી ક્રિયા કરતાં વાણીને પણ ભયવાળી કહે છે. તેથી ભગવાનની ઈચ્છાથી જ આ થતું હોવાથી તેમાં દોષ નથી. અથવા કોઈક ગુણને લીધે જ્ઞાન ન થવાથી લોકમાં પુરૂષ જડ થાય છે. ચાલું પ્રસંગમાં જડપણું કરાવનારા વચન છે એટલે વાકયથી જ માત્ર જડપણું જણાય છે. પરંતુ અર્થથી જણાતું નથી એવો અર્થ છે.

પ્રભુ આપે રાજાઓને શાર્ંગના ટંકારથી જ ભગાડીને પશુ સમાન બનાવીને મારૂં હરણ કર્યું કારણ કે પશુઓને શબ્દોથી ભગાડી શકાય છે. પહેલા ટંકારથી જ માનભંગ કરી ભેગા કર્યા. પછી યુદ્ધ માટે તૈયાર થતાં બલભદ્રે બધાને

હરાવ્યા. તેથી વિરોધ નથી. જેઓ માત્ર શબ્દથી જ ભાગી જાય તેમના ભયનો સંભવ જ નથી. 'શાંગના ટંકારથી' શબ્દથી ભાગવાનું કારણ કહ્યું છે. ભગવાને પહેલાં ધનુષ ટંકાર કરેલો. 'રાજાઓના સમુહને હરાવીને' શાંગના ટંકારથી એમ લેવું. દૈવને લીધે તે રાજાઓનું ધ્યાન નહિ હોય ત્યારે ભગવાન રૂક્મિણીને લઈને આવ્યા હશે એવો વિચાર 'જેમ સિંહ પશુઓને લઈ જાય છે' એ શબ્દોથી ખોટો ઠરાવે છે. જબર જસ્તીથી ઉપાડી જવામાં કોઈ દોષ ન હતો. એમ 'પોતાના ભાગરૂપ' શબ્દોથી કહેલું છે. પિતાએ નહિ આપેલી હોવા છતાં તેને લઈ જવામાં ભગવાનને કોઈ દોષ ન હતો. એમ હે ઈશ ! સંબોધનથી કહેલું છે. જેમ નક્કી કરેલો ભાગ પણ યજ્ઞમાં હોમેલો ન હોય તો દેવો ગ્રહણ કરતા નથી. તેવું ઈશ્વરને હોતું નથી એવો અર્થ છે.

'આપ મારૂં હરણ કર્યું' એમ પ્રત્યક્ષ પ્રમાણ કહેલું છે. 'પશુઓને' ભય પમાડીએ શબ્દથી પણ સિંહને ડરાવીને લઈ જવામાં આવતા નથી કારણ કે સિંહની કન્યા પોતાના ભાગરૂપ હોવા છતાં સિંહ જબરજસ્તીથી લઈ જઈ શકતો નથી એમ 'પોતાના બલિ' શબ્દથી કહેલું છે. દેવો વિગેરે પણ રક્ષણ કરતા ન હતા કારણ કે દેવોએ ભગવાન માટે જ રૂક્મિણી (બલિ)નું નક્કી કરેલા હતા. જેમ સિંહ પશુઓને ભગાડીને, વાઘ વિગેરેને ગર્જનાથી અટકાવીને પોતાના ભાગરૂપ હાથી કુંભસ્થલમાં રહેલું માસ લઈ જાય છે. તેમ ભય વગર મારૂં હરણ કરનાર આપને ભય ક્યાંથી હોય? 'તેઓના ભયને લીધે સમુદ્રને શરણે ગયા' આ શબ્દોથી ભય જણાવનારૂં આપનું વાક્ય વિરોધી જણાય છે. અને એ વચન અર્થ વગરનું છે. આથી જ આ વિચારથી 'બલવાનોની સાથે વેર કરેલા' આપના શબ્દાનો ઉત્તર અપાઈ ગયો. ભાગી જવામાં પશુઓ બલવાન હોતા નથી. પોતાની મેળે જ નૃપાસનનો ત્યાગ કરવો એ પ્રતિષ્ઠા છે.(૪૦)

'જેઓનો માર્ગ સ્પષ્ટ નથી' એમ તેમને માર્ગે જનારા દુઃખ પામે છે એમ જે ભગવાને કહ્યું તેમાં પણ બીજો અર્થ જણાતો હોવાથી તેનો નિર્ણય કરવો જોઈએ એમ હવે નીચેના શ્લોકથી કહે છે.

**यद्वाञ्छया नृपशिखामणयोऽङ्गवैन्य-**
**जायन्तनाहुषगयादय ऐकपत्यम्।**
**राज्यं विसृज्य विविशुर्वनमम्बुजाक्ष**
**सीदन्ति तेऽनुपदवीं त इहास्थिताः किम् ॥४१॥**

योषित इति पदमुपलक्षकम् । तेन पुरुषा अपि सीदन्तीति वक्तव्यम् । स्त्रीपदमप्रौढानन्यवृत्तीति। अवसादस्तत्रैव लयः । भगवनाग्रे गत इति तेन मार्गेण जिगमिषया राज्यादिकं विसृज्य, राज्यादिभ्यो भगवद्दर्शनं महदिति तद्वाञ्छया नृपशिखामणयः अम्बरीषप्रभृतयः वनं विविशुः । भगवति समागतेऽपि ते न समागता इति पूर्वमपि न व्यावृत्यागता इति पदवीमन्वेव अवसन्नाः भगवन्मार्ग एव मार्गप्रदर्शका इव स्थिताः । अन्यथा भगवन्मार्गो न प्रवर्तेत । अतः अवसादवाक्यं यथार्थम् , तथापि बहव एव प्रवर्तन्त इति न दूषणम् । नन्वेकत्र निरूपणे कृते कथं सवत्र युज्यते , तत्राह ते इहास्थिताः किमिति । ते ङ्गादयः । अङ्गः पृथोः पितामहः । वैन्य पृथुः । जायन्तो भरतः जयन्त्याः पुत्रः । नाहुषो ययातिः । गयः प्रियव्रतवंशजः । एते इह आस्थिताः किम्, आमरणान्ते किं गृह एव स्थिताः, अपि तु वने प्रविष्टाः । तत्रैवावसन्नाः । तेन विपरीतार्थे ये गृहे स्थिताः, त एवावसन्नाः, नतु त इति वाञ्छामात्रेण स्वकीयं सिद्धमपि राज्यं परित्यजन्ति । वने स्वावसादमपि सहन्ते । तत्र भगवन्तं प्राप्य अधमराज्यपरित्यागः किमाश्चर्यमिति भावः ॥४१॥

'निष्किञ्चना वयं शश्व'दिति भयन्यायेनैव निवारितमपि लक्ष्म्याश्रयत्वेन तन्निवारयन्नन्याभजनमपि विपरीततया व्यावर्तयति कान्त्यं श्रयीतेति ।

<u>શ્લોકાર્થ -૪૧ :</u> હે કમલનયન ! જેમની ઈચ્છાથી અંગ, વૈન્ય, જાયન્ત નાહુષ, ગય વિગેરે રાજાઓના શિરોમણિઓએ ચક્રવર્તી રાજ્યોનો ત્યાગ કરીને વનમાં પ્રવેશ કરેલો તેઓ આપના માર્ગના રસ્તે રહેલા છે. તેઓ શું અહીં રહેલા છે? (૪૧)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> योषित એટલે સ્ત્રીઓ એ શબ્દ ઉપલક્ષણથી કહેલો છે. ઉપલક્ષણનો અર્થ કેવળ સ્ત્રીઓ નહીં પણ સ્ત્રી અને પુરૂષો બન્ને

તેથી સ્ત્રી, પુરૂષો બન્ને પણ દુઃખી થાય? અવસાદ એટલે ભગવાનમાં લય. ભગવાન પહેલાં પધારેલા તેથી તે માર્ગે જવાની ઈચ્છાથી, રાજ્યનો ત્યાગ કરીને ભગવાંનના દર્શન ઉત્તમ હોવાથી, દર્શનની ઈચ્છાથી અંબરિષ વિગેરે રાજાઓના શિરોમણીઓએ વનમાં નિવાસ કરેલો. ભગવાન પધાર્યા છતાં પણ તેઓ પાછા આવેલા નહિ હોવાથી જાણે કે તે માર્ગ દર્શાવનારા હોય એમ રહેલા છે. તેમ ન હોય તો ભગવાનનો માર્ગ આગળ ચાલે નહિં તેથી દુઃખી થવાનું વાકય સત્ય છે. એક સ્થળે સ્ત્રીઓના સંબંધમાં કહ્યું તે સર્વ સ્થળે કેમ લાગુ પાડવામાં આવે છે? એવી શંકા થાય તેથી તેઓ શું અહીં રહેલા છે? એમ કહેલું છે. તેઓ એટલે અંગ પૃથુના દાદો. વૈન્ય એટલે પૃથુ. જાયન્ત એટલે જયન્તીનો પુત્ર ભરત.

નાહુષ એટલે યયાતિ. ગય એટલે પ્રિયવ્રત્તના વંશમાં ઉત્પન્ન થયેલા. આ બધા શું અહીં રહેલા છે? મરણ થતાં સુધી ઘેર રહેલા છે?ના, તેથી ઉલટું વનમાં ગયેલા અને ત્યાંજ મરણ પામેલા. તેઓ જ નાશ પામેલા છે. પરંતુ તે રાજાઓ નાશ પામ્યા નથી. એટલે ભગવદ પ્રાપ્તિ માટે માત્ર ઈચ્છાથી જ, પોતે પ્રાપ્ત કરેલ રાજ્યનો ત્યાગ કરી દે છે અને વનમાં પોતાનું મરણ પણ સહન કરે છે. ભગવાનને પ્રાપ્ત કરીને અધમ રાજ્યનો ત્યાગ કરવો એમાં શું આશ્ચર્ય ? એવો ભાવ છે. ભયને લીધે ભગવાને પોતાનું વરણ ન કરવાનું કહેલ હોવા છતાં 'અમે નિષ્કિંચન છીએ. તેવા પુરૂષો અમને સદા પ્રિય છે.' એમ રૂક્મિણી લક્ષ્મીવાળી હોવાથી તેમ ન કરવાનું કહેતાં ધનવાનો મને ભજતા નથી એમ જે ભગવાને કહેલું તેનો વિરોધ કરી તેને ખોટું ઠરાવે છે. (૪૧)

તે નીચેના શ્લોકથી કહે છે.

**कान्यं श्रयीत तव पादसरोजगन्धमाघ्राय सन्मुखरितं जनतापवर्ग्यम् ।**
**लक्ष्म्यालयं त्वविगणय्य गुणालयस्य मर्त्या सदोरुभयमर्थविविक्तदृष्टिः॥४२॥**

का वा स्त्री तव पादसरोजगन्धमाघ्राय अन्यं लशुनामेध्यरूपं आश्रयेत । अनेनोत्कर्षविषयः तत्र स्वरुचिश्चेति निरूपितम् । क्वचिन्निन्दितमप्येतादृशं भवतीति तद्व्यावृत्त्यर्थमाह सन्मुखरितमिति । सद्भिर्मुखरवत् भगवच्चरणारविन्दो वर्णित इति । फलसाधकत्वमाह जनतापवर्ग्यमिति । जनतायाः प्राणिमात्रस्य

आपवर्ग्यमपवर्गमभिव्याप्य यावत्सुखं तत्सर्वं यस्मादिति । जनतायाः यावत्सुखं तत्सर्वं यस्मादिति । प्रमाणं फलं चोक्तम् । किञ्च । स्त्रीणां मुख्या लक्ष्मीः सम्पत्तिरूपा च । तस्यास्तदेव गृहमिति स्त्रीभिः सर्वाभिस्तत्रैव स्थातव्यम् । नन्वेवं सति कथं सर्वासामन्य एव भर्तारः। तत्र तुशब्देन पूर्वपक्षं निराकरोति अविगणय्येति । समागतमुपस्थितं भगवन्तमविगणय्य कापि नान्यं श्रयते । किञ्च । मर्त्या स्वयं मरणधर्मा मरणनिवर्तकमात्मदं भगवन्तमेव सेवितुमर्हति, नतु सदोरुभयं सर्वदैव कालादेः सकाशात् अधिकं भयं यस्येति । महद्भयं मरणात्मकम् । स्वस्यकदाचिद्वा तद्भवेत्। सेव्यस्तु सर्वदैव तादृशभगवानित्यभजनहेतुरुक्तः। किञ्च। गुणालयस्य तव । अनन्तगुणानामालयरूपो भवानेव । ततो या गुणरूपा भविष्यति, सा त्वामेव श्रयते, दोषरूपा त्वन्यमिति स्थितिः । ननु बह्व्य एव गुणरूपाः अन्यमपि भजन्ति, अन्यथा भगवत्समानकाले अन्येषां विवाहो न स्यात्, तत्राह ।अर्थे विवक्ता दृष्टिः यस्या इति । अविचारेण अर्थविवेचनासामर्थ्येन वा अन्यभजनम् । प्रयोजनतारतम्यदृष्टौ तु मर्त्यायाः गुणरूपायाः लक्ष्म्यंशायाः पूर्वोक्तन्यायेन भगवदाश्रयणमेव युक्तमित्यर्थः । अनेन समताविवाहः साधारणः, उत्कृष्टविवाह एव कर्तव्य इति 'तयोर्विवाहो मैत्री' इति पक्षः परिहृतः । अन्यथा लक्ष्म्यादीनां विवाहो नोपपद्येत ॥४२॥

'वैदर्भ्येतदविज्ञाये' त्यस्योत्तरमाह तं त्वानुरूपमिति।

<u>શ્લોકાર્થ -૪૨:</u> લગ્નના પ્રયોજનમાં વિવેકવાળી દષ્ટિ છે જેની. તેવી મરણધર્મવાળી કઈ સ્ત્રી, ગુણોના ધામરૂપ આપનાં, સત્તપુરૂષોએ વારંવાર વર્ણન કરેલા, પ્રાણીમાત્રને મોક્ષ આપનાર, લક્ષ્મીના સ્થાનરૂપ ચરણ કમળની ગંધનો અનુભવ લઈને, તેનો અનાદર કરી, સદા ઘણા ભયવાળા બીજા પુરૂષનો આશ્રય કરે ? (૪૨)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> આપના ચરણકમળના ગંધનો અનુભવ કરીને કંઈ સ્ત્રી, લસણના જેવાં અપવિત્ર રૂપવાળાનો બીજાનો આશ્રય કરે? ભગવાન ઉત્તમ પતિ છે અને તેમનામાં પોતાની રૂચિ છે.

'સત્પુરૂષોએ વારંવાર વર્ણવેલ' શબ્દથી એમ સૂચવે છે કે સત્પુરૂષોએ

વાચાલની પેઠે ભગવાનના ચરણાવિંદનું વર્ણન કહેલું છે. 'પ્રાણિમાત્રને મોક્ષ આપનાર' વિશેષણથી ફલ પ્રાપ્ત કરાવનારૂં કહેલું છે. આ બે વિશેષણોથી પ્રમાણ અને ફલ કહ્યાં.

વળી સ્ત્રીઓમાં મુખ્ય લક્ષ્મી છે. તે સંપત્તિરૂપ પણ છે. તે લક્ષ્મીનું ઘર ભગવાનના ચરણ કમળ છે. તેથી બધી સ્ત્રીઓએ ત્યાં જ રહેવું જોઇએ. એમ હોય તો બધી સ્ત્રીઓને બીજા પતિઓ કેમ હોય છે? તેવી શંકાના સંબંધમાં 'અનાદર કરીને' શબ્દ કહેલ છે. પધારેલા અને પાસે રહેલા ભગવાનનો અનાદર કરીને કોઇ પણ સ્ત્રી બીજાનો આશ્રય કરતી નથી. વળી પોતે એટલે મરણ ધર્મવાળી છે. તેણે મરણ મટાડનાર અને આત્માનું દાન કરનાર ભગવાનની સેવા કરી જોઇએ. મરણ એ મોટો ભય છે. પોતાને પણ તે કોઇ સમયે થવાનો જ છે. તેથી જેની સેવા કરવામાં આવે છે તે પતિ તો સદાએ તેવા ભયવાળો છે. એટલે તેની સેવા નહિ કરવાનું કારણ કહે છે. આપ ગુણોના ધામરૂપ છો. અનંત ગુણોના ધામરૂપ આપ જ છો તેથી જે ગુણરૂપ સ્ત્રી હશે તે આપનો જ આશ્રય કરશે. પણ દોષરૂપ સ્ત્રી બીજાનો આશ્રય કરશે એવી વ્યવસ્થા છે. ઘણીએ ગુણરૂપ સ્ત્રીઓ બીજાનો આશ્રય કરે છે. તેમ ન હોત તો ભગવાન વિરાજતા તે સમયે બીજા પુરૂષોનો વિવાહ જ ન થાત. એવી શંકા થાય તેથી 'પ્રયોજનમાં વિવેકવાળી દષ્ટિ છે જેની' એમ કહેલું છે. વિચાર કર્યા વિના, નિર્ણય કરવાનું સામર્થ્ય નહિ હોવાથી બીજાનો આશ્રય કરે પરંતુ પ્રયોજનના ભેદનું જ્ઞાન હોય તો મરણ ધર્મવાળી ગુણરૂપ લક્ષ્મીના અંશરૂપ સ્ત્રીએ પહેલા કહેલા નિયમ પ્રમાણે ભગવાનનો આશ્રય કરવો એજ યોગ્ય છે. એવો અર્થ છે. સમાનપણાને લીધે થતો વિવાહ સાધારણ છે. પણ ઉત્તમની સાથે જ વિવાહ કરવો યોગ્ય છે. તે બેનો વિવાહ અને મૈત્રિ યોગ્ય જ છે. નહિ તો લક્ષ્મીનો વિવાહ થાત નહિ. (૪૨)

હે વૈદર્ભિ ! આ જાણ્યા વિના તેનો ઉત્તર આપે છે.

**तं त्वानुरूपमभजं जगतामधीशमात्मानमत्र च परत्र च कामपूरम्।**
**स्यान्मे तवाङ्घ्रिशरणं सृतिभिर्भ्रमन्त्या यो वै भजन्तमुपयात्यनृतापवर्ग: ॥४३॥**

अज्ञानेन विवाहे हि अन्यवरणं कर्तव्यं भवेत् । ज्ञात्वैव वृत इति

स्वज्ञातमर्थमनुवदति। तं पूर्वोक्तलक्ष्मीपतित्वादिधर्मयुक्तम् । त्वामिति तादृश एवावतारेऽपि न प्रच्युतस्वरूपस्त्वम् । ननु तथापि समविवाह एवोचित इतिचेत् । तत्राह अनुरूपमिति । मम तु त्वमनुरूप एव, उत्कृष्टत्वात् , तव पामहं नानुरूपा । तस्मादयमुपालम्भः न मां प्रति वक्तव्यः । किञ्च । अति निकृष्टैरपि ईश्वरः सेव्य एव स्वशक्त्यनुसारेण, तदाह जगतामधीशमिति । किञ्च । सर्वेषामात्मा सेव्यः । सर्वं स्वार्थमिति । भवांस्त्वात्मा । किञ्च । पुरुषार्थप्रदः सेव्यः । स भवानित्याह अत्र च परत्र च कामपूरमिति । चकारादिह लोके परलोकसुखानि प्रयच्छति । स्वर्गादिसुखानि । परलोके च जातिस्मरणादिना ऐहिकं फलं प्रयच्छतीति चकारौ । काममभिलषितार्थं तस्य पूररूपं पूरयति प्रवाहरूपं वा । ननूक्तं 'वयमुदासीना' इति, अतः कामाभावात् कथं त्वत्कामपूरणमिति चेत् । तत्राह स्यान्मे तवाङ्घ्रिशरणमिति । संसारे निराश्रये परिभ्रमन्त्या मम तव चरणः आश्रयोऽस्तु । कामनापूरणाद्यभावेऽपि चरणे आश्रयत्वं न विहन्यते । नन्वाश्रयमात्रेण भगवांश्चेन्न किञ्चित्कुर्यात्, तदा किं भवेदित्याशङ्क्याह यो वै भजन्तमुपयात्यनृतापवर्ग इति। अनृतापवर्गो मोक्षः, विशेषण अप्रार्थितोऽपि भगवता अदत्तोऽपि, भगवद्भक्तमुपयाति, भगवच्चरणशमोद इव। अनृतस्य भगवत्यपवर्ग एव । तत्र गतः सीमान्ते गत इव तदभावमवश्यं प्राप्नोति । अतो विशेषफलाभावेऽपि मोक्षस्तु सिद्ध एव इति ॥४३॥

नन्वेतावदेव चेत् प्रार्थ्यम्, तदा विषयभोगानन्तरमन्यभजनेऽपि शास्त्रार्थानुसारेणापि भजने मोक्षो भवेत्, अत उभयं परित्यज्य विषयाधिकारिणः कथं मद्भजनमिति चेत् । तत्राह तस्याः स्युरिति।

श्लोकार्थ -४३ः તે જગતના ઈશ્વર, આત્મા અને આ લોક અને પરલોકમાં કામનાઓ પુરનાર આપને યોગ્ય પતિ તરીકે પસંદ કરેલા છે. આપ જેનું ભજન કરનારને જે મોક્ષ પ્રાપ્ત થાય છે જ તેમનું મરણ જન્મો લઈ ભ્રમણ કરનારી એવી હું તે મારૂં શરણ હો. (૪૩)



સુબોધિનીજી, ભાવાર્થ : રૂક્મિણીએ જો અજ્ઞાનને લીધે ભગવાન સાથે વિવાહ કર્યો હોત તો બીજાને પ્રસંદ કરવાનું રહેત પણ તેણે ભગવાનને ઓળખીને પસંદ કરેલા છે તેથી 'તે' એટલે લક્ષ્મીના પતિ હોવાનું 'આપ' શબ્દથી કહેલું છે. અવતાર સમયે પણ આપ તેવા જ છો. છતાં પણ સમાનનો વિવાહ જ યોગ્ય છે એવી શંકા થાય તેથી 'યોગ્ય' વિશેષણ યોજેલ છે. મારા માટે તો આપ યોગ્ય જ છો. કારણ કે આપ ઉત્તમ છો. પરંતુ હું આપને યોગ્ય નથી તેથી આ મહેણું મને કહેવું નહિ.

વળી બધાએ પણ ઈશ્વરની સેવા કરવી જોઈએ તે અર્થ 'જગતના ઈશ્વર' શબ્દથી જણાવેલ છે. બધાએ આત્માની સેવા કરવી જોઈએ કારણ કે પદાર્થ માત્ર પોતાના આત્મા માટે જ છે. આપ 'આ લોકમાં અને પરલોકમાં કામનાઓ પુરનારા' શબ્દોથી કહે છે. અને શબ્દથી આ લોકમાં પરલોકના સુખો ભગવાન આપે છે. પરલોકમાં આ લોકનું સુખ આપે છે. એવો અર્થ જણાવે છે.

'અમે ઉદાસીન છીએ' એમ આપે જે કહેલું છે. તેથી મને કામ નહિ હોવાથી તારી કામનાઓ હું કેમ પુરીશ? એવી શંકા થાય તેથી 'આપનું ચરણ મારૂં શરણ હો' શબ્દો કહ્યા છે. આધાર વગરના સંસારમાં ભ્રમણ કરનારીનું મારૂં શરણ આપના ચરણમાં થાવ. કામનાઓ પુરી ન કરો તો, પણ ચરણનો આશ્રય કરવાની ના નહિ જ પાડો.

માત્ર આશ્રય કરવાથી ભગવાન કાંઈ પણ હિત ન કરે તો શું થાય? એવી શંકા થાય તેથી 'ભજન કરનારને' જે મોક્ષ પ્રાપ્ત થાય છે જ' શબ્દો યોજેલ છે.

ભગવાનના ચરણની સુંગધથી ભગવાનના ભક્તને મોક્ષ પ્રાપ્ત થાય છે. અનૃતનો તો ભગવાનમાં અંત જ છે. ત્યાં ભગવાન પાસે પહોંચેલો, સીમાડાની છેડે પહોંચેલાની પેઠે અનૃતનો અભાવ અવશ્ય પ્રાપ્ત કરે છે જ. વધારે ફલ ન હોય તો પણ મોક્ષ તો પ્રાપ્ત થાય છે જ. જો આટલું જ માગવાનું હોય તો, બીજા પતિને સ્વીકાર કરી સેવવામાં આવે તો પણ વિષયો ભોગવ્યા પછી શાસ્ત્રાર્થ પ્રમાણે ભગવાનનું ભજન કરવાથી પણ મોક્ષ થાય. તેથી

વિષયોનો ભોગ અને મોક્ષ બન્નેનો ત્યાગ કરી વિષયોના અધિકારવાળા જીવોથી મારૂં ભજન કેમ થાય? (૪૩)

એવી શંકા થાય તેથી નીચનો શ્લોક કહે છે.

तस्याः स्युरच्युत नृपा भवतोपदिष्टाः स्त्रीणां गृहेषु खरगोश्वत्रविडालभृत्याः।
यत्कर्णमूलमरिकर्षण नोपयाता युष्मत्कथा मृडविरिञ्चियसभासु गीताः ॥४४॥

सत्यं या तादृसी प्राकृती, तस्या पतयः त्वया गणिताः चैद्यादयो भवन्तु सर्वथा विषयपूरकाः। या केवलं विषयानपेक्षते । सर्वा एवापेक्षन्त इति चेत्। तत्राह यत्कर्णमूलं नोपयाता युष्मत्कथा इति। कथानां कर्णप्रवेशे यथा विषयाभिलाषा गच्छति, तद्वक्ष्यति । कथं राज्ञां सर्वथा विषयपोषकत्वम्, न भगवत इति वैलक्षण्यं निरूपयति स्त्रीणां गृहेष्विति स्त्रीणां शयनभोजनविहारमलत्यागादिगृहेषु ये स्वोत्कर्षं परित्यज्य तत्सेवापरा भृत्या भवन्ति, यथा गृहदासाः । दास्येऽपि चतुर्धा विशेषमाह खरादिपदैः । गर्दभो हि तदपेक्षितं जलादिकं तत्कर्तव्यं स्वयं करोति । तथा ये भार्याकर्तव्यं स्वयं कुर्वन्ति निरालस्याः । यथा वा गावो वृषभाः शकटैस्ता वहन्ति उह्यन्ति वा, स्वसर्वस्वं प्रयच्छन्ति निरालस्याः । यथा वा गावो वृषभाः शकटैस्या वहन्ति दृह्यन्ति वा, स्वसर्वस्वं प्रयच्छन्ति, इष्टदेशेषु स्वयं भारमूढ्वा, तथा ताः नीचा भूत्वा शरीरेण पालयन्ति । एवं स्थितिगतिशयनेषु सेवकत्वमुक्तम् । एवमपि सति यदि भोगस्तुल्यो भवेत्, भोगाथ वा भवेत्, तदा न काचिच्चिन्ता, किन्तु तुच्छेषस्य निकृष्टस्यैव तदुच्छिष्टस्य तदनुपयुक्तस्य वा भोग इति विडालदृष्टान्तमाह । स हि स्त्रीणां पादयोः भक्षणयाचनार्थं अनेकां चेष्टां करोति, ततस्ता दुग्धं पीत्वा भाण्डनिर्यासमिव प्रयच्छन्ति कदाचित्, तथा ये निकृष्टा नियतभोगाः तादृशैरेव स्त्रीणां भोगः सम्पादयितुं शक्यते । विषयाभिलाषिण्यः तादृशमेवापेक्षन्ते । कथाः कर्णे साधारण्येन प्रविशन्ति सर्वेषामेवेति यादृशप्रवेशेन कार्यं कुर्वन्ति तद्वक्तुमाह कर्णमूलमिति । अन्तःप्रवेशो मूलसम्बन्धः कथानाम् । विषयाभि लाषनाशक्त्वे हेतुमाह

अरिकर्षणेति । विषं यान्तीति विषया: अरय: तान् कर्षत इति शत्रुनाशको विषयनाशको भवति। तत्कथास्तद्रूपा:। ता अप्यच्युता: स्वनाशशङ्कारहिता:। विषयैस्तन्नाश: कर्तुं न शक्यत इति। तत्रापि बहुरूपा: एकरूपाद्भगवतोऽतिबलिष्ठा: । तत्राप्युप समीपे स्वयमेव समागता बह्वय:। युष्मत्कथा इति समासेन तासां नित्यं भगवत्सभाव उक्त:। तासां विषयनिवर्तकत्वे युक्तिमुक्त्वा, प्रमाणमाह मृडविरश्च्यसभासु गीता इति। प्रलयोत्पत्तिकर्तारौ तौ। तदुभयं तदधीनमेवेति तेषामपेक्षितम् । तत्सभासु गीयते । अनेन तयोरपि उत्कृष्टो भगवानिति निरूपितिम् । ताभ्यां कथानां फलं निर्णीतमिति प्रमाणनिरूपणे तथोक्तम्। तावेव हि मुख्याविति। अनेन स्त्रीणां शापो निरूपित: । या भगवत्कथा न श्रृणोति, सा तादृशं पतिं प्राप्नोतीति । समान्यत: स्त्रियो दुष्टा इति हि योनिदोषं मत्वा, भगवानेवं निराकरोतीति सा मन्यते। अन्यथा पुरुषानसमानपि भजने अनिषिध्य मामेव कथं निषेधतीति ॥४४॥

तर्हि तासामैहिकं सुखं तैर्भविष्यति, ऐहिकामुष्मिकयोकयो-स्तुल्यत्वादप्रयोजक: शाप इत्याशङ्क्याह त्वगिति ।

<u>શ્લોકાર્થ -૪૪ :</u> હે અચ્યુત! હે શત્રુનો નાશ કરનાર! આપે જાણાવેલા રાજાઓ જેઓ સ્ત્રીઓના ઘરોમાં બળદ, કુતરા અને ગધેડા અને બિલાડાની પેઠે સેવક થઈને રહે છે. તેનો તે સ્ત્રીના પતિ કે જેના કાનના મૂલમાં શંકર અને બ્રહ્માની સભાઓમાં ગવાયેલી આપની કથાઓ આવેલી નથી.(૪૪)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> જે પ્રાકૃત છે અને માત્ર વિષયોની જ ઈચ્છા રાખે છે. તેવા પતિઓ સર્વ પ્રકારે શિશુપાલ વિગેરે છે. બધી જ સ્ત્રીઓ વિષયોની ઈચ્છા રાખે છે. એવી શંકા થાય તેથી ‘જેના કાનના મૂલમાં આપની કથાઓ આવેલી નથી’ શબ્દો યોજેલા છે. કથાઓનો કાનમાં પ્રવેશ થતાં વિષયોની ઈચ્છા જતી રહે છે. તે આગળ કહેવાશે.

શા માટે રાજાઓ સર્વ પ્રકારે વિષયોને પોષનારા છે અને ભગવાન તેવા

નથી એ ભેદનું નિરૂપણ 'જેઓ સ્ત્રીઓના ઘરમાં ગધેડા, બળદ, કુતરા અને બિલાડાની જેમ સેવક થઈને રહે છે. જેઓ ઘરના ગુલામો પેઠે સ્ત્રીઓના સૂવાના, ભોજન કરવાના, વિહાર કરવાના, મલનો ત્યાગ કરવાના ઘરોમાં પોતાનો વૈભવનો ત્યાગ કરીને તે સ્ત્રીઓની સેવામાં તત્પર રહેનારા સેવકો થઈને રહે છે. આવી ગુલામી ના પણ ગધેડા વિગેરેથી ચાર પ્રકારનો ભેદ કહે છે. (૧) ગધેડો તેનેં જોઈતું અને તેઓને કરવાનું જળ લાવવાનું કામ કરે છે તે પ્રમાણે જેઓ આળસ વગર પત્નીએ કરવાનું બધું કામ પોતે કરે છે. તેઓ ગધેડા જેવા સેવક છે. (૨) જેમ બળદો, ગાડામાં તેમને ફેરવે છે. અથવા ગાયો દુઝે છે અને પોતાનું સર્વસ્વ આપી દે છે. પોતે ભાર વહન કરીને કરે છે તેમ તે સ્ત્રીઓને બધું લાવી આપે છે. (૩) જેમ કુતરો ઘરનો સ્વામી સૂતો હોય ત્યારે પોતે જાગતો રહી તેનું રક્ષણ કરે છે. તેવી રીતે હલકી સ્થીતિમાં રહી પોતાના દેહથી સ્ત્રીઓનું રક્ષણ કરે છે એ પ્રમાણે રહેવામાં, ફરવામાં અને શયનમાં સેવકપણું કહ્યું છે. (૪) એમ થતાં પણ જો સ્ત્રીઓ સાથે ભોગ સમાનતાથી થતો હોત અથવા ભોગ કરવા માટે સેવક થતો હોત તો કાંઈ ચિંતા નથી. પણ તે સ્ત્રીઓએ ભોગ કરતાં વધેલું એઠું હલકું ભોગ માટે પ્રાપ્ત કરે છે. એ જણાવવા બિલાડાનું દષ્ટાંત આપે છે. કારણ કે બિલાડો સ્ત્રીઓના પગ પાસે ખાવાનું માગવા માટે અનેક ચેષ્ટાઓ કરે છે. ત્યારે તેઓએ પીધેલ દુધ અને ચોંટી રહેલ દૂધ આપે છે તે પ્રમાણે જેઓ હલકા અને ચોક્કસ ભોગ કરનારા છે. તેઓજ સ્ત્રીઓએ ભોગ પ્રાપ્ત કરાવી શકે છે. વિષયોની ઈચ્છા રાખનારી સ્ત્રીઓ તેવા પતિની જ ઈચ્છા રાખે છે.

કથાઓ બધાના કાનમાં પ્રવેશ કરે છે તેથી 'કાનનામૂલમાં આવેલી' આવો શબ્દ યોજેલ છે. કથાઓ અંદર પ્રવેશ કરતાં મૂલ સાથે સંબંધમાં આવે છે.

કથાઓ બધાના કાનમાં પ્રવેશ કરે છે તેથી 'કાનના મૂલમાં આવેલી' શબ્દ યોજેલ છે. કથાઓ અંદર પ્રવેશ કરવાનું કારણ શત્રુઓનો નાશ કરનાર વિષયોનો નાશ કરનાર થાય છે. ભગવાનની કથાઓ તેમના જેવી છે. તે કથાઓ પણ 'અચ્યુત' એટલે પોતાનો નાશ થવાના ભય વિનાની તેમાં પણ કથાઓ ઘણા રૂપોવાળી હોઈ એકરૂપવાળા ભગવાનથી પણ ઘણી બલવાન છે. તેઓ પોતે

જ સમીપ આવે છે. આપની કથાઓ સદા ભગવાન સાથે રહેનારી છે. વિષયોને દૂર કરનારી છે. 'શંકર અને બ્રહ્માની સભામાં ગવાયેલી' વિશેષણ પ્રમાણ બતાવે છે. આ શંકર અને બ્રહ્મા પ્રલય કરનાર અને ઉત્પત્તિ કરનાર છે. પ્રલય અને ઉત્પત્તિ તેઓને આધિન હોવાથી તેઓની સભામાં ભગવાનની કથા ગવાય છે. તેઓને દુર્લભ અને તેઓએ ઇચ્છેલા છે. દરરોજ ભરવામાં આવતી સભામાં ભગવાનની કથાઓજ ગવાય છે. તેથી આ બેથી પણ ઉત્તમ ભગવાન છે. તે બેએ કથાઓના ફલનો નિર્ણય કરેલો હોવાથી તેને પ્રમાણ તરીકે કહેલા છે. કારણ કે તે બે જ મુખ્ય છે. જે ભગવાનની 'કથાઓનું શ્રવણ કરતા નથી તે તેવો ગુલામી કરનાર પતિ પ્રાપ્ત કરે છે.' એવો સ્ત્રીઓને શ્રાપ થયો છે. સ્ત્રીઓ સામાન્ય રીતે દુષ્ટ હોવાથી તેઓના દોષને યોનીનો દોષ માનીને ભગવાન એ પ્રમાણે પોતાને તેમને ભજન કરવાનું ના પાડે છે. કારણ કે તેમ ન હોય તો પોતાની સમાન ન હોય તેવા પુરૂષોને ભજન કરવાની ના નહિ પાડતાં મને જ કેમ ના પાડે છે?(૪૪)

ત્યારે તે સ્ત્રીઓને પતિઓથી આ લોકનું સુખ પ્રાપ્ત થશે. આ લોક અને પરલોક સમાન હોવાથી તે આપેલો શાપ છે. એવી શંકા થાય તેથી નીચેનો શ્લોક કહે છે.

त्वक्श्मश्रुरोमनखकेशपिनद्धमन्तर्मांसास्थिरक्तकृमिविट्कफपित्तवातम् ।
जीवच्छवं भजति कान्तमतिर्विमूढा या ते पदाब्जमकरन्दमजिघ्रती स्त्री ॥४५॥

न हि शवालिङ्गने कश्चन भोगोऽस्ति । स्वप्नेऽपि तथा दर्शने मृत्युर्भवति । अग्निप्रवेशे तु शवालिङ्गने स्पष्ट एव मृत्युः । यदि तस्मिन् देहे चेतनः कश्चिदिन्द्रियवान् भवेत्, तदा स न गर्दभादिभावं प्राप्नुयात् । अतः केवलं शव एव, परं जीवच्छवः । प्रसिद्धात् प्राणा अत्र विशिष्टाः । न केवलं शवत्वमात्रमेव दूषणम्, किन्तु अवयवशोऽपि विचारे तत् दुष्टमित्याह । बाह्याभ्यन्तरभेदतः । तस्य शवस्य परितस्त्वक् । ऊर्ध्वं लम्बितभागे श्मश्रूणि । यथाष्टदिशः पूर्वभागः । सर्वत्र लोमानि यथा तृणानि । अन्तेषु नखाः, यथा प्राकारे श्रृङ्गाणि शूलानि वा । पश्चात्केशाः । एवं सर्वतो बहिः पिनद्धम् । अन्तस्तु मांसम्, तस्याप्याधारभूतमस्थि च । तत्रापि मध्ये नाडीषु लोहितम् । नाड्यो बहिरप्यायान्तीति रुधिरं

मांसाद्बहिरप्युपलभ्यते । वस्तुतस्त्वन्तः । तत्रा च कृमयः क्षुद्रा जीवाः । ततोऽपि मध्ये पुरीषम् । कफपित्तवाताः शास्त्रसिद्धा रोगादिसूचकाः । एवं दृष्टशदूष्टदोषा निरूपिताः । नन्वेतादृशं चेत्कुत्सितम्, तदा कथं भजेतेत्याशङ्क्याह कान्तमतिरित । अयं कान्तः परमसुन्दर इति तस्मिन्नुत्कृष्टबुद्धिः । ननु प्रत्यहं मलादिरूपत्वं दृश्यत इति कथं तस्मिन् कान्तबुद्धिः स्यात्, तत्राह विमूढेति । ननु सर्वासामेव स्त्रीणामियमेव व्यवस्थेति साधारण्यादस्यैव भोगशब्दवाच्यत्वात् सुखजनकत्वस्य दृष्टत्वात्तादृशेनैव सुखं भविष्यतीति व्यर्थं तद्दोषनिरूपणमिति चेत् । तत्राह या ते पदाब्जमकरन्दमिति । यथा श्रोत्रं कथा गृह्णाति, तथा घ्राणमपि भगवन्तमासेव्य भगवच्चरणारविन्दरजो गृह्णाति चेत्, तदा शवं न गृह्णाति । यो हि कमलंगन्धमाजिघ्रति, स शवगन्धात् विचिकित्सते । विशेषानभिज्ञस्तु काकादिः न विचिकित्सते । विशेषानभिज्ञस्तु काकादिः न विचिकित्सत इति नायं सर्वात्मना भोगरूपः । स्त्रीपदं पतिव्रताव्युदासार्थम् । सा हि धर्मार्थमेव भगवद्बुद्ध्या तं भजत इति । नापि तस्या विषयापेक्षा ॥४५॥

एवमितरभजने स्त्रियं पुरुषं च निन्दित्वा, स्वस्य विषयाधिकार एवेति सर्वथा विषयाभावे केवलमोक्षाधिकारात् स्वस्यापि प्रवृत्तिर्व्यर्थेत्याशङ्क्याह अस्त्वम्बुजाक्ष मम ते चरणानुराग इति ।

<u>શ્લોકાર્થ -૪૫ :</u> *જે સ્ત્રી આપની ચરણ કમળના મકરંદની સુંગધ લેતી નથી તે મૂર્ખી જેની અંદર માંસ, હાડકાં, લોહી કીડાઓ, કફ, પિત્ત અને વાત છે તેવા, ચામડી, દાઢી, રૂંવાટા, નખ અને કેશથી મઢેલા જીવતાં મડદાને કાન્ત માનીને સેવે છે.(૪૫)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> મડદાનું આલિંગન કરવામાં કોઈપણ ભોગ, સુખ નથી. સ્વપ્નમાં પણ તેનું મડદાનું આલિંગન જોવાની મૃત્યું થાય છે. સ્ત્રીઓ અગ્નિમાં પ્રવેશ કરે ત્યારે મડદાનું આલિંગન થતાં મૃત્યું થાય છે. (સતિ થાય તો) એ સ્પષ્ટ જ છે. જો તે દેહમાં કોઈ ચેતનવાળો ઈંદ્રિયવાળો જીવ હોય તે ગધેડા જેવી સ્થિતિ પ્રાપ્ત ન કરે. તેથી તે માત્ર મડદું જ છે. પરંતુ જીવતું મુડદું છે.

તે માત્ર મુડદું છે એટલું જ દૂષણ નથી. પરંતુ અવયવોના પ્રકારથી બહાર અને અંદરના ભેદથી વિચાર કરતાં તે દોષવાળું છે. એમ કહેવાય છે કે ને મડદાની

આજબાજુ ચામડી છે. લટકતા ભાગમાં દાઢી છે. તરખલાંની પેઠે બધે રૂંવાડા છે. જેમ કિલ્લાની ટોચો પર ભાલા હોય તેમ છેડાઓ પર નખો છે. પાછળ કેશો છે. એવી રીતે બહારની બધે મઢેલું છે. અંદર તો માંસ અને તેના આધારરૂપ હાડકાં છે. તેમાં વચમાં નાડીઓમાં લોહી છે. નાડીઓ માંસની બહાર પણ નીકળે છે. તેથી લોહી તેની બહાર પણ પ્રાપ્ત થાય છે અને તેમાં કીડાઓ એટલે નાનાં જીવડાં હોય છે. તેની અંદર વિષ્ઠા હોય છે અને શાસ્ત્રમાં રોગ વિગેરે સૂચવનાર વાત, પિત અને કફ હોય છે. એવી રીતે દેખાતા અને ન દેખાતા દોષો જણાવ્યા. જો તે આવું ખરાબ હોય તો સ્ત્રી તેને કેમ સેવે ? એવી શંકા થાય તેથી 'કાંત માનીને' શબ્દ યોજેલ છે. આ મારો કાન્ત ઘણો સુંદર છે એવી તેની બુદ્ધિ છે. દરરોજ મળ વિગેરે તેને દેખાય છે. તેથી તેનામાં કાન્ત હોવાની બુદ્ધિ કેવી રીતે થાય? એવી શંકા થાય તેથી 'મૂર્ખી' એવું વિશેષણ મૂકયું છે.

બધી જ સ્ત્રીઓની આવીજ સ્થિતિ હોય છે તેથી તે સ્થિતિ સાધારણ હોવાથી અને તે સુખ ઉત્પન્ન કરે છે એવો અનુભવ થતો હોવાથી તેના દોષનું વર્ણન કરવું નકામું છે. એવી શંકા થાય તેથી 'જે આપના ચરણકમળના મકરંદની સુંગધ લેતી નથી' શબ્દો યોજેલ છે. જેમ કાન ભગવાનની કથાનું શ્રવણ કરે છે. તેમ નાક પણ ભગવાનના ચરણારવિંદની રજને ગ્રહણ કરે છે. તે મડદાને સ્વીકારતું નથી. કારણ કે કમળની સુંગધ લે છે. તે મડદાની ગંધથી દૂર જ રહે છે. ભેદ નહિ જાણનારા કાગડા વિગેરે તો રોકાતા નથી તેથી આ સર્વ પ્રકારે ભોગરૂપ નથી. પરંતુ પતિવૃત્તાને આ લાગુ પડતું નથી એમ જણાવવા 'સ્ત્રી' શબ્દ યોજેલ છે.કારણ કે પતિવૃત્તા ધર્મ પ્રાપ્ત કરવા માટે જ તેને ભગવાન માની ભજે છે. તેને વિષયોની ઈચ્છા પણ નથી.

એવી રીતે ભગવાન વિના બીજાનું સેવન કરનારી સ્ત્રીની અને પુરૂષની નિંદા કરી પોતાને વિષયોનો જ અધિકાર હોવાથી, વિષયોનો અનુભવ તદ્દન ન કરતાં એકલો મોક્ષ પ્રાપ્ત કરવાનો અધિકાર નહિ હોવાથી પોતાની ભગવાને જ સેવવાની પ્રવૃતિ પણ વ્યર્થ જશે એવી શંકા થાય તેથી નીચેના શ્લોક કહે છે.

अस्त्वम्बुजाक्ष मम ते चरणानुराग आत्मन्रतस्य मयि चानतिरिक्तदृष्टेः।
यर्ह्यस्य वृद्धय उपात्तरजोऽतिमात्रो मामीक्षसे तदु ह नः परमानुकम्पा ॥४६॥

अम्बुजाक्षेति दृष्ट्यैव परमसुखदातृत्वं निरूपितम् । ते चरणानुरागो ममास्तु । उभयोरनुरागे उभयोः सुखं भवति, स्पर्शादिता, नत्वननुरागे । तत्र भगवतश्चेन्मपि नानुरागः, तदा पूर्णानन्दत्वात् मत्स्यपर्शदिकृतसुखाभावेऽपि न काचित् क्षतिः । मम तु पूर्णानन्दत्वाभावात् अन्यत्र स्पर्शे धाष्ट्यं भवतीति चरणस्पर्शे विरोधाभावात् तत्रानुरागोऽस्तु । प्रार्थनायां लोट् । मम त इति अव्यवहितसम्बन्धः प्रार्थनाधिकारे हेतुः । भगवतो नापेक्षित इति द्वितीयस्य स्नेहः कदाचित् प्रतिबन्धकत्वेन अनपेक्षितः स्यात् । ततो भगवदिच्छाभावे रागो न भवेदिति प्रार्थना । भगवतोऽनपेक्षत्वे हेतुः आत्मन्नतस्येति । तर्ह्यात्मारामो विषयेष्विव त्वय्यपि भगवान् सम्बन्धं न करिष्यतीत्याशङ्क्याहमयि चेति । यथा भगवानात्मनि रमते, एवं प्रपञ्चेऽपि रमते । तत्र प्रपञ्चस्य मूलं स्वरूपमहमिति सृष्टिप्रलययोः सिद्धत्वान्मत्सङ्गं न वारिष्यत इत्यर्थः। नन्वेवं सति संसारिणामात्मारामाणां च को विशेष इति चेत् । तत्राह अनतिरिक्तदृष्टेरिति । सर्वात्मनो भगवतः आत्मनि वा मयि वा न अतिरिक्ता दृष्टिर्यस्य । सर्वस्यैवात्मत्वादेकैव दृष्टि : सर्वत्र । तर्हि तव कथं स्त्रीरूपः पुरुषार्थः सिध्येत्, अन्यथा स्त्रीत्वं व्यर्थं स्यादिति चेत् । तत्राह यर्ह्यस्य वृद्धय इति । यर्हि भगवान् अस्य जगतो वृद्धये आत्ता रजसः अतिमात्रा अधिकमात्रारूपः कामः येन । तर्हि मामीक्षिष्यते । 'वर्तमानसामीप्ये वर्तमानवद्वे'ति । तर्हि तदेव नोऽस्मभ्यं सर्वशक्तिभ्यः परमानुकम्पा । अस्मासु महती कृपेत्यर्थः । 'मम योनिर्महद्ब्रह्म तस्मिन् गर्भं दधाम्यहम् । सम्भवः सर्वभूतानां ततो भवति भारते'ति वाक्यात् । ईक्षणेनैव चिच्छक्त्याधानमुक्तम् । सम्बन्धस्तु भगवता सह नित्य इतीक्षणमेव विशेषः ।।४६।।

एवमुदासीनत्वेऽपि स्वस्य सर्वपुरुषार्थसिद्धिमुक्त्वा, सुखप्रस्तावनायां भगवानकस्मादेवं यदुक्तवान्, तत्र को हेतुरित्याशङ्क्य, परीक्षार्थं तेषामुपयोग इति भावं वर्णयति द्वाभ्याम्।

श्लोकार्थ -४६ : હે કમલલનયન ! આત્મામાં રમણ કરનારા અને મારા વિષે પણ જુદી દષ્ટિ નહિ રાખનારા આપના ચરણમાં મારો પ્રેમ હો. જ્યારે આવી વૃદ્ધિ માટે રજોગુણની અતિમાત્રા આપ ધારણ કરો ત્યારે મારા તરફ દષ્ટિ કરશો. તેજ અમારી ઉપર કૃપા થશે.(૪૬)

સુબોધિનીજી, ભાવાર્થ : હે કમલનય ! સંબોધનથી દષ્ટિથી જ ઘણું સુખ આપનાર છે એમ સૂચવે છે. આપના ચરણમાં મારો પ્રેમ હો ! બંનેનો પરસ્પર પ્રેમ હોય ત્યારે અંનેને સ્પર્શ વિગેરેથી સુખ થાય છે. પરંતુ પ્રેમ ન હોય તો થતું નથી. તેમાં જો ભગવાનનો પ્રેમ મારા પર ન હોય તો મેં કરેલા સ્પર્શ વિગેરેથી તેમને સુખ થાય છે. પરંતુ પ્રેમ ન હોય તો થતું નથી. તેમાં જો ભગવાનના પ્રેમ મારા પર ન હોય તો મેં કરેલા સ્પર્શ વિગેરેથી તેમને સુખ ન થાય છતાં પણ તે પૂર્ણાનંદ હોવાથી બીજે સ્થળે સ્પર્શ કરવામાં ઉદ્ધતાઇ થાય તેથી ચરણનો સ્પર્શ કરવામાં વિરોધ નથી. તેથી મારો પ્રેમ તમારા ચરણમાં હો! આમ પ્રાર્થના કરવાના અર્થમાં કહેલ છે. આપના ચરણમાં મારો પ્રેમ એવો અંતરાય વિનાનો થાય એમ પ્રાર્થના કરવાનું કારણ છે. ભગવાનને મારા પ્રેમની જરૂર નહિ હોવાથી, બીજાનો પ્રેમ કોઇ પ્રસંગે નડતર તરીકે ઇચ્છેલો ન હોય તેથી ભગવાનની ઇચ્છા ન હોવાથી પ્રેમ ન થાય તેથી પ્રાર્થના કરેલી છે. ભગવાનને મારામાં પ્રેમની જરૂર નથી તેનું કારણ 'આત્મામાં રમણ કરનાર' વિશેષણથી કહેલું છે. ત્યારે આત્મામાં રમણ કરનાર ભગવાન વિષયોની પેઠે તારી સાથે પણ સંબંધ કરશે નહિ એવી શંકા થાય તેથી 'મારા વિષે પણ જુદી દષ્ટિ ન રાખનાર' શબ્દો યોજેલ છે. જ્યારે ભગવાન આત્મામાં રમણ કરે છે. તેમ પ્રપંચમાં પણ રમણ કરે છે. તેમાં પ્રપંચનુ મૂલ સ્વરૂપ હું હોવાથી સૃષ્ટિ અને પલય થાય છે. તેથી ભગવાન મારા સંગનો વિરોધ કરશે નહિ. એવો અર્થ છે. એમ હોય તો સંસારીઓ અને આત્મામાં રમણ કરનારાઓમાં શું ભેદ? એવી શંકા થાય તેથી 'ભેદ દષ્ટિ નહિ રાખનાર' શબ્દ યોજેલ છે. ભગવાન આત્મામાં અથવા મારામાં જુદી નથી દષ્ટિ જેમની તેવા છે. બધાએ આત્મારૂપ હોવાથી બધી જગ્યાએ ભગવાનની એક જ દષ્ટિ છે.

ત્યારે તારો સ્ત્રીરૂપ પુરૂષાર્થ કેમ પ્રાપ્ત થશે? પ્રાપ્ત નહિ થાય તો સ્ત્રીપણું વ્યર્થ જશે એવી શંકા થાય તેથી ઉત્તરાર્ધ યોજેલ છે. જ્યારે ભગવાન આ જગતની વૃદ્ધિ માટેનો ભાવ 'ધારણ કરે છે. રજોગુણની અતિમાત્રા એટલે અધિકમાત્રારૂપ કામ જેવા થઇ મારા તરફ દષ્ટિ કરશે ત્યારે તેજ સમયે અમારા ઉપર એટલે બધિ શક્તિઓ પર ઘણી કૃપા થશે. અમારા પર ભગવાનની ઘણી

કૃપા છે. એવો અર્થ છે. હે ભારત ! મહત્બ્રહ્મ મારી યોની છે. તેમાં હું ગર્ભ મૂકું છું. તેમાંથી સર્વે ભૂતોની ઉત્પત્તિ થાય છે. (ભગવદગીતા ૧૪-૩) માત્ર દષ્ટિથી જ ચિદ્ શક્તિ મૂકવાનું છે. ભગવાનની સાથેનો સંબંધ તો સદાનો હોવાથી દષ્ટિ જ થશે એજ ભેદ છે. આ પ્રમાણે ભગવાન ઉદાસીન રહે ! તો પણ પોતાને સર્વ પુરૂષાર્થ પ્રાપ્ત થશે એમ કહીને સુખના આરંભમાં ભગવાને એવા વાક્ય કહ્યા તેનું શું પ્રયોજન? એવી શંકામાં મારી પરીક્ષા કરવા માટે જ તે વાક્યો હતાં તે હવે બે શ્લોકથી કહે છે.

**नैवालीकमहं मन्ये वचस्ते मधुसूदन।**
**अम्बाया इव हि प्रायः कन्यायाः स्याद्रति क्वचित् ॥४७॥**
**व्यूढायाश्चापि पुंश्चल्या मनोऽभ्येति नवं नवम्।**
**बुधोऽसतीं न बिभृयात्तां बिभ्रदुभयच्युतः ॥४८॥**

नैवालीकमहं मन्य इति । यथाश्रुतार्थत्वेऽपि ते वचः अहमलीकं न मन्ये । असम्भावितवचनमलीकम् । मधुसूदनत्वात् परमसमर्थस्य सर्वापेक्षारहितस्य क्लिष्टकरणे प्रयोजनाभावात् परीक्ष्यैव सम्बन्धः कर्तव्य इति सूचितम् । सम्भावनायां स्त्रीत्वमेव हेतुः । यतः महति कुले जातायाः काशिराजसुताया अम्बायाः कन्याया इव क्वचित् साल्वे रतिर्दृश्यते । अम्बा अम्बिका अम्बालिकेति तिस्त्रः काशिराजकन्याः भीष्मेण विचित्रवीर्यार्थे स्वयंवरे आहृताः । ततो ज्येष्ठा भीष्मं प्रति स्वाभिप्रायमुक्तवती 'साल्वेमन्मन' इति । ततो भीष्मेण प्रेषिता, साल्वेनान्याहृतेत्यगृहीता, पुनर्भीष्मं प्राप्ता । परशुरामवाक्यादपि भीष्मेणासङ्गृहीता, तपसा देहं त्यक्त्वा शिखण्डी भूत्वा, भीष्मवधार्थमुत्पन्नेति भारतकथा। व्यूढाया अपि पुंश्चल्याः । जन्मसंस्काराद्दैवा वहुपुरुषसम्बन्धिनी भवति । ततस्तस्या मनः नवं नवं पुरुषमभ्येति । तदवश्यं परीक्षणेन ज्ञातव्यम् । तत्र प्रयोजनमाह बुधः असतीं न बिभृयादिति । तां बिभ्रदुभयच्युत इति बाधकम् ॥४८॥

एवं साभिप्रायं प्रकारद्वयेन भगवद्वाक्यानि व्याख्यातानि । तत्र व्याख्याने सान्त्वनार्थं प्रकाशितं स्वाभिप्रायं तया वर्णितं श्रुत्वा, अनन्यत्वं परिज्ञाय, दीनत्वस्य हीनभावत्वस्य च प्रकाशितत्वात् गर्वाभामपि ज्ञात्वा, सन्तुष्टो

भगवान् तस्या वाक्यमभिनन्दति साध्व्येतदिति ॥४८॥

શ્લોકાર્થ -૪૭-૪૮: હે મધુસૂદન ! આપના વચનને હું વગર વિચારેલું માનતી નથી કારણ કે ઘણા ભાગે અંબાની પેઠે કન્યાનો પ્રેમ કોઇ પ્રસંગે થાય છે અને પરણેલી પણ વ્યભિચારીણીનું મન નવા નવા પુરૂષો પાસે જાય છે. ડાહ્યા માણસે વ્યભિચારિણીનું પોષણ કરવું ન જોઇએ. તેનું પોષણ કરનાર બંને લોકથી ભ્રષ્ટ થાય છે.(૪૭-૪૮)

સુબોધિનીજી, ભાવાર્થ : જેવો સાંભળવામાં આવ્યો તેવા અર્થ પ્રમાણે આપનું વચન વગર વિચારેલું હોવાનું હું માનતી નથી. એટલે વગર વિચારેલું . હે મધુસૂદન ! એ સંબોધનથી એમ સૂચવે છે કે મધુનું નાશ કરનાર હોવાથી ઘણા શકિતવાળા, સર્વની ઇચ્છા વિનાના આપને કલેશવાળું કાર્ય કરવાનું પ્રયોજન ન હોવાથી પરીક્ષા જ કરવી જોઇએ. મોટા કુલમાં ઉત્પન્ન થયેલી કાશી રાજાની પુત્રી અંબાનો પ્રેમ શાલ્વમાં જોવામાં આવેલો તેની પેઠે કોઇ પ્રસંગે કન્યાનો પ્રેમ કોઇમાં થાય છે. અંબા, અંબિકા અને અંબાલિકા એ ત્રણ સ્વયંવર ઇચ્છનારી કાશીરાજાની કન્યાઓને ભીષ્મ વિચિત્રવીર્ય માટે લઇ આવેલા પછી મોટી અંબાએ મારૂં મન શાલ્વમાં છે એમ ભીષ્મને પોતાનો અભિપ્રાય કહ્યો. તેથી ભીષ્મે તેને શાલ્વ પાસે મોકલી. એ ભીષ્મે હરણ કરેલી હોવાથી શાલ્વે તેને રાખી નહિ. તે પાછી ભીષ્મ પાસે આવી. પરશુરામે કહેવા છતાં ભીષ્મે તેને ન રાખી એટલે તપ વડે દેહનો ત્યાગ કરી તે શીખંડી થઇને ભીષ્મને હણવા ઉત્પન્ન થઇ એવી ભારતમાં કથા છે. પરણેલી પણ વ્યભિચારિણી જન્મના સંસ્કારને લીધે ઘણા પુરૂષોનો સંબંધવાળી થાય છે. પછી તેનું મન નવાનવા પુરૂષ પાસે જાય છે. તેની પરીક્ષા કરીને અવશ્ય તે જાણવું જોઇએ. 'ડાહ્યા પુરૂષે વ્યભિચારિણીનું પોષણ ન કરવું જોઇએ' એવું શબ્દોથી કહેલું છે. તેનું પોષણ કરનાર લોકથી ભ્રષ્ટ થાય છે.

એવી રીતે બે પ્રકારે રુકિમણીએ અભિપ્રાય સહિત ભગવાનના વાકયોનું વ્યાખ્યાન કર્યું. દિલાસો આપવા પોતાનો અભિપ્રાય ભગવાને જણાવેલો તેનું વર્ણન સાંભળીને, તેનું અનન્યપણુ જાણીને તેનું દીનપણું પણ જણાવેલ

હોવાથી તેનામાં મદ નથી એમ જાણીને, સંતોષ પામી, નીચેના શ્લોકથી આરંભી ભગવાન તેના વાક્યોનું અભિનંદન કરે છે. (૪૭-૪૮)

**श्रीभगवानुवाच - साध्व्येतदभिज्ञाय त्वं राजपुत्रि प्रलम्भिता ।**
**मयोदितं यदन्वात्थ सर्वं तत्सत्यमेव हि ॥४९॥**

**एतद्व्याहृतमुक्तं** साध्वेव । हे साध्वीति वा । पूर्वमेव त्वमेवं वक्ष्यसीत्यभिज्ञाय प्रलम्भिता वक्रोक्त्या वञ्चिता । एवं वचने सामर्थ्यं राजपुत्रीति । साध्वीत्येतदमर्मेति ज्ञापितम् । व्याख्यानं यथा व्याख्यातमेवेत्याह **मयोदितं यदन्वात्थेति** । उदितस्यानुवचनं व्याख्यानम् । अतः **मयोदितं यदन्वात्थ** व्याख्यातवती, तत्सर्वं सत्यमेव । हि युक्तश्चायमर्थः । अन्यथा वाक्यानामसम्बद्धार्थता स्यात् ॥४९॥

प्रसन्नः सन् प्रार्थितचरणारविन्दरतिदानप्रस्तावे बह्वेव प्रयच्छति यान्यान् **कामयसे कामानिति** ।

<u>શ્લોકાર્થ -૪૯</u> : હે રાજપુત્રી ? આ સમજીને મેં તને મહેણું મારેલું મેં કહેલ તેનું તે જે વ્યાખ્યાન કર્યું તે બધું જ સાચું છે. (૪૯)

<u>સુબોધિનીજી, ભાવાર્થ</u> : આ તે જે વ્યાખ્યાન કહયું તે સારૂં જ છે. હે ભલી સ્ત્રી ! એવું સંબોધન કહેલ છે પહેલાં તું આવું બોલીશ એમ સમજીને મેં તને મેણું મારેલું બોલવાનું તારૂં સામર્થ્ય 'રાજપુત્રી' સંબોધનથી કહેલું છે. 'ભલી' શબ્દથી એમ જણાવેલ છે કે આ મેં કહેલ દોષો તારામાં નથી. કહેલ હોય તેને અનુસરીને બોલવું તે વ્યાખ્યાન. તેથી મેં કહેલ તેનું તેં જે વ્યાખ્યાન કર્યું તે બધું જ સાચું છે. 'હિ' ખરેખર ' શબ્દથી આ અર્થ યોગ્ય જ છે. તેમ ન હોય તો મારાં વાક્યો અર્થ વિનાના થાય. (૪૯)

નીચેના શ્લોકમાં પસંદ થયેલા ભગવાન રુક્મિણીએ માગેલ ચરણાવિંદમાં પ્રેમનું દાન કરવાનું કહેતાં ઘણું બધું આપે છે.

**यान्यान्कामयसे कामान्मय्यकामाय मानिनि ।**
**सन्ति ह्येकान्तभक्तायास्तव कल्याणि नित्यदा ॥५०॥**

मत्सम्बन्धिनः सर्व एव सकामा निष्कामाश्च व्यवहाराः निष्कामा एव ।

सिद्धवदनुवादेनायं वरो दत्तः । यान् कामान् कामयसे, तान्कामाय कामयस इति । यतो मयीत्यावृत्त्या योजना । वीप्सा नानाविधत्वाय । तस्मात्तव कामा निष्कामा भवन्त्वित्युक्तं भवति । मानिनीति सम्बोधनं मानापनोदनार्थमेवमुच्यत इति सूचयति । निष्कामा मानवती न भवतीति । एवं कामानां निष्कामत्वमुक्त्वा, सर्वानेव कामान् प्रयच्छति सन्ति हीति । अर्थात् कामाः । तत्र दानव्यतिरेकेणैव विद्यमानत्वे हेतुः एकान्तभक्तााया इति । हि युक्तश्चायमर्थः । या ह्यनन्यभक्ता, सा सर्वं प्राप्नोतीति । एकान्ते वा भजते, साप्यपेक्षितं कामसुखं प्राप्नोतीति । तवेति तत्रानुभवो निरूपितः । कल्याणीति स्वरूपयोग्यता विवाहितत्वाद्भाग्यं चोक्तम् । नित्यदेति सर्वदा । छान्दसः ॥५०॥

तदा पतनक्रियया यंज्जातं तदप्याह उपलब्धं पतिप्रेमेति ।

શ્લોકાર્થ -૫૦ : હે માનીનિ, હે કલ્યાણિ ! જે જે કામોની તું કામના કરે છે. તે મારા વિષેની હોવાથી અનન્ય ભક્તિવાળા તારા નિષ્કામપણા માટે સદા એ છે.(૫૦)

સુબોધિનીજી, ભાવાર્થ : મારા સંબંધવાળા સકામ અને નિષ્કામ બધાએ વ્યવહારો નિષ્કામ જ છે. આ વરદાન ભગવાને રુક્મિણીને આપેલ છે. તેની નિષ્કામપણા માટેકામના છે કારણ કે મારા વિષેની કામનાઓ છે એમ બીજી વાર લઈ યોજના કરવાની છે. કામનાઓ જુદા જુદા પ્રકારની હોવાને કારણે જે જે એમ કહેવાનું થાય છે. 'માનીનિ' એ સંબોધન એમ સૂચવે છે કે તારા માનને ઉતારવા માટે એવું કહેલ છે. કારણ કે માનીનિ માનવાળી સ્ત્રી નિષ્કામ હોતી નથી. એ પ્રમાણે કામનાઓનું નિષ્કામપણું વર્ણવીને ઉત્તરાર્ધથી બધી કામનાઓ આપે છે. 'सन्ति ही' એટલે છે એટલે કામનાઓ છે. દાન વગર તે પ્રાપ્ત થવાનું કારણ આ અર્થ યોગ્ય જ છે. કારણ કે અનન્ય ભક્તિવાળી હોય તે સર્વ પ્રાપ્ત કરે છે. અથવા **'एकान्तभक्ताय'** એટલે એકાંતમાં ભજન કરે છે તે પણ ઈચ્છેલું પ્રાપ્ત કરે છે. **'तव'** એટલે તારા શબ્દથી તે વિષયમાં રૂક્મિણીનો અનુભવ હોવાનું કહેલું છે. 'હે કલ્યાણિ' એ સંબોધનથી આવું ફલ પ્રાપ્ત કરવા

માટે સ્વરૂપની યોગ્યતા અને ભગવાનને પરણેલી હોવાથી ભાગ્ય કહેલાં છે. **'नित्यदा'** એટલે સર્વદા એ વૈદિક પ્રયોગ છે. (૫૦)

તે સમયે રુક્મિણી પડી જવાની ક્રિયાથી જે પરિણામ થયું તે હવે નીચેના શ્લોકથી કહે છે.

**उपलब्धं पतिप्रेम पातिव्रत्यं च तेऽनघे।**

**यद्वाक्यैश्चाल्यमानाया न धीर्मय्यपकर्षिता ॥५१॥**

परित्यागसम्भावनायामेव शरीरत्यागस्य कृतत्वात् पतिप्रेम उपलब्धम् । पातिव्रत्यं चोपलब्धम् । व्रतभङ्गे मरणमेवाङ्गीकृतमिति । चकारान्मयि स्थिरापि बुद्धिः, मत्स्पर्शेनैव जीवनस्य प्राप्तत्वात् । चकारात् हेत्वन्तरमप्याह यद्वाक्यै-रिति । यस्मात् कारणात् वाक्यैश्चाल्यमानाया अपि तव धीः मयि नापकर्षिता, अपकर्षे न प्राप्तवती । सर्वथा- भावस्तु दूरापास्तः ॥५१॥

तया यद्विरक्ततया भक्तिमार्गानुसारेण भक्तिमेवोररीकृत्य, कादाचित्कः काम समर्थितः, तदेव युक्तम्, न तु लौकिकवन्मद्भजनमिति स्वयं सम्मतिं वक्तुं विपरीते बाधकमाह ये मां भजन्तीति ।

<u>શ્લોકાર્થ -૫૧:</u> હે પાપરહિત સ્ત્રી ! તારો પતિ ઉપરનો પ્રેમ અને પતિવ્રતાપણુ જાણવામાં આવ્યા. કારણ કે તે વાક્યોથી તને ડગાવવા છતાં તારી ભક્તિ ઘટી નહિ. (૫૧)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> મારાથી તારો ત્યાગ થાય તેવો સંભવ જણાતા તેં શરીરનો ત્યગા કર્યો તેથી તારો પતિ ઉપરનો પ્રેમ જાણવમાં આવ્યો અને પતિવ્રતનો ભંગ થતાં તેં મરણ જ સ્વીકાર્યું. તેથી પતિવ્રતાપણું જાણવામાં આવ્યું. 'ચ અને' શબ્દથી મારો સ્પર્શ થવાથી જ તને જીવન પ્રાપ્ત થયું. તેથી મારામાં તારી ભક્તિ પણ સ્થિર જાણવામાં આવી. આનું જુદું કારણ પણ ઉત્તરાર્ધથી કહે છે. જે વાક્યોથી તને ડરાવવા છતાં મારામાં તારી ભક્તિ ઘટી નહિ. ભક્તિ ન હોવાનો તો સંભવ જ ન રહ્યો. (૫૧)

સંસારમાં વૈરાગ્યવાળી રુક્મિણીએ ભક્તિમાર્ગ પ્રમાણે ભક્તિનો જ સ્વીકાર

કરીને પ્રાસંગિક કામનું જે સમર્થન કરેલું તે યોગ્ય જ છે. પરંતુ લૌકિકની પેઠે મારું ભજન યોગ્ય નથી એ કહેવા હવે નીચેના શ્લોક કહે છે.

**ये मां भजन्ति दाम्पत्ये तपसा व्रतचर्यया।**
**कामात्मनोऽपवर्गेशं मोहिता मम मायया॥५२॥**

दाम्पत्ये दम्पत्योरिव भावार्थे । भक्तिमार्गे एवं नास्तीति, अन्यत्र भगवद्भजनं लोकसिद्धमिति, स्वयं कर्ममार्गे तत् वक्तुं साधनमाह तपसा व्रतचर्ययेति । तपःपुरुषस्य,व्रतचर्या स्त्रियः कथं भगवन्तमपि तथा भजन्ति। न हि शैत्यार्थं कश्चिद्वर्हिं सेवत इति, तत्राह कामात्मान काममेव पुरुषार्थं मन्यन्ते । भगवानपवर्गेशः मोक्षदाता । एवं विरुद्धयोः सेव्यसेवकयोरपि सतोः यद्भजनं सिध्यति, तन्मायामोहनेनैवेत्याह मोहिता मम माययेति ॥५२॥

साधारणसेवकानां स्थितिमुक्त्वा,ये पुनर्विशेषेण भगवन्तं प्राप्ताः, तेऽपि चेत् सकामा भवेयुः, तदा कालेन तेषां बुद्धिर्नाश्यत इति निन्दति मां प्राप्य मानिनीति।

<u>શ્લોકાર્થ -૫૨ :</u> જે કામમાં ચિત્તવાળો તપ અને વ્રત આચરીને દંપતીના જેવી સ્થિતિ માટે મને મોક્ષ આપનારને ભજે છે. તેઓ મારી માયાથી મોહ પામેલા છે. (૫૨)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> दाम्पत्य એટલે દંપતિના જેવી સ્થિતિ પ્રાપ્ત કરવા માટે ભક્તિમાર્ગમાં એવી રીતે મારૂં ભજન થતું નથી. બીજા માર્ગોમાં ભગવાનનું ભજન લોકમાં પ્રસિદ્ધ થયેલ નહિ હોવાથી કર્મમાર્ગમાં પોતે તેવું ભજન કહેવા માટે 'તપથી અને વ્રતથી' આચરીને શબ્દોથી સાધન કહેલ છે. તપ પુરૂષનું સાધન છે અને વ્રતનું આચરણ સ્ત્રીનું સાધન છે. ભગવાનને પણ તે પ્રમાણે કેમ ભજતા હશે? એવી શંકા થાય તેથી 'કામમાં ચિત્તવાળાઓ' શબ્દ યોજેલ છે. કામમાં ચિત્તવાળાઓ કામનેજ પુરૂષાર્થ માને છે. ભગવાન મોક્ષ આપનાર છે એ પ્રમાણે જે સેવા કરવામાં આવે છે. અને સેવા કરનાર વિરૂદ્ધ હોવા છતાં જે સેવા થાય છે. તે માયાએ કરેલા

મોહને લીધે જ થાય છે. 'મારી માયાથી મોહ પામેલા' શબ્દોથી કહેલ છે. (૫૨)

સાધારણ સેવકોની ગયા શ્લોકમાં સ્થિતિ કહી. હવે જેઓ ખાસ કરીને ભગવાનને પ્રાપ્ત થયેલા છે તેઓ પણ જો કામનાવાળા હોય તો કાલથી તેઓની બુદ્ધિનો નાશ થાય છે. એમ નીચેના શ્લોકથી તેમની નિંદા કરે છે.

**मां प्राप्य मानिन्यपवर्गसम्पदं वाञ्छन्ति ये सम्पद एव तत्पतिम्।**

**ते मन्दभाग्या निरयेऽपि ये नृणां मात्रात्मकत्वान्निरयः सुसङ्गमः ॥५३॥**

अपवर्गस्य सम्पद्यस्मात् । **मानिनीति** सम्बोधनं मानस्य विद्यमानत्वान्न त्वं प्रार्थयिष्यसीति सूचितम् । ये केवलमैहिकसम्पद एव प्रार्थयन्ति, ते मन्दभाग्याः। यथा मन्दभाग्यो निधिमपि प्राप्य, पाषाण इति पदा प्रक्षिपति, एतन्मन्दनभाग्यस्य लक्षणम् । ननु विषया अपि दुर्लभाः स्त्रीधनादयः, तत्कथं मन्दभाग्यत्वमिति चेत् । तत्राह । ये विषया **निरयेऽपि नृणां भवन्ति** । तत्र हेतुः **मात्रात्मकत्वादिति** । न हि क्वचिद्विषयाभावोऽस्ति । श्वादियोनावपि विषयोपभोगस्य दृष्टत्वात् । दुःखं तु विषयसम्बन्धे नियतम् । तारतम्यं त्वप्रयोजकम् । तर्हि तादृशो निरयोऽपि सम्पत्तियुक्तः समीचीन इति चेत् तत्राह **निरयः सुसङ्गम इति**। सुष्ठु सङ्गमो यस्येति । न तदर्थं तपः कर्तव्यं भजनं वा। अतः अक्लेशसिद्धे क्लेशकरणात् दुर्भाग्यत्वम् । पूर्णादल्पप्रार्थनायां मन्दभाग्यत्वं वा स्यादिति तथा न भावनीयमित्युपदेशः ॥५३॥

तया यदुक्तं मामीक्षसे, तर्हि नः परमानुकम्पेति तदभिनन्दति दिष्टयेति ।

*<u>શ્લોકાર્થ -૫૩ :</u> હે માનિનિ ! મોક્ષની પ્રાપ્તિ જેમનાથી થાય છે. તેવા તે મોક્ષના પતિને મને પ્રાપ્ત કરીને જે વિષયરૂપ હોવાથી નરકમાં પણ માણસોને પ્રાપ્ત થાય છે. તેથી સંપતિઓની જ જેઓ ઈચ્છા કરે છે. તેઓ મંદ ભાગ્યવાળા છે. નરક સહેલાઈથી પ્રાપ્ત થાય તેવું છે. (૫૩)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> મોક્ષની પ્રાપ્તિ થાય છે જેનાથી તેવો હું છું હે માનિનિ ! એ સંબોધનથી સૂચવેલ છે. તારામાં માન હોવાથી તું મોક્ષ માગતી નથી. જેઓ માત્ર આ લોકની સંપતિઓ માટે જ પ્રાર્થના કરે છે. તેઓ મંદ

ભાગ્યવાળા છે. જેમ મંદ ભાગ્યવાળો નિધિને પ્રાપ્ત કરીને 'આ પત્થર છે' એમ માનીને તેને પગથી ફેંકી દે છે. આ મંદ ભાગ્યનું લક્ષણ છે.

સ્ત્રી, ધન વિષયો પણ દુર્લભ છે.તેથી તે માગે તેથી તેઓ મંદ ભાગ્યવાળા કેવી રીતે કહેવાય? એવી શંકા થાય''તેથી જે વિષયો નરકમાં પણ માણસોને પ્રાપ્ત થાય છે'' એમ કહેલું છે. વિષયરૂપ હોવાથી તે પ્રાપ્ત થવાનું કારણ કહેલું છે. કારણ કે વિષયો તો બધે જ હોય છે. કારણ કે કુતરા વિગેરેની યોનીમાં પણ વિષયોનો ભોગ જોવામાં આવે છે. વિષયોનો સંબંધ હોય ત્યાં દુઃખ તો નક્કિ છે જ. ''ત્યારે સંપત્તિવાળું નરક સારૂં'' એવી શંકા થાય. તેથી 'નરક સહેલાઈથી પ્રાપ્ત થાય તેવું છે.' શબ્દો કહેલા છે. સારી રીતે સંબંધ થાય તેવું નરક છે. તે પ્રાપ્ત કરવા માટે તપ અગર ભગવાનનું ભજન કરવું પડતું નથી. તેથી દુઃખ વિના પ્રાપ્ત થાય તેવું પ્રાપ્ત કરવા દુઃખવાળાં સાધનો કરવાં એ દુર્ભાગ્ય છે અથવા પૂર્ણ ભગવાન પાસેથી હલકું માગતાં મંદ ભાગ્યવાળા થવાય. તેથી તેવો વિચાર ન કરવો એવો ઉપદેશ છે.(૫૩)

મારા તરફ દષ્ટિ કરશો તેજ અમારા ઉપર ઘણી કૃપા થશે. એમ જે રુક્મિણીએ કહ્યું તેનું નીચેના શ્લોકથી અભિનંદન કરે છે.

**दिष्ट्या गृहेश्वर्यसकृन्मयि त्वया कृतानुवृत्तिर्भवमोचनी खलैः ।**
**सुदुष्करासौ सुतरां दुराशिषो ह्यसुंभराया निकृतिंजुषः स्त्रियाः ॥५४॥**

असकृन्मयि त्वया या अनुवृत्तिः कृता, सा दिष्टया कृता। यतः सा भवमोचनी। गृहेश्वरीति सम्बोधनं लोकप्रसिद्धसंसारसुखं तव सिद्धमेवेति सूचयति । अनुवृत्तिर्नामोदासीनेऽपि भगवति तदनुसरणम् । तत्प्रथमं पत्रप्रेषणेनात्मसमर्पणरूपा । ततो रुक्मिवधे प्रार्थनया वाक्समर्पणरूपा । तत इदानीं मूर्च्छया मनःसमर्पणरूपा। स्वाभिप्रायप्रतिपादकैर्वाक्यैव सर्वसमर्पणरूपा। ईश्वराद्भिन्नतया स्थितौ संसारः 'ईशादपेतस्ये'त्युत्तरत्र वक्ष्यते । अत इयं भवमोचनी भवति । ननु किमाश्चर्यम्, भार्या करोत्येवेति चेत् । तत्राह खलैः सुदुष्करेति । दुष्टैरुक्मिप्रभृतिभिः कृत्वा सुतरां दुष्करा । खला दुष्टस्वभावाः मात्सर्येण परकार्यनाशकाः । किञ्च । अन्तरपि तव बाधवं न जातमित्याह दुराशिष इति । दुष्टा प्राकृती आशीर्यस्य तस्याः

मदनुवृत्तिः सुतरामेवदुर्लभा । तत्राप्यसावेतादृशी । तत्रापि असुंभरायाः प्राणपिकायाः । तत्रापि निकृतिंजुषः नरकसेविकायाः । स्त्रियश्च । अन्तःकरणप्राणेन्द्रियशरीरदोषाणां प्रत्येकसद्भावेऽपि दुर्लभा, समुदाये किं वक्तव्यमित्यर्थः । इमामेवोपपत्तिं हिशब्द आह ॥५४॥

एतादृश्योऽन्या अपि बह्व्यः सन्तीति स्त्रीणामपि मध्ये तामुत्कृष्टत्वेन स्तौति न त्वादृशमिति ।

*श्लोकार्थ -૫૪ : હે ગૃહેશ્વરી ! તેં સદભાગ્યે વારંવાર ભવ મટાડનારી મારામાં અનુવૃત્તિ કરી. ઠગોને લીધે આ ઘણી ઘણી કઠણ છે. દુષ્ટ ઈચ્છાવાળી, પ્રાણનું પોષણ કરનારી નરક સેવનારી સ્ત્રીથી તે થવી ઘણી જ કઠણ છે. (૫૪)*

સુબોધિનીજી, ભાવાર્થ : મારામાં વારંવાર જે અનુવૃતિ સેવા કરી તે સદભાગ્યે કરી. કારણ કે તે ભવ મટાડનારી છે. હે ગૃહેશ્વરિ ! એ સંબોધન એમ સૂચવે છે કે લોકમાં પ્રસિદ્ધ સંસારનું સુખ તને પ્રાપ્ત થઇ ગયું છે. અનુવૃત્તિ એટલે ભગવાન ઉદાસીન હોય તો પણ તેમને અનુસરવું તેં પહેલા પત્ર મોકલી આત્મસમર્પણરૂપ અનુવૃત્તિ કરી પછી રુકિમના વધ પ્રસંગે પ્રાર્થનાથી વાણીના સમર્પણરૂપ અનુવૃત્તિ કરી પછી હમણાં મૂર્છાથી મનના સર્પપણરૂપ અનુવૃત્તિ કરી અને પોતાનો અભિપ્રાય જણાવનારાં વાક્યોથી સર્વ સર્મપણરૂપ અનુવૃતિ કરી. ઈશ્વરથી જુદા થઇ રહેવાથી સંસાર થાય છે. તેમ ઈશ્વરથી દૂર રહેલાને ૧૧-૨-૩૭માં આગળ કહેશે. તેથી આ અનુવૃત્તિ ભય મટાડનારી છે. મેં અનુવૃત્તિ કરી તેમાં શું આશ્ચર્ય ? સ્ત્રી તેમજ કહે છે એવી શંકા થાય તેથી 'ઠગોને લીધે તે થવી ઘણી કઠણ છે' એમ કહેલું છે. રુકમી વિગેરે દુષ્ટોને લીધે આ થવી ઘણી કઠણ છે. ઠગો દુષ્ટ સ્વભાવવાળા, અદેખાઇને લીધે બીજાનાં કાર્યો નાશ કરનારા હોય છે. વળી તારી પોતાની અંદર પણ તને અનુવૃત્તિ કરવામાં કંઇ વિઘ્ન ન થયું પણ એમ 'દુષ્ટ ઈચ્છાઓવાળીથી થવી ઘણી કઠણ છે.' શબ્દોથી કહે છે. દુષ્ટ એટલે પ્રાકૃત ઈચ્છાવાળો તેનાથી મારી અનુવૃત્તિ થવી ઘણી કઠણ છે. તેમાં પણ નરક સેવનારી સ્ત્રીથી થવી ઘણી કઠણ છે. અન્તઃકરણ, પ્રાણ, ઇંદ્રિય અને શરીરના દોષોથી કોઇ પણ દોષ હોય તો પણ તે અનુવૃત્તિ દુર્લભ છે. તો પછી બધા દોષો હોય તો કહેવું જ શું? હે શબ્દથી આજ યોગ્યતા કહેલી છે. (૫૪)

આવી બીજીઓ પણ ઘણી હોવાથી સ્ત્રીઓમાં ઉત્તમ તરીકે રુકિમણીની પશંસા નીચેના શ્લોકથી કહે છે.

**न त्वादृशीं प्रणयिनीं गृहिणीं गृहेषु पश्यामि मानिनि यया स्वविवाहकाले । प्राप्तान्नृपानविगणय्य रहो अहो मे प्रस्थापितो द्विज उपश्रुतसत्कथस्य ॥५५॥**

प्रणयिनी गृहिणी दुर्लभा । लौकिकधर्माभिनिविष्टा गृहिणी । तथाभूतापि परमप्रेयुक्ता आत्मनोऽप्यधिकस्नेहवती दुर्लभा भवति । गृहेषु गृहस्ताश्रमेषु मम बहुरूपेषु । न पश्यामीति तादृश्या अभावे प्रमाणम् । मानिनीति मानसद्भावेन अन्यासक्तिनिवृत्तिः अपकीर्तिलेशस्याप्यसहनं च सूच्यते । कथमित्याकाङ्क्षायामुपपादयति । यया स्वविवाहकाले प्राप्तान् सर्वप्रकारेण शिशुपालादीनविगणय्य, रहः एकान्ते द्विजः प्रस्थापितः। नापि मया सह परिचयः, किन्तु उपश्रुता सद्भिः कृता कथा यस्य, सत्कथा वा। अहो आश्चर्यं। नह्येतादृशं क्वचिदपि लोके जातमिति । स्वयंवरे तु वरणं युक्तम्, नत्वेतादृशम्, अन्याः सर्वा एव लौकिकप्रकारेणशनीताः । अनेन सम्बन्धप्रकारः त्वत्सदृशो नान्यासामिति निरूपितम् ॥५५॥

अपराधसहनं च त्वत्सदृशं नान्यासामित्याह भ्रातुर्विरूपकरणमिति ।

<u>શ્લોકાર્થ -૫૫ :</u> હે માનિનિ ! ઘરોમાં તારા જેવી પ્રેમવાળી ગૃહિણીને હું જોતો નથી. જેણે અહો! પોતાના વિવાહ સમયે આવેલા રાજાઓનો અનાદર કરીને સંતો પાસે જેની કથા સાંભળેલી તેવા મારી પાસે એકાંતમાં બ્રાહ્મણને મોકલ્યો. (૫૫)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> પ્રેમવાળી ગૃહિણી દુર્લભ છે. લૌકિક ધર્મમાં આસક્તિવાળી હોય તે ગૃહિણી તેવી હોવા છતાં ઘણા પ્રેમવાળી એટલે પોતાના કરતાં પણ પતિ ઉપર પ્રેમ રાખનારી દુર્લભ હોય છે. ઘરોમાં એટલે મારા ઘણા પ્રકારના ગૃહસ્થ કામોમાં તારા જેવી પ્રેમવાળી સ્ત્રી હું જોતો નથી.

હે માનિનિ । એ સંબોધનથી બીજી નહિ હોવાનું પ્રમાણ કહેલ છે. તમે બીજામાં આસક્તિ નથી અને તે જરાપણ અપકિર્તિ સહન કરતી નથી.

તે એવી કેમ? એ જાણવાની ઈચ્છા થાય તેથી કહે છે કે જેને પોતાના વિવાહ સમયે શિશુપાલ વિગેરેનો અનાદર કરીને એકાંતમાં બ્રાહ્મણને મોકલ્યો. તે સમયે મારી સાથે પરિચય પણ ન હતો. પરંતુ સંતોની પાસે મારી સારી કથાઓ સાંભળેલી હતી. તેવો હું અજાણ્યો હતો તેથી 'અહો' શબ્દથી આશ્ચર્ય વ્યકત કરે છે. કારણ કે આવું લોકમાં કોઇ સમયે પણ થયું નથી. સ્વયંવરમાં તો પતિનું વરણ કરવું યોગ્ય છે. પરંતુ આવું થતું નથી. બીજી બધી પત્નિઓ ભગવાન લૌકિક પ્રકારથી બીજી સ્ત્રીઓનો નથી. (૫૫)

તારી પેઠે બીજી પત્નીઓ અપરાધ પણ સહન કરતી નથી તે નીચેના શ્લોકથી કહે છે.

भ्रातुर्विरूपकरणं युधि निर्जितस्य प्रोद्वाहपर्वणि च तद्वधमक्षगोष्ठ्याम् ।
दुःखं समुत्थमसहाऽस्मदयोगभीत्या नैवाब्रवीः किमपितेन वयं जितास्ते ॥५६॥

विवाहसमये रुक्मिणो ज्येष्ठभ्रातुर्विरूपकरणं मुण्डनम्, तत्रापि युधि निर्जितस्य प्रोद्वाहपर्वणीत्युभयत्र सम्बध्यते । यद्यपीयं कथा प्रद्युम्नोत्पत्तेः पूर्वमेव, अन्यथा भगवान् अन्यभजनं न वदेत् । न हि पुत्रपौत्रादियुक्ता क्वचिदेवमुच्यते । प्रथमसङ्ग एवैवं भवति । सर्वथा हृदयानभिज्ञदशायां तस्या अपि पतनादिसम्भवः, न तु निरन्तरप्रवृत्तौ । अनिरुद्धविवाहे तु अक्षगोष्ठ्यां तद्वधः । तदुत्तराध्याये वक्ष्यते । तथापि यथा तया आर्षज्ञानेन सर्वं निरूपितम्, तथा भगवापि तां तादृशी मत्वा भाव्यर्थमपि सिद्धवत्कारेण निरूपयति । भूतप्रत्ययस्तु लङ्प्रयोगः । 'छन्दसि लुङ्लङ्लिटः' इति दश लकारार्थेषु भवन्तीति आवृत्त्या योजनायां द्वितीयवाक्ये भविष्यदर्थे ज्ञातव्यः । ताभ्यां समुत्थं दुःखमसह इत्यपि तथा । अस्मदयोगः अस्मत्सम्बन्धो निवर्तिष्यत इति भयेन उत्पत्तिबलिष्ठभ्रातृसम्बन्धापेक्षयापि अस्मत्सम्बन्धाभावशङ्कापि महतीति सर्वोत्तमा त्वमेव । चकारान्मध्ये प्रद्युम्नविवाहादौ तदवगणनादि संगृह्यते । समुत्थं दुःखं सोढुमशक्यम् । बलभद्रोपदेशात् समुत्थमिति ज्ञायते । एकक्रियोपात्तत्वात् द्वितीयमपि तादृशमेव । तेन दुःखसहनेन ते त्वया वयं जिताः । तव वयमित्यपि । जयोऽप्यङ्गीकृतः । त्वदीयत्वं च ॥५६॥

अन्यदेकं तव चरित्रं अनन्यदपि अनुपमेयमपि जयाद्यङ्गीकारेऽप्यप्रतीकार्य-मपीत्याह दूत इति।

<u>શ્લોકાર્થ -૫૬ :</u> યુદ્ધમાં જીતાયેલા ભાઇને કદ્રુપો કરવો અને લગ્નના પ્રસંગે દ્યૂત સભામાં તેનો વધ તેમનાથી થયેલું દુઃખ તે સહન કર્યું. મારાથી વિખૂટા થવાના ભયથી કાંઇ પણ બોલી જ નહિ. તેથી તેં મારા પર વિજય મેળવ્યો. (૫૬)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> વિવાહના સમયે તારા મોટા ભાઇ રુક્મિને કુદ્રપો કરવો એટલે તેનું મુંડન કરવું અને તે પણ યુદ્ધમાં જીતાયેલાનું 'લગ્નના પ્રસંગે' શબ્દનો પ્રયોગ બંને તરફ સંબંધ છે. જો કે આ રુક્મિણીની મશ્કરીની કથા પ્રદ્યુમ્નની ઉત્પત્તિ પહેલાની છે. કારણ કે તેમ ન હોત તો પ્રદ્યુમ્નની ઉત્પત્તિ પછી ભગવાન રૂક્મિણીને બીજાનો આશ્રય કરવાનું ન કહે કારણ કે પુત્ર, પૌત્રવાળી સ્રીને કોઇ સમયે પણ આમ કહેવામાં આવતું નથી. પહેલો સંગ થતો હોય ત્યારે જ તે પ્રકારે મશ્કરી થાય છે. રુક્મિણી ભગવાનનું હૃદય જરાય જાણતી ન હોય તેવી દશામાં જ તેના પડી જવાનાનો સંભવ છે. પરંતુ સદા ભગવાનનું હૃદય જાણવામાં આવતું હોય ત્યારે તેવો કોઇ સંભવ નથી.

અનિરૂદ્ધના વિવાહ સમયે દ્યૂત સભામાં રુક્મીનો વધ થયેલો. તે આ પછીના અધ્યાયમાં કહેવામાં આવશે. છતાં પણ રુક્મિણીને બધું દિવ્ય જ્ઞાનથી કહયું તેમ ભગવાન પણ તેને તેવી દિવ્ય દષ્ટિવાળી માનીને જે બનાવ બનવાનો છે તે પણ થઇ ગયેલ હોય એમ કહે છે. ભુતકાલના પ્રત્યય પ્રયોગ કહેલો છે. તેતો પાણિની ૩-૪-૬વાળો નિયમ દશ લકારના અર્થમાં લાગુ પડે છે. તેથી સહન કર્યુ શબ્દને ફરી લઇને બીજા વાકયમાં તે કાલને ભવિષ્ય કાલના અર્થમાં જાણવો. તે બે પ્રસંગોથી દુઃખ સહન કર્યુ એમ જાણવું.

'મારાથી વિખૂટા થવાના' શબ્દોથી મારો સંબંધ મટી જશે એવા ભયથી કોઇ બોલી નહિ. તું જ સર્વથી ઉત્તમ છે કારણ કે ઉત્પત્તિને લીધે સર્વથી બલવાન ભાઇના સંબંધ કરતાં મારો સંબંધ મટી જવાની શંકા પણ તને મોટી લાગી. 'ચ અને ' શબ્દથી પ્રદ્યુમ્નના વિવાહ પ્રસંગે રુક્મિનો અનાદર કરેલો

તેનો સમાવેશ થાય છે. ઉત્પન્ન થયેલું દુઃખ સહન કરી શકાય તેવું હોતું નથી. બલભદ્રે કહેલ ઉપદેશથી એમ જણાય છે કે દુઃખ ઉત્પન્ન થયેલું. એક ક્રિયા ભાઈના અનાદરથી પ્રાપ્ત થયેલ હોવાથી બીજુ રુક્મિનું વધનું દુઃખ પણ તેવું જ ઉત્પન્ન થયેલું હતું. તેથી તે દુઃખ સહન કરવાથી તેં મારા ઉપર વિજય મેળવ્યો છે. હું તારો પણ થયો છું. તારો વિજય મેં સ્વીકાર્યો છે અને તારૂં સેવકપણું પણ સ્વીકાર્યું છે. (૫૬)

તારૂં એક બીજુ ચરિત્ર જેના જેવું બીજું કોઈ હોઈ શકે નહિ તેવું હોવા છતાં ઉપમા આપી શકાય તેવું ન હોવા છતાં તારો વિજય સ્વીકારવાથી તેનો બદલોવાળી શકાય એમ નથી તે નીચેના શ્લોકથી કહે છે.

**दूतस्त्वयात्मलभने सुविविक्तमन्त्रः प्रस्थापितो मयि चिरायति शून्यमेतत् ।**
**मत्वा जिहास इदमङ्गमनन्ययोग्यं तिष्ठेत तत्त्वयि वयं प्रतिनन्दयामः ।।५७।।**

आत्मलभने कृष्णप्राप्त्यर्थम् । सुष्ठु विविक्तो मन्त्रो यस्य तादृशो द्विजः प्रस्थापितः । अनेन मयि सिद्धवद्विश्वासः प्रथमत एव कृत इति निरूपितम् । ततो मयि चिरायति विलम्बमाने एतज्जगच्छून्यमेव मत्वा, इदमङ्गं शरीरमनन्ययोग्यं केवलं भगवदेकभोग्यं जिहास इति मत्वा द्विजः प्रस्थापित इति पूर्वेणैव सम्बन्धः । प्रस्थापनसमय एवैते पक्षा विचारिताः । इति एतत्त्वय्येव तिष्ठेति । विध्यर्थोऽयम् । नास्य प्रतीकार सम्भवतीति । अप्रयोजकत्वेन तथात्वमाशङ्क्य निराकरोति तत्त्वय्येव तिष्ठेत वयं तु प्रतिनन्दयाम इति । अस्मिन्नर्थे वयं ऋणिन इति भावः ।।५७।।

<u>શ્લોકાર્થ -૫૭ :</u> *તેં સારી રીતે સ્પષ્ટ કરેલ સમજાવેલ બ્રાહ્મણ મારી પ્રાપ્તિ માટે મોકલ્યો. મને આવવામાં વિલંબ થતાં સંસારને શૂન્ય માની, બીજા કોઈને યોગ્ય નહિ પોતાના દેહને તજવાની તૈયારી કરી તેથી હું તારૂ અભિનંદન કરૂં છું. (૫૭)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> શ્રીકૃષ્ણની પ્રાપ્તિ થાય તે માટે સારી રીતે સ્પષ્ટ સમજણ આપી કરી બ્રાહ્મણને મોકલેલો. તેથી એમ કહેલું છે કે હું પ્રાપ્ત થયેલ હોઉ તેવો વિશ્વાસ આરંભથી કરેલો. પછી મને આવવામાં વિલંબ થતાં આ જગતને શૂન્ય માની, બીજા કોઈને યોગ્ય નહિ અને માત્ર ભગવાને

જ ભોગ્ય કરવા યોગ્ય આ દેહને હું તજીશ એમ માની બ્રાહ્મણને મોકલેલો એમ પહેલા વાક્ય સાથે સંબંધ છે. આ વિધ્યર્થ છે. સ્નેહનો બદલો આપવાનું સંભવતું નથી. એવો અર્થ છે. નજીવું કાર્ય હોવાથી બદલો ન અપાય એવું હશે એવી શંકા થાય તે તારાથી થઈ શકે નથી. તેથી અભિનંદન કરૂં છું. આ વિષયમાં હું તારો દેહદાર છું. એવો ભાવ છે. (૫૭)

એ પ્રમાણે દિલાસો આપેલ તેનો ઉપસંહાર કરી નીચેના બે શ્લોકથી જણાવે છે.

श्रीशुक उवाच- एवं सौरतसंलापैर्भगवान् देवकीसुतः ।
स्वरतो रमया रेमे नरलोकं विडम्बयन् ॥५८॥
अथान्यासामपि विभुर्गृहेषु गृहवानिव ।
आस्थितो गृहमेधीयान् धर्मान् लोकगुरुर्हरिः ॥५९॥

सौरताः सुरतयोग्याः संलापाः, येन सुरतं वर्धते । भगवानिति लीलायां योग्यता। देवकीसुत इति स्त्रीणां प्रियार्थे भक्तहितैकसाधकत्वात् तथा करोतीति सूचितम् । स्वरतोऽपि रम्या लक्ष्म्या रुक्मिण्या सह रेमे । न नु वाक्यैरेव निवृत्तव्यापारः। परब्रह्मणस्तदयुक्तमाशङ्क्य लीलानुकरणमाह नरलोकं विडम्बयन्निति । अन्यथा नरोऽयमिति लोकानां प्रतीतिर्न स्यात् । अतिदिशति अथान्यासामपीति । अयमेव न तास्वपि प्रकारः, किन्त्वतिरिक्तस्तत्तद्योग्यः। तदाह अथशब्दः । अन्यासामपि रुक्मिणीव्यतिरिक्तानां गृहेषु गृहवानिव प्राकृत इव तदनुकरणं कुर्वन् गृहमेधीयान् धर्मानास्थितः, लौकिकान् वैदिकांश्च । विडम्बनार्थं लौकिकाश्रयणम्, तत्पूर्वमुक्तम्। वैदिकाश्रयणे विशेषमाह लोकगुरुरिति। तथागत्य सर्वकरणे बहुकालस्थितौ च हेतुः हरिरिति ॥५॥

इति श्रीभागवतसुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीमद्वल्लभदीक्षितविरचितायां दशमस्कन्धविवरणे उत्तरार्धे एकादशोऽध्यायः ॥११॥

<u>શ્લોકાર્થ -૫૮-૫૯ :</u> એ પ્રમાણે દેવકીપુત્ર ભગવાને પોતાનામાં રમણ કરનારા હોવા છતાં નરલોકનું અનુકરણ કરતાં સુરતને યોગ્ય વાતચિત્તથી રમા સાથે રમણ કર્યું. શક્તિવાળા લોકના ગુરૂ હરિ, બીજી સ્ત્રીઓના ઘરોમાં પણ

ગૃહસ્થના ધર્મો આચરતા હતા. (૫૮-૫૯)

સુબોધિનીજી, ભાવાર્થ : સૌરતાઃ એટલે જેનાથી સુરતની વૃદ્ધિ થાય તેવી સુરતને યોગ્ય. વાતચીતોથી રમણ કર્યું. 'ભગવાન' શબ્દથી લીલામાં યોગ્યતા કહેલી છે. 'દેવકી પુત્ર' શબ્દથી એમ સૂચવ્યું છે કે સ્ત્રીઓનું પ્રિય થાય તે માટે ભક્તોનું હિત કરનારૂં હોવાથી તેવું રમણ કરે છે. પોતાનામાં રમણ કરનાર હોવા છતાં લક્ષ્મી એટલે રૂકિમણી સાથે તેમણે રમણ કર્યું. પરંતુ વાણી માત્રથી તેમની ક્રિયા અટકી ન હતી. 'પરબ્રહ્મ માટે તેવું યોગ્ય નથી' એવી શંકા થાય તેથી 'નરલોકનું અનુકરણ કરતાં' શબ્દોથી મનુષ્ય લીલાનું અનુકરણ કર્યું છે. તેમ ન હોત તો આ ભગવાન મનુષ્ય છે એવી લોકોની માન્યતા સિદ્ધ ન થાત. (૫૮)

બીજી સ્ત્રીઓના સંબંધમાં આવો જ રમણનો પ્રકાર ન હતો. પરંતુ તે દરેકને યોગ્ય જુદો જુદો પ્રકાર હતો તે અર્થ 'અથ' શબ્દથી કહેલો છે. રૂકિમણી સિવાયની બીજી સ્ત્રીઓના ઘરોમાં પ્રાકૃત ગૃહસ્થની પેઠે તે લીલાનું અનુકરણ કરતાં લૌકિક અને વૈદિક ગૃહસ્થના ધર્મો આચરતાં ભગવાન રહેતા હતા. વિડંબના કરતાં હું મનુષ્ય છું. એમ મનાવવા લૌકિક ધર્મોનો આશ્રય કરતા તે પહેલાં કહેલું છે. લોકના ગુરૂ શબ્દથી વૈદિક ધર્મોનો આશ્રય કરનાર જુદુ પ્રયોજન કહેલું છે. (૫૯)

દશમ સ્કંધ ઉત્તરાર્ધ

અધ્યાય - ૧૧

રાજસ ફલ પ્રકરણ

સમાપ્ત



श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।




श्रीकृष्णाय नमः ।

## द्वादशोऽध्यायः ।

द्वादशे रमणं प्राह पुत्रपौत्रयुतस्य हि ।
प्रसङ्गान्मारणं चोक्तं रुक्मिणः प्रतिबन्धनुत् ॥१॥
भगवान् केवलं लोके क्रीडार्थं न समागतः ।
किन्तु सर्वोद्धारणाय तदुद्वाहेऽपि मारणम् ॥२॥
कलौ शुद्धक्षत्रियो हि न स्थाप्य इति निश्चयात् ।
पापं विवाहमकरोत् फलं तस्याप्यसूचयत् ॥३॥
देवकीप्रीतये वंशः स्थाप्य एवेति तत्तथा ।
तदानीं सर्वधर्माणां सम्यक् स्थितिनिरूपणे ॥४॥
'दशास्या'मिति वाक्येन दशपुत्रनिरूपणम् ।
यथोक्तं श्रुतिसिद्धं हि कर्तुं नान्यः क्षमो भवेत् ॥५॥
लोकवेदौ पुरस्कृत्य रमणं तत्तथोच्यते ।

पूर्वं लौकिकं रमणमुक्तम्, इदानीं वैदिकं रमणमाह एकैकश इति ।

# દશમ સ્કંધ ઉત્તરાર્ધ

## અધ્યાય ૧૨મો

## સાધન ફલ પ્રકરણ

## શિશુપાલના સાથી રાજાઓ અને રૂકિમીની હાર

## શ્રીકૃષ્ણ રુક્મિણીનો વિવાહ

કારિકાઓ :

કારિકા-૧-૨: બારમા અધ્યાયમાં પુત્ર અને પૌત્રવાળા ભગવાનનું રમણ કહે છે. પ્રસંગને લીધે રૂક્મિનો વધ પણ કહેલો છે. અડચણ દૂર કરવનાર ભગવાન લોકમાં માત્ર ક્રીડા કરવા પધારેલા નથી પરંતુ સર્વનો ઉદ્ધાર કરવા પધારેલા છે. તેથી લગ્નના પ્રસંગમાં રૂક્મિને હણ્યો. (૧-૨)

કારિકા- ૩ : કલિકાલમાં શુદ્ધ ક્ષત્રિય રાખવો નહિ એવા નિશ્ચિયને લીધે દોષવાળો વિવાહ કર્યો અને તેનું ફલ પણ સૂચવ્યું. દેવકીજીની પ્રસન્નતા રહે તે માટે વંશ રાખવો જ જોઈએ તેથી તે દોષવાળો વિવાહ કર્યો. (૩)

કારિકા- ૪-૫ :તે સમયે સર્વ ધર્મોની સ્થિતિ માટે સારી રીતે વર્તન થાય તે માટે આમાં દશ પુત્રો ઉત્પન્ન કર એ વાક્યને લીધે દશ પુત્રો કહેલા છે. કારણ કે શ્રુતિમાં કહેલુ ધર્મનું કાર્ય જેવું કહેલું છે તેવું કરવા બીજો કોઈ શક્તિમાન નથી.

લોક અને વેદને અનુસરીને તે રમણ તે પ્રમાણે કહેલ છે. (૪-૫)

**श्रीशुक उवाच - एकैकशस्ताः कृष्णस्य पुत्रान्दश दशाबलाः।**
**अजीजनन्नवमान् पितुः सर्वात्मसम्पदा॥१॥**

'कथं रुक्म्यरिपुत्राये' त्येन्तेन । धर्मो हि द्विविधः, विहितकरणं निषेधपरिपालनं च । 'त्रयीद्विषो हन्तव्या' इति, नोपेक्षितव्या इति, दैत्यनां रुक्मिप्रभृतीनां वधोऽप्यतोऽग्रे निरूप्यते । तत्र प्रथमं 'दशस्यां

पुत्रानाधेही'ति वेदवाक्यात् सर्वास्वेव दश पुत्रान् नाधिकान् न न्यूनांश्चोत्पादितवानिति निरूप्यते । भगवत एकैकशः स्त्रियः ताः सर्वा एव कृष्णस्य स्वप्रियस्य अवलाः स्त्रियः दश दश पुत्रान् अजीजनन् । तासु पुत्रजनने भगवतः सर्वोऽपि भावोस्तीति ज्ञापयति । पितः अनवमान् अन्यूनान् । केनचिदंशेन तथात्वं वारयति सर्वात्मसम्पदेति । सर्वा याः आत्मसम्पदः शरीरेन्द्रियादिसम्पत्तयः, ताः समुदिताः प्रत्येकं भवन्तीति ज्ञापयितुमेकवचनं तासामेवोत्कर्ष इति कदाचित् स्यात्, तन्निवृत्यर्थम् ।।१।।

प्राकृतत्वमाह पञ्चभिः ।

પહેલાં લૌકિક રમણ કહેલું છે. હવે નીચેના શ્લોકથી આરંભી શ્લોક ૨૦ સુધી વૈદિક રમણ કહે છે.

<u>શ્લોકાર્થ -૧ :</u> *શ્રીકૃષ્ણની તે સ્ત્રીઓએ દરેકે પિતાથી ઉત્તરે નહિ તેવા દશ દશ પુત્રોને જન્મ આપેલો.(૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કારણ કે શાસ્ત્રમાં આજ્ઞા હોય તે પ્રમાણે કરવું અને મના હોય તે ન કરવું એવા બે પ્રકારનો ધર્મ છે. દ્વેષ કરનારને હણવા વાક્ય પ્રમાણે તે તેમને જવા દેવા ન જોઈએ તેથી રૂક્મિનો વધ આગળ કહેવાશે. તે પૈકી આરંભમાં 'આમાં દશ પુત્રો ઉત્પન્ન કર' એવું વેદનું વાક્ય હોવાથી, ભગવાને બધી સ્ત્રીઓમાં વધારે નહિ તેમ ઓછા નહિ પણ બરાબર દશ પુત્રો ઉત્પન્ન કર્યા. તે બધીએ ભગવાનની સ્ત્રીઓ હતી. કૃષ્ણની પ્રિય સ્ત્રીઓએ દશ દશ પુત્રોને જન્મ આપ્યો. 'પિતાથી ઉતરે નહિ તેવા' વિશેષણથી એમ જણાવે છે કે તેઓએ સારા પુત્રોને જન્મ આપ્યો. તેમનામાં બધાએ ભગવાનના ગુણ હતાં.

'સર્વ પોતાની સંપતિમાં' શબ્દથી કોઈપણ અંશથી ભગવાનથી ઉતરતા ન હતા. પોતાની કૃષ્ણની જે સંપતિઓ એટલે કે શરીર, ઇંદ્રિય વિગેરેની સંપતિઓ એકત્ર થયેલી દરેક પુત્રમાં હતી.

સારા પુત્રો ઉત્પન્ન કર્યા તેમાં તે સ્ત્રીઓથી જ સરસાઈ હતી એવી શંકા

થાય તેથી તેવી શંકા ન રહે માટે નીચેના શ્લોકથી આરંભી પાંચ શ્લોકથી સ્ત્રીઓનું પ્રાકૃતપણું વર્ણવે છે.



**गृहादनपगं वीक्ष्य राजपुत्र्योऽच्युतं स्थितम् ।**
**प्रेष्ठं न्यमंसत स्वं स्वमतत्तत्त्वविदः स्त्रियः ॥२॥**

गृहादनपगामिति । आदौ सामिमाना जाताः । तत्र हेतुः गृहादनपगं भगवन्तं वीक्ष्येति । सर्वदा गृह एव भगवांस्तिष्ठति। भगवत्सम्बधेऽपि तथा दोषोत्पत्तौ औत्पत्तिकराजकन्यात्वं हेतुः। अच्युतत्वात् न स्वतः सुरतविच्छेदः । अतः स्वेच्छापूरकत्वं च ताभिर्ज्ञातम् । व्यापकत्वेना-गमनमाशङ्क्य, लौकिकन्यायेन तथात्वमित्याह स्थितमिति। गृहेष्वेव लौकिकवत् स्थितम् । एवं भगवतो गुणत्रयेण कृत्वा आत्मानं प्रेष्ठं भगवतः प्रियममंसत । ननु सत्यमेव आत्मा प्रेष्ठः, भगवतोऽप्यात्मैवेति, तत्राह अतत्तत्त्वविद इति । तस्य तत्त्वं तत्तत्त्वं च न जानन्ति । भगवदभिप्रायं वस्तुतत्त्वं च न जानन्तीत्यर्थः । यतः स्त्रियः ॥२॥

तत्सम्बन्धाद्भगवतोऽपि कदाचित्तद्धर्मसम्बन्धः स्यादित्याशङ्क्य निराकरोति चार्वब्जकोशेति ।

<u>શ્લોકાર્થ -૨ :</u> *ઘરમાંથી બહાર નહિ જતા અચ્યુતને ઘરમાં રહેલા જોઈને રાજપુત્રીઓ પોત પોતાને ભગવાનની પ્રિય માનતી તે સ્ત્રીઓ ભગવાનના તત્વને જાણતી ન હતી.(૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આરંભમાં તેઓ અભિમાનવાળી થઈ તેનું કારણ 'ભગવાનને ઘરમાંથી બહાર નહિ જતા જોઈને' શબ્દોથી કહેલું છે. ભગવાન સદા ઘરમાં જ વિરાજતા ભગવાનનો સંબંધ હોવા છતાં તેઓમાં તેવાં દોષ ઉત્પન્ન થવાનું કારણ જન્મથી રાજ કન્યાપણું હતું. ભગવાન અચ્યુત હોવાથી પોતાની મેળે સુરતમાં અટકતા નહિ. તેથી તેઓએ જાણ્યુ કે ભગવાન તેઓની ઈચ્છા પૂર્ણ કરનાર છે. સર્વ સ્થળે રહેનાર તરીકે ભગવાનનું આગમન થતું હશે તેવી શંકામાં 'રહેલા' વિશેષણથી લૌકિક નિયમ પ્રમાણે તેમ આગમન

થતું. તેઓના ઘરોમાંજ ભગવાન લૌકિક પુરૂષની પેઠે રહેતા. એટલે ભગવાનના ત્રણ ગુણોને લીધે સ્ત્રીઓ પોતાને ભગવાનની પ્રિય માનતી હતી.

'આત્મા સર્વથી પ્રિય છે' અને ભગવાન પણ સ્ત્રીઓના આત્મા જ છે. તેથી તેઓનું માનવું સાચું જ હતું. 'તેમના તત્વને જાણતી ન હતી' શબ્દોથી ભગવાનનો અભિપ્રાય અને ભગવદ સ્વરૂપના તત્વને જાણતી ન હતી. એવો અર્થ છે. (૨)

તેઓના સંબંધને લીધે ભગવાને પણ કોઈવાર તેઓના પ્રાકૃતપણાનો સંબંધ થાય તેવી શંકા થાય તેથી નીચેના શ્લોકથી તેનો નિરાશ કરે છે.

**चार्वब्जकोशवदनायतबाहुनेत्रसप्रेमहासरसवीक्षितवल्गुजल्पैः ।**
**संमोहिता भगवतो न मनो विजेतुं स्वैर्विभ्रमैः समशकन्वनिता विभूम्नः ।।३।।**

भगवद्धर्मैः संमोहिताः भगवन्तं व्यामोहयितुं न समशकन् । स्वयं वनिताः वनं प्राप्ताः, यत्र संसाराटवी सम्पद्यत इति । स तु विभूमा । विगतो भूमा यस्मादिति । सयमुज्जटप्रायाः, स तु सर्वाधिवास इति यावत् । तासु भगवतः षड्धर्मान् मोहकानाह । चार्वब्जकोशवत् वदनम् । आयाता बाहवः । नेत्रे च । सप्रेमहासः । रसपूर्वकं वीक्षितम् । वल्गुजल्पाः मनोहरकथाः पूर्णरसाख्यापनार्थं चार्वब्जकोशत्म् । परिष्वङ्गक्रिया पूर्णेति ख्यापयितुं आयतपदम् । नेत्रं सौन्दर्यार्थे भिन्नम् । तद्धि स्वरूपतोऽपि रसोद्बोधकम् । एतत्रयं कायिकं रसार्थम् । मानसिकमाह सप्रेमहासरसवीक्षितिमिति । प्रेम हास्यं रसवीक्षितानीति त्रयम् । स्नेहाभावे तन्न रसालं भवतीति सहभावो निरूपितः। हासो रसोद्बोधकः, रसवीक्षितानि प्रलोभकानि । वाचनिकान्याह वल्गुजल्पैरिति । मनोहरर्थानि वाक्यानि स्वपक्षस्थापकानि परपक्षदूषकाणीति, तान्यपि त्रिविधानि ।,एवं कायवाङ्मनोभिः सम्मोहिताः, अत एव दुर्बलाः भगवतो मनो विजेतुं वशीकर्तुं नाशक् न । अनेन भगवच्चितं तासु नासक्तमित्युक्तम् ।।३।।

नापि क्षोभं जनयितुं शक्ता इत्याह स्मायावलोकेति ।

<u>શ્લોકાર્થ -૩:</u> સુંદર કમળની કળી જેવું મુખ, લાંબા બાહુઓ, વિશાલ નેત્રો, પ્રેમવાળું હાસ્ય, રસથી ભરેલી દષ્ટિ અને મનોહર કથાઓથી મોહ પામેલી સ્ત્રીઓ, પોતાના વિલાસોથી પરિપૂર્ણ, ભગવાનના મનને જીતી શકતી ન હતી.(૩)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> ભગવાનના ગુણોથી મોહ પામેલી સ્ત્રીઓ ભગવાનને મોહ ઉત્પન્ન કરી શકી નહિ કારણ કે તેઓ પોતે વનિતા એટલે વનમાં પ્રાપ્ત થયેલી એટલે જ્યારે સંસારરૂપી વન પ્રાપ્ત થાય છે તેવી વયમાં હતી તે ભગવાનને પરિપૂર્ણ, ભુમા ભરપુરપણું જેમનાથી છે તેવા છે. તે સ્ત્રીઓ તો ઉજ્જડ જેવી હતી. એટલે તે તો સર્વના રહેઠાણરૂપ છે એવો અર્થ છે. તેઓને મોહ ઉત્પન્ન કરનારા ભગવાનના છ ગુણો કહે છે. (૧) સુંદર કમળની કલી જેવું મુખ (૨) લાંબા બાહુઓ (૩) વિશાલ બે નેત્રો (૪) પ્રેમવાળું હાસ્ય (૫) રસથી ભરેલી દષ્ટિ (૬) મનોહર કથાઓ

પૂર્ણ રસ જાગાવવા માટે મુખ સુંદર કમળની કળી જેવું હતું. આલિંગનની ક્રિયા પૂર્ણ થવા લાંબા બાહુઓ છે. (૩) સૌદર્ય જાગાવવા માટે વિશાળ નેત્રો છે. તે રસને જાગૃત કરનારૂં છે. આ ત્રણ કાયાના ગુણો રસ ઉત્પન્ન થવામાં જાગાવવા કહ્યાં.

પ્રેમવાળું હાસ્ય, રસથી ભરેલી દષ્ટિ શબ્દોથી પ્રેમ અને હાસ્ય અને રસ ભરેલી દષ્ટિ એવા ત્રણ મનના ગુણો કહેલા છે. પ્રેમ ન હોય તો દષ્ટિ રસભરેલી થતી નથી. હાસ્ય રસ જાગૃત કરનારૂં છે. રસથી ભરેલી દષ્ટિ લલચાવનારી છે.

'મનોહર કથાઓ' શબ્દથી વાણીથી ગુણો કહેલા છે. મનોહર અર્થવાળા, પોતાના મતનું સ્થાપન કરનારા અને બીજાના મતમાં દોષ દર્શાવનારા હોવાથી તે પણ ત્રણ પ્રકારનો છે.

એ પ્રમાણે કાય, વાણી અને મનથી મોહ પમાડેલી અને બલ વિનાની સ્ત્રીઓ ભગવાનના મનને જીતી શકિત ન હતી. એથી એમ કહેલું છે કે ભગવાનનું ચિત્ત તેઓમાં આસક્તિવાળું ન હતું. (૩)

ભગવાનના મનમાં ખડભળાટ ઉત્પન્ન કરવા તેઓ શક્તિવાળી ન હતી.

એમ નીચેના શ્લોકથી કહે છે.

**स्मायावलोकलवदर्शनभावहारिभ्रूमण्डलप्रहितसौरतमन्त्रशौण्डैः।**
**पत्न्यस्तु षोडशसहस्रमनङ्गबाणैर्यस्येन्द्रियं विमथितुं कुहकैर्न शेकुः ॥४॥**

आसक्तिरन्या, मनःक्षोभोऽन्यः । कदाचिद्वशीकरणार्थं भावानुत्पाद्य कथञ्चित्स्वमोहमपि प्रतिवध्य विलम्बमाना भवेयुः, तथाकरणेऽपि न क्षोभका जाता इति सम्बन्धासम्बन्धाभ्यां भगवति दोषमुत्पादयितुं न शक्ता इति निरूप्यते । **स्मायावलोकः** गर्वपूर्वकं दर्शनम्, तेन सम्बन्धे विलम्बं सूचयन्ति, मानापनोदनार्तमुपेक्षां बाधितुं लवदर्शनानि च कुर्वन्ति, कटाक्षैः अलसवलितादिभिः स्वासक्तिं कुर्वन्ति, ततो भावहारि भ्रूमण्डलं कुर्वन्ति, तेन यथैव भगवतो भावः मनोधर्मः, स्वस्मिन्नासक्तं भवति, तादृशं कामशास्त्रसिद्धं भ्रूमण्डलं कुर्वन्ति, तैस्त्रिभिः प्रहिता या चेष्टाः सौरतमन्त्रैश्च शौण्डाः बलिष्ठाः । सुरतोद्बोधकानि यानि गुह्यभाषणानि । अनेन दृष्टादृष्टसाधनानि निरूपितानि । सर्वाश्चपत्न्यः यथासुखं प्रवृत्तौ सङ्कोचरहिताः प्रतिबन्धरहिताश्च। तत्रापि **षोडशसहस्रं षोडशकलस्य मनसः** सहस्रप्रकारेण व्यामोहनसमर्थाः **अनङ्गबाणाः** चेष्टासहितावयवविशेषाः यैर्जयो भवत्येव । मन्त्रसहिता बाणाः कार्यसाधका इति ब्रह्मास्त्रादिषु प्रसिद्धिः। मण्डलीकृतकार्मुका दृष्टद्वारा, तथा दृष्टिमुष्ट्योरेकत्वाय लवदर्शितानि । वीररसाविष्काराय स्मायावलोक इति । एवं सर्वसाधन-सम्पत्तियुक्तैरपि बाणैः यस्येन्द्रियं मनश्च विमथितुं ग्लानियुक्तं अस्तम्भयुक्तं वा कर्तुं न शेकुः । सहजानामेतादृशेर्थे जयो न भवतीति कठिनदुर्गस्थेषु राजधर्मेषु कापट्यं निरूपितमिति कुहकैः कपटधर्मैरपि न शक्ताः ॥४॥

एवं तासां दोषं तत्सम्बन्धेन भगवति दोषाभावं च प्रतिपाद्य, भगवत्सामर्थ्येनेव तासु धर्मः स्थापित इति पुत्रोत्पादनमुक्त्वा, 'पतिमेकादशं कृधी' ति वेदवाक्यानुसारेण भगवत्सेवां कृतवत्य इत्याह **द्वाभ्याम्** ।

*<u>શ્લોકાર્થ -૪</u> : સોળ હજાર પત્નિઓ, ગર્વવાળી દૃષ્ટિ, કટાક્ષ અને પ્રેમ હરનારા ભ્રમરના થયેલા મોકલેલા સુરતના મંત્રોથી બલવાન થયેલા કામના બાણોથી અને કપટોથી જેમની ઈંદ્રિયો ખડભળાટ કરી શક્તિ ન હતી. (૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> :આસક્તિ જુદી અને મનનો ખટભળાટ જુદો

કોઇ સમયે સ્ત્રીઓ ભગવાનના મનને વશ કરવા માટે ભગવાનના પ્રેમને ઉત્પન્ન કરીને હરકોઇ પ્રકારે પોતાના મોહને રોકી રાખી, વિલંબ કરતી, છતાં પણ ખળભળાટ કરી શકતી નહિ. તેથી ભગવાન સાથેના સંબંધથી ભગવાનમાં દોષ ઉત્પન્ન કરી શકતી ન હતી.

'स्मायावलोकः' ગર્વ સાથેની દષ્ટિ. તેવી દષ્ટિથી સ્ત્રીઓ ભગવાનનું માન ઉતારવા, ભગવાનના પ્રેમને ઉત્પન્ન કરીને, હરકોઇ પ્રકારે પોતાના મોહને રોકી રાખી ભગવાન પાસે જવામાં વિલંબ કરતી ત્યારે પણ ખડભળાટ કરી શકતી ન હતી. પછી કટાક્ષો ફેંકીને મંદ દષ્ટિ અને વાંકી દષ્ટિથી કટાક્ષો ફેકતી. પ્રેમ હરનારાં ભ્રમરના મંડલો કહે છે. તેથી ભગવાનના મનનો ધર્મ પોતાનામાં આસકત થાય તેવું કામ શાસ્ત્રમાં પ્રસિદ્ધ ભ્રમરનું મંડલ કરે છે. તે ત્રણથી મોકલેલા અને સુરતના મંત્રો અને અભિનયો કામના બાણોથી પણ તેમનામાં ખળભળાટ કરી શકતી ન હતી. આથી બધા કામના સાધનો કહ્યા.

બધીએ પત્નિઓ પોતાને સુખ થાય તે માટે પ્રકૃતિ કરવામાં સંકોચ અને અડચણ વિનાની હતી. તેઓ પણ સોળ હજાર એટલે સોળ કલાવાળા મનને એક હજાર પ્રકારે મોહ ઉત્પન્ન કરવાની શક્તિવાળી હતી. કામના બાણો એટલે અભિનય સાથેના મંત્રો સાથેના બાણો કાર્ય પાર પાડે છે. એવી બ્રહ્માસ્ત્ર વિગેરેમાં પ્રસિદ્ધ છે. (૧) દષ્ટિ જેનું દ્વાર છે તેવા મંડલ બનાવેલ ધનુષ્યો તેવી જ રીતે દષ્ટિ અને મુષ્ટિનું એકપણું જણાય તે માટે કટાક્ષો. વીરરસ ખુલ્લો જણાય તે માટે ગર્વવાળી દષ્ટિ એવાં કામનાં બાણો હતાં. આવા સાધનોવાળી સ્ત્રીઓ જેમની ઈંદ્રિયામન ખટભળાટ કરી શક્તિ ન હતી. આવા વિષયમાં કુદરતી વિજય પ્રાપ્ત થતો ન હોવાથી ઘણાજ ભયમાં રહેલાઓએ રાજધર્મોમાં કપટ કરવાનું કરેલું છે. તેથી કપટવાળી રીતોથી પણ તેઓ તેમ કરી શકતી ન હતી.(૪)

એવી રીતે તેઓનો દોષ જણાવી, ભગવાનમાં દોષ થતો નથી એમ જણાવી ભગવાનના સામર્થ્યથી જ તેઓમાં ધર્મનું સ્થાપન થયેલું હોવાથી દશ પુત્રો ઉત્પન્ન કર્યાનું કહીને અગિયારમાં પતિની સેવા કર એ વેદ વાક્ય પ્રમાણે ભગવાનની સેવા કરતી હતી તે હવે નીચેના બે શ્લોકથી કહે છે.

इत्थं रमापतिमवाप्य पतिं स्त्रियस्ता ब्रह्मादयोऽपि न विदुः पदवीं यदीयाम् ।
भेजुर्मुदाविरतमेधितवानुरागहासावलोकनवसङ्गमलालसाढ्यम् ॥५॥
प्रत्युद्गमासनवरार्हणपादशौचताम्बूलविश्रमणवीजनगन्धमाल्यैः ।
केशप्रसारशयनस्नपनोपहार्यैर्दासीशता अपि विभोर्विदधुः स्म दास्यम् ॥६॥

इत्थमिति । पूर्वमेतच्छ्लोकद्वयं व्याख्यातम् । विवाहप्रसङ्गे उक्तमपि पुनः स्वस्थाने तदेवोक्तवान् । तस्मात्सर्वोऽप्यर्थः स एव । भ्रमव्यावृत्त्यर्थं पाठविशेषमाह लालसाढ्यमिति । पूर्वमनुरागादयः स्त्रीनिष्ठाः, इदानीं भगवन्निष्ठाः । अनुरागपूर्वको हासो मानसः, अवलोक ऐन्द्रियः, नवसङ्गमः कायिकः । त्रिभिरपि या लालसा तदिच्छाविशेषः तया आढ्यो भगवान् । स्त्रीनिष्ठानेतान् धर्मान् स्वस्मिन् भावयतीति भगवन्निष्ठा धर्माः । प्रत्युद्गमादिभिः दास्यं च विदधुः सेवा तदपेक्षिता कामकृता, दास्यं साधारणमिति विशेषः । स्त्रीत्वं भक्तत्वं च देहमन्तःकरणं च कृतार्थं कृतवत्य इत्यर्थः ॥६॥

विधिप्राधान्यात् विधिसिद्धानामष्टमहिषीणां पुत्रान् गणयितुमारभते । येन भगवान् धर्मरक्षार्थमेतावद्रूपो जात इति तन्नामग्रहणे राज्ञः पापक्षयो भवतीति, तदर्थं प्रसिद्धान्यपि नामानि निरूपयति ।

<u>શ્લોકાર્થ -૫:</u> *જેમના માર્ગનું બ્રહ્મા વિગેરેએ પણ જ્ઞાન થયું નથી. સંગની ઈચ્છાથી ભરપુર હતા. તેવા પતિને આવી રીતે પતિ તરીકે પ્રાપ્ત કરીને તે સ્ત્રીઓએ નિરંતર વધતા જતા આનંદથી સેવા કરી.(૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આ બે શ્લોકના અનુવાદ માટે જુઓ પૃષ્ટ-૧૧૦,૧૦૯. વિવાહના પ્રસંગમાં આ બે શ્લોક કહેલા છે. શુકદેવજીએ ફરીથી તેજ કહેલા છે. તે બંને શ્લોકનું પૂર્નરાવર્તન જ છે. અધ્યાય-૧ શ્લોક ૪૪ અને ૪૫નું પૂર્નરાવર્તન જ છે. તે જુઓ વૈદિક વિધિમાં રમણનું પ્રધાનપણું હોવાથી વિધિ પ્રમાણે પ્રાપ્ત થયેલી આઠ પટરાણીઓના પુત્રોના નામ કહેવાનો આરંભ કહે છે. જેથી ધર્મનું રક્ષણ કરવા માટે ભગવાન આટલા રૂપવાળા થયા તે નીચેના

શ્લોકથી આરંભી પ્રસિદ્ધનામો પણ કહે છે.(૫-૬)

**तासां या दशपुत्राणां कृष्णस्त्रीणां पुरोदिताः।**
**अष्टौ महिष्यस्तत्पुत्रान्प्रद्युम्नादीन्गृहणामि ते ॥७॥**

तासां कृष्णस्त्रीणां दशपुत्राणाम् । सर्वा एव दशपुत्रयुक्ताः । तासां मध्ये याः पूर्वमुक्ता अष्टौ महिष्यः रुक्मिणीप्रभुतयः तत्पुत्रान् प्रद्युम्नादीन्, ते त्वद्धितार्थं गृणामि । अन्याः कामकृता इति न तेषां नामग्रहणम् ॥७॥

શ્લોકાર્થ-૭ : *તે દશ પુત્રવાળી શ્રીકૃષ્ણની સ્ત્રીઓમાંથી જે આઠ* પટરાણીઓ પહેલાં કહી તેમાંનો પ્રદ્યુમ્ન વિગેરે પુત્રો તેને કહું છું. (૭)

ભાવાર્થ, સુબોધિનીજી : તે શ્રીકૃષ્ણની સ્ત્રીઓ દશ પુત્રોવાળી હતી. તેઓ પૈકી રૂક્મિણી વિગેરે આઠ પટરાણીઓ જે પહેલાં કહી તેમના પ્રદ્યુમ્ન વિગેરે પુત્રો તારા હિત માટે કહું છું. બીજી સ્ત્રીઓના કામને લીધે કરેલી તેથી તેમના પુત્રોના નામ કહેતો નથી. (૭)

**चारुदेष्णः सुदेष्णश्च चारुदेहश्च वीर्यवान् ।**
**सुचारुश्चारुगुप्तश्च भद्रचारुस्तथापरः ॥८॥**
**चारुचन्द्रो विचारुश्च चारुश्च दशमो हरेः।**
**प्रद्युम्नप्रमुखा जाता रुक्मिण्यानवमाः पितुः ॥९॥**

चारुदेष्णादयो नव प्रद्युम्नानन्तरभाविनः । यथा नामावयवास्तद्गुणाः । वीर्यवानिति विशेषणं सुन्दरदेहस्य शौर्यशङ्काभावेनोक्तम् । चकाराः सर्वत्र पूर्वधर्मसमुच्चयार्थाः। अन्तिमः कन्यासमुच्चयार्थः । अन्येऽपि कन्यासमुच्चयार्था इति केचित् । यदनन्तरं कन्या, तत्र चकार इति । तथेति वीर्यवान् । तेने सह वीर्यवत्त्वमाशङ्क्य पृथगुपदिशति अपर इति । परः सर्वेभ्यः श्रेष्ठो वा । दशम इति क्रमोऽत्र विवक्षित इत्युक्तम् । हरेः सकाशात् प्रद्युम्न एव प्रमुखो येषाम् । रुक्मिण्या जाताः। करणमात्रं रुक्मिणी, नत्वेते मातृपुत्रा इति । तत्र हेतुः यतः पितुरनवमाः। अवमो न्यूनभावः ॥९॥

શ્લોકાર્થ -૮-૯ : *પિતાથી ન્યૂન નહિ અને પ્રદ્યુમ્ન જેમાં મુખ્ય હતો તેવા ચારૂદેષ્ણ અને સુદેષ્ણ અને બલવાન ચારૂદેહ, સુચારૂ અને ચારૂગુપ્ત તેમ બીજો*

ભદ્રચારૂ, ચારૂચંદ્ર અને વિચારૂ અને દશમો ચારૂહરિએ રૂક્મિમણીથી ઉત્પન્ન કર્યા.(૮-૯)

ભાવાર્થ, સુબોધિનીજી: ચારૂદેષ્ણ વિગેરે નવ, પ્રદ્યુમ્ન પછી ઉત્પન્ન થયેલા તેઓના નામના અવયવો છે તેવા તે પુત્રોના ગુણો હતા. 'બલવાન' એ વિશેષણ સુંદર દેહવાળામાં શૈર્ય હશે કે નહિ તેવી શંકા થાય તેથી કહેલું છે. 'ચ અને' શબ્દોથી ગુણોનો સમાવેશ કરવા યોજેલ છે. કેટલાક એમ કહે છે કે બીજા 'ચ' કન્યાનો સમાવેશ કરવા યોજેલ છે. તેમજ એટલે બલવાન તે ચારૂગુપ્તની સાથે હોય ત્યારે બલવાન હશે એવી શંકા થાય તેથી બીજો એમ જુદુ કહેલ છે.

અહીં અનુક્રમ ઈચ્છેલો છે. તેથી 'દશમો' એમ કહેલું છે. પ્રદયુમ્ન જ જેમાં ઉત્પન્ન કર્યા. તે એકલું સાધન હતું. પરંતુ આ માતાના પુત્રો ન હતા એવો અર્થ છે. કારણ કે પિતાથી ન્યૂન ન હતા. એ સૂચવ્યું છે.(૮-૯)

**भानुः सुभानुः स्वर्भानुः प्रभानुर्भानुमांस्तथा।**
**चन्द्रभानुर्बृहद्भानुरतिभानुस्तथाष्टमः ॥१०॥**
**श्रीभानुः प्रतिभानुश्च सत्यभामात्मजा दश ।**

भानुप्रभृतयो दश सत्यभामायाः। तथेति यस्य कर्माणि न प्रसिद्धानि, सोऽपि प्रसिद्धवदेव ज्ञातव्य इति तथेत्युच्यते क्वचित् । अष्टम इति तस्य स्वतन्त्रा महत्त्वं च । सङ्ख्यायां पृथगुपदेशात् । सत्यभामात्मजा इति परिज्ञानार्थमेव मातृनिरूपणम् सर्वेषां पुत्राणां सर्वासु मातृव्यवहारस्तुल्य इति ॥१०॥

શ્લોકાર્થ -૧૦ : ભાનું, સુભાનું , સ્વર્ભાનું, પ્રભાનું તથા ભાનુભાન ચંદ્રભાનું, બૃહ્દભાનું તથા આઠમો અતિભાનું શ્રીભાનું અને પ્રતિભાનું જો સત્યભામાના દશપુત્રો છે.(૧૦)

ભાવાર્થ, શ્લોકાર્થ : ભાનુ વિગેરે સત્યભામાના દશ પુત્રો થયા. જે પુત્રોના કર્મો પ્રસિદ્ધ થયેલા નથી તેને જ પણ પ્રસિદ્ધ હોય તેવો જ જાણવો તેથી કોઈ સ્થળે 'તથા' એમ કહેલું છે. 'આઠમો' વિશેષણથી તેનું સ્વતંત્રપણું અને સરસાઈ કહેલો છે. કારણ કે સંખ્યામાં તેને જુદો વર્ણવેલો છે. સત્યભામાના પુત્રો એક

કહેલ છે. બધા પુત્રોનો ભગવાનની પત્નીઓ પ્રતિ માતા તરીકેનો વ્યવહાર સરખો હતો. (૧૦)

**साम्बः सुमित्रः पुरुजिच्छतजिच्च सहस्रजित् ।।११।।**
**विजयश्चित्रकेतुश्च वसुमान्द्रविडः क्रतुः ।**
**जाम्बवत्याः सुता ह्येते साम्बाद्याः पितृसंमताः ।।१२।।**

साम्बादयो दश जाम्बवत्याः सुताः । एते इति तेषां देवतात्वात् निरूपणसमये उपस्थितिमाह । पुनः साम्बाद्या इति वचनं दशानां द्विःस्वभावत्वं द्योतयति । ततो भगवतोऽसम्मतिमाशङ्क्य पितृसम्मतिमाह पितृसम्मता इति ।।११।। ।।१२।।

<u>શ્લોકાર્થ -૧૧-૧૨ :</u> *સાંબ, સુમિત્ર, પુરૂજિત, શતજીત, સહસ્રજીત, વિજય અને ચિત્રકેતુ, વસુમાન, દ્રવિડ કતુ .આ સાંબ વિગેરે જાબુંવતીના પુત્રો પિતાથી આદર પામેલા હતા. (૧૧-૧૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સાંબ વિગેરે દશ જાંબુવતિના પુત્રો હતા. 'આ' શબ્દથી તેઓ દેવતારૂપ હોવાથી તેમની હાજરી કહેલી છે. સાંબનું એકવચન અસ્થિર મનના હોવાનું સૂચવે છે. 'તેથી ભગવાને તેઓનો આદર પામેલા' વિશેષણથી પિતાનો આદર કહેલ છે.(૧૧-૧૨)

**वीरश्चन्द्रोऽश्वसेनश्च चित्रगुर्वेगवान्वृषः ।**
**आमः शङ्कुर्वसुः श्रीमान्कुन्तिर्नाग्नजितेः सुताः ।।१३।।**
**श्रुतः कविर्वृषो वीरः सुबाहुर्भद्र एकलः ।**
**शान्तिर्दर्शः पूर्णमासः कालिन्द्याः सोमकोऽवरः ।।१४।।**
**सुघोषो गात्रवान्सिंहो बलः प्रबल ऊर्ध्वगः ।**
**माद्याः पुत्रा महाशक्तिः सह ओजोऽपराजितः ।।१५।।**

श्रीमानिति विशेषणं । नाग्नजितेः सत्यायाः पुत्राः । श्रुतादयो दश कालिन्द्याः । एकल इति विशेषणं एक एव सन् सर्वान् शत्रून् लातीति ।

सोमकस्त्ववरो दशमः। सङ्ख्यापूरणार्थं पश्चादुत्पन्नः । सुधोषादयः माद्याः लक्ष्मणायाः पुत्राः। ऊर्ध्वग इति नाम । महाशक्तिरेकः । सहो भिन्नः। ओजश्च । अपराजित इति नाम ॥१४॥॥१५॥

<u>શ્લોકાર્થ-૧૩ :</u> વીર, ચંદ્ર અને અશ્વસેન, ચિત્રગુ, વેગવાન વૃષ, આમ, શંકુ, વસુ, શ્રીમાન, કુંતી ભગ્નજતિના પુત્રો હતા. (૧૩)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> શ્રીમાન એ વિશેષણ છે. આ સત્યાના પુત્રો હતા.(૧૩)

<u>શ્લોકાર્થ-૧૪ :</u> શ્રુત, કવિ, વૃષ, વીર, સબાહુ એકલો શત્રુઓને હણનાર ભદ્ર, શાંત, દર્શ, પૂર્ણમાસ અને છેલ્લો સોમક કાલિન્દીના પુત્રો હતાં. (૧૪)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> શ્રુત વિગેરે દશ કાલિન્દીના પુત્રો હતા. एक એટલે એકલો હોવા છતાં બધા શત્રુઓને તે एकणः વિશેષણ છે. સોચક તે છેલ્લો દશમો હતો. સંખ્યા પુરી કરવા તે પાછળથી ઉત્પન્ન થયેલો.(૧૪)

<u>શ્લોકાર્થ-૧૫ :</u> સુધોષ, ગાત્રવાન, સિંહ, બલ, પ્રબલ, ઉદવંગ, મહાશક્તિ સહઓ જ અને અપરાજીત માદ્રીના પુત્રો હતા. (૧૫)

<u>ભાવાર્થ, સુબોધિનીજી:</u> સુદોષ વિગેરે માદ્રી એટલે લક્ષ્મણના પુત્રો હતા. ઉર્દ્વગ એ નામ છે. અપરાજીત પણ નામ છે. (૧૫)

**वृको हर्षोऽनिलो गृध्रो वर्धनोऽन्नाद एव च ।**
**महाशः पावनो बह्निर्मित्रविन्दात्मजाः क्षुधिः ॥१६॥**

वृकादयो दश मित्रविन्दायाः । महाश इति नाम। क्षुधिर्दशमः सङ्ख्यापूरकः ॥१६॥

<u>શ્લોકાર્થ-૧૬ :</u> વૃક, હર્ષ, અનિલ ગૃધ્ર, વર્ધન અને અન્નાદ, મહાશ, પાવન, વહિન, ક્ષુધિ મિંત્ર વિદોના પુત્રો હતા. (૧૬)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> વક વિગેરે મિત્રવિંદાના પુત્રો હતા. મહાશ એ નામ છે. ક્ષુધિ છેલ્લો જન્મેલો હતો. (૧૬)

**संग्रामजिद्बृहत्सेनः शूरः प्रहरणोऽरिजित् ।**
**जयः सुभद्रो भद्राया वाम आयुश्च सत्यकः ॥१७॥**
**दीप्तिमांस्ताम्रपत्राद्या रोहिण्यास्तनया हरेः ।**

सङ्ग्रामजिदादयो दश भद्रायाः सत्यको दशमः । रोहिणी षोडशसहस्राणां शताधिकानां मुख्या । क्वचिदेषैवाष्टमहिषीमध्य इति भद्रायाः स्थाने मन्त्रशास्त्रे प्रसिद्धा । तस्या दीप्तिमान् पुत्रः अष्टमहिषीपुत्रतुल्यः तेनैकाशीति पुत्राः एकाशीति भक्तिप्रकारा इव भगवता प्रकटीकृता इति द्योतितम् । ताम्रपत्राद्या रोहिण्यास्तनयाः साधारणाः । अस्या दशपुत्रागणनमन्यारां दशपुत्रत्व-ख्यापकम् ॥१७॥

पौत्रान् निरूपयन् एकं निरूप्य तत्सदृशा अन्य इत्यतिदिशति **प्रद्युम्नचानिरुद्धोऽभूदिति** ।

*<u>શ્લોકાર્થ-૧૭</u> : સંગ્રામજીત, બૃહત્સેન, શૂર, પ્રહરણ, અરિજિત, જય, સુભદ્ર, વામ અને આયુ તથા સત્યક ભદ્રાના પુત્રો હતા. (૧૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : સગ્રામજીત વિગેરે દશ ભદ્રાના પુત્રો હતા. સત્યક દશમો પુત્ર હતો.(૧૭)

**प्रद्युम्नाच्चानिरुद्धोऽभूद्रुक्मवत्यां महाबलः ॥१८॥**
**पुत्र्यां तु रुक्मिणो राजन्नाम्ना भोजकटे पुरे ।**
**एतेषां पुत्रपौत्राश्च बभूवुः कोटिशो नृप ।**
**मातरः कृष्णजातानां सहस्राणि च षोडश ॥१९॥**

रुक्मवती रुक्मिणः पुत्री मातुलकन्या । प्रद्युम्नस्तत्रैव कियत्कालं स्थितः । तत्रैव विवाहं कृत्वा पुत्रमुत्पादितवान् । शत्रुगृहे कथमेकाकी स्थित इति शङ्कां वारयति महाबल इति । चस्त्वर्थे । भगवदाविष्टात् प्रद्युम्नादनिरुद्धो जात इति ज्ञापयितुं चकारः । अन्यथा कामाज्जातोऽप्रयोजकः स्यात् । मायावत्यामुत्पादनं वारयति पुत्र्यां तु रुक्मिण इति । मायावत्या नामान्तरमावेशो वा स्यादिति

तुशब्दः असम्भावनां व्यावर्तयति । राजन्निति सम्बोधनं प्रद्युम्नस्य द्वारकाप्रेषणाभावं द्योतयति । सोऽपि राजा तत्रैव जामातरं दुहितरं च स्थापितवानिति । पुरे स्वनगरे । नाम्ना भोगकटे । एकं पौत्रमुक्त्वा अन्यानतिदिशति । एतेषां पुत्रपौत्राश्च पुत्राः पौत्राश्च कोटिशो जाताः । न तेषु दशसङ्ख्यानियमः । सर्वेषामैकामत्यार्थमाह मातरः कृष्णजातानामिति । सर्वेषामेव भगवतत्पुत्राणां सर्वा एव भगवत्स्त्रियो मातरः । यथा जननी, तथैव सर्वा इति सापत्याभावो निरूपितः । चकारादष्टोत्तरशतम् ॥१८॥१९॥

रुक्मिकन्याविवाहः असम्बद्ध इति तत्र हेतुं पृच्छति कथमिति ।

શ્લોકાર્થ-૧૮:દિપ્તમાન અને તામ્રપત્ર વિગેરે રોહિણીના હરિથી થયેલા પુત્રો હતા. (૧૯)

ભાવાર્થ, સુબોધિનીજી : રોહિણી સોળહજાર એકસોમાંની મુખ્ય સ્ત્રી હતી. મંત્રશાસ્ત્રમાં ભદ્રાના ઠેકાણે પટરાણી તરીકે પ્રસિદ્ધ થયેલી હતી. તેનો પુત્ર દિપ્તીમાન બધાની સમાન હતો. તેથી અકાશી પુત્રો થયા. તે ભક્તિના પ્રકારો હોય તેમ ભગવાને તેમને પ્રગટ કરેલા એમ સૂચવેલું છે. તામ્રપત્ર વિગેરે રોહિણીના પુત્રો સાધારણ હતા.

પૌત્રોને જણાવતાં નીચેના શ્લોકથી એક પૌત્રનું વર્ણન કરીને તેના જેવા બીજા હતા એમ હવે કહે છે.(૧૮)

શ્લોકાર્થ-૧૮-૧૯ : હે રાજન! ભોજકટનગરમાં રૂકમીની પુત્રી રૂકમવતીથી તો પ્રદયુમ્નને અનિરૂદ્ધ નામનો ઘણો બલવાન પુત્ર થયો હતો. હે રાજા ! આમના પુત્રો અને પૌત્રો કરોડો થયા. શ્રીકૃષ્ણના પુત્રોની માતાઓ સોળ હજાર હતી. (૧૮-૧૯)

ભાવાર્થ, સુબોધિનીજી : રૂકમીની પુત્રી રૂકમવતી મામાની કન્યા થાય. પ્રદયુમ્ન કેટલાક સમય સુધી મામાને ઘેર રહેલો ત્યાં જ વિવાહ કરીને તેને પુત્ર ઉત્પન્ન કરેલો. તે શત્રુના ઘરમાં એકલો કેમ રહ્યો? એવી શંકામાં 'ઘણો બલવાન' વિશેષણ યોજેલું છે. જો તેમ ન હોય તો ના અર્થમાં યોજાયેલો છે. જો તેમ ન હોય

તો કામને લીધે ઉત્પન્ન થયેલો હતો તે નમાલો હોય. 'રૂક્મિની પુત્રીથી' શબ્દોથી એમ સૂચવેલ છે કે માયાવતીમાંથી ઉત્પન્ન થયેલો ન હતો. રૂકમવતી એ માયાવતીનું બીજું નામ હશે અથવા તેમાં માયાવતીનો આવેશ હશે તે 'તુ' શબ્દથી નિવારણ કરે છે.

હે રાજન ! એ સંબોધન સૂચવે છે કે પ્રદ્યુમ્ને રૂક્મિએ દ્વારકા મોકલેલ ન હતો કારણ કે તે પણ રાજા હતો. તેને જમાઈ અને પુત્રીને ત્યાંજ રાખેલા- ભોજકટ પોતાના નગરમાં (૧૮-૧૯)

રૂક્મિની કન્યા સાથેનો પ્રદ્યુમ્નનો વિવાહ મિત્રપણાના સંબંધ વિનાનો હોવાથી રાજા તેનું કારણ પૂછે છે.



**राजोवाच - कथं रुक्म्यरिपुत्राय प्रादाद्दुहितरं युधि।**
**कृष्णेन परिभूतस्तं हन्तुं रन्ध्रं प्रतीक्षते ।**
**एतदाख्याहि मे विद्वन्द्विषोर्वैवाहिकं मिथः ॥२०॥**

विवाहः स्नेहकृतः, पुत्रः पितुरिति अर्यपेक्षया अरिपुत्रो द्वेष्यो भवति, दुहिता चात्यन्तं प्रिया । द्वेषकारणमाह युधि कृष्णेन परिभूत इति । विस्मृतो द्वेष इति चेत् । तत्राह हन्तुं रन्ध्रं प्रतीक्षत इति । अद्यापि द्वेषव्यापारान्न निवृत्तः । रन्ध्रमिति साक्षाद्विरोधे असामर्थ्यं सूचितम् । प्रसिद्धसम्बन्धहेतोरभावात् हेत्वन्तरं पृच्छति एतदाख्याहीति । विद्वन्निति कथने ज्ञानं हेतुभूतं निर्दिशति । द्विषोः परस्परं द्वेषविषययोः मिथो वैवाहिकं विवाहसम्बन्धि व्यवहरणं कारणं वा ॥२०॥

नन्वेतत्पूर्वं न श्रुतम्, समाध्यमावादधुना न चिन्त्यति इति तज्ज्ञानं कथमिति चेत् , तत्राह अनागतमतीतं चेति।

*<u>શ્લોકાર્થ-૨૦:</u> રૂક્મિએ પોતાની પુત્રી શત્રુના પુત્રને કેમ આપી? શ્રીકૃષ્ણથી યુદ્ધમાં પરાજય પામેલો તે તેને હણવાં તેની ખામીની તપાસ કર્યા કરતો હતો. હે વિદ્વાન ! આ બે શત્રુઓનો પરસ્પર વિવાહ સંબંધી વ્યવહાર મને કહો.(૨૦)*

ભાવાર્થ, સુબોધિનીજી : વિવાહ સ્નેહને લીધે કરવામાં આવે છે. પુત્ર

પિતાનો ગણાય,માતાનો નહિ. તેથી શત્રુનો પુત્ર વધારે દ્વેષ કરવા યોગ્ય છે અને પુત્રી ઘણી વહાલી હોય છે. 'શ્રીકૃષ્ણથી યુદ્ધમાં પરાભવ પોમેલો' શબ્દોથી વેરનું કારણ કહેલ છે. 'ખામી' શબ્દથી ભગવાનનો વિરોધ કરવા તે શક્તિમાન ન હતો. તેનું કોઈ કારણ ન હોવાથી 'આ' મને કહો. હે *વિદ્વાન* ! એ સંબોધનથી તેનું કારણ શુકદેવજીને હોવાનું જણાવે છે. વિવાહ થવાનું કારણ કહો (૨૦)

આ મેં પહેલાં સાંભળેલ નથી. હમણાં સમાધિ નહિ હોવાથી હું તેનો વિચાર કરતો નથી તેથી તે જ્ઞાન મને ક્યાંથી હોય એમ શુક કહે તેથી હવે કહે છે.

**अनागतमतीतं च वर्तमानमतीन्द्रियम् ।**
**विप्रकृष्टं व्यवहितं सम्यक् पश्यन्ति योगिनः ॥२१॥**

**योगिनां देशकालव्यवधायकानि ज्ञाने न प्रतिबन्धकानि । यथा चक्षुः सन्निकर्षःप्रत्यासत्तिः प्रत्यक्षे, तथा सर्वत्र योगिनां योगजधर्मः प्रत्यासत्तिः । कालो हि वस्तूनि नयति, यथा नदी जलम् । यद्यपि जलमभिज्ञानद्रव्यसहितं क्वचिद्देशे स्थितं तस्मिन् समये तद्देशस्थितः पश्यति, तथापि प्रदेशान्तरे गतं न पश्यति तद्देशस्थितः । सहगतो वा तदपि पश्यति । यथा वा मनुष्यैर्द्रष्टुमयोग्यमपि देवाः पश्यन्ति, यथा सर्वैराच्छन्नं कालज्ञाः पश्यन्ति, एवं सर्वसामर्थ्ययुक्तो योग एव सर्वसमर्थः । वर्तमानस्य विशेषणमतीन्द्रियमिति । अतीतं यन्नानुभूतम् । अनागतं यत् ज्ञापकरहितम् । चकाराद्धर्मान्तरमापन्नम् । विप्रकृष्टं देशव्यवहितम् । निकटस्थमपि व्यवहितं भित्त्यादिना । सर्वमेव योगिनः सम्यक् पश्यन्ति । ध्यानेन ज्ञानं ज्ञानिनाम् । योगिनां तु भगवत इव योगजधर्मे प्रकटे सर्वज्ञत्वमिति ॥२१॥**

तत्र प्रद्युम्नविवाहे हेतुद्वयमाह यद्यप्युनस्मरन्निति द्वाभ्याम् ।

<u>શ્લોકાર્થ-૨૧ :</u> ભવિષ્યમાં થનારૂં અને થઇ ગયેલું, ઇંદ્રિયોથી જાણી ન શકાય તેવું જે છે તે દૂરનું અને અડચણવાળું મુનીઓ સારી રીતે જુએ છે. (૨૧)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> દેશ અને કાલની અડચણો યોગીઓને જ્ઞાન પ્રાપ્ત થવામાં નડતરરૂપ થતી નથી. જેમ પ્રત્યક્ષ જ્ઞાન થવામાં ચક્ષુથી ગાઢ સંબંધ

કરાવનાર છે તેમ યોગીઓનો યોગથી પ્રાપ્ત થયેલ ગુણ સર્વ વિષયોનું જ્ઞાન થવામાં ગાઢ સંબંધ છે કારણ કે જેમ નદી જલ લઈ જાય છે તેમ કાલ વસ્તુઓને ઢસડી જાય છે. જોકે ઓળખવામાં જે તે પુરૂષ તે પ્રદેશમાં રહેલું જલ તે સમયે જુએ છે છતાં પણ તે પ્રદેશમાં રહેલા બીજા પ્રદેશમાં ગયેલા તે જલને જોતો નથી. પરંતુ તે બીજા પ્રદેશમાં ગયેલો તે જલને જુએ છે. અથવા જેમ મનુષ્યથી ન જોઈ શકાય તેવા પદાર્થોને દેવો જુએ છે. જેમ સર્વથી છુપા પદાર્થને જોશીઓ જુએ છે. એવી રીતે સર્વ શક્તિમાન યોગ સર્વ જાણવાને શક્તિવાળો છે. 'ઇંદ્રિયોથી ન જાણી શકાય તેવું' 'અ' વર્તમાન વિશેષણ છે. 'થઈ ગયેલું ' જેનો અનુભવ થયેલ ન હતો તેવું થઈ ગયેલું. 'ભવિષ્યમાં થનારૂં' જેને જાણાવનાર કોઈ નથી તેવું 'ચ અને'શબ્દથી ફરી ગયેલ ગુણવાળું જાણાવેલ છે. 'દૂરનું' એટલે જેની અને આપણી વચ્ચે ઘણી જગ્યાએ છે તેવું. સમીપ રહેલું પણ ભીંત વિગેરેથી અટકાણવાળું બધુએ યોગીઓ સારી રીતે જુએ છે. જ્ઞાનીઓને ધ્યાનથી જ્ઞાન થાય છે. યોગીઓને તો યોગથી પ્રાપ્ત થયેલ ગુણ પ્રગટ ત્યારે ભગવાનની પેઠે સર્વજ્ઞપણું પ્રાપ્ત થાય છે એવો અર્થ છે.(૨૧)

'બેનનું પ્રિય કરતાં' એવું એક અને સ્વયંવરમાં કન્યાઓ જ પસંદ કર્યો એવું બીજું એમ પ્રદ્યુમ્નના વિવાહમાં બે કારણો બે શ્લોકથી કહે છે.

**यद्यप्यनुस्मरन्वैरं रुक्मी कृष्णावमानितः।**
**व्यतरद्भागिनेयाय सुतां कुर्वन्स्वसुः प्रियम् ॥२२॥**

'स्वसुः प्रियं कुर्वन्' इत्येकम्, 'स्वयंवरे कन्ययैव वृत' इत्यपरम् । तत्र प्रथमसुपपादयति । कृष्णावमानितः वैरमनुस्मरन् यद्यपि वर्तते, तथापि स्वसुः प्रियं कुर्वन् भागिनेयाय भगिनीपुत्राय मातृपक्षपातिने सुतामदात् । अनुरोध्या स्वसा, सा पूर्वमपकृता तदभिप्रायमज्ञात्वा पश्चात् ज्ञात्वा कथं प्रसन्ना भवतीति विचार्य, प्राणश्च तया रक्षित इति, स्वकन्यां तत्पुत्राय प्रायच्छत् । प्रियं प्रियाय चेद्दीयते, तदा प्रसन्नः सर्वोऽपि भवतीति॥२२॥

द्वितीयमाह वृतः स्वयंवरे साक्षादिति।

*શ્લોકાર્થ-૨૨ : જોકે શ્રીકૃષ્ણે અપમાન પમાડેલો રૂકિમ વેરનું સ્મરણ કર્યા કરતો છતાં બંનેનું પ્રિય કરતાં તને પુત્રી ભાણેજને આપી.(૨૨)*

ભાવાર્થ, સુબોધિનીજી: તે પૈકી પહેલું કારણ આ શ્લોકમાં કહે છે. શ્રીકૃષ્ણે અપમાન પમાડેલો રૂકિમ વેરનું સ્મરણ કર્યા કરતો હતો છતાં પણબેનનું પ્રિય કરતાં માતાનો પક્ષ લેનાર ભાણેજને તેને પુત્રી આપી. બંનેને સંતોષ જોઈએ. પહેલાં તેનો અભિપ્રાય જાણ્યા સિવાય તેના ઉપર ઉપકાર કર્યો. પછી તેનો અભિપ્રાય જાણીને કેમ પ્રસન્ન થાય? એમ વિચારીને તેને પોતાના પ્રાણોનું રક્ષણ કરેલું તેથી રૂકમીએ પોતાની પુત્રીને આપી કારણ કે તેનાથી બધાએ પ્રસન્ન થાય છે.(૨૨)

નીચેના શ્લોકમાં તેને કન્યા આપવાનું બીજુ કારણ કહે છે.

श्रीशुक उवाच - **वृतः स्वयंवरे साक्षादनङ्गोऽयुतस्तया ।**
**राज्ञः समेतान्निर्जित्य जहारैकरथो युधि ॥२३॥**

यद्वशादन्येऽपि व्रियन्ते, स एक साक्षात् पूर्वमनङ्ग । अतः कयाप्यवृतः इदानीमङ्गयुतो जात इति तयाभिज्ञया वृतः । स्वयंवरे वृतो न प्रत्याख्यायत इति स महाभिमानी कन्यायाः स्वयंवरं कृतवान्, पश्चाद्विधानपूर्वकमपि सन्तोषेण दत्तवानिति व्यतरदित्युक्तम् । तस्य रूपमेव महत्, न पौरुषं भविष्यतीत्याशङ्क्याह राज्ञः समेतान्निर्जित्य जहारेति । युधि सावधानान्, तत्रापि मिलितान् सर्वान् नितरां जित्वा । एकरथ इत्यसहायः, हृत्वा मातुलगृहमेव गत इति पूर्वश्लोकानुरोधादवसीयते । एकरथत्वादिधर्मैः प्रतीत्या पितुरधिकत्वमुक्तम् ॥२३॥

एवं धर्मप्रस्तावे पुत्रस्योत्पत्तिं विवाहं चोक्त्वा कन्यादानमपि भगवत्कृतमाह रुक्मिण्यास्तनयामिति ।

શ્લોકાર્થ-૨૩ : તેને સ્વયંવરમાં અંગવાળા સાક્ષાત અનંગનું વરણ કર્યું. એક રથવાળા તેણે ભેગા થયેલા રાજાઓને યુદ્ધમાં જીતી તેનું હરણ કર્યું.(૨૩)

ભાવાર્થ, સુબોધિનીજી: જેને લીધે બીજા પુરૂષોનું પણ કન્યાઓ વરણ કરે

છે. તે પોતે પહેલાં અંગ વગરનો અનંગ હતો. તેથી કોઈ કન્યા તેને વરેલી નહિ. હમણાં તે અંગવાળો થયો તેથી રૂકમવતી તેને ઓળખીને વરી. સ્વયંવરમાં પ્રસન્ન કરાયેલાને કન્યા આપવાની ના પડાતી નથી. તેથી રૂક્મિીએ સ્વયંવર કર્યો. પછી સંતોષથી ધાર્મિક વિધિ કરી કન્યા આપી. તે 'આપી' શબ્દથી કહેલું છે. તે પ્રદ્યુમ્નનું સૌંદય ઘણું હતું. પુરૂષાતન ઘણું નહિ હોય એવી શંકા થાય તેથી ઉત્તરાર્ધ યોજેલો છે. યુદ્ધમાં બધાને જીતીને, એક રથવાળા એટલે કોઈની સહાય વિના તેને કન્યાનું હરણ કર્યું તે હરણ કરીને મામાને ઘેર જ ગયો. એક રથવાળા હોઈ ગુણોથી કિર્તિ વડે પિતાથી અધિક કહેલું છે. એ પ્રમાણે પુત્રની ઉત્પત્તિ અન વિવાહ કહીને નીચેના શ્લોકમાં ભગવાને કહેલ કન્યાદાનની કથા કહે છે.(૨૩)



**रूक्मण्यास्तनयां राजन्कृतवर्मसुतो वली।**
**उपयेमे विशालाक्षीं कन्यां चारुमतीं किल॥२४॥**

कृतवर्मा यादवः, वलीति नाम । विशालाक्षीमिति सौन्दर्यम्। चारुमतीमिति नाम । कन्यामाहूय दत्ताम् । रुक्मिण्यास्तनयामित्यनेन अन्यासामपि कन्या उक्ताः सन्तीति तथा तासां विवाहोऽपि ज्ञातव्यः । विशालाक्षीमिति सौन्दर्यं तस्या विवाहे प्रयोजकमुक्तम्, नतु महतः कन्यात्वम् । चारुमतीमिति नाम्ना अन्या अपि कन्याः सन्तीति सूचितम् । तेन रुक्मिण्याः पञ्च कन्याः पञ्चचकौरुक्ता अध्यवसेयाः, अन्यासामपि यथाचकारं कन्यका ज्ञेयाः । किलेति प्रसिद्धे । न तु व्यासादिभिरेतदुपदिष्टमिति । महत्त्वाख्यापकत्वात् केवलं लौकिकत्वात्॥२४॥

ततोऽनिरुद्धस्तत्रैव भोजकटे जातः । तस्यापि विवाहं तत्रैवाह दौहित्रायानिरुद्धायेति।

<u>શ્લોકાર્થ-૨૪ :</u> *હે રાજન! લોકો કહે છે તેમ રૂક્મિની પુત્રી વિશાલ ચક્ષુવાળી કન્યા ચારૂમતીને કૃતવર્માનો પુત્ર બલી પરણ્યો. (૨૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કૃતવર્મા યાદવ હતો. 'બલિ' એ નામ છે. 'વિશાલ

ચક્ષુવાળી' વિશેષણથી સૌંદર્ય જણાવેલું છે. બલીને બોલાવી કન્યા આપી. 'રૂક્મિની પુત્રી આ શબ્દોથી બીજી સ્ત્રીઓ પુત્રીઓ પણ જણાવેલ છે. 'વિશાલ ચક્ષુવાળી' શબ્દથી એમ કહેલ છે કે તેનો વિવાહ થવાનું કારણ સૌંદર્ય હતું. 'ચારૂમતિ' એ નામથી સૂચવે છે. રૂક્મિને બીજી પણ પુત્રીઓ હતી. 'ચ' શબ્દોથી તેને પાંચ કન્યાઓ હતી. લોક કહે છે તે મુજબ આ લૌકિક હોઇ વ્યાસે કહેલું નથી.(૨૪)

**दौहित्रायानिरुद्धाय पौत्रीं रुक्म्यददाद्धरेः ।**
**रोचनां बद्धवैरोऽपि स्वसुः प्रियचिकीर्षया ।**
**जानन्नधर्मं तद्यौनं स्नेहपाशानुबन्धनः ॥२५॥**

स्वकुलस्थां कन्यामन्यो विवाहं मा करोत्विति । तस्या नाम रोचनेति । साप्यनिरुद्धस्य मातुलकन्या । तावता द्वेषः शान्तो भविष्यतीत्याशङ्क्याह बद्धवैरोऽपीति । स्वसुः प्रियचिकीर्षयेति पूर्ववद्धेतुः यावज्जीवं यदेव किञ्चिदुत्कृष्टम्, तदेव भगिनीप्रीत्यर्थं दत्तवानित्यध्यवसीयते । अन्यथा पुनःपुनः तद्धेतुत्वेन नोच्येत । ननु तस्मै देयं दत्तवान्, कथमेतावता स्वसा प्रीता भवतीति चेत् । तत्राह स्वसुः प्रियचिकीर्षयाजानन्नधर्मं तद्यौनमिति । स्त्रीसम्बन्धः अधर्मो भवति । 'माता पितामही यस्य तथैव प्रपितामही । तिस्त्र एककुले जाताः सोऽभिशस्तो निगद्यत' इति तस्यामुत्पन्नस्याभिशस्तिदोषात् तद्यौनमधर्मरूपं भवति । अधर्ममप्यङ्गीकृत्य स्वसुः प्रियार्थे दत्तवान् । ननु निषिद्धाचरणे कथं प्रियम्, न वा तत्प्रियं प्रियं भवतीत्याशङ्क्याह स्नेहपाशवशं गत इति । स्नेहे सर्वमेव समीचीनं भासते । उभयोः परमस्नेहात् तद्गतो दोषो न भासते । अतो जानन्नपि एवं कृते प्रियं भवतीत्युभयोर्लौकिकबुद्ध्या तथा कृतवानित्यर्थः ॥२५॥

अयं विवाहः लौकिकवदिति दत्तायां कन्यायां वरयात्रिकाः भगवदादयः सर्व एव समागता इत्याह तस्मिन्नभ्युदय इति ।

<u>શ્લોકાર્થ-૨૫ :</u> હરિની સાથે વેર રાખેલ હોવા છતાં તે વિવાહના સંબંધને ધર્મ વિરૂદ્ધ જાણતો હોવા છતાં સ્નેહના બંધનને વશ થયેલા રૂક્મિએ બેનનું

પ્રિય કરવાની ઈચ્છા હોવાથી દીકરીના દીકરા અનિરૂદ્ધને દીકરીની દીકરી રોચના આપી.(૨૫)

ભાવાર્થ, સુબોધિનીજી : પોતાના કુલમાં કન્યા સાથે બીજો વિવાહ ન કરે એવા અભિપ્રાયથી રૂકમીએ અનિરૂદ્ધને રોચના આપી 'રોચના' એ કન્યાનું નામ છે. તે અનિરૂદ્ધના મામાની કન્યા હતી. રોચના આપવાથી વેર શાંત થશે એવી શંકા થાય તેથી 'વૈર રાખેલ હોવા છતાં' શબ્દો યોજેલ છે. 'બંનેનું પ્રિય કરવાની ઈચ્છાથી' એ કારણ કહેલું છે. જીંદગી સુધી કંઇ ઉત્તમ હતું તે બંનેને પ્રિતિને લીધે આપ્યું. જો તેમ ન હોત તો વારંવાર તે બેનનું પ્રિય કરવાની ઈચ્છાથી કારણ તરીકે નહિ. કોઈને આપવાનું હતું તે તેણે અનિરૂદ્ધને આપ્યું. આટલાથી બેન પ્રસન્ન કેમ થાય? એવી શંકા થાય તેથી બેનનું પ્રિય કરવાની ઈચ્છાથી તે વિવાહના સંબંધને 'ધર્મ વિરૂદ્ધ જાણતો હોવા છતાં' શબ્દો યોજેલ છે. આ સ્રીનો સંબંધ ધર્મવિરૂદ્ધ છે. જેની મા, દાદા તથા દાદીની મા એ ત્રાણેવ એક જ કુલમાં ઉત્પન્ન થયેલી હોય તે શ્રાપિત કહેવાય છે. એ વાક્ય પ્રમાણે રોચનાનો ઉત્પન્ન થયેલ પુત્ર શ્રાપિતપણાના દોષવાળો હોવાથી તે વિવાહનો સંબંધ ધર્મ વિરૂદ્ધ છે. તેમ છતાં પણ બેનનું પ્રિય કરવા રોચના આપી. શાસ્રમાં મના કરેલ આચરણથી પ્રિય કેમ થાય? તે વસ્તુત ! પ્રિય હોતું નથી. એવી શંકા થાય તેથી સ્નેહના બંધનને વશ થયેલા વિશેષણ યોજેલું છે સ્નેહ હોય ત્યારે બધું યોગ્ય જ જણાય છે. રૂકિમ અને રૂકિમણીમાં ઘણો સ્નેહ હોવાથી તેમાં રહેલ દોષ તેમને જણાયો નહિ. તેથી ધર્મ વિરૂદ્ધ જાણવા છતાં 'આમ કરવાથી પ્રિય થશે' એવી લૌકિક બુદ્ધિને લીધે તેને તેમ કર્યું એવો અર્થ છે. (૨૫)

આ વિવાહ લૌકિક જેવો હોવાથી કન્યા આપી ત્યારે ભગવાન વિગેરે બધા જાનૈયા ભોજકટ આવ્યા તે હવે કહે છે.

**तस्मिन्नभ्युदये राजन्रुक्मिणी रामकेशवौ ।**
**पुरं भोजकटं जग्मुः साम्बप्रद्युम्नकादयः ॥२६॥**

विवाहोत्सवे रुक्मिणी मुख्या । निमित्तत्वात् । ततो लौकिकमिति ज्येष्ठानुक्रमेण रामकृष्णौ पुरत्वमापन्नं भोजकटस्थानं प्रतिज्ञास्थानं जग्मुः ।

रामकेशवाविति ययोर्गमनमस्मभावितं तौ निरूप्य, साम्बप्रद्युम्नादयः वरयात्रिका निरूप्यन्ते । सुन्दरः साम्ब इति प्रद्युम्नादपि प्रथमं निर्दिष्टः, कप्रत्ययोऽनादरे, निषिद्धत्वात् ॥२६॥

निषिद्धाचरणस्य फलमाह तस्मिन्निवृत्त उद्वाह इति।

<u>શ્લોકાર્થ-૨૬ :</u> *હે રાજન! તે ઉત્સવ પર રૂક્મિણી, બલભદ્ર અને કેશવ, સાંબ, પ્રદ્યુમ્ન બધા ભોજકટ નગર ગયા. (૨૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> વિવાહના ઉત્સવમાં રૂક્મિણી વિવાહ થવાનું કારણ તે મુખ્ય હતી. પણ વિવાહ લૌકિક હોવાથી બલભદ્ર શ્રીકૃષ્ણ વિગેરે ભોજકટ નગર ગયા. સાંબ અને પ્રદ્યુમ્નથી પણ પહેલાં કહેલો છે. साम्बप्रद्युम्नादयः પ્રત્યય તિરસ્કાર દર્શાવવા યોજેલ છે.(૨૬)

નીચેના શ્લોકથી આરંભી મના કરેલ આચરણનું ફલ કહે છે.

**तस्मिन्निवृत्त उद्वाहे कालिङ्गप्रमुखा नृपा।**
**दृप्तास्ते रुक्मिणं प्रोचुर्बलमक्षैर्विनिर्जय ॥२७॥**

कन्यादानानन्तरं वरयात्रायामपि सिद्धायां कलिङ्गदेशाधिपतिः देशतास्नैव प्रसिद्धः । स्वतः स्नेहेन तूष्णींभूतमपि रुक्मिणं प्रोचुः । यतो दृप्ताः । नापि तस्य तथा करणे किञ्चित्प्रयोजनमस्ति ॥२७॥

नन्वक्षजयः कथमेकान्ततो ममैव भविष्यतीत्याशङ्कायामाह अनक्षज्ञ इति।

<u>શ્લોકાર્થ-૨૭ :</u> *તે વિવાહ પુરો ત્યારે મદવાળા કલિંગના રાજઓએ રૂક્મિને કહ્યું કે તું બલભદ્ર ઉપર પાસાથી જુગારમાં વિજય મેળવ.(૨૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કન્યાદાન પછી કન્યા વરાવવાનું પણ પુરી થઇ ત્યારે કલિંગ દેશનો રાજા વિગેરેએ સ્નેહને લીધે પોતે શાંત રહેલા પણ રૂક્મિને કહ્યું કારણ કે તે રાજાઓ મદવાળા હતા. રૂક્મિને તેમ કરવાનું પ્રયોજન પણ ન હતું. (૨૭)

પાસામાં મારી જીત સદાએ કેમ થશે? એવી શંકા થાય તેથી નીચેનો શ્લોક

કહે છે.

**अनक्षज्ञो ह्ययं राजन्नपि तव्द्यसनं महत् ।**
**इत्युक्तो बलमाहूय तेनाक्षै रुक्म्यदीव्यत ॥२८॥**
**शतं सहस्त्रमयुतं रामस्तत्रादधे पणम् ।**
**तं तु रुक्म्यजयत्तत्र कालिङ्गः प्राहसद्बलम् ।**
**दन्तान्संदर्शयन्नुच्चैर्नामृष्यत्तद्धलायुधः ॥२९॥**

ये हि वैदिककर्मपरा धर्मपरा वा ते ह्यक्षज्ञा भवन्ति । बलस्यानुभयरूपत्वात् युक्तमेवाक्षाज्ञानमिति हिशब्दः । राजन्निति सम्बोधनात्त्वमक्षज्ञ इति । अपि तव्द्यसनं महदिति अज्ञो न क्रीडिष्यतीति शङ्कां वारयति । अत आदौ प्रवृत्तः पश्चान्न निवर्तिष्यत इति पराजितो भविष्यति । एवमुपपत्त्या प्रबोधितः तथा कृतवानित्याह इत्युक्त इति । बलः पूर्वं ज्ञानोपदेशात् सान्त्वनात् हित इति बलमेवाहूय, भगवतः सकाशात् पृथक्कृत्य, रुक्मी दुर्बुद्धिरदीव्यत, तत्राक्षान्गृहीत्वा रुक्मी प्राह 'पणः क्रियता'मिति । भिन्न सङ्ख्या चतुर्दिक्ष्वक्षेषु लिख्यते । तत्र कस्यचित् समसङ्ख्या, कस्यचिद्विषमसाङ्ख्येति पूर्वमेव प्रतिज्ञाय, क्रीडार्थं प्रवृत्तौ । ततोऽक्षहस्तेन रुक्मिणा आज्ञप्तः शत सहस्त्रमयुतं उत्तरोत्तरं दशगुणं रामस्तत्र पणमादधे । तं तु पणं स्वानुकूलतया अक्षान् पातयित्वा रुक्मी अजयत् । तत्रानक्षज्ञता कालिङ्गेन प्रथमतो निरूपितेति बलं प्राहसत् । तदपि हसनं प्रकटमित्याह दन्तान्संदर्शयन्नुच्चैरिति । तन्मनसि कापट्येन हसतीति हलायुधो वामृष्यत् । ननु नीतिज्ञेनावश्यं हास्यं सोढव्यम्, तत्राह हलायुध इति ॥२८॥२९॥

<u>શ્લોકાર્થ-૨૮ :</u> હે રાજન ! આ પાસા ન જાણનાર છે છતાં તેમને તે ભારે વ્યસન છે. એટલે રૂકિમીએ બલભદ્રને બોલાવી તેમની સાથે પાસાથી જુગાર રમવા માંડયું. (૨૮)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કારણ કે જેઓ વૈદિક કર્મોમાં અથવા ધર્મમાં

આસક્તિવાળા હોય છે. તેઓ પાસા જાણનારા હોય છે. બલભદ્ર તે પૈકી એકે પ્રકારના નહિ હોવાથી તેમને પાસાનું જ્ઞાન ન હોય તે યોગ્ય જ છે. હે રાજન ! એ સંબોધનથી એમ કહ્યું છે કે તું પાસા જાણનારો છે. છતાં 'તેમને તે ભારે વ્યસન છે' શબ્દોથી પાસા નહિ જાણનાર બલભદ્ર રમશે નહિ એ શંકા દૂર કરેલી છે. તે રમવાનું શરૂ કરશે એટલે રમતાં અટકશે નહિ એટલે હારી જશે. એ પ્રમાણે તર્કથી સમજાવેલા રૂકિમએ તે પ્રમાણે કર્યું. બલભદ્રે પહેલાં રૂકિમને જ્ઞાનનો ઉપદેશ કહેલો અને તેને દિલાસો આપેલો તેથી તે હિતકારી છે એમ માનીબલભદ્રને બોલાવી, ભગવાનથી છુટા પાડી જુગાર રમવા માંડયું. (૨૮)

શ્લોકાર્થ-૨૯ : તેમાં બલભદ્રે એક સો, એક હજાર અને દશ હજાર હોડમાં મૂક્યા. તે તો રૂકિમ જીત્યો. ત્યાં કલિંગે દાંત દેખાડતાં. મોટા અવાજે બલભદ્રની મશ્કરી કરી તે હલાયુધે સહન કરી નહિ.(૨૯)

ભાવાર્થ, સુબોધિનીજી : ત્યાં પાસા ઝાલીને રૂકમીએ 'હોડ કરો' એમ કહ્યું. પાસાઓ ઉપર ચાર બાજુઓએ જુદી જુદી સંખ્યાના મીડાં કરેલ હોય છે. તે પૈકી કોઈની બેકી સંખ્યા કોઈની એકી સખ્યા એવી પહેલેથી જ પ્રતિજ્ઞા કરીને રમત કરવા શરૂઆત થતાં, પછી હાથમાં પાસા પકડેલ. રૂકિમએ હોડ કરવા કહેતાં બલભદ્રે એકશો, એક હજાર અને દશ હજાર એમ હોડમાં મૂકયાં. તે રૂકિમ જીતી ગયો. તે સંબંધમાં બલભદ્રનું પાસાનું અજાણપણું કલીંગે પ્રથમ કહેલું હોવાથી તેને બલભદ્રની મશ્કરી કરી. 'દાંત દેખાડતાં મોટા અવાજે' શબ્દોથી કહેલું છે. કલિંગ મનમાં કપટ રાખીને હસે છે એમ વિચારી હલાયુધે તે સહન કરી નહિ.

નિતિ જાણનારાએ અવશ્ય આવી મશ્કરી સહન કરવી જોઈએ એવો વિચાર થાય તેથી 'હલાયુધ' શબ્દ યોજેલ છે. (૨૯)

**ततो लक्षं रुक्म्यगृह्णाद् ग्लहं तत्राजयद्बलः ।**
**जितवानहमित्याह रुक्मी कैतवमाश्रितः ॥३०॥**

ततो वारत्रयानन्तरं जये वा पराजये वा विपर्यस्य अन्यः पातयेदित्यक्षशास्त्रात् कपटादिशङ्कानिवृत्त्यर्थं बलः स्वयमक्षान् गृहीत्वा अपातयत् । ततः अयुताद्दशगुणं

रुक्मी लक्षं ग्लहं पणात्मकं द्रव्यं प्रतिज्ञातवान् । तत्र तस्यां क्रीडायां बलः अजयत् । एकान्ते क्रीडतीति न स्वकीयाः साम्बादयः साक्षिणः, परं तदीया एव सर्वे । अत एकवारमेव भूयान् पराजयो जात इति, द्यूते मृषा भाषणं न विगीतमिति, जितवानहमित्याह रुक्मी । तानक्षान् विपरीततया धृत्वा प्रदर्श्य कैतवमाश्रितः कपटेनैव जेष्यामीति निश्चित्य मृषोक्तवान् ॥३०॥

*શ્લોકાર્થ-30 : પછી રૂકિમીએ એક લાખની હોડ લીધી તેમાં બલભદ્ર જીત્યા. કપટનો આશ્રય કરેલ રૂકિમીએ કહ્યું હું જીત્યો.(30)*

ભાવાર્થ, સુબોધિનીજી : પછી ત્રણવાર પછી જય અથવા પરાજય થતાં પાસા પાડનારને ફેરવીને બીજાએ નાખવા જોઈએ એવો જુગાર શાસ્ત્રનો નિયમ હોવાથી કપટ શંકા ન રહે તે માટે બલભદ્રે પોતે પાસા લઈને નાખ્યા. પછી એક લાખ હોડમાં મૂકવાના રૂકમીએ પ્રતિજ્ઞા કરી તે સમયે રમતમાં બલભદ્ર જીત્યા. બલભદ્ર એકાંતમાં રમતા હતા તેથી તેમના તરફ સાંબ વિગેરે સાક્ષીઓ ન હતા. બધા રૂકમીના જ સંબંધીઓ હતો. તેથી રૂકમીની ભારે હાર થવાથી રૂકમીએ હું જીત્યો એમ કહ્યું. તે પાસાને ઉલટા પકડી દેખાડીને કપટનો આશ્રય કરીને કપટથી હું જીતીશ એવો નિશ્ચય કરીને તે જુઠું બોલ્યો.(30)

**मन्युना क्षुभितः श्रीमान्समुद्र इव पर्वणि ।**
**जात्यारुणाक्षोऽतिरुषा न्यर्बुदं ग्लहमादधे ॥३१॥**

तदा मन्युना क्षुभितस्तदसहमानः । देयाभावादसहनं भविष्यतीत्याशङ्क्य निराकरोति श्रीमानिति । पूर्णधनः । निवार्यमाणोऽपि सहज एव तादृश इति । तस्मिन् काले तथैव युक्तमिति दृष्टान्माह । समुद्रः पौर्णमास्यामिवेति । स हि पूर्णं चन्द्रमभिमुखो गच्छति, तथायमपि भच्छिष्य एव मत्तोऽप्युत्कर्षं वाञ्छति, अनृतं च वदतीति चन्द्रमिव जिघृक्षुर्जातः । जात्यास्वभावेन च अरुणाक्षः, अक्रुद्धोऽपि क्रुद्ध इव प्रतीयते, क्रोधे तु का वार्त्तेत्यर्थः । अतिरुषा सुतरामरुणाक्षो जातः । अतो मनसि मारणीयोऽयमिति भावो निरूपितः । ततो वारत्रयं क्रीडितव्यमिति पुनरक्षान् बलो गृहीतवान् । तदा रुक्मी न्युर्बुदं ग्लहमादधे,

प्रतिज्ञातवान् दशकोटिमितम् । वारत्रयेण यावद्दशगुणं तावत्सकृदेवादधे, यथैकानृतेनैव सर्वमनृतं भवति ॥३१॥

पूर्ववत् तं चापि रामो जितवान्, अभिज्ञतया न, किन्तु दैवगत्येत्याह धर्मेणेति ।

<u>શ્લોકાર્થ-૩૧ :</u> *જેમ પુનમને દિવસે સમુદ્ર ખળભળે તેમ ક્રોધથી ખળભળેલા શ્રીમાન સ્વભાવથી લાલ નયનવાળા ઘણા ક્રોધને લીધે થયા. રૂકમીએ દશ કરોડ હોડમાં મૂકયા. (૩૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પછી તે સહન ન કરતાં બલભદ્ર ક્રોધથી ખળભળી ઉઠયા. આપવાનું હોડનું દ્રવ્ય નહિ હોય તેથી સહન નહિ કરેલ હોય એવી શંકા થાય તે માટે 'શ્રીમાન' વિશેષણથી નિરાશ કરેલો છે. શ્રીમાન એટલે પુષ્કળ ધનવાળા. બલભદ્ર સ્વભાવથી ક્રોધવાળા હતા એવું ન હતું પરંતુ સમયને યોગ્ય હતું. તેથી દૃષ્ટાંત આપ્યું. 'જેમ પૂનમને દિવસે સમુદ્ર ખળભળે' શબ્દોથી કહેલું છે. કારણ કે સમુદ્ર પૂર્ણ ચંદ્રની સામે જાય છે. તેમ આ બલભદ્ર મારો શિષ્ય જ જુઠુ બોલે છે એમ વિચારી રૂકમીને પકડવાની ઈચ્છા કરી. ક્રોધથી લાલ નયનવાળા થયા. તેથી 'આ હણવા યોગ્ય છે' એવો વિચાર તેમના મનમાં થયો.

પછી ત્રાણવાર રમવું જોઈએ. તેથી બલભદ્રે ફરીથી પાસા લીધા તે વખતે રૂકમીએ દશ કરોડ હોડમાં મૂકયા. જેમ એક અસત્ય બોલવાથી બધું અસત્ય બોલવાનું કાર્ય થાય. એટલે ત્રાણવારનું દ્રવ્ય એકવાર હોડમાં મૂકયું.

જાણકાર હોવાથી નહિ પરંતુ દૈવની ગતિને લીધે તે પાણ બલભદ્ર જીત્યા. તે નીચેના શ્લોકથી કહે છે. (૩૧)

**तं चापि जितवान्रामो धर्मेण च्छलमाश्रितः ।**
**रुक्मी जितं मयात्रेमे वदन्तु प्राश्निका इति ॥३२॥**

तदा महतीं विनष्टिं दृष्ट्वा, छलमाश्रितः कापट्यमेव कर्तव्यमिति निश्चित्य, रुक्मी आह । चकारेण आहेति पूर्वक्रिया आकृष्यते । मया जितमत्रेमे प्राश्निका ध्रुवन्त्वित्याह । प्राश्निकानामपि स्वानुगुण्यवचने बलस्य स्वज्ञानमेव भ्रान्तमिति

प्रतीतिः स्यात् , तदर्थं प्राश्निकानां सभासदाम् । येषामग्रे प्रश्नः सम्भवति सन्दिग्धे, ते प्राश्निकाः । तत्र देशादिदेवाः साक्षिण इति, कालिङ्गादिषु ते अनिविष्टाः, दुष्टत्वात्तेषाम् ॥३२॥

तत्रत्यानां वचनात् पूर्वमेव आकाशवाणी सर्वदेवतामयी सन्देहनिवृत्त्यर्थमाह बलेनैव जितो ग्लह इति ।

श्लोकार्थ-३२ : *અને તે પણ ધર્મ પ્રમાણે બલભદ્ર જીત્યા. કપટનો આશ્રય કરેલા રૂકમીએ કહ્યું કે હું જીત્યો. આ વિષયમાં મધ્યસ્થો નિર્ણય આપે. (૩૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : તે સમયે ભારે ખોટ જોઇ, કપટનો આશ્રય કરીને રૂકમીએ કહ્યું કે હું જીત્યો. આ વિષયમાં મધ્યસ્થો નિર્ણય આપો. કારણ કે મધ્યસ્થો પણ પોતાના લાભનું વચન કહે તો બલભદ્રને થયેલું જ્ઞાન જ્ઞાન ભુલભરેલું લાગે. તે માટે મધ્યસ્થો સભાસદોને મત પૂછયો. સંદેહ હોય ત્યારે જેમની સમીપ પ્રશ્ન કહેવાનું સંભવે તે મધ્યસ્થો. (૩૨)

**तदाब्रवीन्नभोवाणी बलेनैव जितो ग्लहः ।**
**धर्मतो वचनेनैव रुक्मी वदति वै मृषा ॥३३॥**

यद्यप्यक्षक्रीडां न जानाति, तथापि धर्मतः जितवान् । वचनेनैव केवलेन धर्मरहितेन रुक्मी वदति । वै निश्चयेन । नात्र सन्देह : कर्तव्य : लौकिकत्वमपि तद्वाक्यस्य निवारयति मृषेति । लौकिकाः अप्येतादृशे न मृषा वदन्ति ॥३३॥

श्लोकार्थ-३३ : *તે સમયે આકાશવાણીએ કહ્યું કે 'ધર્મ પ્રમાણે બલભદ્ર જ હોડ જીત્યા છે. રૂકમી વચનથી જુઠુ બોલે છે. (૩૩)*

ભાવાર્થ, સુબોધિનીજી : ત્યાં દેવો સાક્ષીઓ હતા. કાલિંગ વિગેરે દુષ્ટો હોવાથી તેઓએ તેનામાં આવેશ કરેલ ન હતો. ત્યાં રહેલા સભાસદ મધ્યસ્થો બોલે તે પહેલાંજ દેવતારૂપી આકાશવાણીએ સંદેહ દૂર કરવા કહ્યું. બલભદ્ર જ હોડ જીત્યા છે. તે પાસાની રમત જાણતા ન હતા છતાં પણ ધર્મ પ્રમાણે જીત્યા છે. રૂકમી માત્ર વચનથી જુઠું બોલે છે. 'वै' એટલે નિશ્ચિયપૂર્વક આ વિષયમાં સંદેહ કરવો નહિ. 'मृषा' શબ્દથી તેનું વચન જુઠું છે. લૌકિક પૂરૂષો પણ આવા

વિષયમાં જુઠું બોલતા નથી.(૩૩)

**तामनादृत्य वैदर्भो दुष्टराजन्यचोदितः ।**
**संकर्षणं परिहसन्बभाषे कालचोदितः ॥३४॥**

ततः को वायं कृत्रिमः शब्दः प्रमाणम्, साक्षात् प्राश्निकेषु विद्यमानेष्विति तामनादृत्य दुष्टराजन्यै : तथैव वक्तव्यम्, इदं नाङ्गीकर्तव्यमिति प्रेरितः संकर्षणं परिहसन् बभाषे । यतो वैदर्भः, न धर्मप्रधानदेशस्थ : दुःसङ्गश्च । स हि जगदेवाकर्षति लयार्थम् । तादृशसामर्थ्यवन्तं परिहसन् कटाक्षहास्यादिभिः अयुक्तमुक्तवान् । ननु वचनसा किं प्रयोजनम्, तूर्णीं स्थातव्यम्, उत्थाय वा गन्तव्यमिति तत्राह कालचोदित इति ।

भगवता गोपालत्वं समर्थितमिति तदन्तर्याम्यपि तथैव प्रेरितवान् । बाल्ये हि विद्याभ्यासः, क्षत्रियाणां च शस्त्राभ्यासः, तस्मिन् समये वने गोचारणमेव कृतमिति लोकविश्वासार्थं मर्मभेदमाह ।

<u>શ્લોકાર્થ-૩૪ :</u> *તેનો તિરસ્કાર કરીને દુષ્ટ રાજાઓએ પ્રેરેલા વૈદર્ભે સંકર્ષણની મશ્કરી કરતાં કાલથી પ્રેરાઈ નીચે પ્રમાણે કહ્યું. (૩૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સાક્ષાત મધ્યસ્થો હાજર હોવા છતાં આ કયો બનાવટી શબ્દ પ્રમાણ ગણાય? એમ તે આકાશવાણીનો તિરસ્કાર કરીને, દુષ્ટ રાજાઓએ તારૂં કહેવું યોગ્ય છે. આ આકાશવાણીનો સ્વીકાર કરવો નહિ એમ પ્રેરેલા રૂકમીએ બલભદ્રની મશ્કરી કરતાં નીચે પ્રમાણે કહ્યું. વૈદર્ભ એટલે રૂકમી જે ધર્મવાળા દેશમાં નહિ રહેનારો અને દુષ્ટોની સોબતવાળો હતો. મશ્કરી કરતાં અયોગ્ય વચન કહ્યાં. બોલવાનું તેને શું પ્રયોજન હતું? ઉઠીને જતા રહેવું જોઈતું હતું એવી શંકા થાય તેથી કાલથી પ્રેરાઈ શબ્દ યોજેલ છે.(૩૪)

**नैवाक्षकोविदा यूयं गोपाला वनगोचराः ।**
**अक्षैर्दीव्यन्ति राजानो बाणैश्च न भवादृशाः ॥३५॥**

यूयं नाक्षकोविदाः, यतो गोपालाः । न हि सर्वविद्यासु सर्वे अभिज्ञाः,

तस्माद्वने गोचरा एव । उभयमपि ज्ञायत इति चेत् । तत्राह अक्षैर्दीव्यन्ति राजान इति । अभ्यासव्यतिरेकेण न विद्या समायातीति अक्षाणामप्रयोजकत्वमाशङ्क्य द्यूतक्रीडापरा अधमा इति शङ्काव्युदासार्थं जयसाधकत्वात् बाणे तुल्यतां वक्तुमाह बाणैश्चेति । ननु क्षत्रिया वयमित्युर्म जानीम इति चेत् । तत्राह न भवादृशा इति। परगृहे पुष्टा आबाल्यं नीचकर्मणि नियुक्ताः नाक्षबाणकोविदा भवन्तीति निषेधति न भवादृशा इति ॥३५॥

<u>શ્લોકાર્થ-૩૫ :</u> *તમે વનમાં ફરનારા ગોપાલો પાસા જાણનારા નથી જ. રાજાઓ પાસાઓથી અને બાણોથી રમે છે. તમારા જેવા નહિ.(૩૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ભગવાને ગોપાલપણું રાખેલું એટલે રૂકમીના અન્તર્યામીએ પણ તેવી પ્રેરણા કરી. બાલપણમાં બધા અભ્યાસ કરે છે. ક્ષત્રિયો શસ્ત્રોનો અભ્યાસ કરે છે. તમે તો વનમાં ગાયો જ ચારી છે એવું મર્મસ્થાનને પ્રહાર કરનારૂ કહે છે. તમે પાસા જાણનારા નથી કારણ કે તમે ગોપાલ છો. તમો વનમાં ફરનારા ગાયો ચારનારા છો. પાસા રમવાનું અને ગાયો ચારવાનું બંને અમે જાણીએ છીએ એવી શંકા થાય તેથી 'રાજાઓ પાસાથી રમે છે' એમ કહેલું છે કારણ કે અભ્યાસ વગર વિદ્યા આવતી નથી. તે રમત જય પ્રાપ્ત કરાવનારી હોવાથી બાણોની રમત સમાન છે. એમ 'બાણોથી' શબ્દથી કહેલું છે.

અમે ક્ષત્રિયો હોવાથી બંને જાણીએ છીએ એમ બલભદ્ર કહે તેથી 'તમારા જેવા નહિ' એમ કહેલું છે. પારકાના ઘેર મોટા થયેલા, બાલકપણું રહ્યું ત્યાં સુધી નીચ કર્મમાં યોજાયેલા પાસાઓ અને બાણ જાણનારા હોતા નથી. 'એમ તમારા જેવા નહિ' શબ્દોથી કહેલ છે. (૩૫)

**रुक्मिणैवमधिक्षिप्तो राजभिश्चोपहासितः ।**
**क्रुद्धः परिधमुद्यम्य जघ्ने तं नृप संसदि ॥३६॥**

ततः सवरेव 'सत्यं वदती'त्युक्ते, उपहासे च कृते, कालप्रेरितो बलः तत्रैव

दैवगत्या कालमुद्गररूपं परिधमुद्यम्य, संसदि सभायामुपविष्टं एव तं जघ्ने । पक्षपातिभिः तस्य पक्षः पोषणीय इति ज्ञापयन्निव सभायामेव जघ्ने । नृपेति राज्ञां तथाकरणं युक्तमिति ज्ञापयति । क्रुद्ध इत्यविचारः । परिधमुद्यम्येत्यन्या क्रिया निवर्तिता । चकारात्तदीयैः सेवकैरप्युपहसितः ।।३६।।

वाक्यापराधे वधं कृत्वा, मानसिकापराधे ताडनमाह कलिङ्गराजमिति ।

*श्लोकार्थ-३६ : હે રાજા ! રૂકમીએ એવી રીતે અપમાન કરેલા અને રાજાઓએ મશ્કરી કરેલા બલભદ્રે ક્રોધ કરી ભાંગળ ઉંચકી સભામાં તેને મારી નાખ્યો.(૩૬)*

ભાવાર્થ, સુબોધિનીજી : પછી બધાએ રૂકમી સત્ય કહે છે એમ કહ્યું અને મશ્કરી કરી ત્યારે કાલે પ્રેરણા કરેલા બલભદ્રે મુશળ એટલે ભોગળ ઉંચકીને સભામાં બેઠાને મારી નાખ્યો. સભામાંજ તેને મારી નાખ્યો. હે રાજા ! એ સંબોધન એમ જણાવે છે કે રાજાઓએ એ પ્રમાણે કરવું યોગ્ય છે. ક્રોધ કરેલ શબ્દથી વિચાર કર્યા વગર કર્યું. 'ભોગળ ઉંચકીને' શબ્દથી હણવાની ક્રિયા કરી.(૩૬)

વાણીથી અપરાધ થતાં વધ કરીને, મનથી તેમને માર્યા તે નીચેના શ્લોકથી કહે છે.(૩૬)

**कलिङ्गराजं तरसा गृहीत्वा दशमे पदे ।**
**दन्तानपातयत्क्रुद्धो योऽहसद्विवृतैर्द्विजैः ।।३७।।**

येनोपहसितः, पलायमानं तं दशमे पदे धृत्वा, क्रियाशक्तिः प्राणस्येति, 'नव वै पुरुषे प्राणा' इति श्रुतेः प्राणानुरोधेन नव प्रयत्नानुपेक्ष्य, दशमे पदे तं गृहीतवान् । ततो लोकेभ्यः दन्ताः प्रदर्शिता इति पुनः प्रदर्शननिवृत्तये दन्तानपातयत् । अत्रापि क्रुद्ध इत्यविचारः । तस्य दोषमाह योऽहसदिति । विवृतैर्द्विजैरिति दन्तानामेव पातने हेतुः ।।३७।।

भगवन्तं प्रति कृतस्याननुमोदनमाह असाध्विदमिति ।

*श्लोकार्थ-३७ : ક્રોધ પામેલા બલભદ્રે કલિંગરાજ જેને દાંત ખુલ્લા કરી*

*મશ્કરી કરેલી તેને ઝડપથી દશમા પગલે પકડી પાડી તેના દાંત પાડી નાખ્યા.(૩૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જેને મશ્કરી કરેલી તેને ભાગતાં દશમે પગલે પકડયો. પુરૂષમાં નવ પ્રાણ જરૂર છે. શ્રુતિને લીધે પ્રાણને અનુસરી નવ પ્રયત્નો જવા દઈ દશમા પગલે તેને પકડી પાડયો. તેથી તેને લોકોને દાંત દેખાડેલ હોવાથી ફરીથી તે દેખાડે નહિ તે માટે દાંત પાડી નાખ્યા.

'જેને મશ્કરી કરેલી' શબ્દોથી તેનો દોષ જણાવેલ છે. 'દાંત ખુલ્લા કરી' શબ્દોથી દાંત પાડવાનું કારણ કહેલ છે. (૩૭)



**अन्ये निर्भिन्नबाहूरुशिरसो रुधिरोक्षिताः।**
**राजानो दुद्रुवुर्भीता बलेन परिघार्दिताः ॥३८॥**

अन्येऽप्यनुमोदनकर्तारः निर्भिन्नः बाहवः ऊरवः शिरांसि च येषां तादृशा जाताः। तत्राभिज्ञानं **रुधिरोक्षिताः** रुधिरेणोक्षिता इति । ततो भीताः सन्तः दुद्रुवुः। स्वतोऽपि भयेन पलायने बलोत्कर्षो न भवतीति पलायने तत्क्रियां साधनमाह **परिघार्दिता** इति ॥३८॥

नन्वेवमनर्थे पौत्रविवाहे जाते भगवता किं कृतमित्यत आह **निहत** इति ।

*<u>શ્લોકાર્થ-૩૮ :</u> બલભદ્રે ભોગળથી પીડેલા બાહુ, સાથળ અને માથુ ભાંગેલા, લોહીથી ખરડાયેલા બીજા રાજાઓ ભય પામી નાઠા.(૩૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> બીજા પણ રૂકમીનું અનુમોદન કરનારા રાજાઓ તેમના બાહુઓ, સાથળો અને માથાઓ ભાંગેલા હતા તેવા હતા. 'લોહીથી ખરડાયેલા' વિશેષણથી તેઓ ભય પામી નાઠા. 'તેમાં ભોગળથી પીડેલા' શબ્દોથી ભાગવાનું કારણ કહેલું છે. પોતાના વિવાહમાં અનર્થ થયો ત્યારે ભગવાને શું કર્યું? તે જાણવાની ઈચ્છા થાય તેથી નીચેનો શ્લોક કહે છે.(૩૮)

**निहते रुक्मिणि श्याले नाब्रवीत्साध्वसाधु वा।**
**रुक्मिणीबलयो राजन्स्नेहभङ्गभयाद्धरिः ॥३९॥**

एक एव श्यालो हतः । विवाहे श्यालः पावित्र्यहेतुर्भवति । अतः

किञ्चिद्वक्तव्यम् । धर्मस्थापनायां दुष्टो मारणीय एव । अतो न वक्तव्यमेव । तदुभयं निषेधति । श्याले निहते साधु असाधु वा नाब्रवीदिति । ननु 'अप्रतिषिद्धमनुमतं भवती'ति तूष्णींभावेऽपि बलभद्रपक्षः स्यात्, तत्कि साध्ववचनेनेति चेत्, तत्राह निहत इति । कृते कार्ये वचनं व्यर्थमेव स्यात् । अनेन वक्तव्यो भवति, असाधु कृतमिति, तथापि नोक्तमिति सूच्यते । तत्र हेतुः । रुक्मिण्याः स्नेहभङ्गभयादिति । भक्तत्वेऽपि मायायाः कार्यरूपा अविद्येति उत्पत्तिविचारेण स्नेहभङ्गः सम्भाव्यते । ततः प्रपन्नयाः तथात्वे ममापि तथात्वमुचितमिति सर्वथा स्नेहे भग्ने भक्तिमार्गो नश्यतीति भयम् । नन्वीश्वरस्य नष्टेऽपि मार्गे किं भयमिवेति चेत् । तत्राह हरिरिति । स हि सर्वदुःखहर्ता । अन्यथा सर्वेषां दुःखं न गच्छेदिति । तथैवासाध्ववचने बलस्य स्नेहभङ्गभयं हेतुः । तस्य स्नेहभङ्गे अवतारप्रयोजनं न भवेदिति । भगवव्द्य तिरिक्तानामन्यधर्मः प्रवर्तत इति स्नेहभङ्गसम्भवः, शक्तिर्विभक्तेति ॥३९॥

उभयोर्विनियोगमुक्त्वा, त्रिपूत्साहरहितेषु सत्सु शिष्टानां कृत्यमाह ततोऽनिरुद्धमिति ।

*શ્લોકાર્થ - ૩૯ : હે રાજન્! સાળો રૂકમી હણતાં રૂકિમણી અને બલભદ્રના સ્નેહનો ભંગ થવાના ભયથી હરિ સારૂં અગર ખરાબ કંઈ જ બોલ્યા નહિ. (૩૯)*

ભાવાર્થ, સુબોધિનીજી : બલભદ્રે ભગવાનના સાળાને એકલાને જ મારી નાખ્યો. વિવાહના સમયમાં સાળો હણાતાં ભગવાને બલભદ્રને કંઈક ઠપકો આપવો જોઈએ. ધર્મનું સ્થાપન કરવાનું હોય ત્યારે દુષ્ટોને મારી નાખવા યોગ્ય જ છે. તેથી ભગવાને બલભદ્રને કાંઈ જ કહ્યું નહિ. જેનો વિરોધ કરેલ ન હોય તે મંજૂર થયેલું ગણાય એ નિયમ પ્રમાણે શાંત રહેલ ભગવાન બલભદ્રના પક્ષમાં ગણાય તેથી 'સારૂ કર્યુ એમ ન કહેવાથી શું? એવી શંકા થાય તેથી 'હણાતાં' શબ્દ યોજેલ છે.

રૂકિમણી ભકત હોવા છતાં તે માયાના રૂપમાં અવિદ્યા હોવાથી તેની ઉત્પત્તિનો વિચાર કરતાં તેમના સ્નેહનું ભંગ થવાનું સંભવતું હતું. સ્નેહનો બન્ને

તરફથી ભંગ થતાં ભક્તિમાર્ગનો નાશ થાય તો પણ ઈશ્વરને શું ભય?

એવી શંકા થાય તેથી 'હરિ' શબ્દ યોજેલ છે. કારણ કે તે સર્વના દુઃખ હણનારા છે. તેમ ન કરે તો બધાના દુઃખ જાય નહિ.

તેવી રીતે 'ખરાબ કર્યું' એમ નહિ કહેવાનું કારણ બલભદ્રના સ્નેહનો ભંગ હતો. કારણ કે સ્નેહનો ભંગ થતાં અવતારનું પ્રયોજન સિદ્ધ ન થાય. ભગવાનની શક્તિઓ વિભાગ થઈ ગયેલ છે.

બનેનું છુટા પડવાનું કહીને બાકીનાઓએ જે કર્યું તે હવે નીચેના શ્લોકથી કહે છે.(૩૯)

**ततोऽनिरूद्धं सह सूर्यया वरं रंथ समारोप्य ययुः कुशस्थलीम् ।**
**रामादयो भोजकटाद्दशार्हाः सिद्धाखिलार्था मधुसूदनाश्रया ः॥४०॥**

तदीयानां प्रतिबन्धनिवृत्तये रामः पुनरादित्वेन गृहीतो वरयात्रिकाणाम् । सूर्यया नवोढया सह । रथं समारोप्येति दुःखितत्वात् बलात् समारोपणमुक्तम् । मातामहः पितामहो मारित इति । कुशस्थलीमिति प्रदेशस्य विषमत्वं सूचितम्। दशार्हा यादवविशेषाः । तां दशामर्हन्तीति । शिष्टानामुभयमपीष्टमित्याह सिद्धाखिलार्था इति । शत्रुमरणमिष्टप्राप्तिश्च अखिलार्थाः । तथात्वे हेतुः मधुसूदनाश्रया इति । एवं धर्मप्रस्तावे अनिरुदो धर्मरक्षक इति तत्कथायां दुष्टनिवारणमुक्तम् ॥४०॥

इति श्रीभागवतसुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीमद्वल्लमदीक्षितविर-चितायां दशमस्कन्धविवरणे उत्तरार्धे द्वादशोऽध्यायः ॥१२॥

<u>શ્લોકાર્થ - ૪૦ :</u> *પછી જેને મધુસૂદનનો આશ્રય કરેલ અને જેમના બધા મનોરથો સિદ્ધ થયા હતા તેવા બલભદ્ર વિગેરે યાદવો અનિરૂદ્ધને નવવધુ સાથે રથમાં બેસાડીને ભોજકટથી કુશસ્થલી ગયા.(૪૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> રૂકમીના પક્ષપાતીઓ અટકાવ ન કરે તે માટે બલભદ્રને જાનૈયાના મુખ્ય તરીકે રાખેલા છે. અનિરૂદ્ધને નવવધુ સાથે રથમાં બેસાડીને ગયા એમ માના અને બાપના બાપને મારી નાખેલા હોવાથી દુઃખી થયેલા હોવાથી બલથી બેસાડવાનું કહેલ છે. 'કુશસ્થલી' શબ્દથી પ્રદેશ ખડબચડો

હોવાનું સૂચવે છે. બાકીનાઓને બંને ઈચ્છેલાં હતાં 'એમ જેમના બધા મનોરથો સિદ્ધ થયા હતા' વિશેષણથી કહેલું છે. શત્રુનું મૃત્યુ અને ઈચ્છેલાની પ્રાપ્તિ તે બધા મનારથો સિદ્ધ થયા. જેમને મધુસૂદનનો આશ્રય કરેલ છે. એ વિશેષણ કહેલું છે. એવી રીતે ધર્મના આરંભમાં અનિરૂદ્ધ ધર્મનો રક્ષક હોવાથી તેની કથામાં દુષ્ટનું નિવારણ કહેલું છે.(૪૦)

## દશમ સ્કંધ
## ઉત્તરાર્ધ અધ્યાય બારમો
## રાજસ ફલ પ્રકરણ
## સંપૂર્ણ







श्रीकृष्णाय नमः।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।




श्रीकृष्णाय नमः ।

त्रयोदशोऽध्याय :।

निरोधे राजसफले देवानां विजयः स्फुटः।
निरूप्यते यतो रुद्धाः नान्यं सम्नावयन्ति हि ॥१॥
त्रयोदशे ततोऽध्याये हेतुस्तस्य निरूप्यते ।
अनिरुद्धप्रसङ्गेन धर्मः सिध्यति तेन हि ॥२॥
सर्वथाप्युपकारित्वात्सर्वतो भयशङ्कया ।
परमानन्दरूपत्वात्सफलो राजसः स्मृतः ॥३॥
अनिरुद्धो निरोद्धव्यो निरुद्धो येन केनचित्।
तन्मूलः सर्व एवैते विनिरुद्धा भवन्ति हि ॥४॥

# દશમ સ્કંદ ઉત્તરાર્ધ અધ્યાય તેરમો
## "રાજસ ફલ પ્રકરણ"

કારિકાઓ :

કારિકા-૧ : નિરોધમાં રાજસફલ પ્રકરણમાં ભગવાને કરેલ દેવો ઉપરનો સ્પષ્ટ વિજય કહેવામાં આવે છે. કારણ કે જેઓનો નિરોધ થયેલો છે. તેઓ બીજાને નમતા નથી. (૧)

કારિકા- ૨ : વિજયનું કારણ કહેવામાં આવે છે. કારણ કે તે (અનિરૂદ્ધ મનથી) સિદ્ધ થાય છે.(૨)

કારિકા-૩ : બધાએ પ્રકારે ઉપકાર કરનાર હોવાથી સર્વ તરફથી ભયનો સંશય હોવાથી અને પરમાનંદરૂપ હોવાથી રાજસ ફલ મનાવેલો છે.(૩)

કારિકા-૪ : હરકોઈએ પુરી રાખેલ અનિરૂદ્ધનો ભગવાને પોતાની અંદર નિરોધ કરવાનો છે. કારણ કે તેનો નિરોધ થતાં તેના આધારવાળા આ બધાનો નિરોધ થાય છે.(૪)

કારિકા-૫ : તેના આધારવાળા આ બધાનો નિરોધ થાય છે. સ્વપ્નમાં બીજો કોઈ જાણે તો બંધન થાય છે. તો સાક્ષાત્ માણસનું તો કહેવું જ શું?(૪)

सर्वदेवजयार्थं प्रथममनिरुद्धस्य वन्धनं निरूप्यते । निरुद्धं मनः सर्वहेतुर्भवतीति । तत्रानिरुद्धवन्धनं कालेनैवेति उपोपाख्यानमुच्यते । कालेऽपि विषयवैचित्री हेतुरिति चित्रलेखा नेत्री ।

**स्वप्नेऽपि चेतप्रसङ्गः स्याद्बद्धो भवति मानवः ।**
**अन्येन वा तथा ज्ञातः किमु साक्षात्तथाविधः ॥१॥**

प्रथममनिरुद्धवन्धश्चहेतुसम्वन्धनिरूपकनयनार्थं प्रस्तावनामाह बाणः पुत्रशतज्येष्ठ इति सप्तदशभिः ।

श्रीशुक उवाच -**बाणः पुत्रशतज्येष्ठो बलेरासीन्महात्मनः ।**
**सहस्रबाहुर्वाद्येन ताण्डवेऽतोषयन्मृडम् ॥१॥**

पुत्राणां शतमध्ये ज्येष्ठ आसीत् । भगवता स बद्ध इति तन्निष्कृतिसूचनार्थं भगवदंशाऽनिरुद्धः तत्पुत्रेण बद्ध इति सूचयितुं बलेः पुत्रत्वं निरूप्यते । ननुच तेनैव कथं न बध्यते, तत्राह महात्मन इति । स हि महात्मा नापकरोति । पुत्रशतज्येष्ठ इति तत्कृतं पितृकृतसेवेति ज्ञापयति । बलेरिधास्यापि बन्धशङ्कापि व्यावर्त्यते, पार्ष्णिग्राहा बहवः सन्तीति । तथापि भगवता सह विरोधे न सामर्थ्यं भवतीति तस्य महादेवोपासनमाह सहस्रबाहुरिति । सहस्रबाहुत्वं च तत्कृयैव । तेन बहुधा लब्धप्रसादः महादेवात् स इति सूचितम् । ताण्डवे उत्साहवृद्ध्यर्थं वाद्यभूयस्त्वमपेक्ष्यते । तत्र बहुभिर्वादने व्यधिकरणप्रर्यतानां समता न भवतीति, एकेन बहुवाद्यकरणं तोषहेतुर्भवतीति, सहस्रबाहुभिर्वाद्यैः ताण्डवे मृडमतोषयत्॥१॥

तुष्टस्य कृत्यमाह भगवानिति ।

સર્વ દેવો ઉપર ભગવાન તો વિજય થાય તે માટે આરંભમાં અનિરૂદ્ધના બંધનનું નિરૂપણ કરવામાં આવે છે. કારણ કે ભગવાનમાં નિરૂદ્ધ થયેલું મન સર્વના નિરોધનું કારણ થાય છે. તે સંબંધમાં અનિરૂદ્ધનું બંધન કાલથી જ થતું હોવાથી ઉષાનું ઉપાખ્યાન કહેવામાં આવે છે. કાલમાં પણ વિષયોનો ભેદ જાણનારી ચિત્રલેખા કારણરૂપ હોવાથી અગ્રેસર છે.

આરંભમાં અનિરૂદ્ધના બંધનરૂપ ઉષાનો સંબંધ કરાવનારી ચિત્રલેખા અનિરૂદ્ધને લઇ જાય છે. તે માટે નીચેના સત્તર શ્લોકથી પ્રસ્તાવના કહે છે.

*શ્લોકાર્થ -૧ : મહાત્મા બલીના એકસો પુત્રોમાં બાણ સર્વથી મોટો હતો. એક હજારવાળા તેણે તાંડવમાં શંકરને પ્રસન્ન કર્યા.(૧)*

ભાવાર્થ, સુબોધિનીજી : એકસો પુત્રમાં સૌથી મોટો હતો. ભગવાને બલિને બાંધેલ હોવાથી તેનું વેર વાળવાનું જણાવવા ભગવાનના અંશરૂપ અનિરૂદ્ધને તેના પુત્રે બાણે તેને બાંધ્યો એ જણાવવા બલિનો પુત્ર હોવાનું જણાવેલ છે. તે બલિએ જ કેમ ન બાંધ્યો? એવી શંકા થાય તેથી 'મહાત્મા' વિશેષણ યોજેલું છે. તે મહાત્મા હોવાથી અપકાર કરતો ન હતો.'એકસો પુમિાં સૌથી મોટો' વિશેષણથી જણાવ્યું છે કે તે બાણે કરેલ તેના પિતાએ કહેલું ગણાય. તેને સહાય કરનારા ઘણા હોવાથી તે તેના પિતાએજ કહેલું

ગણાય. અને બલિની પેઠે આનું બંધન થવાનો ભય પણ ન હતો. છતાં પણ ભગવાન સાથે શત્રુવટ થતાં આનું સામર્થ્ય ન રહે તેથી તેને મહાદેવની ઉપાસના કરી એમ ઉત્તરાર્ધથી કહે છે. તેને મહાદેવની કૃપાથી જ એક હજાર હાથ મેળવેલા 'એ હજાર હાથવાળા' વિશેષણથી એમ સૂચવેલ છે કે તેણે મહાદેવ પાસે ઘણી બક્ષિસો પ્રાપ્ત કરી તાંડવ નૃત્યમાં ઉત્સાહ વધે તે માટે ઘણા વાજીંત્રોની જરૂર રહે છે. તે પ્રસંગે ઘણા પુરૂષો જુદાં જુદાં વાજીંત્રો વગાડે તો બધાની ક્રિયાઓ એક ન થાય તેથી એક પુરૂષ ઘણાં વાજીંત્રો વગાડે તેથી સંતોષ પ્રાપ્ત થાય તેથી એક હજાર હાથોથી તાંડવ નૃત્યમાં શંકરને પ્રસન્ન કર્યા.(૧)

**भगवान् सर्वभूतेशः शरण्यो भक्तवत्सलः ।**
**वरेण छन्दयामास स तं वव्रे पुराधिपम् ॥२॥**

वरदानसामर्थ्यं भगवच्छब्देनोक्तम् । तद्दत्तं कोऽप्यन्यथा न करिष्यतीति सूचयितुमाह सर्वभूतेश इति । सर्वनियामकः । स एव भूतेश्चेत् शरीरसम्बन्धेन जातः साहङ्कारः, तदावश्यमहङ्कारनियामकवश्यो भवति । अहङ्कारे सात्त्विकादिव्युदासं मत्वा आह सर्वेति । सामर्थ्याप्रतिदातौ निरूप्य दातृस्वभावं निरूपयति शरण्य इति । शरणार्हः स एव भवति, यः प्रपन्नदुःखनिवारकः । तथाप्युचितदाता चेत् परिमितमेव यच्छेदिति, विशेषदानार्थमाह भक्तवत्सल इति । यथा वत्सला गौरन्तः स्थितमपि दुग्धं तल्लोभेनान्येभ्योऽपि यच्छति, तथा भगवान् भक्तेभ्यः अदेयमपि यच्छतीति 'वरं ब्रूही'ति छन्दयामास । छन्दनं कामचारनियोगः । ततः स गुह्यं चिकीर्षुवाणः सर्वत्र स्वयं गच्छन् शत्रुवाहुल्याद्गृहरक्षार्थं चिन्ताकुलितः तं महादेवं पुराधिपं पुररक्षकं वव्रे । अनेन तस्य पुरस्य सर्वाभेद्यता निरूपिता । तेन देवादीनामपि तत्र प्रतीकारो निवर्तितः ॥२॥

तर्हि तादृशस्य कथं नाश इत्याशङ्क्य क्रोधेनेति वक्तुं प्रसङ्गान्तरमाह स एकदेति पङ्क्तिः ।

<u>શ્લોકાર્થ - ૨ :</u> *સર્વ પ્રાણીઓના ઈશ્વર, રક્ષણ કરનારા, ભક્તો ઉપર પ્રેમ*

રાખનારા તે ભગવાને વરદાન આપી તેને સંતોષ કરાવ્યો. તેણે તેમણે શહેરનું રક્ષણ કરનાર તરીકે માગી લીધા.(૨)

ભાવાર્થ, સુબોધિનીજી : 'ભગવાન' શબ્દથી શંકરનું વરદાન આપવાનું તેમનું સામર્થ્ય કહેલું છે. 'સર્વ પ્રાણીઓના ઈશ્વર' એટલે સર્વને વશ રાખનાર કહેલા છે. તે શંકર જ જો ઉત્પન્ન થાય એટલે અહંકારવાળા થઈને શરીરના સંબંધથી ઉત્પન્ન થાય તો જરૂર તે અહંકાર વશ રાખનારને વશ થાય. સાત્વિક પ્રકારનો અહંકાર તેમનામાં નહિ હોય એમ વિચારી 'સર્વ' શબ્દ યોજેલ ચે. દાન કરવાનું સામર્થ્ય અને તે મીથ્યા ન થાય તેવું હોવાનું કહીને 'રક્ષણ કરનારા' વિશેપણથી તેમનો દાન કરવાનો સ્વભાવ જાણાવે છે. જે શરણે આવેલાનું દુઃખ મટાડનાર હોય તેજ રક્ષણ કરવા યોગ્ય ગણાય છે.

એમ હોવા છતાં રક્ષણ કરવા યોગ્ય દાન કરનાર હોય તો થોડુ જ આપે તેથી વધારે દાન આપનાર છે તેમ જાણાવવા માટે. 'ભક્તો' પર પ્રેમ રાખનાર' શબ્દ યોજેલ છે. જેમ વાછરડા પર પ્રેમ રાખનારી ગાય પોતાની અંદર રહેલું દુધ પણ બીજાઓને તેની ઈચ્છા થતાં આપે છે. તેમ ભગવાન ભક્તોને ન આપવાના પદાર્થો પણ આપે છે. તેથી 'વર માગ' એમ કહી શંકરે તેને સંતોષ્યો. 'સંતોષ' એટલે પોતાની ઈચ્છા પ્રમાણે ફરવાની સત્તા. છુપુ કાર્ય કરવાની ઈચ્છાવાળા તે બાણે પોતે સર્વ સ્થળે ફરતાં ઘણા શત્રુઓ હોવાને કારણે ઘરના રક્ષણ માટે ચિંતાથી દુઃખી થતાં તે મહાદેવને શહેરનું રક્ષણ કરનાર તરીકે માગી લીધાં . આથી તેમનું નગર કોઈથી પ્રવેશ ન થઈ શકે તેવું કહેવાયું. દેવો વિગેરેથી પણ તેનો વિરોધ થઈ શકે એમ ન હતો એમ કહેલું છે. (૨)

ત્યારે તેવા બાણનો નાશ કેવી રીતે થયો? એવી શંકા થાય. તેથી શંકરના ક્રોધથી જ તેનો નાશ થયો એમ કહેવા નીચે છ શ્લોકથી તે કહે છે.

स एकदाह गिरिशं पार्श्वस्थं वीर्यदुर्मदः।
किरीटेनार्कवर्णेन संस्पृशंस्तत्पदाम्बुजम् ।।३।।
नमस्ये त्वां महादेव लोकानां गुरुमीश्वरम् ।
पुंसामपूर्णकामानां कामपूरामराङ्घ्रिपम् ।।।३।।

गिरिशो महादेवः, तत्रैव गिरौ शेते इति निरन्तरस्थित्या धाष्टर्यं सूचितम् ।

पार्श्वस्थमिति तत्रापि भक्तकृपया तस्यैव पार्श्वे वर्तमानम्, तेन सुतरामेव तस्य स्मयः । वीर्यस्य दुष्टो मदो यस्य । उपजीव्यातिक्रमकर्ता । वीर्यस्मयेन विवेकरहितस्य कृत्यमाह किरीटेनार्कवर्णेनेति । विनीतो हि मुकुटोष्णीषादिकं स्थापयित्वा साष्टाङ्गं प्रणतः विज्ञापयेत् । अयं तु किरीटमेव परिधाय, तत्राप्यग्निवर्णं स्पर्शेऽत्यन्तपरुषम्, तेन चरणाम्बुजमतिकोमलं स्पृशन् आह नमस्ये इति । स्तौति । वाचा नमस्कारो वा । महादेवेति न त्वत्सदृशोऽन्योऽस्ति, य उपास्यः स्यादिति । लोकानां गुरुमिति । उपदेष्टा फलदाता च भवानेवेति साधनफलरूपत्वं निरूपितम् । तेन त्वमेव प्रार्थनीयः, न त्वन्य इति प्रार्थनायां हेतुरुक्तः । किञ्च । प्रार्थितं सर्वमयुक्तमपि प्रयच्छति । नापि यत्किञ्चित्प्रार्थनायामपि क्रोधं मन्यत इति दृष्टान्तमिवाह पुंसामपूर्णकामानामिति । देवतान्तरतपःप्रभृतिसाधनैः यदा कामना न सिद्धा भवन्ति, तेषां सर्वोपायपरिभ्रष्टानामाश्रयमात्रेण सर्वपूरकममराङ्घ्रिपवत् कल्पवृक्षवत् कामपूरः अमराङ्घ्रिपः यः ॥४॥

एवं प्रार्थितार्थसिद्ध्यर्थं व्याजेन युद्धं याचते दोः सहस्रं त्वया दत्तमिति ।

*<u>શ્લોકાર્થ -૩-૪:</u> વીર્યના દુષ્ટ મદવાળા તેને એક દિવસે પાસે રહેલા શંકરને તેમના ચરણ કમલનો સૂર્યના જેવા રંગવાળા મુકુટથી સ્પર્શ કરતાં કહ્યું કે હે મહાદેવ! લોકોના ગુરૂ, ઈશ્વર, જેમની કામનાઓ પૂર્ણ થઈ નથી. તેવા પુરૂષોની કામના પુરનાર કલ્પવૃક્ષરૂપ આપને હું નમન કરૂં છું. (૩-૪)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> મહાદેવ હિમાલયપર્વત પર શયન કરે છે. એવી સદાની સ્થિતિ સૂચવેલી છે. 'પાસે રહેલા' વિશેષણથી જણાવે છે કે ત્યા પણ ભક્ત ઉપરની કૃપાને લીધે તેની પાસે જ શંકર રહેલા તેથી તેને ઘણો મદ થયો. વીર્યથી દુષ્ટ મદ હતો અને તે વિરોધ કરનારો હતો. વીર્યના મદને લીધે વિવેક વિનાનો તેને જે કર્યુ તે બીજા શ્લોકથી કહે છે. કારણ કે વિનયવાળો હોય તે મુકુટ એટલે પાઘડીને નીચે મૂકીને સાષ્ટાંગ પ્રણામ કરીને વિનંતી કરે. આને તો મુકુટ જ અને તે પણ અગ્નિના જેવા રંગવાળો સ્પર્શમાં ઘણો જ કઠોર ધારણ કરીને શંકરના કોમળ ચરણોનો સ્પર્શ કરતાં ચારથી છ સુધીના શ્લોકો કહ્યા. (૩)

'હુ નમન કરૂં છું' શબ્દોથી સ્તુતિ કરી અથવા વાણીથી નમસ્કાર કર્યા. હે મહાદેવ ! એ સંબોધનથી એમ કહેલું છે કે આપના જેવો બીજો કોઈ નથી કે જે ઉપાસના કરવા યોગ્ય જ હોય. 'લોકના ગુરૂ' એટલે ઉપદેશ કરનારા અને ઈશ્વર એટલે ફલ આપનારાં આપ જ છો એમ શંકરને સાધનરૂપ અને ફલરૂપ કહ્યાં. આપ શબ્દથી જ પ્રાર્થના કરવા યોગ્ય છો. પરંતુ બીજો તેવો નથી. એમ પ્રાર્થનાનું પ્રયોજન કહ્યું. વળી શંકર માગેલું અયોગ્ય હોવા છતાં બધું આપે છે. અને હરકોઈ પદાર્થ માગવામાં આવે પણ ક્રોધ કરતા નથી. એ વિષયમાં દૃષ્ટાંત આપે છે. 'જેમની કામનાઓ પૂર્ણ થઈ નથી' શબ્દથી કહે છે. બીજા દેવતાઓનું તપ વિગેરે સાધનોથી જેમની કામના સિદ્ધ થયેલી ન હોય તેવા નિષ્ફલ થયેલા સર્વ ઉપાસનાવાળાઓએ માત્ર આશ્રય કરવાથી સર્વ ફલ આપનાર કલ્પવૃક્ષની પેઠે કામના પુરનાર કલ્પવૃક્ષરૂપ આપ છો. (૪)

એવી રીતે પ્રાર્થના કરેલ પદાર્થ પ્રાપ્ત થાય તે માટે તેને પ્રાર્થના કરી હવે પ્રપંચથી યુદ્ધની માગણી કરે છે.



**दोःसहस्रं त्वया दत्तं परं भाराय मेऽभवत् ।**
**त्रिलोक्यां प्रतियोद्धारं न लेभे त्वदृते समम् ।।५।।**

क्रियाशक्तिवाहुल्यार्थं सहस्रं वाहवो दत्ता : । ते निर्विषयाः सार्थका न भवन्ति । विषयस्तु समानेनाधिकेन वा सङ्ग्रामः, तदभावत् भाराय परमभवत् । यथा शीताभावे वस्त्राणि भारायन्ते, युद्धाभावे वा शस्त्राणि । वैयर्थ्यं प्रकटयति त्रिलोक्यां प्रतियोद्धारमिति । तर्हि शशश्रृङ्गाभावे किं चक्षुः निष्फलं तद्वद्धियमानैरेव यथायोग्यं क्रियतामित्याशङ्क्य, समेनैव युद्धं कर्तव्यमिति समस्य तव विद्यमानत्वात्त्वदृते अन्यं समं न लेभे । अनेन भगवान् अस्ति, परं स न इन्द्रियविषय इति न लेभ इत्युक्तम् ।।५।।

तर्हि मास्तु, सुप्यतामित्याशङ्क्याह कण्डूत्येति ।

<u>શ્લોકાર્થ - ૫ :</u> આપે એક હજાર હાથ આપ્યા. પણ મને ભારરૂપ થયા. ત્રણ લોકમાં આપના વિના મારી સમાન સમાવળીઓ મળ્યો નહિ. (૫)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> મારી ક્રિયાશક્તિ ઘણી થાય તે માટે આપે મને

એક હજાર હાથ આપ્યા. વિષય વગર તે સાર્થક ન થાય. વિષયનો મારાથી અધિક બલવાળા સાથે સંગ્રામ છે. પણ તે ન મળવાથી જેમ ટાઢ ન હોય ત્યારે ગરમ વસ્ત્રો ભારરૂપ થાય છે અથવા યુદ્ધ ન હોય ત્યારે શસ્ત્રો ભારરૂપ થાય છે તેમ ભારરૂપ થયા છે. આથી હજાર હસ્તનું વ્યર્થપણું જણાવે છે. ત્યારે સસલાનું શીંગડું નહિ હોવાથી શું આંખ ફલ વગર થાય છે તે પ્રમાણે જેઓ હોય તેમનાથી જ જેમ યોગ્ય હોય તેમ યુદ્ધ કર. એવી શંકા થાય તેથી કહે છે કે સમાન બલવાળા સાથે જ યુદ્ધ કરવું જોઈએ. આપ મારી સમાન છે. તેથી આપ વિના બીજો સમાન બલવાળો મને મળ્યો નથી એથી એમ કહેલું છે કે ભગવાન છે. પરંતુ ઇંદ્રિયોથી જણાતા નહિ હોવાથી મને મળ્યા નથી.(૫)

ત્યારે ભલે યુદ્ધ ન થાય પણ તું સૂઈ રહે એવી શંકા થાય તેથી નીચેનો શ્લોક કહે છે.

**कण्डूत्या निभृतैर्दोर्भिर्युयुत्सुर्दिग्गजानहम् ।**
**अन्वयां चूर्णयन्नद्रीन् भीतास्तेऽपि प्रदुद्रुवुः ॥६॥**

निभृताः पूर्णाः अतः स्थातुमशक्ताः । तर्हि युद्धाभावे अन्य एव कश्चित् कण्डूतिनिवृत्त्यर्थमुपायः क्रियतामित्याशङ्क्य, दिग्गजानहं युयुत्सुः चूर्णयन्नन्द्रीन् अन्वयाम् । पर्वता अपि चूर्णीकृताः । दिग्गजा अपि युद्धार्थमन्विष्टाः । बलमुभयथा क्षीणं भवति, शौर्यरूपं युद्धेन, बलरूपं पराक्रमेण, तत्राचेतननाश्चूर्णीभूताः, चेतनास्तु पलायिता इति वैयर्थ्यमेव जातमित्यर्थः ॥६॥

एवं गर्वं श्रुत्वा क्रुद्धो भगवानित्याह तच्छत्वेति ।

<u>શ્લોકાર્થ-૬ :</u> *ચળથી ભરેલા હાથાથી યુદ્ધ કરવાની ઈચ્છાવાળો હું પર્વતોના ભુક્કા કરતો દિગ્ગજોની પાછળ ગયો. તેઓ પણ ભય પામી નાસી ગયા. (૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u>ત્યારે યુદ્ધ ન મળવાથી ચળ મટાડવાનો બીજો જ કોઈ ઉપાય કર. એવી શંકા થાય તેથી કહે છે કે દિગ્ગજોની સાથે યુદ્ધ કરવાની ઈચ્છાવાળો હું પર્વતોના ભુક્કા કરતો ગયો અને યુદ્ધ માટે દિગ્ગજોની શોધ કરી. બંને પ્રકારે બલનો ક્ષય થાય છે. પરંતુ દિગ્ગજો નાસી ગયા એટલે મારૂ બલ પણ વ્યર્થ જ થયું એવો અર્થ છે. (૬)

એવી રીતે ગર્વનું શ્રવણ કરીને ભગવાને ક્રોધ કર્યો એમ કહે છે.

**तच्छ्रुत्वा भगवान्क्रुद्धः केतुस्ते भज्यते यदा।**
**त्वद्दर्पघ्नं भवेन्मूढ संयुगं मत्समेन ते ।।७।।**

भगवान् सर्वज्ञः महादेवः क्रुद्धः आहेति पूर्वोक्तैव क्रिया अनुवर्तनीया। यदा ते केतुः भज्यते, तदेव तवाभिज्ञापकं युद्धप्राप्तौ । केतुर्ध्वजः वंशस्य । कन्या जारोपभुक्ता भग्नकेतुरुच्यते । अकस्मादसस्थे तस्मिन् केतुभङ्गश्च । तदा त्वद्दर्पघ्नं त्वद्दर्पहननार्थमेव सयुगं मत्समेन भगवता भविष्यति । भया समः भगवान् । सर्वसम इति महादेवेनापि समः ।।७।।

एवं युद्धसम्भवमाकर्ण्य प्रीतो जात इत्याह इत्युक्त इति।

શ્લોકાર્થ - ૭ : એ સાંભળીને ક્રોધ કરીને ભગવાને ક્રોધ કર્યો એમ કહે છે. જ્યારે તારી ધજાનો ભંગ થશે ત્યારે તને મારી સમોવડીયા સાથે તારા મદને હરનારૂં યુદ્ધ પ્રાપ્ત થશે. (૭)

ભાવાર્થ, સુબોધિનીજી : ક્રોધ પામેલા સર્વ જાણનારા ભગવાન મહાદેવે કહ્યું જ્યારે તારી ધજાનો ભંગ થશે ત્યારે તને યુદ્ધ પ્રાપ્ત થશે. ધ્વજા એટલે વંશની ધજા. જારથી ભોગવાયેલી કન્યા એ ભાંગેલી ધજા કહેવાય છે. તે રથમાં બેઠેલો હોય ત્યારે એકાએક રથની ધજાનો ભંગ થાય તે ધજાનો ભંગ કહેવાય છે. તે સમયે તારા મદને હરવા માટેનું યુદ્ધ મારા સમોવડીયા ભગવાન સાથે થશે. ભગવાન મારી સમાન છે. મહાદેવની સમાન છે.(૭)

એ પ્રમાણે યુદ્ધ થવાનો સંભવ સાંભળીને તે પ્રસન્ન થયો. નીચેના શ્લોકથી તે કહે છે.

**इत्युक्तः कुमतिर्हृष्टः स्वगृहं प्राविशन्नृप।**
**प्रतीक्षन् गिरिशादेशं स्ववीर्यनशनं कुधीः ।।८।।**

महादेवेनैवमुक्तः हृष्टो जातः, यतः कुमति । तस्य महादेववाक्ये विश्वासमाह स्वगृहं प्राविशदिति । स्वयमुद्यममकृत्वा स्वगृहं प्रविष्टः गिरिशादेशं प्रतीक्षन् आस्ते

। यद्यपि स आदेशः स्ववीर्यनाशकः, तथापि कुधीः ।।८।।

तस्य केतुभङ्गप्रकारमाह तस्योषा नाम दुहितेति ।

શ્લોકાર્થ - ૮ : હે નૃપ ! એમ તે દુષ્ટ બુદ્ધિવાળાએ આનંદ પામી પોતાના ઘરમાં પ્રવેશ કર્યો? દુષ્ટ મતિવાળો પોતાના વીર્યનો નાશ કરનારા મહાદેવના કથનની રાહ જોવા લાગ્યો. (૮)

ભાવાર્થ, સુબોધિનીજી : મહાદેવ એમ કહેવાથી આનંદ પામ્યો કારણ કે તે દુષ્ટ બુદ્ધિવાળો હતો. 'પોતાના ઘરમાં પ્રવેશ' કર્યો. શબ્દોથી મહાદેવના વચનમાં વિશ્વાસ કહેલો છે. પોતે ઉધમ ન કરતાં ઘરમાં પ્રવેશ કર્યો અને મહાદેવના કથનની રાહ જોવા લાગ્યો. જો કે તે ભવિષ્ય કથન પોતાના વીર્યનું નાશ કરનારૂં હતું છતાં પણ દુષ્ટ મતિવાળો હોવાથી તેની રાહ જોવા લાગ્યો.(૮)

નીચેના શ્લોકથી આરંભી તેની ધજાના ભંગનો પ્રકાર કહે છે.

तस्योषा नाम दुहिता स्वप्ने प्राद्युम्निना रतिम् ।
कन्यालभत कान्तेन प्रागदृष्टश्रुतेन वै ।।९।।

अत्र पुराणान्तरे उषा पत्यर्थं पार्वतीं प्रार्थितवती । ततः सा तुष्टा अद्य यः स्वप्ने त्वां भजिष्यति स तव पतिरिति पार्वत्योक्ता, आधिदैविकः, प्राद्युम्निरूपो स्वप्नसृष्टौ मायिक्यां तामालिङ्गय, स्वभावं तत्र स्थापितवान् । ततः सा वस्तुत आधिदैविकेन प्राद्युम्निनारतिमलभत । कन्याया रतिर्व्रतभङ्गहेतुर्भवति । मनोरथमात्रत्वं निवारयति कान्तेनेति । तर्हि भावनयैव मनोरथतुल्यः स्वप्नः तथा जात इत्याशङ्क्याह प्रागदृष्टश्रुतेनेति । प्राक्ततः स्वप्नात्पूर्वं न दष्टः श्रुतो वा कदाचिदपि तया । वै निश्चयेनेति दैवोपपत्तिरुक्ता ।।९।।

શ્લોકાર્થ - ૯ : તેની ઉષા નામની પુત્રી કન્યાએ પહેલા નહિ જોયેલા અને નહિ સાંભળેલા કાન્ત પ્રદ્યુમ્નના પુત્રથી સ્વપ્નમાં સુરત સમાગત પ્રાપ્ત કર્યો.(૯)

ભાવાર્થ, સુબોધિનીજી : આ વિષયમાં બીજા પુરાણામાં એમ કહેલું છે કે ઉષાએ પતિ માટે પાર્વતીને પ્રાર્થના કરી તેથી પ્રસન્ન થઇ પાર્વતીએ કહ્યું આજે

સ્વપ્નમાં તને જે ભોગવશે તે તારે પતિ થશે. પ્રદ્યુમ્નના પુત્રરૂપ ભગવાને સ્વપ્નસૃષ્ટિમાં માયારૂપવાળીને આલિંગન કરીને પોતાના પ્રેમનું સ્થાપન કર્યું. તેને સુરત સમાગમ પ્રાપ્ત કર્યો. કન્યાનો સમાગમ તેના વ્રતનો ભંગ કરનારો છે. 'કાન્ત' શબ્દથી તે માત્ર મનોરથ ન હતો એમ કહેલું છે. ત્યારે મનોરથ જેવું સ્વપ્ન ભાવનાથી જ તેવું સમાગમવાળું થયું હસે એવી શંકામાં 'પહેલા નહિ જોયેલા અને નહિ સાંભળેલા' વિશેષણ યોજેલ છે. પહેલાં એટલે તેને સ્વપ્ન થયું તે પહેલાં તેને કોઈપણ સમયે તે પ્રદ્યુમ્નના પુત્રને જોયો ન હતો. તેમજ સાંભળેલ પણ ન હતો. ''વૈ' 'જ' એટલે શબ્દથી દૈવી બનાવ બનેલો છે. (૯)

**सा तत्र तमपश्यन्ती क्वासि कान्तेति वादिनी।**
**सखीनां मध्य उत्तस्थौ विह्वला व्रीडिता भृशम् ॥१०॥**

ततस्तस्या व्रतसमाप्तिं कृत्वा गते, स्वप्नान्ते उत्थिता, तत्र शय्यायां स्वप्नस्य समानदेशे तमनिरुद्धमपश्यन्ती, 'क्वासि कान्ते'ति भाषन्ती, सखीनां मध्ये उत्तस्थौ । सा हि परितः सख्यो मध्ये शेते । गुप्तं सखीषु अन्वेषयन्तीव सा उत्थिता । उत्थितायाः अप्युपभोगलक्षणमाह विह्वलेति । अन्तर्व्रीडिता । भृशमत्यर्थं स्वावस्थां स्मृत्वा ॥१०॥

पूर्वमेव पार्वत्या चित्रलेखा नाम योगिनी तस्याः सखी निष्पादिता, यया तस्या मनोरथः सर्वोऽपि सिद्धो भवति । यद्यप्यन्या अपि जिज्ञासां कृतवत्यः, तथापि सा प्रयोजिकेति चित्रलेखाया उपाख्यानमुच्यते बाणस्य मन्त्रीति ।

*<u>શ્લોકાર્થ - ૧૦ :</u> ત્યાં તેને નહિ જોતી. હે કાન્ત ! આપ ક્યાં છો? એમ બોલતી બેબાકળી થયેલી તે સખીઓની વચ્ચે ઉભી થઈ ગઈ અને શરમાઈ ગઈ.(૧૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તેના વ્રતની સમાપ્તિ કરીને અનિરૂદ્ધ ગયો ત્યારે સ્વપ્ન પુરૂં થતાં તે ઉઠી અને તે શય્યામાં અનિરૂદ્ધને ન જોતાં હે કાંત ! આપ ક્યાં છો? એમ બોલતી તે સખીઓની વચ્ચે ઉભી થઈ ગઈ કારણ કે આસપાસ તે

સખીઓની સાથે સૂતી હતી. કાંતને તે શોધતી હોય તેમ ઉઠી. 'પોતાની સ્થિતિનું સ્મરણ કરીને તે ઘણી શરમાયેલી થઇ. (૧૦)

જેનાથી તેના બધાએ મનોરથો ફળે તેવી ચિત્રલેખા નામની યોગીનીને પાર્વતીએ પહેલા જ તેની સખી બનાવેલી. જો કે બીજી સખીઓએ પણ ઉષાની સ્થિતિ જાણવાની ઇચ્છા કરેલી પરંતુ ચિત્રલેખા જ ઉપયોગી હોવાથી તેનું ઉપાખ્યાન નીચેના શ્લોકથી કહે છે.

**बाणस्य मन्त्री कुम्भाण्डश्चित्रलेखा च तत्सुता।**
**सख्यपृच्छत्सखीमूषां कौतूहलसमन्विता॥११॥**

मन्त्र्यदीनं राज्यमिति स महादेवेन दत्त पति ज्ञापितम् । कुम्भाण्ड इति नाम । नतु कुम्भाकारावण्डाविति । तस्य दुहिता चित्रलेखा । चकारादन्या अपि तस्य कन्या उषासख्याः । सखी उषायाः । उभयोरन्योन्यसखित्वे न गोप्यं किञ्चिदवशिष्यते वक्तव्ये इति सखीमूषामित्युक्तम् । अद्यैव पार्वत्युक्तम्, अद्यैवेयं विह्वलेति कौतुकशपन्विता॥११॥

तस्या वाक्यमाह कान्तं मृगयस इति ।

<u>શ્લોકાર્થ - ૧૧ :</u> *બાણનો મંત્રી કુંભાડ હતો અને ચિત્રલેખા તેની પુત્રી હતી. તે ઉષાની સખીએ જાણવાની ઇચ્છાથી ઉષાને પૂછયું. (૧૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> રાજય મંત્રીને આધીન હોવાથી તે કુંભાડ મંત્રી મહાદેવે આપેલો એમ જણાવેલું છે. 'કુંભાડ' તે તેનું નામ હતું. કુંભના આકારના વૃષણવાળો હતો. ચિત્રલેખા તેની પુત્રી હતી. 'ચ અને' શબ્દથી બીજી પણ તેની કન્યાઓ ઉષાની સખીઓ હતી. 'સખી' એટલે ઉષાની સખી' બંને પરસ્પર સખીઓ હોય ત્યારે વાતચીતમાં કાંઇ પણ છુંપુ રાખવાનું હોય નહિ તેથી 'સખી ઉષાને' એમ કહેલું છે. આજે જ પાર્વતીએ કહ્યું અને આજે જ તે બેબાકડી થઇ તેથી ચિત્રલેખાને ઉષા બેબાકડી થવાનું કારણ જાણવાની ઇચ્છાવાળી થઇ. (૧૧)

પછી જે કહ્યું તે નીચેના શ્લોકથી કહે છે.

**कान्तं मृगयसे सुभ्रु कीदृशस्ते मनोरथः।**
**हस्तग्राहं न तेऽद्यापि राजपुत्र्युपलक्षये॥१२॥**

सुभ्रु इति भ्रूभङ्गादिभावो दृश्यत इति अकन्यात्वं तस्या आह । ननु कान्तान्वेषणं युक्तमेवेति चेत्, तत्राह कीदृशस्ते मनोरथ इति । मनोरथे कृते स्वप्ने तथा दृश्यत इति दृष्ट एवोपाय इति तं मनोरथमेव पृच्छति । कश्चिन्मनोरथो भविष्यतीति चेत्, तत्राह हस्तग्राहमिति । हस्तो गृह्यते अनेनेति हस्तग्राहः पतिः, अस्मिन्निति विवाहो वा । अद्यापि ते विवाहं न लक्षये । कस्याश्चिद्बाल्य, एव विवाहो भवति, पश्चात सखीभिः सम्बन्धः, तदापि विवाहो जात इति लक्ष्यते, विवाहे तु कुलकन्यायाः तत्र मनोरथो युक्तो भवति । राजपुत्रीतिपदात् निरोधेन यथेच्छया सम्बन्धो निवारितः ॥१२॥

उत्तरमाह दृष्ट इति।

*શ્લોકાર્થ -૧૨ : હે સુંદર ભ્રૂકુટિવાલી ! તું કાન્તને શોધે છે. તારો મનોરથ કેવો છે? હે રાજપુત્રી ! હજુ સુધી તારો વિવાહ થવાનું હું જાણતી નથી. (૧૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : હે સુંદર ભ્રૂકુટિવાલી ! એ સંબોધનથી તે ભ્રૂકુટિનો ભંગ થવાથી તે કન્યા રહી નથી એમ કહેલું છે. 'કાન્તની શોધ કરવી યોગ્ય જ છે' એમ કહે તેથી 'તારો મનોરથ કેવો છે? એમ પૂછેલ છે. મનોરથ કરવામાં આવે ત્યારે સ્વપ્નમાં જેવો મનોરથ હોય તેવું જ જોવામાં આવે છે તેથી કાન્તને શોધવાનો ઉપાય જણાવેલ જ હોવાથી તે મનોરથ જ પૂછે છે. 'કોઈક મનોરથ હશે' એમ કહે તેથી ઉત્તરાર્ધ યોજેલ છે. હસ્તગ્રાહ એટલે પતિ એટલે હસ્ત ઝલાય જેનાથી તે હસ્તગ્રાહ એટલે વિવાહ. હજું સુધી તારો વિવાહ થયાંનુ હું જાણતી નથી. કોઈ કન્યાનો બાલપણમાં જ વિવાહ થાય છે. વિવાહ થયો હોય ત્યારે સારા કુલની કન્યા તે પતિના સંબંધમાં મનોરથ કરે છે. તે યોગ્ય જ છે. હે રાજપુત્રી ! એ સંબોધનથી તું પુરાયેલી હોવાથી ઈચ્છા પ્રમાણે તારાથી સંબંધ થઈ શકે એમ નથી.(૧૨)

નીચેના શ્લોકથી ઉષા તેનો ઉત્તર આપે છે.

**उषोवाच - दृष्ट कश्चिन्नरवर : श्यामः कमललोचनः।**
**पीतवासा बृहद्वाहुर्योषितां हृदयङ्गमः ॥१३॥**

कश्चिद्विशेषतो निर्वक्तुमशक्यः । नरवरः मनुष्यश्रेष्ठः । सर्वेषामाकृतिर्भिन्नेति स देवः, नापि दैत्यः, अन्यो वा, किन्तु नरश्रेष्ठ एव । स्वप्ने कात्स्र्त्र्यानभिव्यक्तिरिति केवलं भ्रमः स्यात्, तत्प्रकृते नास्तीति आकृतिरूपगुणादीन् वर्णयति । सर्वलक्षणसम्पन्ननरत्वं आकृतिः श्याम इति रूपम् । कमललोचन इति सौन्दर्यम् । पीतवासा इति भूषितत्वम् । बृहद्बाहुरिति भोगयोग्यता । योषितां हृदयङ्गम इति संभोगसामर्थ्यम् ॥१३॥

ननु दर्शनमात्रेण कथं कान्तत्वम्, तत्राह तमहं मृगये कान्तमिति।

*શ્લોકાર્થ - ૧૩ : કોઈ એક શ્યામ કમલના જેવા લોચનવાળા, પીળાં વસ્ત્રોવાળા, મોટા બાહુઓવાળા, અને સ્રીઓને પ્રિય લાગે તેવા ઉત્તમ પુરૂષને મેં જોયા. (૧૩)*

ભાવાર્થ, સુબોધિનીજી : કોઈએક એટલે જેનું વધારે વર્ણન કરી શકાય નહિ તેવા 'નરવર' ઉત્તમ પુરૂષને મેં જોયા. બધાનો આકાર જુદો હોવાથી તે દેવ ન હતો, દૈત્ય પણ ન હતો અથવા બીજો કોઈ ન હતો. પરંતુ ઉત્તમ પુરૂષ જ હતો. સ્વપ્નમાં સંપૂર્ણ ભાવ પ્રગટ થતો નહિ હોવાથી માત્ર ભ્રમ થાય તેવું આ પ્રસંગમાં ન હતું એમ જણાવવા તે પુરૂષના આકાર, રૂપ, ગુણ વિગેરેનું વર્ણન કરેલું છે. સર્વ લક્ષણ સંપન્ન પુરૂષપણું આકૃતિ હતી.શ્યામ શબ્દથી રૂપ કહ્યું. 'કમળ જેવા લોચનવાળા' વિશેષણથી સૌંદર્ય કહ્યું. 'પીળાં વસ્રોવાળાં' વિશેષણથી ભૂષણવાળા હોવાનું કહ્યું. 'મોટા બાહુઓવાળા' વિશેષણથી ભોગ કરવાની યોગ્યતા બતાવી. 'સ્ત્રીઓને પ્રિય લાગે તેવા' વિશેષણથી સંભોગ કરવાનુ સામર્થ્ય કહ્યું. (૧૩)

માત્ર જોવાથી તે કાન્ત કેમ થયો? એવી શંકા થાય તેની નીચેના શ્લોક કહે છે.

**तमहं मृगये कान्तं पाययित्वाधरं मधु।**
**क्वापि यातः स्पृहयतीं क्षिप्त्वा मां वृजिनार्णवे ॥१४॥**

स मम कान्तो जातः, अतो मृगये । कथं जात इत्याकाङ्क्षायामाह पाययित्वाधरं मधु इति । अनेन सर्वेऽपि सम्बन्धा निरूपिताः । बहुधा सम्बन्धे हि सामार्थ्यक्षये स्त्रियाः पुरुषाधरपानम् । अनेन बहुकालावस्थानं सूचितम् । ततः क्वापि यातः, न तु विलीनः, भोगलक्षणानां विद्यमानत्वात् । विशेषसुखमदत्वा गत इति युक्तमन्वेषणमिति वक्तुमाह स्पृहयतीं मां वृजिनार्णवे क्षिप्त्वेति । रसेच्छामुत्पाद्य तदपूरणाद्दुःखम् ॥१४॥

ततः सख्याः प्रतिज्ञामाह व्यसनं तेऽपकर्षामीति ।

श्लोकार्थ - १४ : જે મને અધરનું અમૃત પાઈને તેની ઈચ્છા રાખનારીને દુઃખના સમુદ્રમાં ધકેલી કયાંક જતો રહ્યો તે કાંતને હું શોધું છું. (૧૪)

ભાવાર્થ, સુબોધિનીજી : તે મારો કાંત થયો. તેથી હું તેને શોધું છું. કેવી રીતે કાન્ત થયો? એ જાણવાની ઈચ્છા થાય તેથી 'અધરનું અમૃત પાઈને' શબ્દો યોજેલ છે. આથી બધો જ સંબંધ થવાનું સૂચવે છે. કારણ કે ઘણા પ્રકારે સંબંધ થતાં સામર્થ્યનો ક્ષય થાય ત્યારે સ્ત્રી પુરૂષના અધરનું પાન કરે છે. આથી તે ઘણા સમય સુધી રહેલ હોવાનું કહેવાય છે. પછી તે કયાંક જતો રહ્યો પરંતુ ભોગ થવાના ચિન્હો હોવાથી તે ક્ષીણ થયેલ નથી. વધારે સુખ આપ્યા વિના જતો રહ્યો તેથી તેને શોધવો યોગ્ય જ છે. તેથી 'ઈચ્છા રાખનારીએ મને દુઃખના સમુદ્રમાં ધકેલીને' શબ્દો યોજેલ છે. મારામાં રસની ઈચ્છા ઉત્પન્ન કરીને તે પૂર્ણ ન કરવાથી મને દુઃખ થયેલું છે. (૧૪)

પછી નીચેના શ્લોકથી સખી ચિત્રલેખા પ્રતિજ્ઞા કરે છે.

चित्रलेखोवाच -

व्यसनं तेऽपकर्षामि त्रिलोक्यां यदि भाव्यते ।
तमानेष्ये नरं यस्ते मनोहर्ता तमादिश ॥१५॥
इत्युक्त्वा देवगन्धर्वसिद्धचारणपन्नगान् ।
दैत्यविद्याधरान्यक्षान्मनुजांश्च यथालिखत् ॥१६॥
मनुजेषु च सा वृष्णीन् शूरमानकदुन्दुभिम् ।
व्यलिखद्रामकृष्णौ च प्रद्युम्नं वीक्ष्य लज्जिता ॥१७॥

यदि त्रिलोक्यां सः, तदा ते व्यसनमपकर्षामि । कथमित्याकाङ्क्षायामाह भाव्यत इति । चित्रे मया लिख्यते । तत्र यस्ते मनोहर्ता तमादिश । तमहमानयिष्यामीति व्यसनापकर्षप्रकारः । यद्यपि नरवर इति विशेषकथनात् देवादीनां लेखनमसङ्गतम् ।, तथापि देवादयो रूपान्तरेणोपभोगार्थमायान्तीति देवादयो नररूपा एवात्र लिख्यन्ते ऊर्ध्वादधःपर्यन्तं स्त्रीणां दृष्टिः । अत आदौ देवलेखनम् । एते त्रिगुणास्त्रयो गुणाः देवादयो नव सामान्यतो लिखिताः । चकारान्मनुष्येषु सर्वप्रकाराः, देवादिष्वपि वा । मनुष्येषु श्यामत्वादिधर्मा उक्ता इति तत्साम्यं यादवेष्वेव वर्तत इति मनुजेषु सा वृष्णीनलिखीत् । ततोऽपि हृदयङ्गमादिधर्मैः उत्तरोत्तरवैशिष्ट्यरूपत्वात् वृष्णिषु शूरमलिखत् । तस्य च पुत्रमानकदुन्दुभिं वसुदेवम् । तत्र यद्यपि रामो न श्यामः, तथापि रूपान्तरेण तथा कुर्यादिति रामोऽपि लिखितः । रामकृष्णौ चेति । चकाराद्गदादयोऽपि लिखिताः । प्रद्युम्नं लिखितं वीक्ष्य ईषद्वैलक्षण्यात् तत्पुत्रो भवितुमर्हतीति निश्चित्य विलज्जिता । यद्यपि भगवान् तादृशमकृत्रिमं रूपं कर्तुं शक्तः, तथापि मर्यादायामेकैकस्य गुणस्याभिव्यक्त्यर्थं एक एव पदार्थो निर्णीयते । ततो यादृशो गुणोऽनिरुद्धनिदानभूतः, तेनानिरुद्धो निष्पादित एव । अन्यः क्रियमाणः कृत्रिम एव भवतीति वैलक्षण्यं भवत्येव । आधिदैविका दृष्ट इति, अनिरुद्धो वा स्वयं मायया तथा आगत इति न वैलक्षण्यं लज्जया ज्ञातवती । एतत्पुत्रो भविष्यतीति । भर्तृपितामहादिभ्यो न लज्जेति लौकिकाः ।।१७।।

ततोऽनिरुद्धोऽकृत्रिमो लिखित इत्याह अनिरुद्धमिति ।

<u>શ્લોકાર્થ - ૧૫ :</u> જો તે ત્રણ લોકમાં હશે તો તારૂં દુઃખ દૂર કરીશ. ચિત્ર કરૂં છું. જે પુરૂષ તારૂં મન હર કરનારો છે તેનું હું લોકમાં હશે તો તારૂં દુઃખ દૂર કરીશ.(૧૫)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જો ત્રણ લોકમાં દૂર કરીશ? આ જાણવાની ઈચ્છા થાય તેથી 'ચિત્ર કરૂં છું' એમ કહેલું છે. હું ચિત્ર દોરૂ છું. તેમાં જે તારૂં મન હરનારો હોય તે દેખાડ. તેને હું લાવીશ. આ તારૂં દુઃખ કરવાની રીત છે.(૧૫)

શ્લોકાર્થ - ૧૬ : એમ કહીને દેવો, ગાંધર્વો, સિદ્ધો, ચારણો સર્પો, દૈત્યો, વિદ્યાધરો, યક્ષો અને મનુષ્યોને બરાબર ચિતર્યા. (૧૬)

ભાવાર્થ, સુબોધિનીજી : જો કે ઉત્તમ પુરૂષ એમ આગળ કહેલું હોવાથી દેવો વિગેરેના ચિત્રો દોરવાનું જરૂરી ન હતું છતાં પણ દેવો બીજા રૂપો ધારણ કરીને ઉપભોગ કરવા આવતા હોવાથી અહીં પુરૂષરૂપ ધારણ કરેલા છે એટલે ચિત્રમાં આવે છે. સ્ત્રીઓની દૃષ્ટિ ઉપરથી નીચે સુધીની હોય છે. તેથી ચિત્રલેખાએ પહેલાં દેવો ચિતર્યા. 'ચ અને' શબ્દ થી મનુષ્યોમાં બધા પ્રકારો પણ ચિતર્યા. (૧૬)

શ્લોકાર્થ -૧૭:અને મનુષ્યોમાં તેને વૃષ્ણિઓને, શૂરને, વસુદેવને ભલભદ્ર અને શ્રીકૃષ્ણને અને પ્રદ્યુમ્નને ચિતર્યા. પ્રદ્યુમ્નને જોઈને તે શરમાઈ. (૧૭)

ભાવાર્થ, સુબોધિનીજી : શ્યામપણું વિગેરે ગુણો ઉષાએ કહેલા હોવાથી અને મનુષ્યોમાં યાદવો જ હોવાથી મનુષ્યોમાં તેણે વૃષ્ણિઓને ચિતર્યા. સ્ત્રીઓને પ્રિય લાગે તેવા ગુણોથી એક એકથી વધારે રૂપવાળા વૃષ્ણિઓમાં શૂરને ચિતર્યા તેના પુત્ર વસુદેવને ચિતર્યા તેઓમાં બલભદ્ર જે શ્યામ ન હતા છતાં પણ ચિતર્યા. 'ચ અને' શબ્દથી ગદ અને પ્રદ્યુમ્નને ચિતર્યા. પ્રદ્યુમ્નને ચિતરેલા જોઈને સહેજ તફાવત જોઈને તેનો પુત્ર હોવો જોઈએ એવો નિર્ણય કરીને તે શરમાઈ. જો કે ભગવાન પોતાનું તેવું કુદરતીરૂપ કરવા શક્તિવાળા છે છતાં પણ મર્યાદામાં એક એક ગુણ સ્પષ્ટ જણાય છે તેથી અનિરૂદ્ધ મૂળ કારણરૂપ હતો. તેથી અનિરૂદ્ધ જ ઉત્પન કરવામાં આવેલ બીજો તો કુત્રિમ જ થાય તેથી ભેદ છે એમ બતાવે છે. તેને આધિદૈવિક અનિરૂદ્ધને જોયો તેથી તે પુરૂષ પોતાનો પુત્ર હોવો જોઈએ એવો ભેદ તેને શરમને લીધે જાણ્યો નહિ. પતિના દાદા વિગેરની લાજ હોતી નથી એમ લૌકિક પુરૂષો કહે છે.(૧૭)

પછી અસલ અનિરૂદ્ધનું ચિત્ર કર્યું એમ હવે કહે છે.

**अनिरुद्धं विलिखितं वीक्ष्योषावाङ्मुखी हिया।**
**सोऽसावसाविति प्राह स्मयामना महीपते ॥१९॥**

विशेषेण लिखितं सहजरूपं स्वप्नदृष्टसमानं दृष्ट्वा, उषा तं साक्षादेव मत्वा,

**पूर्वं सम्वन्धं स्मृत्वा, अधोमुखी जाता । तत आदरेण अन्यं मा लिखत्विति, स एवासावसाविति द्विरुक्तवती । स्मयमानेति तस्याः प्राप्स्यामीति हर्षः महीपते इति सम्बोधनं भ्रमाभावाय ॥१८॥**

ततो वरं निश्चित्य तमानेतुं गतेत्याह चित्रलेखेति ।

*શ્લોકાર્થ - ૧૮ : હે રાજા ! અનિરૂદ્ધને ચિત્રેલો જોઈને ઉષા શરમથી નીચા મુખવાળી થઈ 'તે આ છે' 'તે આ છે' એમ હસતાં કહ્યું. (૧૮)*

ભાવાર્થ, સુબોધિનીજી : અનિરૂદ્ધનું ખાસ ચિત્રરેલું કુદરતીરૂપ સ્વપ્નમાં જોયેલાં રૂપ જેવું જોઇને તે જાતે જ પતિ છે. એમ માનીને, પહેલા સંબંધનું સ્મરણ કરીને ઉષા નીચા મુખવાળી થઈ અને આદરથી 'તેજ આ છે' એમ બે વાર બોલી 'હસતા' શબ્દથી હું તેને પ્રાપ્ત કરીશ એવા વિચારથી તેને હર્ષ સૂચવેલ છે. હે રાજા ! એ સંબોધનથી પરિક્ષિતને ભ્રમ ન થાય તે માટે કહેલું છે. (૧૮)

પછી વર નક્કિ કરી ચિત્રલેખા તેને લેવા ગઇ તે કહે છે.

**चित्रलेखा तमाज्ञाय पौत्रं कृष्णस्य योगिनी ।**
**ययौ विहायसा राजन् द्वारकां कृष्णपालिताम् ॥१९॥**

कृष्णस्य पौत्रमिति स्त्रीणां हितकारी भविष्यति । स्वयं च योगिनी तस्याग्रे रमणं योगाभ्यासेन ज्ञातवती । अत एव विहायसा ययौ । अन्यथा रक्षकैर्गमनागमनाशक्तेः । राजन्निति सावधानार्थम् । कृष्णपालितामिति । तदानी कृष्ण एव पालकः पुराध्यक्षः स्वयं जातः, इदमेव कार्यमुद्दिश्य । अन्यथा देवैः सानुभावैश्च रक्षिता पुरीति नाम्यः प्रवेशमर्हति ॥१९॥

શ્લોકાર્થ - ૧૯ : હે રાજન ! યોગિની ચિત્રલેખા તે શ્રીકૃષ્ણના પૌત્રને ઓળખીને આકાશમાર્ગે દ્વારકાં ગઈ.(૧૯)

ભાવાર્થ, સુબોધિનીજી : શ્રીકૃષ્ણના પૌત્ર હોવાથી સ્રીઓનું હિત કરનાર હસે અને પોતે યોગીની હોવાથી તેને પહેલાં કરેલું રમણ યોગના અભ્યાસથી તેણે જાણ્યું. તેથી તે આકાશ માર્ગે ગઇ. કારણ કે ચોકીદારોને લીધે બીજા પ્રકારે

ત્યાં જવાની શક્તિ ન હતી.

હે રાજન ! એ, સંબોધન પરિક્ષીત સાવધાન રહે તે માટે કરેલું છે. શ્રીકૃષ્ણથી રક્ષાએલી ! વિશેષણથી શ્રીકૃષ્ણ પોતે જ રક્ષણ કરનારા હતા. તેમ ન હોત તો દેવો અને પ્રભાવવાળા પુરૂષોથી શહેરનું રક્ષણ થતું હોવાથી કોઈથી પણ પ્રવેશ થઈ શકે એમ ન હતું. (૧૯)

**तत्र सुप्तं स्वपर्यङ्के प्राद्युम्निं योगमास्थिता ।**
**गृहीत्वा शोणितपुरे सख्यै प्रियमदर्शयत् ॥२०॥**

तत्रापि भगवदिच्छया अनिरुद्धोऽपि न जागर्ति, अन्यथा स एव न गच्छत् । स्वपर्यङ्क इति निर्भरनिद्रात्वाय । ननु राजन्याः सावधाना भवन्ति, कथमेवं निर्भरनिद्रात्वम्, तत्राह प्राद्युम्निमिति । स हि प्रद्युम्नस्य पुत्रो निर्भयः प्रद्युम्नोऽपि हृतः, सोऽपि हृतो, भगवदिच्छयेति वा । पराभवः स्त्रीप्राप्तिश्चोभयत्र तुल्या। शक्तिह्रासस्तु नैमित्तिक इति बोध्यते । सापि तं नेतुं लौकिकमुपायं परित्यज्य योगमास्थिता । अलौकिक उपायो योगः । आस्थितिः सर्वभावेन तत्रातिभरं दत्वा । गृहीत्वा पर्यङ्कात्तमेव बालकमिव । अप्रबोधो योगानुभावः । शोणितपुरे इति नाम्नैव भयानकत्वमुक्तम् । सख्यै उषायै । तस्याः प्रियमनिरुद्धं 'अयं तव प्रिय' इति प्रदर्शितवती ॥२०॥

<u>શ્લોકાર્થ - ૨૦:</u> *યોગનો આશ્રય કરેલીને તેણે ત્યાં પોતાના પલંગ પર પોઢેલા પ્રદ્યુમ્નના પુત્રને લઈને શોણિતપુરમાં ઉષાને પ્રિયના દર્શન કરાવ્યાં. (૨૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ત્યાં પણ અનિરૂદ્ધ ભગવાનની ઈચ્છાથી જાગતો ન હતો, જો જાગતો હોત તો ન જાત. 'પોતના પલંગ પર' શબ્દથી ગાઢ નિંદ્રા જણાવેલી છે.

ક્ષત્રિયો સાવધાન રહે છે. તો અનિરૂદ્ધ આવી ગાઢ નિંદ્રામાં કેમ હતો? એવી શંકા થાય તેથી 'પ્રદ્યુમ્નના પુત્રનો' શબ્દ યોજેલ છે. કારણ કે તે પ્રદ્યુમ્નનો પુત્ર ભય વિનાનો હતો. પ્રદ્યુમ્નને શંબર ઉપાડી ગયેલ અને આને પણ ઉપાડી

જવામાં આવ્યો. શત્રુનો પરાભવ અને સ્ત્રીની પ્રાપ્તિ બંનેના સંબંધમાં સરખા થયા. શક્તિનો સંકોચ તો નિમિત્તને લીધે થયેલ એમ જણાવવામાં આવે છે. તે ચિત્રલેખાએ પણ તેને લઇ જવા લૌકિક ઉપાયનો ત્યાગ કરીને યોગનો આશ્રય કર્યો. યોગ અલૌકિક ઉપાય છે. 'આશ્રય કર્યો' એટલે સર્વ પ્રકારે પલંગમાંથી તે અનિરૂદ્ધને બાલકની રૂપે લઇને શોણિપુર સખીને દર્શન કરાવ્યાં. અનિરૂદ્ધ જાગ્યો નહિ તે યોગનો પ્રભાવ હતો. શોણિતપુર એ તે શહેરનું ભયાનકપણું કહેલું છે. 'રાખીને' એટલે ઉષાને આ તારો પ્રિય એમ કહી તેના પ્રિય અનિરૂદ્ધના દર્શન કરાવ્યાં. (૨૦)

**सा च तं सुन्दरवरं विलोक्य मुदितानना।**
**दुष्प्रेक्ष्ये स्वगृहे पुम्भी रेमे प्राद्युम्निना समम् ।।२१।।**

तत्र गतः प्रवुद्धः स्त्रीमण्डले । ततः सा मुदितानना तेन सह रेमे । चकरात्सोऽपि तया सह । मुदिताननेति तस्या भयाद्यभाव उक्तः, विषयसौन्दर्यात् । लौकिकोऽपि हेतुरस्तीत्याह दुष्प्रेक्ष्ये स्वगृहे इति । स्त्रियः सर्वाः कन्यायां तस्मिंश्चानुरक्ताः ऐकमत्यं प्राप्ताः । मात्रादयोऽपि । प्राद्युम्निनेति सर्वथा कामपूरकत्वम् ।।२१।।

निलीय क्लेशरमणं व्यावर्तयति पराध्येति ।

<u>શ્લોકાર્થ - ૨૧ :</u> *તેને તે સુંદર વરને જોઇને આંનદિત મુખવાળી થઇ. પુરૂષોથી જોઇ ન શકાય તેવા પોતાના ઘરમાં પ્રદ્યુમ્નના પુત્ર સાથે રમણ કરવા માંડયું. (૨૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ત્યાં જઇને સ્ત્રીઓના મંડલમાં જાગ્યો. પછી આનંદિત મુખવાળી થયેલી ઉષા જોડે રમણ કરવા માંડયું. આનંદિત મુખવાળી શબ્દથી એમ કહેલું છે કે અનિરૂદ્ધના સૌદર્યને લીધે તેને ભય રહ્યો ન હતો. 'પુરૂષોથી જોઇ ન શકાય તેવા પોતાના ઘરમાં' શબ્દોથી તેને ભય ન રહેવાનું કારણ પણ જણાવ્યું છે. બધી સ્ત્રીઓ ઉષાની માતા પણ કન્યા ઉષા ઉપર અને અનિરૂદ્ધ ઉપર સ્નેહ રાખનારી હોઇ એકમતવાળી થયેલી. 'પ્રદ્યુમ્નના પુત્ર' શબ્દથી એમ સૂચવ્યું છે કે તે સર્વ પ્રકારે કામમાં સંતોષ આપનાર હતો. (૨૧)

તેઓ છુપા રહી દુઃખથી રમણ કરતા હતા. તે નીચે શ્લોકથી હવે કહે છે.

**परार्ध्यवासः स्रग्गन्धधूपदीपासनादिभिः ।**
**पान भोजनभक्ष्यैश्च वाक्यैः शुश्रूषयार्चितः ॥२२॥**

परार्ध्यान्यमूल्यानि सर्वाण्येव । धूपदीपासनादिभिरिति देववत्पूजनमुक्तम् । स्नातस्य प्रथमं वस्त्रम्, ततः स्रजः, ततो गन्ध इति । केशेषु संस्कारार्थं धूपः । ततो गृहे प्रविष्टस्य आरात्रिकम् । तत उपवेशनार्थमासनम् । ततः पानभोजनभक्ष्याणि । पानं मादकरुच्युत्पादकव्यकृतम् । भोजनं प्रकृतम् । भक्ष्यं ताम्बूलादि । अथवा । कदाचित्पानम्, कदाचिद्भक्ष्याणि । चकारात्तत्सम्बधीनि । मानसस्तु सिद्ध एवेति बाह्या एते निरूपिताः । वाक्यैरिति वाचनिकी । शुश्रूषा कायिकी । सर्वभावेनार्चितः ॥२२॥

सोऽपि तासां इच्छानुरोधी जात इत्याह गूढः कन्यापुर इति ।

**गूढः कन्यापुरे शश्वत्प्रवृद्धस्नेहया तया ।**
**नाहर्गणान्स बुबुधे ऊषयापहृतेन्द्रियः ॥२३॥**

शश्वन्निरन्तरमुपचाराणां श्रतायमानत्वादनुरोधः । प्रवृद्धस्नेहयेति निरन्तरं साधनेषु हेतुः । तस्य क्रियान्तरस्मरणाभावायाह नाहर्गणान्स बुबुध इति। ऊषयेति । पूर्वस्त्रीणामप्यस्मरणं सर्वोत्तमैषेति च द्योतितम् । अपहृतं वशीकृतं तदधीनं जातमिन्द्रियं यस्य ॥२३॥

*<u>શ્લોકાર્થ - ૨૨-૨૩</u> : ઘણા કિંમતી વસ્ત્રો, માલાઓ સુંગધી પદાર્થો ધૂપ, દીપક આસન વિગેરેથી અને પાન ભોજન તથા ભક્ષ્યથી અને સેવાથી આદર પામેલા, સદા કન્યાના અન્તઃપુરમાં છુપાયેલા અને ઘણા વધેલા સ્નેહવાળી તે ઉષાએ જેને ઇંદ્રિય હરિ લીધી છે તેવાએ ઘણા દિવસો રમણમાં ગયા તે જાણ્યું નહિ. (૨૨-૨૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : વસ્ત્રો ઘણાં કિંમતી અને અમૂલ્ય હતાં. ધૂપ દિપક, આસન વિગેરેથી અનિરૂદ્ધની દેવ તરીકે પૂજા થવાનું કહ્યું. સ્નાન કર્યા

પછી પ્રથમ વસ્ત્ર પછી માલાઓ પછી સુંગધી પદાર્થો, કેસોના સંસ્કાર માટે ધૂપ અપાતો. ઘરમાં પ્રવેશ કરે ત્યારે આરતિ થતી પછી બેસવા માટે આસન અપાતું. પછી પાન ભોજન અને ભક્ષ્યો અપાતા મદ કરનારાં અને રૂચી ઉત્પન્ન કરનારાં દ્રવ્યોનું બનાવેલું પીણું હતું. ભોજન એટલે શબ્દ હોવાથી તેના સંબંધવાળા પદાર્થો પણ અપાતા. મનનો સ્નેહ તો સિદ્ધ થયેલો જ હતો.

વાણીથી શબ્દથી વાચાથી થતી અને 'સેવાથી' શબ્દથી સરભરા કાયાથી થતી તે કહેલી છે. તેનો આદર થતો.(૨૨)

તે પણ સ્ત્રીઓની ઈચ્છા પ્રમાણે વર્તનારો થયું. 'ઘણા વધેલા સ્નેહવાળી' વિશેષણથી ઉપચારોના સાધનો પુરા પાડવાનું કારણ કહેલું છે.

ઉષાએ શબ્દથી એમ સમજાવેલું છે કે તેને પહેલાંની સ્ત્રીઓની સ્મરણ રહેલું નહિ. અનિરૂદ્ધને ઉત્તમ જાણતાં ઉષા તેને વંશ થયેલી હતી.(૨૩)

**तां तथा यदुवीरेण भुज्यमानां हतव्रताम् ।**
**हेतुभिर्लक्षयांचक्रुरापीतां दुरवच्छदैः ॥२४॥**
**भटा आवेदयांचक्रू राजंस्ते दुहितुर्वयम् ।**
**विचेष्टितं लक्षयामः कन्यायाः कुलदूषणम् ॥२५॥**

ततः पुरुषोपभुक्ता गर्भकृतैर्लक्षणैः भोगकृतैरेव वा हतं व्रतं यस्याः । कन्याया ब्रह्मचर्य व्रतम्, तदा हतव्रतां तां लक्षयांचक्रुः । यदुवीरेणेति निर्भरो भोग उक्तः । तेन स्पष्टानि चिह्नानि । आसमन्तात् पीतां पीतवर्णां, श्रमाद्गर्भेण वा स्त्रीणां तथात्वं भवति । दुरवच्छदैरिति । आच्छादयितुमशक्यैः धर्मैः रूपेण च ज्ञात्वा। स्वापराधशङ्कया भटा आवेदयांचक्रुः । तेषां रक्षकाणां कन्यान्तःपुराधिकारिणां वाक्यमाह राजन्निति । अयुक्तं कथं श्राव्यत इत्याशङ्क्य संबोधनेन पश्चान्महदनिष्टं सूचयन्ति । विचेष्टितं व्यभिचारम् । लक्षयाम इति प्रमाणं तर्कितमात्रम् । नन्वस्तु को दोष इति चेत् , तत्राह कुलदुषणमिति । यद्यपि पापादिना न तेषां भयम्, तथापि दैत्याः न व्यभिचारिणो भवन्तीति । तेषां कुले व्यभिचारो दूषणम्, यथा देवानामनृतम् ॥२५॥

तर्हि कि समायातीति शङ्कायामाहु : अनपायितभिरिति ।

श्लोकार्थ - २४ : તેવી રીતે યદુવીરથી ભોગવાની પીળા વર્ણવાળી તેને સિપાઈઓથી છુપાં રાખી ન શકાય તેવા ચિન્હોથી વ્રતથી ભ્રષ્ટ થયેલી જાણી. હે રાજન ! આપની પુત્રી કન્યાનું વર્તન કુલને દૂષણરૂપ હોવાનું હમો માનીએ છીએ એમ જાહેર કર્યું. (૨૪-૨૫)

ભાવાર્થ, સુબોધિનીજી : પછી પુરૂષથી ભોગવાયેલી તે ઉષા ગર્ભવાળી થઈ અથવા ભોગથી થયેલા ચિન્હોથી વ્રતનો ભંગ થયો છે તેવું જણાયું. કન્યાનું વ્રત બ્રહ્મચર્ય છે પછી સિપાઈઓએ તેને વ્રતથી ભ્રષ્ટ થયેલી માની 'યદુવીરથી' શબ્દથી એમ કહેલું છે કે તે ઘણી જ ભોગવાયેલી તેથી ગર્ભના ચિન્હો સ્પષ્ટ દેખાયાં. ગર્ભ રહેવાથી તે પીળા વર્ણવાળી થઈ. સ્ત્રીઓ આવી થાય છે. છુપાં રાખી ન શકાય તેવા ગુણો અને રૂપથી તેવી જાણીને પોતાનો અપરાધ ગણાશે એવા ભયથી સિપાઈઓએ જાહેર કર્યું . હે રાજન ! તે ચોકી રાખનારા કન્યાના અંતઃપુરના અમલદારોનું વાક્ય છે.

અયોગ્ય વૃતાંત કેમ સાંભળવું ? એવા વિચારથી ભય પામી એટલે વ્યભિચાર માનીએ છીએ. સત્ય અનુમાનથી જાણ્યું છે. ભલે તેમ હોય તેમાં શું દોષ? એવી શંકા થાય તેથી 'કુલને દૂષણ રૂપ' શબ્દ યોજેલ છે. જોકે પાપનો તેઓને ભય હોતો નથી. પરંતુ દૈત્યો વ્યભિચારી હોતા નથી. જેમ દેવોમાં અસત્ય દોષ જણાયા છે. તેમ તેઓના કુલમાં વ્યભિચાર દોષરૂપ છે.(૨૪-૨૫)

ત્યારે કોણ કન્યાના અન્તઃપુરમાં આવે છે એવી શંકા થાય તોથી નીચેના શ્લોકથી કહે છે.

**अनपायिभिरस्माभिर्गुप्तायाश्च गृहे प्रभो ।**
**कन्याया दूषणं पुम्भिर्दुष्प्रेक्षाया न विद्महे ॥२६॥**

स्वतो विवाहं व्यावर्तयति । कन्याया इति । अनेन तर्कितस्याथस्य युक्त्या बाधोऽप्युक्तः । अत एव दूषणं लक्षयामः, न विद्महे च । अन्यथानिर्धारे तेऽपि हन्तव्याः स्युः ॥२६॥

ततो निर्धारार्थं स्वयं प्रवृत्त इत्याह तत इति।

શ્લોકાર્થ - ૨૬ : હે પ્રભો ! ઘરમાં સંપૂર્ણ સાવધાનીથી અમારાથી રક્ષાતી પુરૂષો જેને જોઈ શકે નહિ તેવી કન્યાનું દૂષણ કેમ થયુ તે અમે જાણતા નથી. (૨૬)

ભાવાર્થ, સુબોધિનીજી : કન્યા શબ્દથી એમ કહેલું છે કે પોતાની મેળે તેણે વિવાહ કરેલ નથી. આ અનુમાન કરેલો વૃત્તાંત ખોટો હોવાનું પણ યુક્તિથી કહેલું છે. જો તેમ ન હોય તો દૂષણનો નિશ્ચય થયો હોય તો તેઓ પણ હણવા યોગ્ય છે. (૨૬)

નીચેના શ્લોકથી તેણે પોતે પ્રવૃત્તિ કરી તે કહે છે.

**ततः प्रव्यथितो बाणो दुहितुः श्रुतदूषणः।**
**त्वरितः कन्यकागारं प्राप्तोऽद्राक्षीद्यदूद्वहम् ॥२७॥**

प्रकर्षेण व्यथितः शस्त्रादिभ्योऽपि ततस्त्वतिः कन्यकागारं पाप्तः प्रथमं यदूद्वहमेव द्दष्टवान् । सर्वानेव यदून् उद्वहतीति महाशूरत्वं यदुकुलोत्पन्नत्वं च ज्ञातवान् ॥२७॥

तद्दृष्टमनिरुद्धं वर्णयति, निर्भयत्वाय, कामात्मममिति ।

*શ્લોકાર્થ - ૨૭ : પછી પુત્રીનું દુષણ જેને સાંભળેલો તેવો બાણ ઘણો દુઃખી થઈ ઝડપથી કન્યાના અન્તઃપુરમાં ગયો. તેને યદુના વંશજ જોયો. (૨૭)*

ભાવાર્થ, સુબોધિનીજી : તે ઘણા પહારોથી દુઃખી થયો પછી તે ઝડપથી અન્તઃપુર ગયો અને ત્યાં યદુઓના વશંજ અનિરૂદ્ધને જોયો તે બધાએ યુદુઓનો ઉધ્ધાર કરતો હતો. તેથી તે ઘણો શૂરવીર અને યદુકુલમાં ઉત્પન્ન થયેલો હતો તેમ બાણે જાણ્યું. (૨૭)

તેને જોયેલ અનિરૂદ્ધ ભયવગરનો હતો એમ જણાવવા નીચેના શ્લોક કહે છે.(૨૭)

**कामात्मजं तं भुवनेकसुन्दरं श्यामं पिशङ्गाम्बरमम्बुजेक्षणम्।**
**बृहद्भुजं कुण्डलकुन्तलत्विषा स्मितावलोकेन च मण्डिताननम् ॥२८॥**

स्त्रीणामत्यन्तहितार्थाय कामात्मजत्वमुक्तम् । भुवनैकसुन्दरमिति सर्वेषामेव मोहकम् । श्यामं पिशङ्गाम्बरम् । पीताम्बरमिति भगवत्सारूप्येण भगवदीयत्वं ज्ञापितम् । अम्बुजेक्षणगिति दृष्ट्यैव सर्वाह्लादकत्वमुक्तम् । बृहद्भुजमिति । भोगयोग्यता वीरत्वं च । स्वभावतोऽप्ययं महानिति कुण्डलकुन्तलैर्मण्डितमाननं यस्येत्युक्तम् । स्मिताबलोकेनेति मनोहरस्वभाव उक्तः । अनेन सर्वलक्षणसम्पूर्णोऽयं वर इत्युक्तम् ॥२८॥

तस्य चौर्येण व्यभिचारसम्बन्धं निवारयति ।

**दीव्यपन्तमक्षैः प्रिययाऽभितृष्णया तदङ्गसङ्गस्तनकुङ्कुमस्त्रजम् ।**
**बाह्वोर्दधानं मधुमल्लिकाश्रितां तस्याग्र आसीनमवेक्ष्य विस्मितः ॥२९॥**

यथा कृतविवाहौ स्त्रीपुरुषावक्षैः क्रीडतः,एवं प्रियया सह तदेकनिष्ठया अक्षैर्दीव्यन्तम् । सा च क्रीडा न क्रीडार्था, किन्तु रसपोषिकेत्याह अभितृष्णयेति । अभितः तृष्णा यस्याः सर्वतः सम्बन्धं वाञ्छतीति । अभितृप्तया वा सम्भोगनितान्तृप्तया । अभिनृम्णया वा । नृम्णमिति प्रकाशनाम । वैदिकशब्दो नृम्णं 'नृम्णाय नृम्ण' मित्यत्र प्रसिद्धम् । प्रकाशमाने प्रकाशमानमित्यर्थः । अभितः प्रकाशमानया, न तु सङ्कोचेन केनचिदप्यंशेन स्थितया । तत्सम्बाद्ध एव क्रीडतीति सर्वसन्देह निवृत्त्यर्थमाह तदङ्गसङ्गस्तनकुङ्कमसजमिति । तस्या अङ्गसङ्गेन यत् कुचकुङ्कुमं स्रजि संबद्ध तादृशीं स्रजं बाह्वोर्मध्ये दधानम् । अत्यन्तरसालसमये दृष्टवानिति । मधुयुक्ता या मल्लिका तयाश्रितां स्रजमिति तत्र भ्रमरादिसम्बन्धो निरूपितः । अन्धेन रूपेण च मल्लिका तयाश्रितां स्रजमिति तत्र भ्रमरादिसम्बधो निरूपितः । अन्धेन रूपेण च मल्लिका रसपोषिका । तस्यैवाग्रेऽप्यासीनं वाणेऽप्यागते तथैवासीनमित्यर्थः । स्वस्याग्र आसीनमिति वक्तव्ये तस्य तथा विचारो न जात इति शुक एवाह ॥२८॥

<u>શ્લોકાર્થ - ૨૮-૨૯ :</u> ભુવનોમાં એકલા સુંદર, શ્યામ, પીળાં, વસ્ત્રવળા કમળ જેવા નયનવાળા મોટી ભુજાવાળા, કુંડલો અને કેશના તેજથી તથા હાસ્યવાળી દષ્ટિથી શોભતા મુખવાળા, સર્વ તરફથી તૃષ્ણાવાળી પ્રિયાની સાથે

પાસાથી જુગાર રમતા તેના અંગના અંગને લીધે સ્તન પરના કેશવાળી અને રસવાળા મોગરા જેમાં હતા તેવી માલાને બાહુઓ વચ્ચે ધારણ કરનાર તેની સમીપ બેઠેલા કામના તે પુત્રને જોઈને વિસ્મય પામ્યો. (૨૮-૨૯)

ભાવાર્થ, સુબોધિનીજી : તે સ્રીઓનું હિત કરનારો હતો એમ જણાવતા 'કામનો પુત્ર' શબ્દ યોજેલ છે. 'ભુવનોમાં અંકેલા સુંદર'વિશેષણથી બધાને મોહ ઉત્પન્ન કરનાર કહેલો છે. રંગથી ભગવદીયપણુ જણાવેલું છે. 'કમળ જેવાં નયનવાળા' વિશેષણથી તેને દષ્ટિથી જ સર્વને આનંદ આપનાર કહેલો છે. 'મોટી ભુજાવાળા' વિશેષણથી ભોગ કરવાની યોગ્યતાવાળો અને વીર કહેલો છે. 'કુંડલો અને કેશોથી દષ્ટિથી શોભતા મુખવાળા શબ્દથી મનોહર સ્વભાવ કહેલો છે. આ વર સર્વ સંપન્ન હતો.(૨૮)

તે ચોરીથી વ્યભિચારનો સંબંધ રાખતો ન હતો. જેમ પરણેલા સ્ત્રી અને પુરૂષ પાસાથી રમે છે. તેમ તેની પ્રિયાની સાથે પાસાથી જુગાર રમતો તેને જોતો. 'સર્વ તરફથી તૃષ્ણાવાળી' વિશેષણથી એમ કહેલું છે કે રમત રમત માટે જ રમાતી ન હતી પરંતુ રસનું પોષણ કરનારી હતી અથવા સંભોગથી સંપૂર્ણ રીતે તૃપ્ત થયેલી પ્રિયા સાથે પાસાથી રમતો હતો તે જોયો. સર્વ પ્રકારથી પ્રકાશતી પરંતુ કોઈ પણ અંશથી સંકોચન નહિ રહેલી તેના સંબંધમાં આવેલો જ ક્રીડા કરતો હતો. તેના અંગના અંગને લીધે 'સ્તન પરના કેસરવાળી માલાને ધારણ કરેલો' શબ્દ યોજેલ છે. ઉષાના અંગના સંગને લીધે સ્તન પરનું જે કેસર માલાએ ચોટલું તેવી માલાને બાહુ વચ્ચે ધારણ કરતો એટલે ઘણા રસાલ સમયે જોયો એવો અર્થ છે. રસવાળા મોગરાની માળા ગંધથી અને રસથી પોષર કરનારી છે. તે બાણની સમીપ બેઠેલો એટલે બાણ આવ્યો ત્યારે તેવી રીતે જ બેસી રહેલો તેને જોયો. 'તેની સમીપ બેઠેલા' એમ શુકે જ કહેલું છે તેથી બાણ વિસ્મય પામ્યો.(૨૯)

પછી તેના સેવકોએ તે સહન નહિ કરતાં યુદ્ધ માટે પ્રવૃત્તિ કરી તે નીચેના શ્લોકથી કહે છે.

**स तं प्रविष्टं वृतमाततायिभिर्भटैरनीकैतवलोक्य माधवः।**
**उद्यम्य मौर्वं परिधं व्यवस्थितो यथान्तको दण्डधरो जिघांसया॥३०॥**

अन्तःप्रविष्टम् । तं श्वशुरम् । आततायिसिर्वृतमिति शस्त्रपाणिभिः सह समागच्छन्तम् । मारयिष्यतीति निश्चित्य मधुवंशोत्पन्नः अन्यस्यापि स्वसम्बन्धेन मदं जनयति, किं पुनः स्वस्य साक्षात्, अतो युद्धार्थमेकाकी प्रवृत्त इत्याह उद्यम्य मौर्वं परिधमिति । लोहषद्धं वा । मौर्वी काचित्तृणजातिर्लोहजातिर्वा । मौर्वी काचित्तृणजातिर्लोहजातिर्वा । विशेषेणावस्थितः । सर्वथा निकटगमने प्राणान् ग्रहीष्यतीति ज्ञापनार्थमाह यथान्तको दण्डधर इति । जिघांसया व्यवस्थित इति स्वरूपेण भयानकत्वं निवारितम् ॥३०॥

ततो यज्जातं तदाह **जिधृक्षयेति** ।

*શ્લોકાર્થ - ૩૦ : શસ્ત્ર ધારણ કરેલા સીપાઈઓ અને સૈન્યથી વીંટાયેલા તેને પ્રવેશેલો જોઈને હણવાની ઈચ્છાથી દંડ ધારણ કરનાર કાલની પેઠે માધવ લોખંડની ભોગળ ઉગામીને ઉભો રહ્યો.(૩૦)*

ભાવાર્થ, સુબોધિનીજી : અંતઃપુરમાં પ્રવેશેલા સસરાને સીપાઈઓ અને સૈન્ય સહીત આવતા જોઈ આ બધા મને મારશે એમ નિશ્ચય કરીને માધવ ઉભો રહ્યો. મધુના વંશમાં ઉત્પન્ન થયેલો માધવ પોતાનામાં મદ ઉત્પન્ન કરે તેમાં કહેવું શું? તેવો એકલો યુદ્ધ કરવા માટે તૈયાર થયો. લોઢાની જડેલી ઘાસથી વીંટેલી ભોગળ ઉગામી ઉભો રહ્યો. તેઓ ઘણા નજીક જસે તો અનિરૂદ્ધ તેના પ્રાણ લેશે એમ જણાવવા 'દંડ ધારણ કરનાર કાલની પેઠે' એમ કહેલું છે. 'હણવાની ઈચ્છાથી ઉભો રહ્યો' શબ્દોથી તે સ્વરૂપથી ભયાનક ન હતો. (૩૦)

પછી જે થયું તે નીચેના શ્લોકથી કહે છે.

**जिधृक्षया तान्परितः प्रसर्पतः शुनो यथा सूकरयूथपोऽहरत ।**
**ते हन्यमाना भवनाद्विनिर्गता निर्भिन्नमूर्धोरुभुजाः प्रदुद्रुवु ः॥३१॥**

धर्तव्य एवायम्, न तु हन्तव्य इति परितः समागताः । ततः स्वयमपि तान् परितः प्रसर्पतः अहरत् हतवान् । दूरे नीतवान् । अहनद्वा । यथा दन्तैर्निकटे गत्वा शुनो हन्ति । नतु केनचित्पराभूतः । दूरादेव तेषां शब्दाः, न तु निकटे समागन्तुं शक्ताः । ततो यज्जातं तदाह ते हन्यमाना इति । नितरां भिन्ना मूर्धा

ऊरुर्वाहवश्च येषामिति हननासहने हेतुः । अतः प्रथमं सङ्कीर्णत्वाद्भवनाद्बि-निर्गताः, पुनस्तत्रापि निर्भिन्नावयवा : प्रदुद्रुवुः ॥३१॥

तेषु निवृत्तेषु अलौकिकप्रकारेण तं निगृहीतवानित्याह तं नागपाशैरिति ।

<u>શ્લોકાર્થ - ૩૧ :</u> *જેમ વરાહના સમુહનું રક્ષણ કરનાર કુતરાને દૂર હટાવે તેમ તેને પકડવાની ઈચ્છાથી ચારે તરફથી ધસી આવેલા તેણે દૂર હઠાવ્યા. માર ખાતા મકાનમાંથી બહાર નીકળ્યા અને મારા ખાધા નાઠા.(૩૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u>આ અનિરૂદ્ધને પકડવો જોઈએ પરંતુ હણવો ન જોઈએ એવા વિચારથી તેઓ ચારે તરફથી ધસી આવ્યા. પછી અનિરૂદ્ધે તેઓને દૂર હઠાવ્યા. જેમ વરાહ જઈને નજીકથી કુતરાઓને દાંતથી મારે છે તેમ માર્યા. કોઈથી ગાંજ્યો ગયો નહિ. દૂરથી તેઓનો અવાજ આવતો હતો પણ તેઓ સમીપ જઈ શકયા ન હતા. 'સારી રીતે ભાંગેલા હતાં માથાં, સાથળ અને ભૂજાઓ જેઓની ' શબ્દોથી માર સહન ન કરી શકવાનું કહેલું છે. તેથી મકાનમાંથી બહાર નીકળ્યાં અને પછી નાઠા.(૩૧)

તેઓ જતા રહ્યાં ત્યારે અલૌકિક પ્રકારથી અનિરૂદ્ધને બાંધ્યો તે નીચેના શ્લોકથી કહે છે.

**कथं त्वनेन संप्राप्तं सारूप्यं शार्ङ्गधन्वन : ।**
**आकृत्यावयवैर्गत्या स्वरहासावलोकनै : ॥३२॥**

बलिनन्दन इति पितुर्वैराद्बन्धनं कृतवान् । नागपाशा अवतारविशेषे भगवतोऽपि तथात्वं सम्पादयन्ति, किमुत तदंशानाम् । ततोऽनिरुद्धाद्बली। दैवेन बलेन बन्धने हेत्वन्तरमप्याह घ्नन्तं स्वसैन्यमिति । यदि न मारयेत्, तदा जिज्ञासां कृत्वा पश्चात्तया अयुक्तं नास्तीति स्वतो महादेवं वा पृष्ट्वा विवाहवदनुमोदनं कुर्यात् । अतः स्वसैन्यं मारयतीति, जामाता भवतीति विनिश्चित्य, बन्धनमेव कृतवान् । तच्च बन्धनं दूरे गतस्य । तदाह ऊषा भृशमिति । आश्चर्यं तस्य बन्धनं निशम्य भर्तृत्वे सन्देहाभावादश्रुकलाक्षी

सती स्वाभिप्रायं ज्ञापयन्ती अरोदीत् । अनेन तस्य जारत्वं परिहृतम् ॥३२॥

इति श्रीभागवतसुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीमद्वल्लभदीक्षितविरचितायां दशमस्कन्धविवरणे उत्तरार्धे त्रयोदशोऽध्यायः ॥१३॥

શ્લોકાર્થ - ૩૨ : કાંપેલા બલવાન બલિના પુત્રે પોતાના સૈન્યને હણતા તેને નાગના પાશોથી બાંધ્યો. તેને બંધાયેલો સાંભળીને ઘણા શોકથી અને દુ:ખથી પીડાયેલી ઉષા આંખમાં આંસુ લાવી પડી.(૩૨)

ભાવાર્થ, સુબોધિનીજી : બાણનો, તે બલિનો પુત્ર હોવાથી, પિતાના વેરને લીધે તેણે અનિરૂદ્ધને બાંધ્યો. નાગના પાશો ભગવાનના અમુક અવતારો હોય છે ત્યારે ભગવાનનું પણ બંધન કરે છે તો તેના અંશનું બંધન કરે તેમાં કહેવું જ શું? અનિરૂદ્ધથી બાણ બલવાન હતો. 'પોતાના સૈન્યના હણતા' વિશેષણથી આ મારો જમાઇ છે એવો નિશ્ચય કરીને તેને નાગપાશથી બાંધ્યો. અને તે બંધન પણ અનિરૂદ્ધ અન્ત:પુરથી દૂર ગયો ત્યારે જ કર્યું. અનિરૂદ્ધનું આશ્ચર્યકારણ બંધન સાંભળીને ઉષા આંખમાં આંસુવાળી થઇ અને રડી. તેથી તે અનિરૂદ્ધ જાણ ન હતો.

**"દશમ સ્કંધ ઉત્તરાર્ધ**

**અધ્યાય - ૧૩ મો**

**રાજસ ફલ પ્રકરણ**

**સંપૂર્ણ"**



श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।




श्रीकृष्णाय नमः ।

## चतुर्दशोऽध्यायः ।

चतुर्दशे तु विजयः शिवादीनां निरूप्यते ।
निरोधो राजसः पूर्णो भविष्यति यतः फले ॥१॥
भक्तवत्सलता दृष्टा न निरोधः क्वचित्तथा ।
अतोऽन्यनाशशङ्कापि भजनान्तरबाधिका ॥२॥
न बाधते हरिः क्वापि विरुद्धोऽपि कथञ्चन ।
अक्लिष्टत्वाय तु हरेरुपेक्षात्र निरूप्यते ॥३॥
प्रद्युम्नवत्तु तस्यापि नयनेन्वेषणं नहि ।
अत्रापि नारदः प्रोक्तः प्रमाणं चिन्तनाधिके ॥४॥
सर्वभावेन युद्धाय ज्वरोपाख्यानमुच्यते ।
तामसस्तु ज्वरोऽत्रैव समुत्पन्नस्तथोत्तमः ॥५॥
शीतरोरौ पृथक् पूर्वमुत्पन्नौ मिलितौ नहि ।
अतो हि भगवानत्र मेलयामास सर्वथा ॥६॥

# દશમ સ્કંધ ઉત્તરાર્ધ
## અધ્યાય ચૌદમો
## રાજસ ફલ પ્રકરણ

કારિકાઓ :

કારિકા- ૧: ચૌદમા અધ્યાયમાં તો શિવ ઉપરનો વિજય જ વર્ણવેલો છે. જેને લીધે ફલ સંબંધમાં રાજસ નિરોધ પૂર્ણ થાય. (૧)

કારિકા - ૨ : ભગવાનના ભક્તોનું પ્રેમાળપણું જોવામાં આવ્યું. પરંતુ તેવા પ્રકારે કરેલ નિરોધ જોવામાં આવ્યો નહિ કારણ કે બીજા દેવથી નાશ થવાનો ભય થાય તે પણ ભજનની અંદર વિઘ્ન કરનારો છે. (૨)

કારિકા-૩: હરિથી વિરૂદ્ધ થવા છતાં હરિ કોઈ પણ સમયે કોઈપણ પ્રકારે દેતા નથી. હરિની બેદરકારી તો અહીં તેમનું ક્લેશ વિના કરવાપણું જણાય છે. તે માટે જ કહેલી છે. (૩)

કારિકા-૪ : પ્રદ્યુમ્નની પેઠે તે અનિરૂધ્ધને પણ લઈ જવામાં આવ્યો ત્યારે તપાસ થઈ નહિ. તેનું અધિક ચિંતન થતાં અહીં પણ નારદને ભાળ આપનાર કહે છે. (૪)

કારિકા-૫: સંપૂર્ણપણે યુદ્ધનું વર્ણન થાય તે માટે જ્વરનું ઉપાખ્યાન કહેલું છે. તામસ્ જ્વર તો અહીં જ ઉત્પન્ન થયેલો તેવી રીતે ઉત્તર જ્વર પણ ઉત્પન્ન થયેલો. (૫)

કારિકા-૬: શીત અને રોગ પહેલાં જુદા જુદા ઉત્પન્ન થયેલા ભેગા થયેલા નહિ. તેથી અહીં ભગવાને તેમને સર્વ પ્રકારે ભેગા કર્યા. (૬)

पूर्वाध्यायान्ते बन्धनमुक्तम् । एवं शोणितपुरकथायां जातायां द्वारकाकथा वक्तव्येति हेतुत्वेन पूर्वोक्तां कथामाह अपश्यतां चानिरुद्धमिति ।

**श्रीशुक उवाच - अपश्यतां चानिरुद्धं तद्बन्धूनां च भारत ।**
**चत्वारो वार्षिका मासा व्यतीयुरनुशोचताम् ॥१॥**

चकारेण गमनप्रकार ज्ञानादयः सङ्गृहाताः। अनिरुद्धोऽपि चेन्निरुद्धः, तदा

सर्वमन्यथा भविष्यतीति शोकः । तद्बन्धूनाम्, चकारादन्येषाम् । भारतेति विश्वासार्थम् । तूष्णीभावे हेतुः चत्वारो वार्षिका मासा व्यतीयुरिति । वर्षाया युद्धादिगमनं बाधितमिति । अनुशोचतामित्यन्तः तदेकपरत्वम् । अप्रसिद्धत्वाल्लौकिकप्रकारेण न प्रमाणं सिद्धमित्यन्वेषणेऽपि नोपलब्धिः ॥१॥

अतो नारदवाक्याद्वैष्णवप्रीत्यर्थं कलहार्थमुद्यता इत्याह नारदादिति ।

ગયા અધ્યાયમાં અંતે અનિરૂદ્ધનું બંધન કર્યું એવી રીતે શોણિતપુરમાં વૃતાંત થતાં દ્વારકા કથા કહેવી જોઈએ તેથી તે કહેવાતા કારણ તરીકે પહેલાં કહેલી કથા નીચેના શ્લોકથી કહે છે.

શ્લોકાર્થ - ૧ : હે ભારત! અનિરૂદ્ધને નહિ જોતાં તેના બંધુઓ શોક કરતાં હતા. તેટલામાં વર્ષાઋતુના ચાર માસ પસાર થયા. (૧)

ભાવાર્થ , સુબોધિનીજી : 'ચ અને' શબ્દથી અનિરૂદ્ધ દ્વારકાથી કેવી રીતે ગયો તેના પ્રકારનું જ્ઞાનનો સમાવેશ કરેલ છે. અનિરૂધ્ધ પણ જો છુપાઈ જાય તો બધું વિપરીત થાય એવા વિચારથી તેના બંધુઓને શોક થયો. હે ભારત ! 'ચાર વર્ષાઋતુના માસો વિત્યા' શબ્દોથી શાંત રહેવાનું કારણ કહેલું છે. કારણ કે વર્ષાઋતુમાં યુદ્ધ માટે જવાની શાસ્ત્રમાં મના છે. શોક કરતા હતા. શબ્દથી જણાવે છે કે તેઓ અનિરૂધ્ધમાં એકલામાં આસક્તિવાળા હતા. તેનું જ્ઞાન કરાવનારૂં ચિન્હ પ્રસિદ્ધ નહિ હોવાથી તે લૌકિક પ્રકારથી પ્રાપ્ત થયું નહિ. તેથી તેની શોધ કરવા છતાં તે મળ્યો નહિ. (૧)

તેથી નારદના વચનને લીધે, વૈષ્ણવોની પ્રસન્નતા થાય તે માટે તેઓએ યુદ્ધ માટે તૈયારી કરી તે હવે કહે છે.

**नारदात्तदुपाकर्ण्य वार्तां बद्धस्य कर्म च ।**
**प्रययुः शोणितपुरं वृष्णयः कृष्णदेवताः ॥२॥**

तद्वृत्तान्तं फलितं बन्धनं वा। वार्तां आदितः कथां बद्धस्य वार्ताम् । कर्म च। तत्कन्यया सह रमणम् । चकाराद्युद्धं च । ततः शोणितपुरं प्रययुः युद्धार्थम् । ननु महादेवाधिष्ठितं तत्, अतस्तद्विरोधसम्भवात् कथं गता यादवा इत्याशङ्क्याह

कृष्णदेवता इति । कृष्ण एव देवता येषाम् । अनेन सामर्थ्यमपि द्योतितम् ॥२॥

लौकिकं सामर्थ्यं वक्तुं महतां नामानि गृह्णति प्रद्युम्न इति ।

<u>શ્લોકાર્થ - ૨ :</u> બંધાયેલા અનિરૂધ્ધની વાત અને કર્મ નારદ પાસેથી સાંભળીને શ્રીકૃષ્ણ જેમના દેવ હતા તેવા વૃષ્ણિઓ શોણિતપુર ગયા.(૨)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે અનિરૂધ્ધનું વૃતાંત અને તેનું થયેલું બંધન આરંભથી તેની વાત, બંધાયેલાની વાત, તે બાણની કન્યા સાથે રમણરૂપ કર્મ, તેને કરેલું યુદ્ધ સાંભળીને પછી યુધ્ધ કરવા માટે શોણિતપુર ગયા.

તે શોણિતપુરમાં મહાદેવ રહેતા હતા. તેથી ત્યાં જવાથી તેમની જોડે કજીઓ થવાનો સંભવ હોવાથી યાદવો ત્યાં કેમ ગયા? એવી શંકા થાય તેથી 'શ્રીકૃષ્ણ જેમના દેવ હતા તેવા' વિશેષણથી યોજેલું છે. આ વિશેષણથી શ્રીકૃષ્ણ જ જેના દેવ હતા તેથી યુદ્ધ કરવાની શક્તિ પણ જણાવી છે. (૨)

**प्रद्युम्नो युयुधानश्च गदः साम्बोऽथ सारणः ।**
**नन्दोपनन्दभद्राद्या रामकृष्णानुवर्तिन : ॥३॥**
**अक्षौहिणीभिर्द्वादशभिः समेताः सर्वतो दिशम् ।**
**रुरुधुर्बाणनगरं समन्तात्सात्वतर्षभा : ॥४॥**



युयुधानः सात्त्यकिः । गदो बलभ्राता । साम्बः भगवत्पुत्रः । एते महारथाश्चत्वारः मुख्या गणिताः । अथ भिन्नप्रक्रमेण प्रकीर्णकान् गणयति अथेति। चकारात्तदीया:; सारणादयोभगवद्भ्रातरः। तेऽपि चत्वारो गणिताः। एवमष्टविधा आदिभूता येषां मुख्यानां गौणानां च । सर्व एव रामकृष्णानुवर्तिनः, नतूद्धताः, स्वतन्त्रा वा । उभयोर्ग्रहणं सम्पूर्णशक्त्यर्थम् । तेषां स्वाभाविकं बलं द्वादशाक्षौहिणीयुतम् । समेता मिलिताः अन्योन्यवैमनस्यं परित्यज्य सर्वतो दिशं रुरुधुः । वाणनगरमिति प्रसिद्धम् । समन्तादिति । न कचित्सेनाया विच्छेदः । सात्वतर्षभा इति । न तेषां कचिद्भयमिति सूचितम् ॥३॥४॥

गतमात्राः पूर्वमेव तदपराधस्य सिद्धत्वात् परितो नाशयाञ्चरित्याह भज्यमानेति।

<u>શ્લોકાર્થ -૩-૪:</u> બલભદ્રને અને શ્રીકૃષ્ણને અનુસરનારા પ્રદ્યુમ્ન અને સાત્યકિ, ગદ, સાંબ અને સારંગ, નંદ અને ઉપાનંદ વિગેરે ઉત્તમ યાદવોએ બાર અક્ષૌહિણિ સાથે મળી બાણના નગરને બધી દિશાઓથી સંપૂર્ણરીતે ઘેરી લીધું. (૩-૪)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પ્રદ્યુમ્ન, સાત્યકિ, ગદ બલભદ્રના ભાઈ, સાંબ ભગવાનના પુત્ર. આ ચાર મહારથીઓ મુખ્ય જ છે. પછી 'अथ' શબ્દથી સામાન્ય યાદવોને ગણાવેલા છે. 'च અને' શબ્દથી સારંગ વિગેરે ભગવાનના ભાઈઓને કહેલા છે. તે પણ ચાર ગણાવેલા છે. જે મુખ્ય અને ગૌણ યાદવોના તે બધાએ બલભદ્ર અને શ્રીકૃષ્ણને અનુસરનારા હતા. પરંતુ સ્વતંત્ર કે ઉધ્ધત ન હતા. તેઓનું સ્વભાવિક બલ બાર અક્ષૌહિણી સાથે ભળ્યું. પરસ્પરની કડવાશ ત્યજીને ભેગા થઈને તેઓએ બધી દિશાઓથી શોણિતપુરને ઘેરી લીધું. તે શહેર બાણનું નગર એ નામથી પ્રસિદ્ધ હતું. ઉત્તમ યાદવો શબ્દથી અમે સૂચવે છે કે તેઓને કોઈ સ્થળે ભય ન હતો. (૩-૪)

પહેલાં જ તે બાણનો અપરાધ સાબિત થયેલો હોવાથી તેઓએ જતાં વેંત જ વિનાશ કરવા માંડયો તે હવે કહે છે.

**भजयमानपुरोद्यानप्राकाराट्टालगोपुरम् ।**
**प्रेक्षमाणो रुषाविष्टस्तुल्यसैन्योऽभिनिर्ययौ ॥५॥**

पुराणि मध्यखण्डाः, यथा महानगरेष्ववान्तरपुराणि भवन्ति । उद्यानमुपवनम् । प्राकारः आवरणम् । अट्टालाः सौधगृहोपरिभागाः । गोपुरं पुरद्वारम् । एतानि भज्यमानानि यस्य नगरस्य । भगवदीयैः कृतं स्वनगरं तथाविधं दृष्ट्वा स्वप्रौदिख्यापनार्थं तुल्यमेव बलं गृहीत्वा अभिनिर्ययौ नगरात् । हीनबलत्वे अप्रतिष्ठा स्यात् । अधिकबलत्वे पलायनं सम्भाव्य तन्निषेधार्थं तुल्यबल एव निर्गतः ॥५॥

ततो भ्रान्तः स इति मत्वा कृष्णस्तत्र रक्षकः । ततः कोऽपि न हतो भविष्यतीति स्वयमप्यत्र पार्ष्णिग्राहो जातः शिव इत्याह बाणार्थमिति ।

*શ્લોકાર્થ -૫ : શહેરના મધ્ય ભાગો, બગીચા, કિલ્લો તથા દરવાજાઓ જેના ભંગાતા હતા તેવા નગરને જોઈને ક્રોધ કરીને બાણ બધું સૈન્ય લઈને બહાર નીકળ્યો. (૫)*

ભાવાર્થ, સુબોધિનીજી : જેમ મોટા નગરોમાં શહેરો હોય છે. તેવા શહેરના મધ્ય ભાગો, બગીચાઓ, કિલ્લો, કોઠા, દરવાજાઓ આ બધા ભંગાતા હતા. તે જોઈને બાણ પોતે પોતાનું સૈન્ય લઈને બહાર નીકળ્યો. કારણ કે ઓછું સૈન્ય હોય તો અપકીર્તિ થાય અને વધારે હોય તો યાદવો નાશી જાય તેથી સરખું સૈન્ય લઈને નીકળ્યો. (૫)

પછી તે બાણ મૂર્ખ છે એમ માની શ્રીકૃષ્ણ યાદવોનું રક્ષાણ કરનારા હોવાથી કોઈપણ યાદવ હણાશે નહિ એમ વિચારી શિવ પોતે પણ બાણના સહાયક થયા તે હવે નીચેના શ્લોકથી કહે છે.

**बाणार्थं भगवान्रुद्रः ससुतः प्रमथैर्वृतः ।**
**आरुह्य नन्दिवृषभं युयुधे रामकृष्णयो : ॥६॥**

मिथ्यात्वाय भगवत्त्वम् । रुद्र इति रुद्रोगान् द्रावयतीति । सुसुतः कार्तिकेयसहितः । तेन सर्वेऽपि देवाः अत्र समागता इति बोद्धव्यम् । स हि चमूपतिः । प्रमथैर्वृत इति स्वभूतगणावृतत्वमुक्तम् । दैत्यत्वाद्बाणस्य दैत्याः सहजाः ।अनेनैकत्र भगवान् संवत्सरात्मककालसहित। स्वस्य सर्व एवेति बहुत्वमप्रयेजकत्वं चोक्तम् । आरुह्य नन्दिवृषभमिति । स्वस्य वृद्धं बलीर्वदमारुह्य, नाट्यमिव कुर्वन्, रामकृष्णयोर्युयुधे, ताभ्यां सह। वस्तुतस्तयोरेवायम् ॥६॥

ततो युद्धं वर्णयति द्वाभ्याम् आसीदिति ।

*શ્લોકાર્થ -૬ : પુત્ર સહિત પ્રમથોથી વીંટાયેલા ભગવાન રૂદ્ર-નન્દિ, આખલા ઉપર બેસીને બાણ માટે બલભદ્ર અને શ્રીકૃષ્ણ સાથે યુદ્ધ કરવા*

લાગ્યા. (૬)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> રૂદ્રને 'ભગવાન' શબ્દથી જણાવેલ છે. રોગોને ભગાડે તે રૂદ્ર, પુત્ર સહિત એટલે 'કાર્તિકેય સાથે' બધાએ દેવો અહીં તેમની સાથે આવેલા છે. એમ જાણવું . કાર્તિકેય સેનાપતિ છે. 'પ્રમથોથી વીંટાયેલા' વિશેષણથી પોતાના ભૂતગણોથી વીંટાયેલા કહેલા છે.

બાણ દૈત્ય હોવાથી દૈત્યો સ્વભાવિક રીતે તેની સાથે હતા. આથી એમ કહેલા છે કે એકબાજુ સંવત્સરરૂપ કાલ સાથે ભગવાન હતા અને બીજી બાજુએ બધાએ નમાલા હતા. 'નન્દી આખલા પર બેસીને' એટલે રૂદ્ર જેમ નાટક ભજવતા હોય તેમ તે આખલા પર બેસીને બલભદ્ર અને શ્રીકૃષ્ણ સાથે યુદ્ધ કરતા હતા. વાસ્તવીક રીતે તો આ શંકર તે બેનામ છે.(૬)

નીચેના બે શ્લોકથી યુદ્ધનું વર્ણન કરે છે.

**आसीत्सुतुमुलं युद्धमद्भुतं रोमहर्षणम् ।**
**कृष्णशङ्करयो राजन्प्रद्युम्नगुहयोरपि ॥७॥**
**कुम्भाण्डकूपकर्णाभ्यां बलेन सह संयुगः ।**
**साम्बस्य बाणपुत्रेण बाणेन सह सात्यके : ॥८॥**

सुतुमुलमत्यधिकं निरन्तरशस्त्रपातसहितम। रोमहर्षणं श्रुते रोमाञ्चो भवतीति । विशेषत आह कृष्णशङ्करयोरिति। राजन्निति कदाचिन्महान्तोऽपि युद्धं कुर्वन्तीति । प्रद्युम्नगुह्योः उभयोः पुत्रयोः । कुम्भाण्डकूपकर्णौ दैत्यसिद्धौ । उभाभ्यां बलेन सह संयुगः । साम्बस्य बाणपुत्रेणेति । बाणपुत्र इत्येव प्रसिद्धिः, न तु नाम्नेति। बाणेन सह सात्यकिर्महारथः ॥७॥८॥

पश्चद्वन्द्वान्युक्त्वा तस्य युद्धस्य सर्वोत्कर्षं वक्तुं ब्रह्मादीनामप्याश्चर्याद्दर्शन-मित्याह ब्रह्मादय इति।

*<u>શ્લોકાર્થ -૭-૮ :</u> હે રાજન ! શ્રીકૃષ્ણ અને શંકરનું તેમજ પ્રદ્યુમ્ન અને કાર્તિકેયનું ઘણું દારૂણ, અદભૂત રૂંવાડા ઉભાં કરનારૂં યુદ્ધ થયું. કુંભાંડ અને કુપકર્ણને બલભદ્ર સાથે યુદ્ધ થયું. સાંબનું બાણના પુત્ર સાથે અને સાત્યકિનું*

બાણ સાથે યુદ્ધ થયું.(૭-૮)

ભાવાર્થ, સુબોધીનીજી :- ઘણું દારૂણ એટલે શાસ્ત્ર પહારવાળું 'રૂવાડા ઉભા કરનારૂં' એટલે સાંભળતાં રોમાંચ થાય તેવું શ્રીકૃષ્ણ અને શંકરનું' શબ્દોથી જુદા જુદા યુદ્ધ કરનારા જણાવેલ છે. હે રાજન ! એ સંબોધનથી એમ જણાવ્યું છે કે કોઈ પ્રસંગે મોટા પુરૂષો પણ યુદ્ધ કરે છે. પ્રદ્યુમ્ન અને કાર્તિકેયનું એટલે બંનેના પુત્રોનું યુદ્ધ થયું. કુંભાંડ અને કુપકર્ણ દૈત્ય અને સિદ્ધનું બલભદ્ર સાથે યુદ્ધ થયું. સાંબને બાણના પુત્ર જોડે યુદ્ધ થયું.

'બાણનો પુત્ર' એમ જ તે પ્રસિદ્ધ થયેલો પરંતુ નામથી તે પ્રસિદ્ધ થયેલ ન હતો. બાણની સાથે મહારથી સાત્યકિને યુદ્ધ થયું. (૭-૮)

પાંચ યુદ્ધ કરનારાં જોડકાં કહીને તે યુદ્ધનું ઉત્તમપણું કહેવા માટે નીચેના શ્લોકથી બ્રહ્માએ પણ તે જોયું તે કહે છે.

**ब्रह्मादयः सुराधीशा मुनयः सिद्धचारणाः ।**
**गन्धर्वाप्सरसो यक्षा विमानैर्द्रष्टुमागमन् ॥९॥**

देवानामीशा इन्द्रादयः । मुनयः सनकादयः । सिद्धाः कपिलादयः । एते त्रिविधा उत्तमाः । सिद्धचारणाः गन्धर्वाप्सरसो यक्षाश्चेति त्रिविधा निकृष्टाः । एवं षड्विधेषु निरूपितेषु सर्व एव निरूपिता भवन्ति । विमानैरागमनं युद्धाभिनिवेशेन देहविस्मरणेऽपि अपातार्थम् ॥९॥

ततः प्रतिपक्षाणां खण्डनमाह **शङ्करानुचरानिति** ।

*શ્લોકાર્થ -૯ : બ્રહ્મા વિગેરે દેવોના અધિપતિઓ, મુનીઓ, સિદ્ધો અને ચારણો, ગાંધર્વો અને અપ્સરાઓ, યક્ષો વિમાનમાં બેસી જોવા આવ્યા. (૯)*

ભાવાર્થ, સુબોધિનીજી : દેવોના અધિપતિઓ એટલે ઈંદ્ર વિગેરે, સનક વિગેરે મુનીઓ, કપિલ વિગેરે સિદ્ધો આ ત્રણેવ ઉત્તમ જોનાર કહ્યા. સિદ્ધો અને ચારણો, ગાંધર્વો અને અપ્સરાઓ, યક્ષો આ ત્રણ પ્રકારના હલકા જોનારા કહ્યા. આમ છ પ્રકારના કહેવાયા. યુદ્ધ જોવામાં એવા ગરકાવ થઈ ગયા કે દેહનું ભાન ન રહે તો પણ પડી ન જવાય માટે 'વિમાનમાં બેસીને' આવવાનું કહેલું

છે. નીચેના શ્લોકથી સામસામા પ્રહાર કર્યાનું કહે છે.(૯)

**शङ्करानुचरान् शौरिर्भूतप्रमथगुह्यकान् ।**
**डाकिनीर्यातुधानांश्च वेतालान्सविनायकान् ॥१०॥**

देवास्तु तदीया एवेति शङ्करानुचरा एव ताडिताः । यैः पूर्वं प्रतिज्ञा कृता । शौरिरिति पितृनाम्ना निर्देशः । भूताः प्रमथाः गुह्यका इति त्रयः । डाकिनीरित्यादित्रयः ॥१०॥

**भूतमातृपिशाचांश्च कूष्माण्डान् ब्रह्मराक्षसान् ।**
**द्रावयामास तीक्ष्णाग्रैः शरैः शार्ङ्गच्युतैर्भृशम् ॥११॥**
**पृथग्विधानि प्रायुङ्क्त पिनाक्यस्त्राणि शार्ङ्गिणे ।**
**प्रत्यस्त्रैः शमयामास शार्ङ्गपाणिरविस्मितः ॥१२॥**

भूतमातृपिशाचाश्च कूष्माण्डा ब्रह्मराक्षसाः विनायकाश्चेति द्वादशधा भवन्ति । तान् सर्वानेव कालग्रस्तान् तीक्ष्णाग्रैः शरैः शार्ङ्गच्युतैरिति समर्थैर्हेतुभिः कृत्वा भृशं द्रावयामास । तत्प्रहारैर्व्यथिताः पलायनपरा जाताः। ततो भृत्येषु निवृत्तेषु पिनाकी पिनाकेन पृथग्विधान्यस्त्राणि शार्ङ्गिणे भगवते प्रायुङ्क्त । आदौ तुल्यतानिरूपणार्थं धनुर्द्वयग्रहणम् । भगवान् पुनस्तस्य निराकरणमेव कृतवान्, न तु तं दूरीकृतवानित्याह प्रत्यस्त्रैरिति । लौकिकत्वाय शार्ङ्गपाणिरिति । अविस्मित इति जयेऽपि गर्वाभाव उक्तः । लौकिकाभिनिवेश-द्योतकः ॥११॥१२॥

विशेषत आह ब्रह्मास्त्रस्य च ब्रह्मास्त्रमिति ।

*<u>શ્લોકાર્થ - ૧૦-૧૧-૧૨ :</u> શોરિએ સાંગ ધનુષ્યમાંથી છોડેલા તીક્ષ્ણ અણિઓવાળા બાણોથી શંકરના અનુચર ભૂત, પ્રમથ અને ગુહ્યકોને, ડાકણો અને યાતુધાનોને, વિનાયકો સહિત વેતાલોને, પ્રેતો માતૃકાઓ અને પિશાચોને કૃષ્માંડો અને બ્રહ્મ રાક્ષસોને ઘણા દૂર નસાડયા.*

*પિનાકીએ જુદી જુદી જાતના અસ્રો શાંગ ઉપર નાખ્યા. હાથમાં શાંગ*

ધારણ કરનારાએ વિસ્મય પામ્યા વિના સામા અસ્ત્રોથી તે અસ્ત્રોને શાંત કર્યાં.(૧૦-૧૧-૧૨)

સુબોધિનીજી, ભાવાર્થ : દેવો તો ભગવાનના સેવકો હતા. તેથી શંકરના અનુચરો ઉપર જ ભગવાને પ્રહાર કર્યા. શૌરિ એમ ભગવાનને પિતાના નામથી ઓળખાયા છે. ભૂતો, પ્રમથો અને ગુહ્યકો એ ત્રણ ડાકણો છે.

પ્રેતો, માતૃકાઓ અને પિશાચો, કૃષ્માંડો, બ્રહ્મ રાક્ષસો અને વિનાયકો એવા બાર પ્રકારના શંકરના અનુચરો થયા. શાંગમાંથી છોડેલા તીક્ષ્ણ અગ્નિવાળા બાણોથી તેમને ઘણા દૂર નસાડ્યા. તે બાણોના પ્રહારથી દુઃખી થયેલા તેઓ નાસવા લાગ્યા. (૧૧)

પછી અનુચરો જતા રહ્યા ત્યારે પિનાકીએ પિનાક વડે જુદી જુદી જાતનાં અસ્ત્રો ભગવાન પર નાખ્યાં. આરંભમાં સમાનપણું જણાવવા માટે તે ધનુષ્યોનાં નામ કહેલાં છે. પરંતુ ભગવાને તેને નિષ્ફલ બનાવ્યાં. પરંતુ નસાડ્યાં નહિ એમ ઉત્તરાર્ધથી કહે છે. યુદ્ધ લૌકિક યોજેલ છે. 'વિસ્મય પામ્યા વિના' શબ્દથી એમ જણાવે છે કે ભગવાનનો જય થવા છતાં તેમને ગર્વ થયો ન હતો. આ લૌકિક કાર્યમાં રોકાયેલા દર્શાવનારૂં ચિન્હ છે.(૧૨)

નીચેના શ્લોકમાં અસ્ત્રો ખાસ પ્રકારથી કહે છે.

**ब्रह्मास्त्रस्य च ब्रह्मास्त्रं वायव्यस्य च पार्वतम् ।**
**आग्नेयस्य च पार्जन्यं नैजं पाशुपतस्य च ॥१३॥**

चकारात्सर्व एव ब्रह्मास्त्रभेदा गृहीताः । नात्र पूर्वात्परबलीयस्त्वम्, किन्तवस्त्राभिज्ञानं बलं च प्रयोजकमिति लौकिकेऽपि भगवदुत्कर्ष एव । वायव्यस्य चेत्यत्रापि तथा। पार्वतास्त्रमेव तस्य निवारकम् । वायोर्वाय्वन्तरस्य निवारकत्वाभावात् । आग्नेयस्य च पार्जन्यम्, जलैनैवाग्निः शाम्यतीति । षष्ठ्यन्तस्य शमनार्थं प्रथमान्तं प्रायुङ्क्तेति योजना । पृथग्विधानि प्रायुङ्क्तेत्यत एवानुवृतिः । नैजं नारायणास्त्रं पाशुपतस्य निराकरणार्थं प्रायुङ्क्तेति। दृष्ट एवान्धकारस्य निवारकः सूर्यः, तथैव सत्त्वं तमसः ।

चकारेणावान्तराण्यस्त्राण्यपि परिगृहीतानि ॥१३॥

<u>શ્લોકાર્થ-૧૩ :</u> *બ્રહ્માસ્ત્રને બ્રહ્માસ્ત્રથી અને પાશુપતને પોતાનાથી શાંત કર્યાં.(૧૩)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ:</u> 'ચ અને' શબ્દથી બ્રહ્માસ્ત્રના બધાજ પ્રકારો કહેલા છે. અસ્ત્રનું જ્ઞાન અને તેને યોજવાનું બલ ઉપયોગનાં હોવાથી લૌકિક યુદ્ધમાં પણ ભગવાનની સરસાઈ કહેલી છે. વાયુને શાંત કરનારૂં પાર્વત અસ્ત્ર છે. કારણ કે વાયુને બીજો વાયુ રોકતો નથી. આગ્નેયને પાર્જન્યથી શાંત કર્યું. કારણ કે જલથી અગ્નિ શાંત થાય છે. છઠ્ઠી વિભક્તિના પ્રત્યયવાળા અસ્ત્રને શાંત કરવા માટે પહેલી વિભક્તિના પ્રત્યયવાળું અસ્ત્ર યોજ્યું. એવી વાક્યની યોજના છે. જુદી જુદી જાતના અસ્ત્રો નાખ્યાં. પાશુપતનેશાંત કરવા માટે પોતાનું નારાયણ અસ્ત્ર નાખ્યું. કારણ કે અંધકારને રોકનારો સૂર્ય જણાવેલો જ છે. તેથી તમો ગુણને રોકનારો સત્વ ગુણ છે. 'ચ અને ' શબ્દથી વચલાં યોજેલાં અસ્ત્રો પણ જણાવેલ છે.(૧૩)

**मोहयित्वा तु गिरिशं जृम्भणास्त्रेण जृम्भितम् ।**
**बाणस्य पृतनां शौरेर्जधानासिगेदषुभिः ॥१४॥**

ततः क्षीणास्त्रं जृम्भणास्त्रेणमोहयामास । जृम्भणाख्यो गणस्तृतीये निरूपितः। तदस्त्रं तद्दैवत्यम् । तुशब्दस्तु मोहाभावपक्षं व्यावर्तयति । तत्र हेतुः गिरिशमिति । महामोहः पर्वतेष्वेव प्रतिष्ठितः । जृम्भितमिति देवताया अनुभावो दर्शितः अन्यथा अलौकिकप्रकारेण मोहसम्भावना स्यात् । ततो महादेवे मोहात्परावृत्ते तूष्णीभूते अयाने प्रतिकूले वा । ततो बाणस्य पृतनां शौरिर्जधान। लौकिकप्रकारेण असिगदेषुभिः सर्वथा छेदकमारकाल्पच्छेदकैः ॥१४॥

तत एवं भगवद्युद्धमुक्त्वा, तथान्येषामाह स्कन्द इति ।

**स्कन्दः प्रद्युम्नबाणौघैरर्धमान : समन्ततः ।**
**असृग्विमुञ्चन् गात्रेभ्यः शिखिनापाक्रमद्रणात् ॥१५ ॥**

बाणसमूहैरर्द्यमानः असृग्व्यमुञ्चन् मूर्छित इव शिखिना हेतुना कृत्वा रणादपाक्रमत् । मयूरस्तं गृहीत्वा पलायित इत्यर्थः॥१५॥

बलभद्रस्तु विचाराभावात् मारितवानेवेत्याह कुम्भाण्ड इति ।

શ્લોકાર્થ -૧૫ : પ્રદ્યુમ્નના બાણોના સમુહથી ચારે તરફથી પીડાતો કાર્તિકેય અંગોમાંથી લોહી વહેવડાવતો મોર વડે સંગ્રામમાંથી નાઠો.(૧૫)

બલભદ્રે તો વિચાર ન કરતાં મારી જ નાખ્યા.

**कुम्भाण्डः कूपकर्णश्च पेततुर्मुशलार्दितौ ।**
**दुद्रुवुस्तदनीकानि हतनाथानि सर्वतः ॥१६॥**

मुशलेन पीडितौ द्विधा विदीर्णौ सकृत्प्रहारेणैव अग्रमध्यभागभेदेन पेततुः भूमौ मृतावेव । तत्स्पष्टं ज्ञापयति दुद्रुवुस्तदनीकानीति । तयोरनीकानि । तौ हि सेनापती, हतौ नाथौ येषाम् । सर्वत इति केचिद्भ्रमाद्भगवत्कटकेऽपि गता इति वैक्लव्यं प्रदर्शितम् ॥१६॥

एवं तयोर्वधे बाणः स्वयमागत इत्याह विशीर्यमाणमिति ।

શ્લોકાર્થ -૧૬ : કુંભાંડ અને કુપકર્ણ મુશલથી પીડાયેલા પડયા જેમના નાથ હણાયેલા હતા તેવા તેમનાં સૈન્યો સર્વ તરફથી નાઠાં. (૧૬)

સુબોધિનીજી, ભાવાર્થ : મુશલથી પીડાયેલાં, બે કટકા થઇ ગયેલા, એકવારના પહારથી જ જેમનો ઉપરનો અને મધ્યનો ભાગ જુદો પડી ગયેલો તેવા ભૂમી ઉપર પડયા. એટલે મરી જ ગયા. ઉત્તરાર્ધથી અર્થ સ્પષ્ટ જણાવે છે. તેમના સૈન્યમાં બે સેનાપતિઓ હતા. જેમના નાથ હણાયેલા હતા તેવા થયાં. 'સર્વ તરફથી' શબ્દથી તેમનો ગભરાટ જણાવેલો છે. કેટલાક ભ્રમને લીધે ભગવાનના સૈન્યમાં પણ ગયા.(૧૫-૧૬)

એવી રીતે બેનો વધ થતાં બાણ પોતે આવ્યો એમ હવે નીચેના શ્લોકથી કહે છે.

**विशीर्यमाणं स्वबलं दृष्ट्वा बाणोऽत्यमर्षणः ।**
**कृष्णमभ्यद्रवत्संख्ये रथी हित्वैव सात्यकिम् ॥१७॥**

सामान्ययुद्धं परित्यज्य विशेषतः कथं युद्धं करोतीति क्रोधः। ततः सात्यकिं हित्वैव कृष्णमभ्यद्रवत् । अत्र त्यागोऽहं त्वया सह युद्धं न करिष्यामीति । अन्यथा तेन प्रतिरुद्धः स्यात् । अलौकिकं प्रकारं प्रदर्शयिष्यामीति लौकिकपरित्यागः ॥१७॥

तस्य तं प्रकारमाह धनूंष्याकृष्येति ।

<u>શ્લોકાર્થ-૧૭ :</u> પોતાના સૈન્યને વિખરાયેલું જોઈને, ક્રોધ કરેલ બાણ યુદ્ધમાં સાત્યકિને મૂકી દઈને રથમાં બેસી શ્રીકૃષ્ણ સામે ધસી આવ્યો.(૧૩)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> સામાન્ય યુદ્ધને મૂકી ખાસ પ્રકારે યુદ્ધ કેમ કરે છે એમ વિચારી બાણે ક્રોધ કર્યો પછી સાત્યકિને મૂકી દઈ તે શ્રીકૃષ્ણ સામે ધસી આવ્યો. અહીં મૂકી દેવું એટલે હું તારી સાથે યુદ્ધ કરીશ નહિ એમ જણાવવું તેમ ન કરે તો તે સાત્યકિ તેને રોકી રાખે. હું અલૌકિક પ્રકારનું યુદ્ધ દેખાડીશ એવા વિચારથી બાણે લૌકિક યુદ્ધનો ત્યાગ કર્યો.(૧૭)

તે બાણનો અલૌકિક પ્રકાર નીચેના શ્લોકથી કહે છે.

**धनूंष्याकृष्य युगपद्बाणः पञ्चशतानि वै ।**
**एकैकस्मिन्शरौ द्वौ द्वौ संदधे रणदुर्मदः ॥१८॥**

साधनानां बहुत्वेऽपि प्रयत्न एक एवेति तस्य शीघ्रता श्लाघ्यते । युगपद्धनूंष्याकृष्य, बाणासुरः पञ्चशतानि योजयित्वा । आकृष्य धनुःपरीक्षां कृत्वा । एकैकस्मिन् धनुषि एकेन हस्तेन द्वौ द्वौ शरौ संदधे । तदैकदासहस्रं बाणा भवन्ति । ननु किमित्येवमेकदैव बहुसाधनप्रक्षेपं करोतीत्याशङ्क्याह रणदुर्मद इति। रणे दुष्टो मदो यस्येति । न हि मत्तः संबद्धं करोति । सुतरां दुष्टो मत्तः ॥१८॥

अल्पेनैव निराकरणमाह तानि चिच्छेदेति ।

<u>શ્લોકાર્થ - ૧૮ :</u> સંગ્રામમાં દુષ્ટ મદવાળા બાણે એકી સાથે પાંચસો ધનુષ્યો ખેંચીને એક એક ધનુષ્યમાં બે બે બાણો સાંધ્યાં.(૧૮)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સાધનો ઘણા હોવા છતાં બાણનું કાર્ય એક જ હતું. તેની બાણ સાંધવાની ઝડપની પ્રસંસા કરવામાં આવે છે. ખેંચીને એટલે ધનુષ્યની પરીક્ષા કરીને એક એક ધનુષ્યમાં એક હાથથી બે બે બાણો તેને સાંધ્યા એટલે એક હજાર બાણ થયાં.

એવી રીતે એક જ સમયે ઘણા સાધન ફેકવાનું કેમ કર્યું? એવી શંકા થાય તેથી 'સંગ્રામમાં દુષ્ટ મદવાળા' વિશેષણ યોજેલું છે. સંગ્રામમાં દુષ્ટ મદ હતો જેનો તેવો તે હતો. આ તો ઘણો દુષ્ટ મદવાળો હતો . (૧૮)

થોડાથી ભગવાને તે બધા સાધનોને નિષ્ફળ બનાવ્યાં.



**तानि चिच्छेद भगवान्धनूंषि युगपद्धरिः ।**

**सारथिं रथमश्वांश्च हत्वा शङ्खमपूरयत् ॥१९॥**

युगपदेकबाणेन कमलिनीशतपत्रवेधवत् सर्वाण्येव धनूंषि छिन्नानि । ततः सारथिं रथमश्वांश्च । तेनैव न क्षतमात्रं बाणकार्यम्, किन्तु हत्वा । ततोऽपि युद्धादनिवृत्तं वीक्ष्य तदन्तःकरणे भयजननार्थं शङ्खमपूरयत् । यस्य ध्वनिर्दानवदर्पहन्ते'ति । ततो भीतः पलायनेऽप्यशक्तः लज्जया रिपोः स्वपश्चाद्भागमदर्शयन् तथैव स्थितः ॥१९॥

<u>શ્લોકાર્થ -૧૯ :</u> ભગવાન હરિએ તે ધનુષ્યોને એક સાથે કાપી નાખ્યાં. સારથિ, રથ અને અશ્વોનો નાશ કરી શંખ વગાડયો.(૧૯)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> એક સાથે એક બાણથી કમાલના એકસો પાંદળાને વીંધે તેમ બધાએ ધનુષ્યોને ભગવાને કાપી નાખ્યા. પછી સારથિ, રથ, અને અશ્વોનો નાશ કર્યો. ભગવાનના બાણનું કાર્ય માત્ર પ્રહાર કરવાનું નહતું પરંતુ તેનો નાશ કર્યો. 'જેનો અવાજ દાનવોના મદને હરનારો છે' એ વાક્ય પ્રમાણે તેના અન્તઃકરણમાં ભય ઉભો કરવા ભગવાને શંખ વગાડયો પછી ભય પામેલો નાસી જવાની પણ શક્તિવગરનો બાણ લજ્જાને લીધે શત્રુને પોતાની પીઠ ન બતાવતાં તેમજ ઉભો રહ્યો. (૧૯)

**तन्माता कोटरा नाम नग्ना मुक्तशिरोरुहा ।**

**पुरोऽवतस्थे कृष्णस्य पुत्रप्राणरिरक्षया ॥२०॥**




ततस्तस्य महादेवगणत्वे पार्वत्या अंशरूपा तस्य धर्मतो माता अभूत । गणमातृसमाना, धात्री मातृतः, धर्ममातृतश्च विशिष्टा सा । ततः सा क्वचित्पार्वतीत्युक्ता पर्वतोद्भवा तदंशभूता वा, नाम्ना कोटरा, मातृगणे पठिता, 'कोटरा रेवती ज्येष्ठे' त्यत्रापि प्रसिद्धा, नग्ना भूत्वा मुक्तशिरोरुहा पुत्रप्राणरिरक्षया कृष्णस्य पुरोऽवतस्थे । अनेन तस्य देवसाहाय्यं द्योतितम् । धर्मनिष्ठा चोक्ता । अनेन गणमातेयमिति निरूपणात् साक्षाज्जननी या अशना, या वा तत्पत्नी विन्ध्यावलिः, ते उभे निरस्ते ॥२०॥

तस्यास्तथाकरणेन यज्जातं तदाह ततस्तिर्यङ्मुख इति ।

<u>શ્લોકાર્થ -૨૦:</u> તેની 'કોટરા નામની માતા પુત્રના પ્રાણનું રક્ષણ કરવાની ઈચ્છાથી, નગ્ન થઈ, વાળ છુટા મૂકી શ્રીકૃષ્ણની આગળ ઉભી રહી.(૨૦)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> જયારે બાણ મહાદેવનો ગણ થયો ત્યારે પાર્વતિના અંશરૂપ સ્ત્રી તેની ધર્મની માતા થઈ. તે ધાવમાતા અને ધર્મમાતાથી જુદા પ્રકારની ગણમાત્રા હતી. પછી 'કોટરા' નામવાળી તે પર્વતમાંથી ઉત્પન્ન થયેલી હોવાથી અથવા તે પાર્વતીના અંશરૂપ હોવાથી કોઈવાર પાર્વતી કહેવાત. માતૃગણમાં ગણાયેલ કોટરા, રેવતી, જ્યેષ્ઠા (૧૦-૬-૨૮) શ્લોકમાં પણ પ્રસિદ્ધ થયેલી પુત્રના પ્રાણનું રક્ષણ કરવાની ઈચ્છાવાળી નગ્ન થઈ, વાળ છુટા મૂકી, શ્રીકૃષ્ણની આગળ ઉભી રહી. આથી તે બાણને દેવની સહાય હતી એમ જણાવેલું છે.

તેની ધર્મમાં શ્રદ્ધા પણ કહેલી છે. આથી આ ગણમાતા હતી. એમ કહેલું હોવાથી તેને ખરેખર જન્મ આપનારી તે બલિની પત્ની વિન્ધ્યાવલિ હતાં. તે આ બંને ન હોવાનું જણાવેલ છે.તેણે તેમ કરવાથી જે થયું તે હવે નીચેના શ્લોકથી કહે છે. (૨૦)

**ततस्तिर्यङ्मुखो नग्नामनिरीक्षन्गदाग्रज :।**
**बाणश्च तावद्विरथश्छिन्नधन्वाविशत्पुरम् ॥२१॥**




'नग्नां स्त्री प्रकटस्तनी'मिति निषेधात् अनिरीक्षन् तिर्यङ्मुखो जातः । किञ्च । गदाग्रजः ततो भगवति परावृत्ते बाणश्च पराङ्मुखो भूत्वा पुरनविशत् । पदातिः पलायितः । विरथश्छिन्नधन्वेति । चकारात्तदीयाः सर्व एव गताः ॥२१॥

एवं प्रथमयुद्धमुक्त्वा, द्वितीयराजसयुद्धार्थं भगवच्छङ्करयोः प्रस्तावनामाह विद्राविते भूतगण इति ।

<u>શ્લોકાર્થ - ૨૧ :</u> *પછી નગ્ન સ્ત્રીને નહિ જોતાં ગદાગ્રજે આડું મુખ કર્યું અને તેટલામાં રથ વગરના થયેલા અને કપાયેલા ધનુષ્યવાળા બાણે શહેરમાં પ્રવેશ કર્યો.(૨૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> નગ્ન સ્ત્રી, પ્રગટ સ્તનવાળીને જોવી નહિ એવી શાસ્ત્રની મના હોવાથી તેને જોતાં ભગવાને આડું મુખ કર્યું. ભગવાન ગદાગ્રજ હતા. પછી ભગવાન યુદ્ધથી આડુ જોતાં બાણે પણ પાછું મુખ કરીને શહેરમાં પ્રવેશ કર્યો. પગપાળો નાસી ગયો. તે રથવિનાનો અને કપાયેલા ધનુષ્યવાળો હતો. 'ચ અને' શબ્દથી તેના બધા સેવકો પણ જતા રહ્યા. (૨૧)

એવી રીતે પહેલું યુદ્ધનું વર્ણન કરીને ભગવાન અને શંકરના બીજા રાજસ યુદ્ધ માટે નીચેના શ્લોકથી કહે છે.

**विद्राविते भूतगणे ज्वरस्तु त्रिशिरास्त्रिपात् ।**
**अभ्यधावत दाशार्हं दहन्निव दिशो दश ॥२२॥**

यदैव भगवान् तिर्यङ्मुख, तदैव स भावस्त्यक्त इति महादेवोऽपि मोहादुद्गतः । तत आत्मविस्मरणात् साधनसेवकभूतानां भूतानां पलायनं दृष्ट्वा स्वस्य वैदिकभावेन आध्यात्मिकरूपं रुद्रं ज्वरं उत्पादयामासेत्याह । 'रुद्रः पशूंश्छमायेते'त्यत्र रुदो ज्वर उक्तः । 'न तस्य रुद्रः पशूनभिमन्यत' इत्यत्रापि । वैदिकमार्गेणापि भगवता सह युद्धं कर्तव्यमिति प्रवृत्त्यर्थं विद्राविते भूतगण इति । अत एव ज्वरोत्पत्तिरत्र नोक्ता । रूपान्तरेण रुद्र एव ज्वर इति । तुशब्दोऽन्यं ज्वरं व्यावर्तयति, स त्रिशिराः त्रिपाच्च । दाशार्हं शरणागतरक्षामणिं

कोटराहितार्थे परावृत्तमभ्यपद्यत । स्वसामर्थ्यं प्रकटयन्निवाह दहन्निव दिशो दशेति ॥२२॥

तदा भगवान् सर्वरूपोऽपि तन्निवारकर्मरूपं परित्यज्य, प्रकारान्तरेण पूर्वोत्पन्नं शीतं ज्वरं च योजयित्वा असृजदित्याह अथ नारायणो देव इति ।

<u>શ્લોકાર્થ -૨૨ :</u> ભૂતોનો ગણ નાસી જતાં, ત્રણ માથાવાળો અને ત્રણ પગવાળો તાવ તો જાણે કે દશ દિશાઓને બાળતો હોય તેમ શરણે આવેલાનું રક્ષણ કરનાર પાસે આવ્યો.(૨૨)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> જ્યારે ભગવાને આડુ જોયું તેજ સમયે ભગવાને યુદ્ધની સ્થિતિનો ત્યાગ કરેલો હોવાથી મહાદેવ પણ મોહમાંથી જાગ્યા. પછી મહાદેવને પોતાનું વિસ્મરણ થયેલ હોવાથી પોતાના સાધન બનેલા અને સેવકો બનેલા ભૂતો નાસી ગયેલ જોઈને, તેમણે વૈદિક પ્રકારે પોતાનો અધ્યાત્મીક રૂપવાળો રૂદ્રજવર ઉત્પન્ન કર્યો. એમ કહે છે. રૂદ્ર પશુનો નાશ કરે એ મંત્રમાં રૂદ્રને જવર કહેલ છે. વૈદિક માર્ગથી પણ ભગવાન સાથે યુદ્ધ કરવું જોઈએ, ભૂતોનો ગણ નાસી જતાં જવર આવ્યો એમ કહેલ છે. તેથી જ અહીં તાવની ઉત્પત્તિ કહી નથી. કારણ કે રૂદ્ર જુદા રૂપથી જવર થયેલ છે. 'તું' તો શબ્દથી રૂદ્ર સિવાયનો બીજો તાવ આવેલ ન હતો. તે રૂદ્ર જવર ત્રણ માથાવાળાં અને ત્રણ પગવાળો હતો. તે રૂદ્ર જવર ત્રણ માથાવાળાં અને ત્રણ પગવાળો હતો. શરણે આવેલનું રક્ષણ કરવામાં ઉત્તમ ભગવાન કોટરાના હિત માટે યુધ્ધથી આડું જોઈ ગયા. તેમની પાસે તે રૂદ્ર જવર આવ્યો. જાણે કે દશ દિશાઓને બાળતો હોય તેમ શબ્દોથી કહેલું છે. પોતાનું સામર્થ્ય પ્રગટ કરતો જ આવ્યો.(૨૨)

ભગવાન સર્વરૂપવાળો હોવા છતાં તે સમયે તેમણે રૂદ્રજવરને અટકાવનાર કર્મરૂપનો ત્યાગ કરીને જુદા પ્રકારથી પહેલાં ઉત્પન્ન થયેલા શીતજવરને રૂદ્ર જવર સામે યુદ્ધ માટે મોકલ્યા એમ નીચેના શ્લોકથી કહે છે.

**अथ नारायणो देवस्तं दृष्ट्वा व्यसृजज्ज्वरम् ।**
**माहेश्वरो वैष्णवश्च युयुधाते ज्वरावुभौ ॥२३॥**

**अलब्ध्वाभयमन्यत्र भीतो माहेश्वरो ज्वरः ।**
**शरणार्थी हृषीकेशं तुष्टाव प्रयताञ्जलि ॥२४॥**

तं ज्वररूपं महादेवं दृष्ट्वा । ज्वरो रुद्रोऽष्टमूर्तेः शिवस्य कलारूपः 'यास्ते अग्ने घोरस्तनुवः। क्षुच्च तृष्णा च ।अस्तु क्वानाहुतिश्च। अशनाया च पिपासा च। सेदिश्चामतिश्च । एतास्ते अग्ने घोरास्तनुव' इति श्रुतेः । 'ताभिरमुं गच्छ, योऽस्मान् द्वेष्टि, यं च वयं द्विष्म' इति श्रुत्यर्थवशात् रुद्रेण प्रेरितास्तास्तनुव एकीभूताः ज्वरत्वमापन्ना भगवत्समीपं गताः । ततो नारायणो देवः पुरुषो यज्ञरूपः 'पुरुषो ह वै नारायण' इति, तस्माद्देवतारूपमग्निं निःसारयितुं वृत्रादिवाग्नीषोमौ ज्वरं व्यसृजत् । श्रुतावपि 'इन्द्र आत्मनः शीतरोरावजनय'दित्यत्र आत्मा भगवानेव यज्ञः तत्प्रार्थयैवासृजदिति । ततो ज्वरयोः परस्परं युद्धमासीदित्याह **माहेश्वरो वैष्णवश्चेति** । उभौ प्रसिद्धौ । यथा विष्णुशिवौ पूर्वं युयुधाते, तथा तदीयावपीति । उभयोर्ज्वरत्वात् युद्धं समानम्, तथापि देवताया एव प्राबल्यात् माहेश्वरः वैष्णवेन बलेनार्दितः सम्यगाक्रन्दत्, रोदनं कृतवान् । रुद्रप्रकृतित्वात् तामस एव पीडितो रोदिति, नेतरौ । कृतेऽपि रोदने तत्पीडायामनिवृत्तायां वैष्णवाद्भीतः स्वमूलभूतं पूर्वमेव पराजितं मत्वा शरणार्थी सन् हृषीकेशमेव शरणं गतः । अङ्गीकारार्थं तुष्टाव । हृषीकेशमिति भगवता तथैव प्रेरितः। किञ्च। अन्यत्राभयमलब्ध्वा पूर्वबाधां स्मृत्वा, भीतश्च। अङ्गीकारार्थं शरणार्थित्वम् । अन्तःकरणस्य तत्परत्वमनेन निरूपितम् । प्रयताञ्जलिरिति कायिको व्यापारो नम्रत्वरूपः ॥२४॥

तस्य स्तोत्रमाह चतुर्भिः ।

**स्वरूपबलकार्याणि जानतो मम सर्वथा ।**
**रक्षा त्वयैव कर्तव्येत्येवंरूपा स्तुतिः कृता ॥१॥**

तत्र प्रथमं स्वरूपमुक्त्वा नमस्यति ।

<u>શ્લોકાર્થ -૨૩:</u> પછી નારાયણ દેવે તેને જોઈને પોતાના જવરને મોકલ્યો. માહેશ્વર જવર અને વૈષ્ણવજવર બંનેએ યુદ્ધ કર્યું. (૨૩)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> જવરરૂપવાળા મહાદેવને જોઈને ભગવાને પોતાનો જવર મોકલ્યો. હે અગ્નિ ! તારા જે ઘોરરૂપો છે. ક્ષુધા અને તૃષ્ણા- અસ્તુ અને કવાનાહુતી, અશના ઘોર રૂપો છે. એ શ્રુતિ પ્રમાણે તે રૂદ્ર જવર આઠમૂર્તિવાળા શીવની કલારૂપ હતો. 'જે અમારો દ્વેષ કહે છે અને અમે જેનો દ્વેષ કરીએ છીએ તેની પાસે તું તે રૂપો વડે જા. એ શ્રુતિને લીધે. રૂદ્રે પ્રેરેલાં તે રૂપો ભેગાથઈને જવરપણું પ્રાપ્ત કરીને ભગવાન સમીપ આવ્યાં. પછી 'નારાયણ જ પુરૂષ છે' એ શ્રુતિ પ્રમાણે નારાયણ દેવ યજ્ઞરૂપ પુરૂષ હોવાથી તેમને વ્રતમાંથી જેમ અગ્નિ અને સોમને બહાર કાઢે તેમ તે રૂદ્રજવરમાંથી દેવતારૂપ અગ્નિને બહાર કાઢવા માટે પોતાના જવેરને મોકલ્યો. ઈંદ્રે આત્મામાંથી શીત અને જવરને ઉત્પન્ન કર્યા. એ શ્રુતિમાં પણ એમ કહેલું છે કે આત્મા એટલે યજ્ઞરૂપ ભગવાને જ ઈંદ્રની પાર્થનાથી શીત અને જવરને ઉત્પન્ન કર્યા. પછી તે બે જવરોનું પરસ્પર યુદ્ધ થયું. બંને એટલે પ્રસિદ્ધ જવરોએ જેમ વિષ્ણુ અને શિવે પહેલાં યુદ્ધ કરેલું. તેમના સેવકો જવરો પણ કર્યું એવો અર્થ છે. (૨૩)

<u>શ્લોકાર્થ -૨૪ :</u> *વૈષ્ણવના જવરના બલથી પીડાયેલા માહેશ્વર રડવા લાગ્યો. બીજે કોઈ સ્થળે અભય પ્રાપ્ત ન થતાં ભય પામેલા શરણ ઈચ્છતા માહેશ્વર જવરે બે હાથ જોડી હૃષિકેશની સ્તુતિ કરી. (૨૪)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> બંને જવરો હોવાથી તેઓનું યુદ્ધ સમાન હતું. છતાં પણ દેવતાઓનું જ પ્રાબલ્ય હોવાથી વૈષ્ણવ જવરના બલથી પીડાઈ સારી રીતે રાડો પાડી. એટલે રડવા લાગ્યો. તામસ્ પ્રકૃતિવાળો હોવાની તે પીડા થતાં રડે છે. બીજો રડતો નથી. રડવાથી તે પીડા મટી નહિ ત્યારે વૈષ્ણવ જવરથી ભય પામીને પોતાનું મૂલરૂપ શંકર પહેલાં પરાજિત થયેલું એમ વિચારી, શરણની ઈચ્છા રાખતો હૃષીકેશને શરણે ગયો. વળી બીજે સ્થળે અભય નહિ થતાં પહેલાં થયેલ દુઃખ સંભાળીને તે ભય પામ્યો.

ભગવાન અંગિઃકાર કરે તે માટે શરણે ગયો. તેનું અન્તઃકરણ ભગવાનમાં આસક્ત હતું. બે હાથ જોડીને શબ્દથી નમ્રતાપણું કહેલ છે. (૨૪)

નીચેના શ્લોકથી આરંભી ચાર શ્લોકથી તે સ્તુતિ કરે છે.

ज्वर उवाच-**नमामि त्वानन्तशक्तिं परेशं सर्वात्मानं केवलं ज्ञप्तिमात्रम्।**
**विश्वोत्पत्तिस्थानसंरोधहेतुं यत्तद्ब्रह्म ब्रह्मलिङ्गं प्रशान्तम् ॥२५॥**

शास्त्रसिद्धं स्वरूपं परिदृश्यमानादन्यदिति शङ्कां व्यावर्तयितुं त्वामित्याह, इदमेव तदिति वक्तुम् । नन्वष्टमूर्तेर्ज्वरोऽयं सर्वसंहारकशक्तिरूपः, कथमन्यं स्तौतीत्याशङ्क्य, तस्य माहात्म्यमाह **अनन्तशक्तिमिति** । अनन्ताः शक्तयो यस्येति । ननु कालादेवर्ब्रह्मादेर्वा साहाय्ये रक्षाभविष्यतीति किं शत्रोर्महतः शरणगमनेनेत्याशङ्क्याह **परेशमिति** । ब्रह्मादीनामपि नियन्ता । ननु तथापि मरणं वरम्, न तु शत्रोः शरणगमनमित्याशङ्क्याह **सर्वात्मानमिति** । स हि सर्वेषामात्मा, न तु शत्रुः । अनेन वैषम्यनैर्घृण्ययोः । परिहृतयोरपि प्रकृतिसम्बन्धात् सर्वात्मनोऽप्यन्यथाभावमाशङ्क्य, तन्निराकरोति **केवलमिति** । न प्रकृत्यादिभिः सम्बद्धं जीववत् । ननु प्रादुर्भूतस्य काममयत्वात् कथं केवलत्वम्, तत्राह **ज्ञप्तिमात्रमिति** । चिद्रूप एवायं प्रकट इति स मन्यते । औडुलोमिवदात्मानं चैतन्यमात्रं मन्यते । साङ्ख्यवद्वा । उभयोर्वैलक्षण्यं जीवत्वब्रह्मत्वकृतम् । सर्वेषामेव दैत्यांशानां तत्पक्षपातिनां च चिन्मात्रपक्ष एव सम्मतः । तत्र केषाञ्चिज्जगत्कर्तृत्वं न भगवतः, किन्तु प्रकृत्यादेरिति । तत्पक्षपातो भविष्यतीत्याशङ्क्य, निराकरोति **विश्वोत्पत्तिस्थानसंरोधहेतुमिति** । विश्वस्य सृष्टिस्थितिप्रलयहेतुस्त्वमेव । केवलादेवाविकृतात् सर्वं जायत इति चिन्तामण्यादौ दृष्टमिति चिन्मात्रस्यापि हेतुत्वं मन्यते । श्रुतिसिद्धत्वात् । अत एवास्मिन्नर्थे अलौकिककर्तृत्वे प्रमाणमाह **यत्तदिति** । लोकवेदप्रसिद्धम् । यल्लोकेप्रसिद्धम्, तदेव वेदे प्रसिद्धमिति । ननु कृष्णं पुरस्कृत्य न लोकवेदयोः प्रसिद्धिः क्वचिदृष्टा, तथाभूतशब्दस्याश्रुतत्वात्, तत्राह **ब्रह्मेति** । ब्रह्म त्वमेव व्यवहार्यत्वात्कथमित्याशङ्क्याह **ब्रह्मलिङ्गमिति** । जगत्कर्तृत्वतन्निर्वाहकत्वसेतुत्वविधरणत्वादीनि तल्लिङ्गानि तान्येवात्र सन्तीति । अत्रापि प्रमाणमाह **प्रशान्तमिति** । प्रकर्षेण शान्ति प्रत्यक्षसिद्धा, अन्यथा स्वतन्त्रः समर्थः किमस्मदादेः अपेक्षां कुर्यात् । प्रशान्तत्वेन च ब्रह्मधर्मा लक्ष्यन्ते, धर्मैश्च

વિગેરેના સંબંધવાળા નથી.

જે દેખાતું હોય તે કામવાળું હોવાથી પ્રકૃતિના સંબંધ વિનાનું કેમ હોઈ શકે? એવી શંકા થાય તેથી 'જ્ઞાનરૂપ' શબ્દ યોજેલ છે.તે જવર એમ માને છે કે ભગવાન ચિદ્રપ છે. અથવા ઔડુલોમીની પેઠે અથવા સાંખ્ય પેઠે આત્માને માત્ર ચૈત્રન્ય રૂપ જ માને છે. બંનેનો ભેદ જીવપણું અને બ્રહ્મપણાથી થયેલો છે. બધા દૈત્યોઓ ભગવાન જ્ઞાનરૂપ જ છે. એમ મતવાળા હોય છે. તેમાં કેટલાકના મત પ્રમાણે ભગવાન જગતના કર્તા નથી. પરંતુ પ્રકૃતિ જગતને બનાવનાર છે. તેથી તેઓનો પક્ષ જ્ઞાનરૂપ શબ્દથી લીધેલો ગણાય. એવી શંકા થાય તેથી 'વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ અને લયના કારણરૂપ' શબ્દથી તે મતને ખોટો પાડે છે. આપ જ ઉત્પતિ, સ્થિતિ અને લયના કારણરૂપ છો. ચિંતામણીની માફક વિકાર વિનાના એક જ પદાર્થમાંથી સર્વ ઉત્પન્ન થાય છે. તેથી જ્ઞાનરૂપ પણ શ્રુતિમાં આપ જ છો. જ્ઞાનરૂપ અલૌકિક કર્તા છે એવું પ્રમાણ જે તે એટલે 'લોક અને વેદમાં પ્રસિદ્ધ' શબ્દથી કહે છે. જે લોકમાં પ્રસિદ્ધ છે તે વેદમાં પણ પ્રસિદ્ધ છે. શ્રીકૃષ્ણના સંબંધમાંલોક અને વેદમાં કોઈ સ્થળે આવી પ્રસિદ્ધિ જોવામાં આવી નથી કારણ કે તેવા પ્રકારનો શબ્દ જાણવામાં આવ્યો નથી. એવી શંકા થાય તેથી 'બ્રહ્મ' શબ્દ યોજેલો છે. આપ જ બ્રહ્મ છો. મારા સંબંધિ વ્યવહાર થતો હોવાથી હું બ્રહ્મ કેવી રીતે? એવી શંકા થાય તેથી 'બ્રહ્મના ચિન્હવાળા' વિશેષણ યોજેલું છે. કારણ કે જગતના કર્તા હોવાપણું, સેતુ હોવાપણું આધાર હોવાપણું વિગેરે બ્રહ્મનાં ચિન્હો છે, તેજ અહીં આપમાં છે. આ વિષયનું પ્રમાણ પણ 'ઘણા શંત' વિશેષણથી કહેલું છે. ઘણી શાંતિ ન હોય તો સ્વતંત્ર શક્તિવાળા ભગવાન વિગેરેની દરકાર હું કેમ કરૂં? ઘણા શાંત હોવાથી બ્રહ્મના ધર્મો જણાય છે. તેથી લોક અને વેદનો સંબંધ અને તેનાથી જગતના કર્તાપણું જણાય છે.તે પ્રમાણે ઉત્તરાર્ધમાં ગુણો કહેલા છે અને પૂવાર્ધમાં દોષ નથી એમ કહેલું છે. એવી રીતે શ્રીકૃષ્ણ દોષ વિનાના અને પૂર્ણ ગુણવાળા દેહવાળા છે એમ કહયું.(૨૫)

આથી એમ સિદ્ધ થયું કે સર્વ સ્થળે બધું સામર્થ્ય ભગવાનનું છે. બીજાનું નથી. છતાં પણ માન્યતા મુજબ કાલ વિગેરેનું બલ હોવાનું જાણવામાં આવે

છે તે જણાવીને નીચેના શ્લોકમાં કાલ વિગેરે ન હોવાનું કહીને તેનું બલ નથી એમ કહે છે.

**कालो दैवं कर्म जीवः स्वभावो द्रव्यं क्षेत्रं प्राण आत्मा विकारः।**
**तत्संधातो बीजरोहप्रवाहस्त्वन्मायैषा तन्निषेधं प्रपद्ये॥२६॥**

कार्यकारणरूपाणि वस्तुतस्त्वमेव , तेषु भिन्नतया प्रतीत्या यत्सामर्थ्यपरिकल्पनम्, तदपि त्वन्मायैषा । अन्यथा सर्वप्रमाणसिद्धे कथमन्यथाक्लपनं सम्भवति । तत्र कालः सर्वकारणमिति ज्योतिःशास्त्रादन्वयव्यतिरेकाभ्यां च निश्चीयते । तदवान्तरभेदा ग्रहाः कालावयवास्तदिन्द्रियरूपाः दैवमित्युच्यन्ते । ततो धर्मशास्त्रै तत्सर्वं कर्मवशादिति सामान्यविशेषकर्मभ्यां सर्वकार्योत्पत्तिमाहुः । साङ्ख्याः सर्वत्र बीजस्वभावमेव कारणमाहुः । अन्येऽपि स्वभाववादिनः । जडकार्यकारणवादिनामेवं सिद्धान्तः । जीवकार्यवादिनां मते जीवस्वभाव इति पाठः । सर्वमेव जीवात्मकमिति । यद्यप्ययं ब्रह्मवादे निराकृतः, तथापि पूर्वपक्ष एव निराकृत इति सर्वजीवपक्षोऽपि युक्त एव । कालादयः पञ्च वा सामान्यकारणभूताः । कालो गुणक्षोभकः दैवं प्राण्यदृष्टम् । कर्म जन्मनिमित्तं भगवद्रूपं सामान्यम् । जीवो भोक्ता । स्वभावः परिणामहेतुरिति । जीवः स्वभाव इति पाठे कार्यमाह द्रव्यमिति । द्रव्यं तत्त्वानिः तेषां कार्यं देहः क्षेत्रम् । तत्र प्राणः सर्वहेतुः । तस्यापि प्रभुरात्मा । अहंकारः पुराध्यक्षो विकारः । तत्सङ्घातश्च देवतिर्यङ्मनुष्यादिरूपः आद्यः । ततो बीजरोहप्रवाहःबीजभावापन्नानां तेषामेव रोहः । अङ्कुरोत्पत्तिः कार्यमिति यावत् । तस्य प्रवाहोऽनादिसिद्धः बीजाङ्कुरन्यायः । एतत्सर्वं भिन्नतया अखण्डात्त्वत्तः परिज्ञातम् । त्वन्मायैव एषा एवं बुद्धिरूपा भवति । तस्या पाशि कामवज्जीवेष्वेव । अतो मायावशात्वमेव तथा भवसीति निराकणार्थमाह तन्निषेधमिति । तस्या निषेधो यत्रेति । अतःसर्वसमर्थं त्वामेव प्रपद्ये ॥२६॥

एवं स्वरूपसामर्थ्ये निरूप्य विशिष्टं कार्यमवतारकृतं निरूपयति नानाभावैरिति।

શ્લોકાર્થ - ૨૬ : કાલ, દેવ, કર્મ, જીવ, સ્વભાવ, દ્રવ્ય, દેહ, પ્રાણ અહકાર, વિકાર, તેઓનો સમુહ, બીજ અને કાર્યનો પ્રવાહ આ આપની માયા છે. તે જેનામાં નથી તેવાને શરણે આવું છું. (૨૬)

સુબોધિનીજી, ભાવાર્થ : વાસ્તવીક રીતે કાર્યના અને કારણનાં આકારો પણ આપ જ છો. આ આપની માયા છે. તેમ ન હોય તો સર્વ પ્રમાણોથી સિદ્ધ થયેલા આપના બીજા રૂપોની કલ્પના કેમ સંભવે? તે પૈકી કાર્ય અને કારણ રૂપો પૈકી કાલ સર્વનું કારણ છે. એવો નિર્ણય જ્યોતિશાસ્ત્ર અને અન્વય વ્યતિરેકથી થાય છે. તેના પેટા ભેદો કાલના અવયવોરૂપ ગ્રહો છે. તેમની ઇંદ્રિયોના રૂપો 'દેવ' એમ કહેવાય છે. તેથી તે બધું કર્મને લીધે થાય છે. એમ માની બધા કાર્યોની ઉત્પત્તિ થાય છે. એમ ધર્મ શાસ્ત્રમાં કહે છે. સાંખ્ય મતવાળા સર્વ સ્થળે બીજના સ્વભાવને જ કારણ કહે છે. બીજા પણ સ્વભાવ જ કારણ છે એમ માનનારાઓ બીજના સ્વભાવને જ કારણ કહે છે.

જડ કાર્ય કારણ થાય છે. એમ માનનારાઓના એવો સિદ્ધાંત છે. જીવમાંથી કાર્ય સિદ્ધ થાય છે. એમ માનનારાઓના મત પ્રમાણે 'जीवस्वभाव' 'જીવનો સ્વભાવ' એવો પાઠ લેવો. કારણ કે તેમના મત પ્રમાણે સર્વ જીવરૂપ છે. જો કે આ મતને બ્રહ્મવાદમાં ખોટો ઠરાવેલ છે. છતાં પણ પૂર્વ પક્ષને ખોટો ઠરાવેલ હોવાથી સર્વ જીવો કારણ છે એવો મત યોગ્ય જ છે. અથવા કાલ ગુણોમાં ખળભળાટ કરનારો છે. દૈવ એટલે પ્રાણીઓનું અદષ્ટ કર્મ એટલે જન્મ કરાવનારૂં ભગવદરૂપ. જીવ ભોગ કરનારો છે. સ્વભાવ એટલે જન્મ કરાવનારૂં ભગવદરૂપ. જીવ ભોગ કરનારો છે. સ્વભાવ એટલે ફેરફાર થવાનું કારણ એ કાલ પાંચ સામાન્ય કારણ બનેલ છે.

જીવ, સ્વભાવ એ પાઠ પ્રમાણે દ્રવ્ય શબ્દથી કાર્ય કહેલ છે. દ્રવ્ય એટલે તત્વો, 'क्षेयम' ક્ષેત્ર તેઓનું કાર્ય દેહ. તેઓમાં પ્રાણ કારણભૂત છે. તેને પણ વશ રાખનાર અહંકાર 'आत्मा' છે. વિકાર એટલે દેહમાં જોવામાં આવતો ફેરફાર તેઓનો સમુહ એટલે દેવ, હલકાં પ્રાણી, મનુષ્ય વિગેરેના આકારવાળી સૃષ્ટિ. પછી 'બીજ અને કાર્યનો પ્રવાહ' એટલે બીજની સ્થિતિ પ્રાપ્ત કરેલાં તેઓની જ

વૃદ્ધિ એટલે અંકુરની ઉત્પત્તિરૂપ કાર્ય. તેનો પ્રવાહ એટલે આરંભ વિનાના સમયથી સિદ્ધ થયેલો બીજ અંકુર ન્યાય વિભાગ વિનાના આપથી જુદા તરીકે આ સર્વનું જ્ઞાન થાય છે. આ આપની માયા જ એવી બુદ્ધિરૂપ છે. કામની પેઠે જીવોમાં જ તે પ્રસરે છે. તેથી માયાને લીધે આપ જ તેવા રૂપોવાળા થાવ છો. 'તે જેનામાં નથી' એમ કહેલું છે. તે માયા નથી. જેમનામાં તેવા આપ છો. તેથી સર્વ શકિતવાળા આપને હું શરણે આવું છું.(૨૬)

એ પ્રમાણે ભગવાનના સ્વરૂપ અને સામર્થ્ય કહીને નીચેના શ્લોકમાં અવતારમાં કહેલુ કાર્ય કહે છે.

**नानाभावैर्लिलयैवोपपन्नैर्देवान्साधून्लोकसेतुन्बिभर्षि ।**
**हंस्युन्मार्गान्हिंसया वर्तमानान् जन्मैतत्ते भारहाराय भूमे : ॥२७॥**

नटवत् मत्स्यादिभावान् विभर्ति । आनन्दरूपः भावमात्रेण तथा जायत इति भावपदम् । तत्रापि नटवत् क्लेशेन न पदार्थसम्पादनम्, किन्त्विच्छयैव तथात्वमित्यर्थः । तेषां प्रयोजनमाह देवान् साधून् लोकसेतून्बिभर्षीति । त्रिविधा एते। साधवो भूमिष्ठाः । धर्ममर्यादाः सेतवः। ते भूमेरधः एव निरूपिताः, 'खाता हि वेदि'रिति। अनेन त्रिलोकस्थितभक्तरक्षार्थं अवतारा इत्युक्तं भवति। एवं गुणार्थतामुक्त्वा दोषाभावार्थतामाह हंस्युन्मार्गानिति। उन्मार्गा धर्ममार्गविरोधिनः। किञ्च । हिंसया वर्तमानान् मारणैकस्वभावान्। अत एतत्ते जन्म तादृशमुभयं कुर्वदपि विशेषकार्यमपि करोतीत्याह भारहाराय भूमेरिति । भारहारो भारहरणम् । अवतारान्तराणि भूम्युपजीवकानामेव दोषाभावं गुणं च सम्पादयन्ति । अयं त्ववतारः भूमेरेव भारं दूरीकरोति । उपलक्षणमेतत् । परमानन्दं च सम्पादयति ॥२७॥

एवं स्तुत्वा प्रार्थयितुं स्वदुःखं (वि) ज्ञापयति तन्नोऽहमिति ।

*<u>શ્લોકાર્થ -૨૭</u>: લીલાથી પ્રાપ્ત કરેલા જુદા જુદા અવતારોથી આપ દેવોનું, સત્પુરૂષોનું અને લોકમાં ધર્મ મર્યાદાનું રક્ષણ કરો છો અને હિંસાથી જીવનારા અવડે રસ્તે થયેલો છે. (૨૭)*

સુબોધિનીજી, ભાવાર્થ : નટની પેઠે આપ મત્સ્ય વિગેરે અવતાર ધારણ કરો છો. આનંદરૂપ ભગવાન ચિદ્ માત્ર ચિંતન (ભાવ) કરવાથી એ પ્રમાણે અવતરે છે. તેથી અવતાર માટે 'ભાવ' શબ્દ યોજેલ છે. તેમાં પણ ભગવાન નટની માફક દુઃખથી પદાર્થો પ્રાપ્ત કરતા નથી. પરંતુ ઈચ્છાથી જ તેવા રૂપવાળા થાય છે એવો અર્થ છે. દેવાનું, સત્પુરૂષોનું અને લોકમાં ધર્મની રક્ષણ કરો છો. આ શબ્દોથી તે અવતારોનું પ્રયોજન કહેલું છે. આ ત્રણ પ્રકારના છે. (૧) સ્વર્ગમાં રહેનારા દેવો (૨) ભૂમી ઉપર રહેનારા સત્પુરૂષો (૩) ધર્મની મર્યાદાઓ 'યજ્ઞકુંડ ખોદે છે' એ વાક્ય પ્રમાણે તેને ભૂમીની નીચે જ રહેલી કહી છે. આથી એમ કહેવાયું કે ત્રણ લોકમાં રહેલ ભક્તોના રક્ષણ માટે ભગવાનનાં અવતારો થાય છે.

એ પ્રમાણે ગુણવાળી સ્થિતિ હોઈને 'અવડે રસ્તે જનારાઓને એ પ્રમાણે ગુણવાળી સ્થિતિ હોઈને' 'અવડે રસ્તે જનારા' એટલે ધર્મમાર્ગના વિરોધિઓ. વળી 'હિંસાથી જીવનારા' એટલે હિંસા જ કરવાના સ્વભાવવાળાને જ આપ હણો છો. તેથી આપનો આ અવતાર બે પ્રકારનું કાર્ય સિવાય પણ વધારાનું ખાસ કારણ કહે છે. એમ 'ભૂમિનો ભાર હરવા' શબ્દોથી કહેલ છે. ભારહાર એટલે ભાર હરવો તે. બીજી અવતારો ભૂમી ઉપર આધાર રાખનારાઓને જ ગુણ અને દોષનો અભાવ પ્રાપ્ત કરાવે છે. આ અવતાર તો ભૂમિનો ભાર દૂર કહે છે. આ ઉપલક્ષણ છે. આ અવતાર તો ભૂમિનો ભાર દૂર કરે છે. આ ઉપલક્ષણ છે. આ અવતાર પરમાનંદ પણ પ્રાપ્ત કરાવે છે. (૨૭)

એ પ્રમાણે સ્તુતિ કરીને નીચેના શ્લોકમાં પ્રાર્થના કરવા માટે પોતાનું દુઃખ જણાવે છે.

**तप्तोऽहं ते तेजसा दुःसहेन शान्तोग्रेणात्युल्बणेन ज्वरेण ।**
**तावत्तापो देहिनां तेऽङ्घ्रिमूलं नासेवेरन्यावदाशानुबद्धा ॥२८॥**

ते दुःसहेन तेजसा क्रूरेण ज्वररूपेण 'नाग्नेर्हि ताप' इति न्यायमपि बाधित्वा संतप्तोऽहम् । 'न हि दृष्टे अनुपपन्नं नाम ।' ननु वैष्णवं तेजः न तापं जनयति, तत्राह शान्तोग्रेणेति । बहिः शान्तः, अन्तरुग्रः, अन्यथा वैष्णवतेजसो न

दैत्यनिवारकत्वं स्यात् । यथा भगवान् 'चक्षुषश्चक्षुः, श्रोत्रस्य श्रोत्रम्', तथायं धर्मो ज्वरस्यापि ज्वरः, निवर्तकः प्रवर्तकश्चेति आनुगुण्यसिद्ध्यर्थं तापमेव निवारयितुं तथानिरूपणम् । अत्युल्बणमसह्यं क्रूरादपि क्रूरत्वात् । ननु ज्वरे निवृत्ते तापो निवर्तिष्यते, अतो ज्वर एव प्रार्थनीयः । न हि शस्त्रे प्रयुक्ते शस्त्रपीडितः शत्रुं प्रार्थयते इत्याशङ्क्य निराकरोति तांवत्ताप इति । देहाभिमानिनां तावदेव तापः, यावत्तेऽङ्घ्रिमूलं नासेवेरन् । अनेनान्यथा तापनिवृत्तिर्न भवतीत्यप्युक्तम् । ज्ञानेपि तापनिवृत्तौ अङ्घ्रिमूलाश्रयणमेव हेतुरिति किमन्तर्गडुना ज्ञानेनेति भक्तेरुत्कर्षोऽप्युक्तः । तर्ह्यसेवने को हेतुः, तत्राह आशानुबद्धा इति । भगवच्चरणारविन्दासेवायां न कामः प्रतिबन्धकः । किन्तु तच्छक्तिराशा । अतो नैराश्याभावात् सर्वत्र तत्तदाशापि न पूर्यत इति तयानुबद्धाः। यावदित्ययमनुबन्धः सान्त इति निरूपितम् । आशायोगेनाशा सत्या भवति, तदा पूर्णा सती निवर्तते, कामनिवृत्तौ तु निवर्तत एव, विषयदोषदर्शनादपि निव्रर्तते। तन्निवृत्तौ बहवः प्रकारा इति सम्भावनाया विद्यमानत्वात् यावदित्यवधिरुक्तः। अग्निरूपः काम इति । तेन तापस्तावदेवेत्यपियुक्तम् ॥२८॥

एवं विज्ञापितो भगवान् गुह्यकर्ता मृत्योरयं ज्येष्टः भ्रातेति तं स्थापयितुं नियमबन्धेन निरूपयति त्रिशिरस्ते प्रसन्नोऽहमिति ।

*<u>શ્લોકાર્થ -૨૮ :</u> આપના સહન ન થઈ શકે તેવા ઘણા ક્રૂર, શાંત અને ઉગ્ર જ્વરરૂપ તેજસ્વી હું દુઃખી થાઉં છું. જ્યાંસુધી દેહિઓ આશાની પાછળ દોડતા હોવાથી આપના ચરણ મૂલને સેવતા નથી. ત્યાં સુધી તેમને દુઃખ હોય છે.(૨૮)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> અગ્નિને તાપ લાગતો નથી (શ્રીમદ્ ભાગવત ૧૧-૨૩-૫૬) એ નિયમને પણ ખોટો પાડીને આપના સહન ન થઈ શકે એવા કુર જ્વરરૂપ તેજથી હું દુઃખી થાઉં છું. કારણ કે જે અનુભવવામાં આવે તેમાં કાંઈ અયોગ્યતા હોતી નથી.

વૈષ્ણવ તેજ દુઃખ ઉત્પન્ન કરતું નથી. એવી શંકા થાય તેથી 'શાંત અને ઉગ્ર' એમ બે વિશેષણો યોજેલ છે. આપનો જવર બહારથી શાંત અને અંદરથી ઉગ્ર છે. તેવું ન હોય તો વૈષ્ણવનું તેજ દૈત્યોને અટકાવનારૂં ન હોય તે પ્રમાણે આ ધર્મ જવરનો પણ જવર રોકનારો અને પ્રવૃત્તિ કરાવનારો છે. એમ વૈષ્ણવ જવર પોતાને અનુકૂલ થાય તે માટે દુઃખ જ ઉત્પન્ન કરવા તે પ્રમાણે કહેલું છે. તે જવર ઘણો ક્રુર એટલે ક્રુરથી પણ ક્રુર હોવાથી સહન થઈ શકે તેવો નથી.

જવર જતો રહેશે ત્યારે દુઃખ મટી જશે તેથી જવરની જ પ્રાર્થના કરવી જોઈએ કારણ કે શાસ્ત્રનો ઉપયોગ કરવામાં આવે ત્યારે શાસ્ત્રથી પીડા પામનારો શત્રુની પ્રાર્થના કરતો નથી એવી શંકા થાય તે ઉત્તરાર્ધથી દૂર કરે છે. દેહના અભિમાનવાળાઓ જયાંસુધી આપના ચરણના મૂલને સેવતા નથી ત્યાં સુધી જ તેઓને દુઃખ હોય છે. આથી એમ પણ કહેલું છે કે આપના ચરણનું શરણ ન કરવામાં આવે તો દુઃખ મટવાનું નથી. જ્ઞાનથી પણ દુઃખ મટાડવામાં ભગવાનના ચરણમૂલનો આશ્રય જ કારણ હોવાથી નિરર્થક જ્ઞાનનું શું પ્રયોજન? એમ ભકિતનું ઉત્તમપણું પણ કહ્યું. ત્યારે ચરણની સેવા ન કરવાનું શું કારણ ? એવી શંકા થાય તેથી 'આશાઓની પાછળ દોડતાં' શબ્દ યોજેલ છે. ભગવાનના ચરણાવિંદની સેવામાં કામ (જે જે પદાર્થ પ્રાપ્ત કરવાની ઈચ્છા) વિઘ્ન કરતો નથી. પરંતુ તેની શકિત આશા વિઘ્ન કરે છે. તેથી આશા વિનાના થયેલ તેની શકિત આશા વિઘ્ન કરે છે. તેથી આશા વિનાના થયેલ ન હોવાથી, સર્વ સ્થળે જુદી જુદી આશાઓ પણ પૂર્ણ થતી ન હોવાથી તેની પાછળ દોડયા કરે છે.

'જયાંસુધી' એ શબ્દથી એમ જણાવેલું છે કે આશા પાછળ દોડવાનું અંતવાળું છે. આશા યોગ્યતાવાળી હોવાથી આશા પૂર્ણ થાય ત્યારે પૂર્ણ થતો તે જતી રહે છે. કામ મટી જતાં તે જતી રહે છે. તે જતી રહેવાના ઘણા પ્રકારો હોવાથી અને તે જતી રહેવાનો સંભવ હોવાથી 'જયાંસુધી' એમ તેનો અંત કહ્યો છે. કામ અગ્નિરૂપ હોવાતી તેનાથી આશા હોય ત્યાંસુધી થાય એ પણ યોગ્ય છે.

એ પ્રમાણે વિનવેલા ભગવાન વશ કરનારા હોવાથી આ 'મૃત્યુનો મોટો

ભાઈ છે.' એમ વિચારી તેને નિયમમાં રાખવા માટે ભાઈ છે' એમ વિચારી તેને નિયમમાં રાખવા માટે નીચેના શ્લોકથી કહે છે. (૨૮)

**श्रीभगवानुवाच - त्रिशिरस्ते प्रसन्नोऽहं व्येतु ते मे ज्वराद्भयम्।**
**यो नौ स्मरेत संवादं तस्य त्वन्न भवेद्भयम् ॥२९॥**

त्रीणि शिरांसि यस्येति । वातपित्तश्लेष्माणः धातुवैषम्यात् । न कर्माणि। कालकर्मस्वभावा वा शिरांसि भवन्ति । अतः सम्बोधनेन तस्याक्षयत्वं निरूपितम् । अहं प्रसन्न इति । तव सर्वमेव कार्यं सेत्स्यतीत्युक्तम् । यदर्थं प्रार्थितः, तदाह व्येतु ते मे ज्वराद्भयमिति । परं यता मदीयात्तव न भयम्, तथात्वत्तोऽपि न मदीयानां भयमित्याशयेनाह यो नौ स्मरेत संवादमिति । नौ आवयोः स्तोत्रप्रसादरूपः संवादः । तस्य त्वत् त्वत्तः भयं न भवेदिति भगवदाज्ञा ॥२९॥

एवं कृतार्थः सन् भगवदाज्ञां प्राप्य व्याजेनात्र कस्यापि भयं न कर्तव्यमिति ज्ञापितः स्वस्थानमेव जगाम, मृत्योः समीपम् ।

*<u>શ્લોકાર્થ -૨૯ :</u> હે ત્રણ માથાવાળા ! હું તારી ઉપર પ્રસન્ન થયો છું. તારો ભય મારા જવરથી થયેલ તે દૂર થાવ. જે આપણા બેના સંવાદનું સ્મરણ કરે તેને તારાથી ભય ન થાઓ.(૨૯)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> ત્રણ માથાવાળો એટલે વાત, પિત્ત અને કફ એ ત્રણ જવરનાં માથાં છે. કર્મો માથાં નથી. અથવા કાલ, કર્મ અને સ્વભાવ તેનાં ત્રણ માથાં છે. આ સંબોધનથી એમ કહેલું છે કે તારૂં બંધુએ કામ સિદ્ધ થશે. 'તારો મારા જવરથી થયેલ ભય દૂર થાઓ' શબ્દોથી તેને પ્રાર્થના કરેલી તે કહેલી છે. છતાં જેમ મારા જવરથી તને ભય થશે નહિ તેમ તારાથી પણ મારા સેવકોને ભય થશે નહિ એવા અભિપ્રાયથી ઉત્તરાર્ધ કહેલ છે. 'નૌ' આપણા બેનો તે કરેલી સ્તુતિ અને પ્રસંદતારૂપ સંવાદનું જે સ્મરણ કરે તેને તારાથી ભય ન થાઓ એવી ભગવાનની જવરને આજ્ઞા છે. (૨૯).

એવી રીતે કૃતાર્થ થઈ ભગવાનની આજ્ઞા પ્રાપ્ત કરીને અહીં પ્રપંચથી કોઈને

ભય ઉત્પન્ન કરવો નહિ એવા તે જવર મૃત્યુની સમીપ પોતાના સ્થાનમાં ગયો એમ નીચેના શ્લોકથી કહે છે.

**इत्युक्तोऽच्युतमानम्य गतो माहेश्वरो ज्वरः ।**
**बाणस्तु रथमारूढः प्रागाद्योत्स्यञ्जनार्दनम् ॥३०॥**

इत्युक्त इति । अच्युतत्वाद्वाक्यमपि तथा । ततो माहेश्वरो ज्वरो गतः । तस्मिन् गते महादेवाल्लब्धवरः दैवं बलमाश्रित्य युद्धार्थमागत इत्याह **बाणस्त्विति** । तुशब्दः पूर्वागमनाद्विशेषमाह । बाणोऽपि बाणवज्जनार्दन इति जनार्दनं योद्धुं योधयितुम् ॥३०॥

ततःप्रत्येकं बाहुषु नानाशस्त्र(स्त्रा)णि स्थापयित्वा युयुध इत्याह ततो **बाहुसहस्त्रेणेति** ।

<u>શ્લોકાર્થ -30 :</u> *એમ કહેલાં મહેશ્વર જવર અચ્યુતને નમન કરીને ગયો. બાણ તો રથમાં બેસીને જનાર્દન સાથે યુદ્ધ કરવા આવ્યો.(30)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> ભગવાન અચ્યુત હોવાથી તેમનું વચન પણ તેવું હતું. તેથી માહેશ્વર જવર ગયો. મહાદેવ પાસેથી વરદાન પ્રાપ્ત કરેલો બાણાસૂર દૈવી બલનો આશ્રય કરીને યુદ્ધ કરવા આવ્યો. એમ ઉત્તરાધથી કહે છે. તો શબ્દ પહેલાના યુદ્ધ માટે આવવાથી આમાં ભેદ જણાવે છે.. 'બાણના જેવા જનાર્દન' એમ માનીને બાણ પણ જનાર્દન સાથે યુદ્ધ કરવા આવ્યો.

પછી દરેકને હાથમાં જુદાજુદા પ્રકારનાં શસ્ત્રો અને અસ્ત્રો રાખીને તેને યુદ્ધ કર્યું તે નીચેના શ્લોકથી કહે છે.

**ततो बाहुसहस्त्रेण नानायुधधरोऽसुरः ।**
**मुमोच परमक्रुद्धो बाणांश्चक्रायुधे नृप ॥३१॥**

नानायुधानि बिभर्तीति । ततश्चक्रायुधं प्रति नानायुधानि मुमोच । ननु भगवता पूर्वमस्य प्राणरक्षा कृतेति कथं शस्त्राणि मुमोच, तत्राह परमक्रुद्ध इति । मुमोच, परं वस्तुतस्त्वक्रुद्धः । अन्यथा परमत्वं क्रोधविशेषणं न सम्भवति ।

समासे वा आसामर्थ्यं स्यात् । चक्रायुधमित्यनेन चक्रेण सर्वनिराकरणं द्योतितम् । एकतः सहस्त्रमायुधानि, एकतः सुदर्शनमिति ॥३१॥

समतां प्राप्तां परिहरति तस्यास्यत इति ।

<u>શ્લોકાર્થ -૩૧ :</u> *હે નૃપ! પછી જુદાજુદાપ્રકારનાં આયુધો ધારણ કરનાર અસુરે ઘણો ક્રોધ કરી ચક્રાયુદ્ધ ઉપર બાણો ફેક્યાં. (૩૧)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> ભગવાને આના પ્રાણને પહેલાં બચાવેલા તેથી આણે બાણો કેમ ફેક્યાં? એવી શંકા થાય તેથી 'ઘણો ક્રોધ કરી' શબ્દ યોજેલ છે. તેણે ભગવાન ઉપર શસ્ત્રો ફેંકયાં. પરંતુ વાસ્તવીક રીતે તેને ક્રોધ થયો ન હતો. તેમ તેનો અર્થ ન હોય તો 'પરમ' ક્રોધનું વિશેષણ હોવાનું સંભવતું નથી. 'ચક્રાયુદ્ધ' એવા શબ્દથી સૂચવ્યું છે ભગવાને ચક્રથી સર્વ આયુધોનો નાશ કર્યો. (૩૧)

એક તરફ એક હજાર આયુદ્ધો અને બીજી તરફ સુદર્શન એમ સમાનપણું થાય તેવું સમાનપણું ન હતું એમ નીચેના શ્લોકથી કહે છે.

**तस्यास्यतोऽस्त्राण्यसकृच्चक्रेण क्षुरनेमिना ।**
**चिच्छेद भगवान्बाहून् शाखा इव वनस्पतेः ॥३२॥**

अस्त्राण्यस्यतः क्षिपतः । लौकिकप्रकारार्थं क्षुरनेमिना चक्रेण चिच्छेद दशशतानि बाहून् । मध्ये शिरश्छेदनं प्राप्तं निराकरोति शाखा इवेति । वनस्पतेः। तेन महानिति न शिरश्छिन्नम्, किन्तु तस्य प्रसरणनिराकरणार्थं शाखा बाहूनेव चिच्छेद । बाहव एव वरप्राप्ता इति ॥३२॥

ततः स्ववरदत्तबाहुच्छेदने महादेवः सर्वोपायपरिभ्रष्ट भगवन्तं स्तोतुं प्रवृत्त इत्याह बाहुष्विति ।

<u>શ્લોકાર્થ -૩૨ :</u> *ભગવાને અસ્ત્રના ધારવાળા ચક્રથી વારંવાર અસ્ત્રો ફેંકતા તેના હાથોનો મોટા વૃક્ષની શાખાઓની પેઠે કાપી નાખવાની પ્રવૃતિ કરી. (૩૨)*

સુબોધિનીજી, ભાવાર્થ :અસ્રો ફેંકતા એક હજાર હાથોને ભગવાને અસ્રાના જેવી ધારવાળા ચક્રથીકાપી નાખવા પ્રવૃત્તિ કરી. 'શાખાઓની પેઠે' શબ્દથી કહેલું છે. 'મોટા વૃક્ષની' કહ્યું તે મોટા પુરૂષ હોવાથી તેનું માથું કાપ્યું નથી. પરંતુ તેના વિસ્તારનો નાશ કરવા શાખાઓ જેવા હાથોને કાપી નાખ્યા.તેણે હાથોજ વરદાનથી પ્રાપ્ત કરેલા હતા.(૩૨)

પછી પોતે વરદાનથી આપેલા હાથોથી કપાવવાની પ્રવૃત્તિ થતાં સર્વ ઉપયોમાં નિષ્ફલ થયેલા મહાદેવે ભગવાનની સ્તુતિ કરવા માંડી એમ નીચેના શ્લોકથી કહે છે.

**बाहुषु छिद्यमानेषु बाणस्य भगवान्भवः ।**
**भक्तानुकम्प्युपव्रज्य चक्रायुधमभाषत ॥३३॥**

केवलं जये रुद्रादीनामभजनं नायाति । जयस्यानियतत्वात् । तद्दत्तवरछेदेऽपि तथा । स चेत् स्वतः स्वसामर्थ्याभावं निश्चित्य, भगवन्तमेव प्रार्थयेत् , तदा सर्वथा अन्ये सेवकाः, भगवानेव स्वामीति निरोधः फलति, नान्यथेति विज्ञापयितुं रुद्रस्तुतिः । भगवानित्युपायपरिज्ञानार्थमुक्तम् । अन्यार्थं स्वस्य लब्धप्रतिष्ठस्य हीनत्वावलम्बने हेतुमाह भक्तानुकम्पीति । उपव्रज्य निकटे समागत्य । असम्मतिश्चेत्, अन्ततो मा मारयतु, न तु भक्तमिति ज्ञापयितुम् । अनेन भक्तहितार्थमेव पूर्वं लौकिकवैदिकप्रकारेण साहाय्यं कृतमिति ज्ञापितम् । अनेन भक्तहितार्थमेव पूर्वं लौकिकवैदिकप्रकारेण साहाय्यं कृतमिति ज्ञापितम् । तदभावे स्तोत्रेणापि तथा करोतीति । चक्रायुधमिति । छिन्नेष्वपि बाहुषु चक्रं गृहीत्वैव तिष्ठतीति शिरश्छेदमपि कुर्यात् । अतः अभाषत ॥३३॥

तस्य स्तोत्रमाह द्वादशभिः । संवत्सरात्मककालातिक्रमार्थम् । त्वं हि ब्रह्मेति ।

*શ્લોકાર્થ-૩૩ : બાણના હાથો કપાવવાની તૈયારી થતાં ભક્તો ઉપર દયા રાખનાર ભગવાન શંકરે ચક્રાયુદ્ધ પાસે આવી નીચે પ્રમાણે કહ્યું. (૩૩)*

સુબોધિનીજી, ભાવાર્થ : ભગવાનનો માત્ર જપ થાય તેથી રૂદ્રને તેમની

પીછાણ ન થાય કારણ કે યુધ્ધમાં જય ચોક્કસ થાય તેવું હોતું નથી. શંકરે આપેલા વરદાનનો નાશ કરવામાં આવે ત્યારે પણ પીછાણ ન થાય. જો તે પોતાની મેળે પોતાનું સામર્થ્ય નથી એવો નિર્ણય કરીને ભગવાનની પ્રાર્થના કરે.તો બીજા સેવકો 'ભગવાન જ સ્વામી છે' એમ સંપૂર્ણ રીતે માને અને તેથી નિરોધ થાય.બીજા પ્રકારે નિરોધ ન થાય એમ જણાવવા રૂદ્રની સ્તુતિ કહેલી છે.

શંકરને ઉપાયનું જ્ઞાન થયું એમ જણાવવા તેમને 'ભગવાન' કહેલ છે.'ભક્તો ઉપર દયા રાખનાર' શબ્દથી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરેલ શંકરે પોતે બીજાને માટે હલકાપણું સ્વીકારવાનું કારણ કહેલું છે. હું કહું તેમાં ભગવાન સમંત ન થાય તો છેવટે મને ભલે હણે પરંતુ મારા ભક્તને ન હણે એમ જણાવવા ભગવાન પાસે આવી સ્તુતિ કરે છે.

ભક્તના હિત માટે પહેલાં લૌકિક અને વૈદિક પ્રકારથી તેને સહાય કરેલી. તે ભક્તનું હિત ન થતાં હવે સ્તુતિ કરીને કહે છે 'ચક્રયુદ્ધ' શબ્દથી હાથો કપાતાં પણ ભગવાન ચક્ર પકડીને જ ઉભા હતા.બાણનું માથું પણ કાપી નાખે તેથી શંકરે તેમને નીચે પ્રમાણે કહ્યું. (૩૩)

સંવત્સરરૂપ કાલનું ઉલ્લંઘન થાય તે માટે બાર શ્લોકથી તેણે કરેલી સ્તુતિ કહે છે.

रुद्र उवाच - **त्वं हि ब्रह्म परं ज्योतिर्गूढं ब्रह्मणि वाङ्मये ।**
**यं पश्यन्त्यमलात्मान आकाशमिव केवलम्।।३४।।**

यादृशो भगवान् कृष्णः स योगेनैव गम्यते ।
दृश्यमानस्तु शास्त्रेण विसंवादी हि दृश्यते ।।१।।
इति ज्ञापयितुं प्रोक्ता भूम्यादीनां तथाज्ञता ।
अज्ञान्यपि हरेर्लोके भिन्नानीति विदुर्यतः ।।२।।
अस्मदर्थं च भगवान् समागत इति स्तुतिः ।
निर्दोषपूर्णगुणकोऽप्यस्मदादिभिरीयते ।।३।।
यथाधिकारं तत्रापि हेतुर्हि भगवान्परः ।

अन्तरायस्त्वदज्ञाने यदासीत्तस्य च स्वयम् ॥४॥
प्रकाशको महान् साक्षादतोऽस्माकं हितो भवेत् ।
कृष्णेच्छयैव सर्वेषामेव बुद्धिविपर्ययः ॥५॥
अन्यथा धनपुत्रादौ कथं मुग्धा विवेकिनः ।
तस्मात्पूर्वापराधानां क्षमा नित्या हरौ परे ॥६॥
तथापि चेन्न सेवन्ते व्यर्थजीवास्तु ते मताः ।
अनेन भजनं प्रोक्तं बाणोऽपि भजते यतः ॥७॥
प्राकृताभजने हेतुर्दुरदृष्टं निरूप्यते ।
वयं तु लोकरीत्यैव भवदुत्कर्षहेतवे ॥८॥
युद्धार्थमागताः किन्तु भक्ता एव न संशयः ।
प्रकटेन प्रकारेण शरणागतिरुच्यते ॥९॥
तादृशस्य हितं यस्मात् कर्तव्यमिति सार्थना ॥१०॥

आदौ लोकदृष्टया दृष्टो भगवान् न ज्ञातो भवतीति भगवत्स्वरूपमुक्त्वा, स योगेनैव ज्ञातव्य इत्याह । एवं निश्चयेन ब्रह्म । युक्तश्चायमर्थः । अन्यथा लौकिकवैदिकप्रकारा व्यर्था न भवेयुः । प्रमेयमेव हि प्रमाणाद्बलिष्ठम् । एतदाह हिशब्दः । ननु तथापि प्रमाणात्कथं बलिष्ठमिति चेत्, तत्राह परं ज्योतिरिति । 'किं ज्योतिरयं पुरुष' इति ब्राह्मणे सूर्यादिनिराकणप्रस्तावे वागपि निराकृता। सुप्तायां वाचि 'किंज्योतिरयं पुरुष' इति वाक्यादत्तः परं ज्योतिर्भगवानेव । तर्ह्येवं सति साक्षात्पुराणपुरुषः परमात्मा देवक्यामवतरिष्यति, स एव वेदार्थ इति कथं वेदे न श्रूयते, तत्राह गूढं ब्रह्मणि वाङ्मय इति । वेदैस्तथैव प्रतिपाद्यते, परं गुप्तप्रकारेण । अत एव गुप्तत्वाद्भगवानाह 'वेदेश्च स्वैरहमेव वेद्य' इति । तर्हि कथं निश्चयेन प्रवृत्तिरित्यत आह यं पश्यन्तीति । ते हि प्रथमतो गूढं ज्ञात्वा सूक्ष्मदर्शनार्थं अमलात्मानो भवन्ति । ततः प्रश्नभौतिकेषु घटपटादिषु आकाशमिव अप्रकटमपि शून्यवत्प्रतिभासमानं सर्वत्र पश्यन्ति । तर्हि सङ्घातप्रविष्टं तं जीवरूपं जानीयुः

तत्राह केवलमिति । नतु सङ्ख्यातविष्टम् ॥३४॥

एवं भगवत्स्वरूपमुक्त्वा विश्वरूपं वदन् प्रमाणप्रतिपादितप्रकारात् अन्यथाज्ञानं प्रत्यक्षतो न प्रमाणविरोधीति ज्ञापयति नाभिर्नभोऽग्निरिति द्वाभ्याम् ।

<u>શ્લોકાર્થ-૩૪ :</u> *આપ નિશ્ચય વાણીમય બ્રહ્મમાં છુપાયેલા ઉત્તમ જ્યોતિ બ્રહ્મ છો. જેમણે શુદ્ધ અન્તઃકરણવાળાઓ આકાશની પેઠે જુદા જુએ છે. (૩૪)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> કારીકા - ભગવાન શ્રીકૃષ્ણ જેવા છે. તેવા તે યોગથી જણાય છે. દેખાય છે. તેવા તો શાસ્ત્રથી વિરૂદ્ધ દેખાય છે. એમ જણાવવા ભૂમિ વિગેરેને તેવી રીતે અંગે કહેલાં છે. કારણ કે હરિના અંગો પણ લોકમાં જણાયેલા અંગોથી જુદા પ્રકારના છે એમ તેઓ જાણતા હતા.(૮-૯)

કારિકા -૧૦-૧૧ : ભગવાન અમારા માટે પધારેલા છે એવી સ્તુતિ છે.અમે અધિકાર પ્રમાણે ભગવાનને દોષ વિનાના અને પૂર્ણ ગુણવાળા કહીએ છીએ. તેનું પણ કારણ એ છે કે તને અજ્ઞાન હતું ત્યારે જ્ઞાન થવામાં જે મોટી અડચણ હતી તેનો પણ પ્રકાશ કરનાર સાક્ષાત'ભગવાન પોતે ઉદાર હતા' તેથી તે આપણા હિત કરનારા છે. (૧૦-૧૧)

<u>કારીકા -૧૨:</u> *શ્રીકૃષ્ણની ઈચ્છાથી જ બધાની બુદ્ધિ અવળી થાય છે તેમ ન હોય તો વિવેકવાળાને ધન પુત્રમાં મોહ કેમ હોય (૧૨)*

<u>કારીકા -૧૩ :</u> *તેથી વશ રાખનાર હરિમાં પહેલાના કરેલા અપરાધોની ક્ષમા નિત્ય છે. છતાં પણ જેઓ ભગવાનની સેવા કરતા નથી.તેઓ વ્યર્થ જીવનારા મનાયેલા છે. આથી ભજન કરવાનું કહ્યું કારણ કે બાણ પણ ભજન કરે છે.*

<u>કારિકા -૧૪ :</u> *પ્રાકૃત જીવો ભજન કરતા નથી તેનું કાણ ખરાબ અદષ્ટ કહેલું છે.*

*કારિકા-૧૫ : અમે તો લોકની રીતે ભગવાનનું ઉત્તમપણું સિદ્ધ થાય તેવા પ્રયોજનથી યુદ્ધ કરવા આવેલા પરંતુ ભક્તો જ છીએ તેમાં સંશય નથી. (૧૫)*

<u>કારિકા :૧૬ :</u> *પ્રકટ પ્રકારથી શરણે આવવાનું શંકરે કહેલું છે.*

*કારણ કે તેવા શરણે આવનારનું હિત કરવું જોઈએ એવી શરણે આવવાની*

ઉપયોગીતા છે. (૧૬)

આરંભમાં લોકની દૃષ્ટિથી જોએલા ભગવાનનું જ્ઞાન થતું નહિ હોવાથી ભગવાનનું સ્વરૂપ કહીને તેમનું યોગથી જ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ એમ કહે છે.

આપ નિશ્ચયપૂર્વક બ્રહ્મ છો. બીજા આ અર્થ યોગ્ય છે. તેમ ન હોય તો મેં યુદ્ધમાં યોજેલા લૌકિક અને વૈદિક પ્રકારો નિષ્ફલ ન થાય.કારણ કે પ્રમેય જ પ્રમાણથી બલવાન છે. 'हि' નિશ્ચય શબ્દથી કહેલો છે.

છતાં પણ પ્રમેય ભગવાન પ્રમાણ વેદથી બલવાન કેમ હોઈ શકે? એવી શંકા થાય. તેથી 'ઉત્તમ જ્યોતિ' શબ્દ યોજેલ છે. આ પુરૂષ કયું જ્યોર્તિ છે. એ બૃહદારણ્યક (અધ્યાય ૩-૪, બ્રાહ્મણ-૩) બ્રાહ્મણમાં આ પુરૂષ સૂર્ય વિગેરે નથી. એમ આરંભમાં કહેલું છે. વાણીનો લય થાય ત્યારે આ પુરૂષ કયું જ્યોર્તિ ? એવું વાક્ય હોવાથી વાણી પણ જ્યોર્તિ જ્યોર્તિ નથી એમ કહેલું છે. તેથી ભગવાનમાં જ ઉત્તમ જ્યોર્તિ છે. ત્યારે એમ હોય તો વેદમાં એમ કેમ લખેલું નથી. સાક્ષાદ પુરાણ પુરૂષ પરમાત્મા દેવકીજીથી અવતાર લેશે તે જ વેદના અર્થરૂપ છે? એવી શંકા થાય તેથી વાણીમય બ્રહ્મમાં છુપાયેલો શબ્દ યોજેલા છે. વેદમાં જણાવવામાં આવેલું છે. પણ ગુપ્ત પ્રકારથી જણાવેલું છે.તેથી વેદમાં ગુપ્ત હોવાથી આ બધા વેદોથી જાણવા યોગ્ય હું જ છું'' એમ ભગવાને ભગવદગીતા ૧૫-૧૬માં કહેલું છે.

વેદમાં ગુપ્ત રીતે કહેલું છે ત્યારે નિર્ણયપૂર્વક પ્રવૃત્તિ કેવી રીતે થાય? એવી શંકા થાય. તેથી ઉત્તરાર્ધ કહેલો છે. આરંભમાં ભગવાન વેદમાં છુપાયેલા છે.એમ જાણીને સૂક્ષ્મ છુપાયેલા ભગવાનનાં દર્શન થાય તે માટે શુદ્ધ એ તો કારણવાળા થાય છે. પછી પાંચ ભૂતોના બનેલો ઘડો, વસ્ત્ર વિગેરેમાં આકાશ દેખાય છે તેમ ભગવાન છુપાયેલા હોવા છતાં તેમને બધે સ્થળે પ્રકાશતા જુએ છે. ત્યારે તેઓ દેહમાં પ્રવેશ કરેલા જીવરૂપ તે બ્રહ્મને જોતા હશે. એવી શંકા થાય તેથી જુદા વિશેષણથી યોજેલું છે.તેઓ ભગવાનને જુદા જુએ છે.પરંતુ દેહમાં પ્રવેશેલાને જોતા નથી. (૩૪)

એવી રીતે ભગવાનના સ્વરૂપનનું વર્ણન કરીને નીચેના પ્રમાણમાં

જણાવેલા પ્રકારથી ઉલટુ જ્ઞાન પત્યક્ષથી થાય છે તે પ્રમાણથી વિરૂધ્ધ નથી.

**नाभिर्नभोऽग्निर्मुखमम्बुरेतो द्यौः शिर्षमाशाश्रुतिरङ्घ्रिरुर्वी ।**
**चन्द्रो मनो यस्य दृगर्क आत्माअहं समुद्रो जठरं भुजेन्द्रः ॥३५॥**
**रोमारि वृक्षौषधयोऽम्बुवाहाः केशा विरञ्चो घिषणा विसर्गः ।**
**प्रजापतिर्हृदयं यस्य धर्मः स वै भवान्पुरुषो लोककल्पः ॥३६॥**

आद्रौ मध्ये दृष्टिर्भवतीति तन्नभः भगवतो नाभिस्थानेमित्याह । ततो रूपवती दृष्टिर्भवतीति 'रूपमग्नौ प्रतिष्ठित'मिति अग्निर्मुखमित्युक्तम् । ततो रूपप्रसङ्गे स्त्रियो मुख्यतेति विषयं निरूपयितुं अम्बुनिरूपणम्, एकाश्रयं वा वाचो रसनमिति तदाधारत्वेन जलनिरूपणम् । सृष्टिक्रमेण वा त्रिवृत्करणे अग्न्यन्तरं जलमिति रेतो भगवतः । 'विश्वस्य भगवान् पित'ति जलमेव बीजमिति तथोच्यते । तत उपरि सर्वतोऽधश्चेति भूमि त्रिधा निरूपयति । द्यौः शीर्षम्, आशाः परितः ताः श्रुतिः श्रवणेन्द्रियम् । उर्वी पृथ्वी अङ्घ्रिः । सर्वत्र जात्यपेक्षायामेकवचनम् । माहात्म्यज्ञापनार्थं वा इन्द्रियप्रकरणत्वात् चन्द्रादीनां निरूपणम् । अयं चन्द्रो यस्य मनः । अर्को दृक् । अहङ्कार आत्मा हृदयम् । समुद्रो जठरम् । इन्द्रो भुजाः । वृक्षौषधयो रोमाणि । रोमसु सूक्ष्मस्थलभेदोऽस्तीति द्वयोर्निरूपणम् । अम्बुवाहा मेघा भगवतः केशाः । य एव कश्चित्सर्वात्मकत्वेन वक्तव्यः, स एवं निरूप्यते । तद्धर्मे वेदमूलको धर्म इति वेदात्मके शिवे निरूपितम् । ततः सन्देहे प्रमेये भगवतैव प्रदर्शितं सर्वात्मकत्वमक्रूराय । ततोऽत्र प्रमाणेन वेदेनान्यथाबुद्धिनिराकणार्थं निरूप्यत इति वक्तव्यप्रयोजनयोर्भेदात् न पौनरुक्त्यम् । वेदेनान्यथाबुद्धिनिराकणार्थं निरूप्यत इति वक्तव्यप्रयोजनयोर्भेदात् न पौनरुक्त्यम् । विरञ्चयो ब्रह्मा भगवतो धिषणा बुद्धिः । विशेषण सर्गो यस्मादिति गुह्येन्द्रियम् । चतुर्मुखः प्रजापतिः । धर्मो यस्य हृदयम् । एवं सर्वोत्कर्षमुक्त्वा अन्ते सम्बधिनं निरूपयति सर्वत्रानुषङ्गार्थम्, तथादिमध्ययोः उपासनाव्यावृत्त्यर्थं आधिदैविकत्वादिभेदाभावार्थं च । एतादृशः पुरुषो यो नारायणः स एव




भगवान् ॥३५॥३६॥

एवं विश्वरूपत्वमुक्त्वा तादृशस्यावतारे प्रयोजनमाह तवावतारेऽयमिति ।

श्लोकार्थ -૩૫-૩૬ : આકાશ જેમની નાભિ છે અગ્નિ જેમનું મુખ છે. જલ જેમનું વીર્ય છે સ્વર્ગ જેમનું શિર છે ચંદ્ર જેમનું મન છે સૂર્ય જેમનું ચક્ષુ છે. અહંકાર જેમનો આત્મા છે. સમુદ્ર જેમનું જઠર છે. ઇંદ્ર જેમની ભુજા છે. વૃક્ષો અને ઔષધિઓ જેમનાં રૂંવાડા છે. વાદળો જેમના કેશ છે. બ્રહ્મા જેમની બુદ્ધિ છે. પ્રજાપતિ જેમની જનનેન્દ્રિય છે . ધર્મ જેઓનું હૃદય છે. તે લોક બનેલા પુરૂષ આપ જ છો. (૩૫-૩૬)

સુબોધિનીજી, ભાવાર્થ : આરંભમાં દષ્ટિ મધ્યભાગમાં પડે છે. તે મધ્યભાગ આકાશ ભગવાનના નાભીનું સ્થાન છે. પછી દષ્ટિ રૂપવાળી હોવાથી રૂપ અગ્નિમાં રહેલું છે. એ વાક્ય પ્રમાણે 'અગ્નિએ મુખ છે.' એમ કહેલું છે. પછી રૂપના વિષયમાં સ્ત્રી મુખ્ય હોવાથી વિષય જણાવવા જલ કહ્યું છે. અથવા વાણીનો એક આધાર જીભ હોવાતી તેના આધાર તરીકે જલ કહેલું છે. અથવા સૃષ્ટિ રચવાના ક્રમ પ્રમાણે ત્રણ પદાર્થો ભેગા કરવામાં અગ્નિ પછી જલ કહેલું છે. 'ભગવાન વિશ્વના પિતા છે એ વાક્ય પ્રમાણે ભગવાનના વીર્યરૂપ જલ જ સૃષ્ટિનું બીજ હોવાથી તે પ્રમાણે કહેલું છે.

પછી ઉપર અને બધી બાજુઓએ અને નીચે એમ ત્રણ પ્રકારે ભૂમિનું વર્ણન કહેલું છે. સ્વર્ગ શિર છે. બધી બાજુઓએ દિશાઓ છે. તે કાન છે. પૃથ્વી ચરણ છે. બધે મહાત્મ્ય જણાવવા એકવચન યોજેલું છે.

ઈંદ્રિયોનું પ્રકરણ હોવાથી ચંદ્ર વિગેરેનું નિરૂપણ કહેલ છે. આ ચંદ્ર જેમનું મન છે સૂર્ય જેમનું ચક્ષુ છે. અહંકાર જેમનો આત્મા છે. સમુદ્ર જેમનું જઠર છે. ઈંદ્ર જેમની ભૂજાઓ છે. વૃક્ષો અને ઔષધિઓ જેમાનાં રૂવાડાં છે. રૂવાડાંઓમાં સૂક્ષ્મ અને સ્થૂલનો ભેદ હોવાથી ઔષધિઓ અને વૃક્ષો એ બે કહેલાં છે. વાદળાંઓ ભગવાનના કેશો છે. તેમનું એ પ્રમાણે વર્ણન કહેલું છે.

વેદ જેનો આધાર છે તેવા ધર્મ છે. એ વાક્ય પ્રમાણે વેદરૂપ શંકરે

ભગવાનના ગુણોનું વર્ણન કરતાં પ્રમેયના સંબંધમાં સંશય થતાં ભગવાને જ પોતાને સર્વોના આત્મા હોવાપણું અક્રુરને દેખાડયો. પછી ખોટી માન્યતા દૂર થાય તે માટે અહીં પ્રમાણ વેદ તે ગુણ જણાવે છે. તેથી જે કહેવાનું છે તેનાં પ્રયોજનનો જુદા હોવાથી પૂર્નરૂક્તિ દોષ થતો નથી. બ્રહ્મા ભગવાનની બુદ્ધિ છે. ચાર ભુજાવાળા પ્રજાપતિ જેને લીધે સૃષ્ટિ સારી રીતે થાય છે તે ભગવાનની ગુદય ઈંદ્રિય છે. ધર્મ જેમનું હૃદય છે. એ પ્રમાણે બધાથી ભગવાનનું ઉત્તમપણું વર્ણવીને બધા સ્થળે સંબંધ લેવાય તે માટે તેમજ આરંભ અને મધ્યમાં કહેલાની ઉપાસના કરવાની નથી એમ જણાવવા અને આધિદૈવિકપણું વિગેરેના ભેદ આમાં નથી. એમ જણાવવા આવા પુરૂષ જે નારાયણ તેજ ભગવાન આપ છો. (૩૫-૩૬)

એવી રીતે ભગવાન વિશ્વરૂપવાળા છે. એમ કહીને નીચેના શ્લોકમાં ભગવાનને અવતાર લેવાનું પ્રયોજન કહે છે.

**तवावतारोऽयमकुण्ठधामन्धर्मस्य गुप्तयै खलानिग्रहाय ।**
**वयं च सर्वे भवतानुभाविता विभावयामो भुवनानि सप्त ।।३७।।**

अकुण्ठो वैकुण्ठः स्वरूपप्रच्युतस्य समागमनं निवारयति सम्बोधनेन । अयं तवावतारः धर्मस्य गुप्तयै खलनिग्रहाय च उभयार्थमवतारः । यत्र विरोधः, तत्रोभयसमर्थनं विचारणीयमिति निरूप्यते । मदुक्ता भुजा धर्मः, स च खलः, उभयमत्र समाधेयम् । ननु प्रमाणभूतोऽपि भवान् पक्षपातेन करणादप्रमाणं जात इति शङ्कां वारयति वयं चेति । जगतो भवायेति पाठेऽपि उद्भवार्थमयं मारणीय इति सिध्यति । येन वा धर्मेणोद्भवो भवति, दैत्यांशनिराकरणपूर्वकेण हि तथा । वयं च भवतैव सर्वार्थे अनुभाविताः, तथा भावनया प्रेरिताः, संस्कृता वा, सप्तभुवानानि विभावयामः । वयं तस्वाधिष्टातृदेवाः ब्रह्माण्डदेवा वा । सर्वत्रैव यदि वयं त्वद्भावभाविताः, तदा अस्मिन्नेव कः सन्देहो भवेत् । अनेन केवलतामसभावकत्वमिति पक्षो निवारितः । अधस्तात्सप्तभुवनेषु तदनुभावः सिद्ध इति उपरितनान्येव सप्तभुवनानि गृहीतानि ।।३७।।





ननु तथापि ममाग्रे अयमपकारं करिष्यति, ततो मया मारणीय इति, अस्मिन्ननुभावो न युक्त इति चेत्, तत्राह **त्वमेक आद्य** इति ।

<u>શ્લોકાર્થ -૩૭ :</u> *હે વૈકુઠવાસી ! આ આપનો અવતાર માટે છે. આપથી અધિકાર પામેલા અમે બધા સાત ભુવનમાં અધિકાર ભોગવીએ છીએ. (૩૭)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> अकुण्ठ વૈકુંઠ સ્થાન જેનું છે તેવા એ સંબોધન સ્વરૂપથી ભ્રષ્ટ થયેલ અહીં પધારેલ નથી. એમ કહેલું છે. આ આપનો અવતાર ધર્મનું રક્ષાણ કરવા અને દુષ્ટોને દંડ આપવા માટે છે. બંને પ્રયોજન માટે અવતાર થયેલો છે. જયાં વિરોધ જણાય ત્યાં બંને પ્રયોજન સિદ્ધ થાય તેવીરીતે વિચાર કરવો યોગ્ય જ છે. મેં કહેલી બાણની ભુજાઓ ધર્મ છે અને તે દુષ્ટ છે. બંનેનું અહીં સમાધાન કરવું જોઈએ. જગતના ઉત્કર્ષ માટે એવો પાઠ હોય છે ત્યાં પણ જગતના ઉત્કર્ષ માટે આ બાણને હણવા યોગ્ય છે. એમ સિદ્ધ થાય છે. અથવા ગુણથી જગતનો ઉત્કર્ષ થાય તે કરવો.

પ્રમાણ વેદરૂપ બનેલ પણ તમે શંકર પક્ષપાતીથી દૈત્ય ઉપર કૃપા કરવાથી અપ્રમાણ થયા છો એવી શંકામાં ઉત્તરાર્ધ કહે છે. બધા વિષયોમાં આપથી જ અધિકાર પ્રાપ્ત કરેલા સંસ્કાર અને શ્રદ્ધા પામેલા અને સાત ભુવનમાં અધિકાર ભોગવીએ છીએ. 'અમે' એટલે તત્વોમાં રહેલા દેવો. જયારે બધાએ સ્થલમાં અમે આપની સત્તાથી સ્વીકારાયેલ છે ત્યારે આ વિષયમાં જ શું સંદેહ હોય? શંકર માત્ર તામસ્ ભાવવાળા છે એવો મત આથી ખોટો ઠરાવેલ છે. નીચેના સાત ભુવનોમાં તેમનો અધિકાર સિદ્ધ થયેલો હોવાથી ઉપરનાં સાત ભુવનો જણાવેલ છે. (૩૭)

છતાં પણ આ ભવિષ્યમાં મારો અપકાર કરશે તેથી મારે હણવા યોગ્ય છે તેથી આની પાસે સત્તા રહે તે યોગ્ય નથી. એવી શંકામાં નીચેનો શ્લોક કહે છે.

**त्वमेक आद्य : पुरुषोऽद्वितीयस्तुर्यः स्वदृधेतुरहेतुरीश्वरः ।**
**प्रतीयसेऽथापि यथाविकारं स्वमायया सर्वगुणप्रसिद्ध्यै ॥३८॥**

यद्यपि भवान् सर्वत्र एक एव, पूर्णगुणश्च, तथापि यावन्ति रूपाणि जगति

[illegible]पि, तत्र कारणे विचार्यमाणे भगवानेव स्वस्यैकमेकं धर्मं मुख्यतया परिगृह्य, तथाविधो जात इति मन्तव्यम् । तथा सति सहस्रभुजरूपो बाणो येन (गुणेन) भवति, स एव गुणः कारणभूतोऽङ्गीकर्तव्य इति तथैव करणमुचितम् । अस्माकं सर्वत्र भेदप्रतीतावपि त्वमेक एव । न हि निम्बबुद्ध्या भक्षिता शर्करा तिक्ता भवति । तस्यैकत्वं साधयति आद्य इति । यथैक एव व्रहिः अङ्कुरादिभावेन सहस्रं व्रीहयो भवन्ति, तथैक एव भगवानद्यः कारणभूतः । सङ्घातोत्पत्त्यर्थं व्रीहिवत् । निराकारतामाशङ्क्य कारणस्य बीजात्मकस्य स्वरूपमाह पुरुष इति। तस्य कारणतायां रुयपेक्षामाशङ्क्याह अद्वितीय इति। कार्यकारणवैलक्षण्यं कार्यवैचित्र्यं च चिन्तामणाविवात्राप्यध्यवसेयम् । तस्योपादानत्वमविकृतत्वं निमित्तत्वं च पूर्वमेव साधितम् । अत एव जगतः अनुपास्यतापि सिद्धा । ब्रह्मत्वे च जगतस्तज्जलान्तत्वमेव । दृष्टान्तैः स्थितिप्रलयावन्यत्रेति निदर्शनमात्रत्वम् । बहवो दृष्टान्ता एकीभूताः भगवति सर्वलक्षणां बुद्धिं सम्पादयन्ति । तर्कमात्रमूलत्वे अप्रामाण्यं स्यादिति दृष्टान्ताभावाच्च श्रुत्यैकसमधिगम्यमेव ब्रह्मेति स्थापितम् । कादाचित्कत्वेऽपि भगवानेव हेतुः । अन्यस्मिन् कारणत्वेन परिकल्पयमाने या उत्पत्तिः, सा भगवत्येव सम्पादनीया । सर्वसमर्थत्वात् ब्रह्मणः । भिन्नाधिकरणत्वे यथा विरोधपरिहारः, तथैकाधिकरणत्वेऽपि । युक्त्पेक्षायामपि पत्रदारुनिर्यासपुष्पफलेपु बीजमेकमेव कारणं सर्वविलक्षणं दृष्टमिति तस्यैव परम्परया साक्षाद्वा कारणत्वमध्यवसीयते, तथा श्रुतत्वाद्ब्रह्मणोऽप्यध्यवसेयम्, अवधृतप्रामाण्य-वेदात् । तथा सति श्रुतिर्यथार्था समर्थिता भवति । वैयर्थ्यं च स्यात्, प्रत्यक्षानुमानादिभिरेव वैदिकार्थस्यापि सिद्धेः । सङ्केतस्तु निरूपकग्रहणादेव। अन्यथा तत्तन्मते आत्मादिपदानां सङ्केतः अलौकिकार्थानामसङ्गतः स्यात् । अतोऽद्वितीयपुरुष एव आद्यो जगत्कारणम् । एवं भगवतः जगत्कारणत्वमुपपाद्य तत्रोत्पत्तिस्थितिप्रलया एव कार्यत्वेन सिद्धा इति मोक्षसाधकत्वं भगवतो वदन् पुनर्विशेषणान्तर-माह तुर्य इति। समाधिगम्यः । यथा जाग्रत्स्वप्रसुषुप्तयः

स्थित्उत्पत्तिप्रलयाभिज्ञापिकाः, एवं तुर्यावस्थापि मोक्षाभिज्ञापिका । तस्यां प्रादुर्भूतो भगवान् मोक्षद इति । तस्य मोक्षदाने प्रकारमाह स्वदृगिति । यथाद्वितीयः पुरुषो जगत्कारणम्, तथा स्वदृक् स्वस्मिन्नेव दृष्टियुक्तः आत्मानुभवतुष्टः मोक्षहेतुरिति । ननु स्वमोक्षमेव साधयेत्, नतूपासकानामन्येषाम्, तत्राह हेतुरिति। अन्येषामपि मोक्षे स्वदृक्त्वे तुर्यत्वे च स एव हेतुः । तर्ह्यन्यस्यास्मदादेः स्वयं स्वस्य ततोऽपि मूलभूतः कश्चिद्भविष्यतीत्याशङ्क्याह अहेतुरिति । न तस्य कश्चिद्धेतुरस्ति । ननु यथा भगवान् स्वेच्छया सर्वं भवतीत्युच्यते, एवं सर्वोऽपि सर्वं भवतु, अभेदश्च श्रुत्या प्रतिपाद्यत इति, तत्राह ईश्वर इति । स हि सर्वसमर्थोऽपि स्वयं तथैव मूलभूतः। कार्यरूपस्तु स्वस्मादेव जायते, सर्वसामर्थ्यस्य विद्यमानत्वात्, ईश्वरेच्छाया नियन्तुमशक्यत्वाच्च । एवं सर्वसामर्थ्यमलौकिकत्वं निर्दोषपूर्ण-गुणविग्रहकत्वमुपपाद्य सर्वत्र पूर्णगुणकोऽपि यथाविकारं इक्षुक्षीरा-म्ललवणादिविकारमनतिक्रम्य प्रतीयसे, सर्वात्मना अप्रतीतौ भगवन्मायैव नियामिका । ननु तस्याः स्वातन्त्र्यास्वान्त्र्याभ्यां पुनः स दोषस्तदवस्थ इति चेत्, तत्राह सर्वगुणप्रसिद्धा इति । अन्यथा भगवदीयाः सर्वे गुणाः प्रत्येकं न प्रसिद्धा भवेयुः । यथा षड्रसापि हरीतकी नीरसैव, निसर्गतः कोऽपि रसः सर्वविलक्षणो न प्रतीयत इति, तथैव भगवान् सर्वत्र सर्वगुणप्राकट्ये कृसरवत्प्रतीयेत । अतो भगवदिच्छारूपया मायया सर्वत्र पूर्णगुणकोऽपि यथाविकारं प्रतीयते । तथैव लीलायां यादवत्वमात्रं प्रकटयितुमाविर्भूतः नान्यान् धर्मान् प्रकटितवानित्यस्मदादीनामप्यज्ञानमिति भावः ॥३८॥

ननु सर्वत्र कारणेषु कार्योत्पत्तौ कारणप्रत्यक्षता दृश्यते, नत्वप्रत्यक्षान्मृदादेः घटादिकमुत्पद्यते, तथा पदार्थोत्पत्तौ कारणत्वेन ब्रह्मप्रतीतिः स्यात्, तदभावात् प्रत्यक्षविरोधात् कथं कारणतेत्याशङ्क्याह यथैव सूर्य इति ।

श्लोकार्थ -૩૮ : આપ એક આદ્ય, પુરૂષ એકલા સમાધિમાં પ્રાપ્ત

થતા પોતામાં દષ્ટિવાળા, મોક્ષના કારણરૂપ ઈશ્વર છો. છતાં પણ આપના બધા ગુણો પ્રસિદ્ધ થાય તે માટે પોતાની માયાથી વિકાર પ્રમાણે દેખાવો છો.(૩૮)

સુબોધિનીજી, ભાવાર્થ : જો કે આપ સર્વ સ્થળે એક જ છો અને પૂર્ણ ગુણવાળા છો. છતાંપણ ઘડો, વસ્ત્ર વિગેરે જેવાં રૂપો જગતમાં પ્રસિદ્ધ છે. તેમના કારણનો વિચાર કરતાં આપ જ પોતાના પ્રસિદ્ધ છે. તેમના કારણનો વિચાર કરતાં આપ જ પોતાના જુદાજુદા ગુણનું ગ્રહણ કરીને તેવા પદાર્થરૂપ થયેલા છો. આપના જે ગુણથી એક હજાર ભુજાવાળો બાણ થયો તેજ ગુણ બાણનું કારણ બનેલો માનવો જોઈએ. અમે સર્વ સ્થળે ભેદ જોઈએ છીએ. છતાં આપ તો એક જ છો. કારણ કે લીમડો માનીને ખાધેલી સાકર કડવી લાગતી નથી. આદ્ય વિશેષણથી તે ભગવાનનું એક હોવાપણું સિદ્ધ કરે છે. જેમ એક જ ચોખાના દાણો, અંકુર વિગેરે સ્થિતિથી એક હજાર ચોખાના દાણા થાય છે તેવી રીતે એક જ ભગવાન ચોખાના દાણાની પેઠે જુદાજુદા પદાર્થોની ઉત્પત્તિ કરવા આદ્ય પ્રથમ કારણ બનેલા છે.

ભગવાન તો સાકાર વિનાના છે. એવી શંકા થાય તેથી કારણ બનેલ ભગવાનનાં બીજરૂપ સ્વરૂપનું વર્ણન 'પુરૂષ' શબ્દથી કરેલું છે. પુરૂષને કારણ બનવામાં સ્ત્રીની જરૂર છે. એવી શંકા થાય તેથી 'એકલા' એવું વિશેષણ યોજેલું છે. ચિંતામણીથી પદાર્થો ઉત્પન્ન થાય છે. તેની પેઠે કાર્ય અને કારણનું જુદાપણું અને કાર્યોનું જુદાપણું જાણવા. તે કાર્યોનું ઉપાદાન કારણ હોવાનું, વિકાર વિનાના હોવાનું અને નિમિત કારણ હોવાનું પહેલાં સિદ્ધ કરેલું છે. તેથી જ જગત ઉપાસના કરવા યોગ્ય નથી એમ સિદ્ધ થયું અને જગત બ્રહ્મરૂપ હોવાનું જણાવેલ છે. જગતની સ્થિતિ અને પ્રલય બીજામાં થતા નથી એ તો માત્ર ઉદાહરણ કહેલું છે. ઘણા દષ્ટાંતો એકઠા મળી ભગવાન બધાથી જુદા પ્રકારના છે એવી બુદ્ધિ ઉત્પન્ન કરે છે. તેથી બ્રહ્મજ્ઞાનનો માત્ર તર્ક જ આધાર હોય તો તે જ્ઞાન સત્ય ન ગણાય તેથી અને દષ્ટાંત નહિ હોવાથી બ્રહ્મ માત્ર વેદથી જ જણાય તેવું જ સિદ્ધ થયેલું છે. જગત અમુક સમય સુધી જ રહેવાનું હોય તો ભગવાન જ તેનું કારણ છે. બીજો તર્ક કરવો નહિ

કારણ કે ભગવાન સર્વ શક્તિવાળા છે. જુદા જુદા ઉપાદાન હોય ત્યારે જેમ વિરોધ કાઢી નાખવામાં આવે છે. તેમ એક ઉપાદાન હોય ત્યારે કરવું જેમ પાંદળાં, કાષ્ટ, પુષ્પ, ગુંદર અને ફલોનું કારણ બીજ જોવામાં આવતું હોવાથી તેજ સર્વનો કારણ બીજ જોવામાં આવતું હોવાથી તેજ સર્વનો કારણ હોવાનો નિર્ણય થાય છે. તે પ્રમાણે વેદમાં બ્રહ્મને જગતનું કારણ કહેલ હોવાથી બ્રહ્મને પણ જગતનું કારણ જાણવું કારણ કે વેદ પ્રમાણ હોવાનો નિર્ણય થઇ ગયેલો છે.

છતાં શ્રુતિ સત્ય ઠરશે અને પુષ્ટિ મળશે. સંકેત તો વિચાર કરનારાઓના સ્વીકારથી જ થાય છે. તેમ ન હોય તો જુદાજુદા મતમાં અલૌકિક પદાર્થ જણાવનાર 'આત્મા' વિગેરે શબ્દોનો સંકેત અસંભવિત થાય. તેથી મૂલ પુરૂષ એકલાજ જગતનું કારણ છે. એવી રીતે ભગવાન જગતનું કારણ છે. તે સિદ્ધ કરીને તેમાં કાર્ય તરીકે ઉત્પત્તિ, સ્થિતિ અને લય સિદ્ધ થયેલા હોવાથી ભગવાન મોક્ષ પ્રાપ્ત કરાવનાર છે એમ કહેતાં 'સમાધિમાં પ્રાપ્ત થતાં' શબ્દથી બીજુ વિશેષણ કહે છે. જેમ ભગવાનની અવસ્થા, સ્વપ્ન અને સુષુપ્તિ, સ્થિતિ ઉત્પત્તિ અને પ્રલય જણાવનારાં છે. તે પ્રમાણે ચોથી સમાધિની અવસ્થા પણ મોક્ષ જણાવનારી છે. કારણ કે તેની અંદર પ્રગટ થયેલ ભગવાન મોક્ષ આપનાર છે. પોતાનામાં દષ્ટિવાળા વિશેષણથી મોક્ષનું દાન કરવાનો પ્રકાર કહેલો છે. જેમ એકલા પુરૂષ જગતનું કારણ થાય છે તેમ પોતાની અંદર દષ્ટિવાળા મોક્ષના કારણ રૂપ છે. ત્યારે અમે પોતે બીજાઓના કારણરૂપ છે. તેમ પોતાનું કારણ તેમનો પણ આધાર બનેલ કાંઇક હશે એવી શંકા થાય તેથી 'કારણ વિનાના' વિશેષણ યોજેલું છે. કોઇપણ તેમનું કારણ નથી. જેમ ભગવાન પોતાની ઇચ્છાથી સર્વ થાયછે એમ કહેવામાં આવે છે તેમ બધાએ પોતાની ઇચ્છાથી સર્વ ભલે થાય અને શ્રુતિ ભગવાન અને બીજામાં ભેદ નથી એમ કહે છે. એવી શંકા થાય તેથી 'ઇશ્વર' શબ્દ યોજેલ છે. કારણ કે તે ભગવાન સર્વ થવા શક્તિમાન હોવા છતાં પોતાની મેળે આધાર બનેલા છે. કાર્યરૂપવાળા તો પોતામાંથી જ થાય છે કારણ કે તેમનામાં સર્વ થવાની શક્તિ છે. અને ઇશ્વરની ઇચ્છાને રોકી શકાતી નથી. એવી રીતે ભગવાનની

સર્વ થવાની શક્તિ, અલૌકિકપણું દોષ વિનાનો પૂર્ણગુણવાળો દેહ સિદ્ધ કરીને એમ કહે છે કે આપ સર્વ સ્થળે પૂર્ણ ગુણવાળા હોવા છતાં શેરડી, દુધ, ખાઝું, ખાટુ વિગેરેનું ઉલ્લઘંન કાર્ય વગર વિકાર પ્રમાણે દેખાવ છો. સર્વરૂપથી આપ ન દેખાયો તેવી વ્યવસ્થા કરનારી ભગવાનની માયા જ છે.

તે ભગવાનની માયા સ્વતંત્ર હોવાથી તે દોષ પાછો તે સ્થિતિમાં રહે છે એવી શંકા થાય તેથી 'બધા ગુણો પ્રસિદ્ધ થાય તે માટે' શબ્દો યોજેલ છે. તેમ ન હોય તો ભગવાનના બધા ગુણો જુદા જુદા પ્રસિદ્ધ ન થાય. જેમ હરડે છ રસોવાળી હોવા છતાં પણ રસ વિનાની છે કારણ કે તે સર્વથી જુદો કોઈ રસ કુદરતી તેમાં દેખાતો નથી. તેવી રીતે ભગવાન સર્વ સ્થળે સર્વ ગુણો પ્રગટ કરે તો ખિચડા જેવા દેખાય. તેથી ભગવાન સર્વ સ્થળે પૂર્ણગુણવાળા હોવા છતાં ભગવાનની ઈચ્છારૂપ માયાને લીધે વિકાર પ્રમાણે દેખાય છે. તેજ પ્રમાણે લીલામાં માત્ર યાદવપણું પ્રગટ કરવા પ્રગટ થયેલા આપે બીજા ગુણો પ્રગટ ન કર્યા તેથી હું શંકરને પણ આપનું જ્ઞાન થયું નહિ. (૩૮)

કારણમાંથી કાર્યની ઉત્પત્તિ થાય છે ત્યાં સર્વ સ્થળે કારણ પ્રત્યક્ષ જોવામાં આવે છે. કારણ કે પ્રત્યક્ષ ન હોય તેવી માટીમાંથી ઘટા વિગેરેની ઉત્પત્તિ થતી નથી. તે પ્રમાણે બ્રહ્મમાંથી પદાર્થ ઉત્પન્ન થાય ત્યારે તે પદાર્થના કારણરૂપ બ્રહ્મ દેખાવું જોઈએ તે દેખાતું નહિ હોવાથી બ્રહ્મ પદાર્થોનું કારણ થાય તેમાં પ્રત્યક્ષનો વિરોધ થતો હોવાથી બ્રહ્મ કારણ કેમ હોઈ શકે ? એવી શંકા થાય તેથી નીચેનો શ્લોક કહે છે.

**यथैव सूर्यः पिहितश्छायया स्वया छायां च रूपाणि च सञ्चकास्ति ।**
**एवं गुणेनापिहितो गुणांस्त्वमात्मप्रदीपो गुणिनश्च भूमन्॥३९॥**

'मेघाः सूर्योद्भूता' इति श्रुतिः, 'यावदादित्यस्तपति रश्मिभिस्ताभिः पर्जन्यो वर्षती'ति श्रुतेः सूर्य एव पर्जन्यः, अन्यथा सवितृत्वं न स्यात् । ततः सूर्यादुत्पन्ना अपि मेघाः यथा सूर्याच्छादकाः, एवं जगदपि भगवदुत्पन्नमपि भगवदाच्छादकम् । यथा तान् मेघान् मेघान्तर्जायमानां वृष्टिं तस्याप्यधोभूमिं भूमिष्ठांश्च पदार्थान् स्वयमदृष्टोऽपि प्रकाशयति, एवं सर्वकारणभूतः भगवानेव









सर्वत्र सर्वप्रकाशक इति न काप्यनुपपत्तिः। छायया मेघैः । चकारत्तत्कार्यां वृष्टिम् । मेघानां पृथक्त्वं निवात्यति स्वयेति। रूपाणि घटादीनि । चकारात्तैर्जायमानां क्रियामपि लौकिकीं वैदिकी च प्रकाशयति । एवं गुणेन स्वयमेव तथाभूतेनापिहितोपि सर्वथा गुप्तोऽपि गुणान् कारणभूतान् गुणिनः कार्याणि च प्रकाशयति, आत्मप्रदीपश्च भवति । सर्व(था) सामर्थ्यार्थं सम्बोधनं भूमन्निति ॥३९॥

भगवत्कारणतायां हेत्वन्तरमप्युपपादयति **यन्मायामोहितधिय** इति ।

<u>શ્લોકાર્થ -૩૯:</u> હે ભુમન! જેમ સૂર્ય પોતાની છાયાથી ઢંકાઈને છાયાને અને રૂપોને પ્રકાશે છે તેમજ પોતાથી પ્રકાશનાર આપ ગુણોથી સંપૂર્ણરીતે ઢંકાઈ ગુણોને અને ગુણવાળાઓને પ્રકાશો છો.(૩૯)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> 'વાદળાંઓ સૂર્યથી ઉત્પન્ન થયેલા છે' એ શ્રુતિ પ્રમાણે અને જ્યારે સૂર્ય કિરણો વડે તપે છે ત્યારે 'તેમના કિરણોને લીધે વરસાદ વરસે છે' એ શ્રુતિ પ્રમાણે સૂર્ય જ વરસાદ છે. તેમ ન હોય તો સૂર્ય ઉત્પત્તિ કરાવનાર ન હોય. તેથી સૂર્યથી ઉત્પન્ન થયેલા હોવા છતાં જેમ વાદળાંઓ સૂર્યને ઢાંકી દે છે એવી રીતે જગત પણ ભગવાનમાંથી ઉત્પન્ન થયેલું હોવા છતાં ભગવાનને ઢાંકી દેનારૂં છે. જેમ સૂર્ય પોતે ન દેખાવાં છતાં વાદળાંઓને, વાદળાંઓમાંથી ઉત્પન્ન થતા વરસાદને તેમાં રહેતી ભૂમીને અને ભૂમી ઉપર રહેલા પદાર્થોને પ્રકાશે છે. એવી રીતે સર્વનું કારણ બનેલા ભગવાન જ સર્વ સ્થળે સર્વ પદાર્થોને પ્રકાશનારા હોવાથી કોઈપણ અયોગ્યતા નથી. 'છાયાથી' એટલે વાદળાંઓથી 'ચ અને શબ્દ' હોવાથી તે વાદળોનું કાર્ય વરસાદ કહેલ છે. 'પોતાની' શબ્દમાં એમ કહેલું છે કે, વાદળાંઓ સૂર્યથી જુદા નથી. રૂપોને એટલે ઘડો વિગેરે પદાર્થોને તે પદાર્થોની થતી લૌકિક અને વૈદિક ક્રિયાને પણ પ્રકાશે છે. એવી રીતે ભગવાન પોતે જ ગુણવાળા થયેલા ગુણથી સંપૂર્ણરીતે ઢંકાયેલા હોવાછતાં પદાર્થોના કારણ બનેલા ગુણોને અને ગુણવાળાઓને પ્રકાશે છે અને પોતાથી પ્રકાશનાર હોય છે. હે ભુમન ! એ સંબોધન ભગવાનમાં સર્વ પ્રકારનું સામર્થ્ય છે એમ જણાવવા કહેલું છે. (૩૯)

નીચેના શ્લોકમાં ભગવાન જગતનું કારણ હોવાનું બીજુ કારણ કહે છે.

**यन्मायामोहितधियः पुत्रदारगृहादिषु ।**
**उन्मज्जन्ति निमज्जन्ति प्रसक्ता वृजिनार्णवे ॥४०॥**

विवेकिनोऽपि विषमान् दृष्ट्वापि दुःखदान् तत्रैवासक्ता भवन्ति । तत्रेष्टसाधनतया: लौकिके कारणत्वात् तदभावेऽपि प्रवृत्तेरवश्यं कारणन्तरमाक्षिपति । प्रत्यक्षभ्रमस्य प्रत्यक्षमेव विशेषज्ञानं बाधकमिति दिङ्मोहादौ दृष्टमिति चेत्, तत्राह प्रसक्ता वृजिनार्णव इति । दृष्ट्वापि तद्गतदोषान्, अनुभूयापि दुःखम्, पुत्रदारगृहादिषु उन्मज्जन्तत्युत्पद्यन्ते, 'अन्ते या मतिः सा गति'रिति तत्रैवासक्ताः निमज्जन्ति, आक्त्यैव तत्र स्थिता यावज्जीवं तत्रैव म्रियन्ते । 'प्रजामनु प्रजायन्त' इति पुत्रादुत्पद्यन्ते, पुत्रार्थमेव च क्वचित् म्रियन्ते च। तथैव भार्यायां पुत्ररूपेणोत्पद्यन्ते, भार्यार्थं म्रियन्ते च। गृहे तूत्पत्तिमरणे प्रसिद्धे। आदिशब्देनाश्वगर्दभादिष्वपि । 'अन्ते या मतिः सा गति'रिति भरतवत्तत्राप्युत्पद्यन्ते म्रियन्ते च । तस्मादेवं महामोहहेतुः भगवच्छक्तिरेव काचिदङ्गीकर्तव्या, या प्रत्यक्षशास्त्रैरप्यानुलङ्घ्या ॥४०॥

इदानी अर्धभगवत्कृपायुक्तानां शोचन्नाह देवदत्तमिति ।

<u>શ્લોકાર્થ -૪૦:</u> જેમની માયાથી મોહ પામેલી બુધ્ધિવાળાઓ દુઃખરૂપ સમુદ્રમાં આસકત થઇ પુત્ર, સ્ત્રી,ઘર વિગેરેમાં જન્મે છે અને મરણ પામે છે.(૪૦)

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> વિવેકવાળા હોવા છતાં વિષયો દુઃખ આપનારા છે. એમ જોઇને પણ તેઓમાં જ આસકત થાય છે. લૌકિકમાં ઇષ્ટ પદાર્થો પ્રાપ્ત કરાવનાર કારણ હોવાથી તેમ હોવા છતાં પણ તે પુત્ર વિગેરે વિષયોમાં પ્રવૃત્તિ થાય છે તે અવશ્ય બીજુ પ્રવૃત્તિનું કારણ સૂચવે છે. દિશાઓનો ગુંચવાળો જોવામાં આવે છે. કે પ્રત્યક્ષમાં થયેલ ભ્રમ ઉત્તમ જ્ઞાનવાળા પ્રત્યક્ષથી જ દૂર થાય છે. એવી શંકા થાય તેથી 'દુઃખરૂપ સમુદ્રમાં આસ્કત થઇ' શબ્દો યોજેલ

છે. તે વિષયોમાં રહેલા દોષો જોઈને, દુઃખનો અનુભવ કરીને પણ પુત્ર, સ્ત્રી, ઘરમાં ઉત્પન્ન થાય છે અને અંત સમયે જેવી મતિ હોય તેવી ગતિ થાય છે એ વાક્ય પ્રમાણે તેઓમાં જ આસકત રહીને જીવતાં સુધી આસક્તિને લીધે તેઓમાં રહીને જ મરણ પામે છે. 'પ્રજા પછી ઉત્પન્ન થાય છે' એ વાક્ય પ્રમાણે પુત્રથી ઉત્પન્ન થાય છે અને કોઈ પ્રસંગે પુત્રને માટે જ મરણ પામે છે. તેવી રીતે પત્નીમાં પુત્રરૂપે દેખાય છે અને પત્ની માટે મરણ પામે છે. ઘરમાં પણ ઉત્પત્તિ અને મરણ થવાનું પ્રસિદ્ધ છે.

અંત સમયે જેવી રીતે મતિ હોય તેવી ગતિ થાય છે એ વાક્ય પ્રમાણે જડભરતની પેઠે તેવી યોનીમાં ઉત્પન્ન થાય છે અને મરણ પામે છે. તેથી જેનું પ્રત્યક્ષથી અને શાસ્ત્રથી પણ ઉલ્લંઘન થઈ શકે નહિ તેવી ભગવાનની શક્તિ જ આવા પ્રકારના મહામોહનું કારણ છે. એમ સ્વીકારવું જોઈએ. (૪૦)

હવે જેઓ ઉપર ભગવાનની અર્ધીકૃપા છે તેઓ માટે શોક દર્શાવતાં નીચેના શ્લોક કહે છે.

**देवदत्तमिमं लब्ध्वा नृलोके अजितेन्द्रियः।**
**यो नाद्रियेत त्वत्पादौ स शोच्यो ह्यात्मवञ्चकः॥४१॥**

भगवता विवेकेन्द्रियादियुक्तं शरीरं दत्तं यस्मै, सोऽपि चेत् अर्धकृपायुक्तः पूर्णार्थं न यतेत, स मोहितैरपि शोच्यो भवति, देवेन भगवता दत्तम्, भगवदिच्छयैव नृलोके मनुष्यदेहे समागत इति। तर्ह्यनादरे को हेतुः, तत्राह अजितेन्द्रिय इति। इन्द्रियजयाभाादिन्द्रियैरपकृष्टोऽन्यत्र गच्छति। अतो न सेवते। ननु तर्हि तस्य को दोष इति चेत्, तत्राह नाद्रियेतेति। आदरमपि न करोति। तत्रासक्तिर्नियामिकेति। अतो विद्यमानमापे साधनं अन्यथा नाशयतीति स शोच्यो भवति। आत्मवञ्चकश्च। हिशब्दसूचिता युक्तिरुक्ता। परार्थं तथा करोतीत्याशङ्क्य तदभावार्थं निराकरोति आत्मानमेव वञ्चयतीति। उपकारस्तु पर्यवसानवृत्त्या आत्मगाम्येव भविष्यतीति यत्रात्मवञ्चनं न भवति, तत्रैव परार्थकरणं युक्तम्, अन्यथा स्वयमेवात्मघाती स्यात्, किं तस्योपकारेण॥४१॥

अप्राप्तभगवन्तं निन्दित्वा, प्राप्यापि यस्त्यजति तं निन्दति, भगवदिच्छां माया स्तोतुम्, अन्यथा वाक्यभेदप्रसङ्गः, यस्त्वां विसृजत इति ।

શ્લોકાર્થ -૪૧ : દેવે આપેલ આ પ્રાપ્ત કરીને મનુષ્ય લોકમાં ઈંદ્રિયોને નહિ જીતનાર જે આપના ચરણોનો આદર નથી કરતો તે શોક કરવા યોગ્ય છે કારણ કે તે ઠગનારો છે.(૪૧)

સુબોધિનીજી, ભાવાર્થ : ભગવાને જેને વિવેક વિગેરે ઈંદ્રિયોવાળું શરીર આપ્યું છે તે અર્ધકૃપાવાળો પણ જો પુરી કૃપા માટે પ્રયત્ન ન કરે તો તે મોહ પામેલાઓએ પણ શોક કરવા યોગ્ય થાય છે. ભગવાને આવું શરીર આપ્યું તેને ભગવાનની ઈચ્છાથી જ તે મનુષ્ય લોકમાં મનુષ્યના દેહમાં આવેલો છે.

ત્યારે તે ભગવાનનો અનાદર કરે છે તેનું શું કારણ? એવી શંકા થાય તેથી 'ઈંદ્રિયોને નહિ જીતનારા' શબ્દ યોજેલ છે. ઈંદ્રિયો ઉપર જય મેળવેલો નહિ હોવાથી ઈંદ્રિયોથી ઢસડાયેલો તે બીજે જાય છે. તેથી ભગવાનની સેવા કરતો નથી. ત્યારે તેનો શું દોષ? એવી શંકા થાય તેથી 'આદર કરતો નથી. એ દોષ છે. કારણ કે ચરણોમાં પણ આસકિત નિયમનમાં રાખનારી છે તેમ ન કરે તો સાધનનો પણ તે નાશ કરે છે. તેથી તે શોક કરવા યોગ્ય થાય છે. અને પોતાને ઠગનારો થાય છે. બીજાને માટે તે તેમ કરે છે એવી શંકામાં તેવું નથી તેમ જણાવવા 'પોતાને જ ઠગનારો થાય છે' શબ્દોથી શંકાનું નિવારણ કરતાં પોતાને જ કરેલ ઉપકાર તો પરિણામનો વિચાર કરતાં પોતાને જ ફલ આપનારો થતો હોવાથી જ્યાં પોતે ઠગાતો ન હોય ત્યાં બીજાને માટે કાર્ય કરવું યોગ્ય છે. તેવાએ કહેલા ઉપકારથી શું વળે? (૪૧)

ભગવાનને જેને પ્રાપ્ત કરેલ નથી તેવાની નિંદા કરી નીચેના શ્લોકમાં ભગવાનને પ્રાપ્ત કરીને પણ ત્યજે છે તેની નિંદા કરે છે. ભગવાનની ઈચ્છારૂપ માયાની પ્રશસા કરવા તેમ કરે છે.

**यस्त्वां विसृजते मर्त्य आत्मानं प्रियमीश्वरम् ।**
**विपर्ययेन्द्रियार्थार्थं विषमत्त्यमृतं त्यजन् ॥४२॥**

प्रयोजनाभावमाशङ्क्याह मर्त्य इति । मरणधर्मा । आवश्यकत्वायात्मेति ।

प्रियं प्रीतिविषयम् । अनावश्यकेऽपि प्रीतिवशादादरः क्रियते । तत्रापि ईश्वरमन्यथा मारकम् । एवं प्रकारत्रयेण वस्तुतो बाह्यभ्यन्तरव्यवहारेण च आवश्यकं विसृजते त्यजति, तत्रापि विपर्ययेन्द्रियार्थार्थम्, विपर्यया अनात्माप्रियानीश्वराः, ते च ते इन्द्रियार्थाश्च रूपादयः । न हि कश्चिन्नदीं तितीर्षुर्नौकां दत्वा शिलां गृह्णाति, नौकां त्यक्त्वा वा । शिलार्थमेव वा नौकां त्यजति । तस्य गतिमाह **विषमत्त्यमृतं त्यजन्निति** । म्रियमाणोऽमृतं प्राप्य तद्दत्वा यथा विषं गृहीत्वा भक्षयति, तस्य या अवस्था, सा एतस्यापीति भावः ॥४२॥

**तथा भवदादीनामपीत्याशङ्क्याह अहं ब्रह्मेति ।**

<u>શ્લોકાર્થ -૪૨:</u> *આત્મા, પ્રિય અને ઈશ્વર એવા આપનો તેમનાથી વિરૂદ્ધ ગુણવાળા ઈંદ્રિયોને બહેકાવનારા પદાર્થો માટે જે મર્ત્ય ત્યાગ કરે છે તે અમૃતને ત્યજી વિષનું ભક્ષણ કરે છે.(૪૨)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> ભગવાનનું પ્રયોજન નથી એવી શંકા થાય? તેથી મર્ત્ય શબ્દ યોજેલ છે. મર્ત્ય એટલે માણસ મરણ પામવાના ગુણવાળો છે. ભગવાનની જરૂર છે એમ જણાવવા 'આત્મા' શબ્દ યોજેલો છે. વળી ભગવાન 'પ્રિય' જેમની ઉપર પ્રિતિ થાય તેવા છે. તેમની જરૂર ન હોય તો પ્રિતીને લીધે તેમનો આદર કરવામાં આવે છે. તેમાં પણ તે ઈશ્વર છે એટલે આદર કરવામાં ન આવે તો તે હણનાર છે આમ વાસ્તવીક રીતે બહાર અને અંદરના વ્યવહાર પ્રમાણે જરૂરી ભગવાનને ત્યજે છે. તેમાં પણ તેનાથી વિરૂધ્ધ ગુણવાળા એટલે જ 'આત્મા' નથી, પ્રિય નથી, ઈશ્વર નથી. તેવા છે અને ઈંદ્રિયોને બહેંકાવનારા છે તે પદાર્થો માટે ત્યજે છે તેઓ અમૃત ત્યજી વિષનું ભક્ષણ કરે છે. કારણ કે નદી તરવાની ઈચ્છાવાળો કોઈ પણ નૌકા આપી દઈને પત્થર ગ્રહણ કરતો નથી અથવા પત્થર માટે જ નૌકાનો ત્યાગ કરતો નથી. 'અમૃત ત્યજીને વિષનું ભક્ષણ કરે છે' શબ્દોથી તેનું ફલ કહે છે. મરવા પડેલો જેમ અમૃત પ્રાપ્ત કરી તે આપી દઈને વિષ લઈ તેનું ભક્ષણ કરે તેની જે સ્થિતિ થાય તેવી આની સ્થિતિ થાય છે. એવો ભાવ છે.(૪૨)

તેવી આપ શંકરની સ્થિતિ છે એવી શંકા થાય તેથી હવે કહે છે.

**अहं ब्रह्माय विबुदा मुनयश्चामलाशयाः ।**

**सर्वात्मना प्रपन्नास्त्वामात्मानं प्रेष्टमीश्वरम्।४३।।**

यथार्धकृपायुक्ताः अन्ये भ्रान्ताः, यथा वा प्राप्यापि विषयप्रवणाः, तथा न वयम्, किन्तु भिन्नप्रकारमाश्रिताः । भगवतः सात्त्विकत्वादितरौ समानौ प्रथमं गणयति । अहं रुद्रो ब्रह्मा चेति । ततो हीनास्तन्नियम्या विबुधाः । अधिकारिणो निरूप्य ज्ञानपरान् निरूपयति मुनयश्चेति । तेषां पृथङ्निरूपणे हेतुः अमलाशया इति । साधनपुराः सिद्धाश्चेति वा । अमलाशया मनुष्याः । मुनयः सनकादयोऽपि तथा । एते त्रिविधा प्रवृत्तौ हेतुभूतं ज्ञानं निर्दिशति आत्मानं प्रेष्ठमीश्वरमिति । पूर्वस्मात्प्रेमातिशयो विशेषः । तेनैव साधनानि अन्यानि सम्पन्नानि ।।४३।।

साम्प्रतं विरोधमाशङ्क्य तत्परिहारार्थं शरणं व्रजामीत्याह तं त्वामिति ।

*<u>શ્લોકાર્થ -૪૩:</u> હું, બ્રહ્મા અને દેવો તતા શુદ્ધ અન્તઃકરણવાળા મુનીઓ આત્મા સર્વથી પ્રિય અને ઈશ્વર એવા આપના સંપૂર્ણરીતે ભક્તો છીએ. (૪૩)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> જેમ બીજા અર્ધકૃપાવાળા ભૂલેલા છે. જેમ ભગવાનને પ્રાપ્ત કરીને વિષયોમાં આસક્ત રહેનારા ભૂલેલા છે તેવી રીતે અમે ભૂલેલા નથી. પરંતુ અમે જુદા પ્રકારથી રહેલા છીએ. ભગવાન સાત્વિક હોવાથી આરંભમાં હું, રૂદ્ર અને બ્રહ્મા શબ્દોથી તેમના જેવા બીજા બે કહે છે. પછી તેમનાથી હલકા દેવો કહે છે. અધિકારીઓને કહીને મુનીઓ શબ્દથી જ્ઞાનમાં આસક્તિવાળા કહે છે. જુદા રહેવાનું કારણ 'શુદ્ધ અન્તઃકરણવાળા' વિશેષણથી કહેલું છે. શુદ્ધ અન્તઃકરણવાળા મનુષ્યો કહેલા છે. સનકાદિ વિગેરે મુનીઓ પણ તેવા કહેલા છે. આ ત્રણે પ્રકારના આપને અનુસરનારા બધાનો સમાવેશ 'ચ અને' શબ્દથી કરેલો છે.

અમે સૂંપર્ણરીતે આપના ભક્તો છે. 'આત્મા, સર્વથી પ્રિય ઈશ્વર' શબ્દોથી પોતે ભક્ત છે. તેનું કારણ જણાવે છે. વધારે પ્રિયને કારણે બીજા સાધનો પણ થઈ ગયાં. 'હમણાં લડાઈ કરવા આવેલ છું' એમ નીચેના

શ્લોકથી કહે છે.(૪૩)

**तं त्वां जगत्स्थित्युदयान्तहेतुं समं प्रशान्तं सुहृदात्मदैवतम् ।**
**अनन्यमेकं जगदात्मकेतं भवापवर्गाय भजाम देवम् ॥४४॥**

एवं सर्वोपास्यं निर्दोषपूर्णगुणविग्रहं त्वां भजाम । तमिति श्लोकद्वयार्थः परिगृहीतः, लोकवेदप्रसिद्धम् । त्वां परिदृश्यमानम् । जगत्स्थित्युदयान्तहेतुमिति ब्रह्मत्वाय जगत्कारणत्वमुक्तम् । बहिर्दोषाभावाय समम् । प्रशान्तमिति अन्तर्दोषाभावाय । सुहृदिति विश्वासार्थम् । आत्मेति भयाभावाय । दैवतमितीष्टसिद्धये । भावकृतवैलक्षण्याभावायाह अनन्यमिति । न विद्यते अन्यो यस्मादिति । यस्य वा । अन्यबुद्धिर्भगवतो न कस्मिंश्चित् यत एक एव । कार्यमपि न ततः पृथक्, यतोऽयं जगतः आत्मा केतश्च । विशेषतो भजनस्य अपराधनिवर्तकत्वे प्रार्थिते इष्टमग्रे प्रार्थयितुमशक्यमिति सर्वस्यापि दोषस्य निवृत्तिरूपं मोक्षमेव प्रार्थयति भवापवर्गायेति । एवं शरणागमनलक्षणं भजनं निरूपितम् ॥४४॥

विज्ञापनामाह अयं ममेष्ट इति ।



<u>શ્લોકાર્થ -૪૪ :</u> *તે જગતની સ્થિતિ, ઉદય અને અંતના કારણ સમ, ઘણા શાંત, મિત્ર, આત્મા દેવતારૂપ, અનન્ય એકલા જગતના આત્મા અને સ્થાનરૂપ આપ દેવને ભવમાંથી મુક્ત થવા અમે ભજીએ છીએ.(૪૪)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> એવી રીતે સર્વ ઉપાસના કરવા યોગ્ય, દોષ રહિત અને પૂર્ણ ગુણવાળા દેહવાળા આપને અમે ભજીએ છીએ 'તે' વિશેષણથી બે શ્લોકનો અર્થ લીધેલો છે. લોક અને વેદમાં પ્રસિદ્ધ આપને એટલે હાલ દેખાવ છો તેમને 'જગતની સ્થિતિ, ઉદય અને અંતના કારણ' શબ્દથી આપ બ્રહ્મ છો એમ જણાવવા જગતના કારણ હોવાનું કહેલું છે બહારના દોષ નથી એમ જણાવવા 'સમ' કહેલ છે. અંદરના દોષ નથી તે જણાવવાં 'ઘણા શાંત' એવું વિશેષણ યોજેલું છે. અમને આપમાં વિશ્વાસ છે. એમ જણાવવા 'મિત્ર' શબ્દ યોજેલ છે. અમને આપથી ભય નથી એમ જણાવવા 'આત્મા' કહેલ છે. ઇચ્છેલા

પદાર્થોની પ્રાપ્તિ થાય તે માટે 'દેવતારૂપ' કહેલ છે. અનન્ય વિશેષણથી જુદાપણું આપનામાં નથી. જેને બીજો કોઇ અન્ય ભગવાન નથી તે અનન્ય. કારણ કે બધી જગ્યાએ ભગવાન એકલા જ છે. કાર્ય પણ તેમનાથી જુદું નથી. કારણ કે ભગવાન જગતના આત્મા અને સ્થાનરૂપ છે. ઉત્તમ પ્રકારના ભજનથી અપરાધ દૂર થાય એવી પ્રાર્થના કરવામાં આવે તો ભવિષ્યમાં ઇચ્છેલા પદાર્થોની પ્રાર્થના થઇ શકે નહિ તેથી 'ભવમાંથી મુક્તિ થવા' શબ્દોથી બધાએ દોષ દૂર થવા રૂપ મોક્ષની જ પ્રાર્થના કરે છે. આથી શરણે આવેલાનું ભજન કરેલું છે. (૪૪)

નીચેના શ્લોકમાં વિજ્ઞપ્તિ કહે છે.

**अयं ममेष्टो दयितोऽनुवर्ती मयाऽभयं दत्तममुष्य देव ।**
**संपद्यतां तद्भवतः प्रसादो यथा हि ते दैत्यपतौ प्रसादः ॥४५॥**

इष्टानुवृत्तिर्लोकसिद्धा । दयित इति प्रीतिविषयः । इच्छा रुचिश्च निरूपिते । अनुवर्तीति सर्वहेतुः, सर्वदा मामनुवर्तत इति, तेन मयाप्यनुवृत्तिः कर्तव्येति । अमुष्यानयं मया दत्तमिति वाचनिकम् । एवं कायवाङ्मनोभिरयमनुरोध्य इति सर्वथा त्वया कृपा कर्तव्येत्याह संपद्यतामिति । तत्तस्मात्कारणाद्भवतः प्रसादः संपद्यताम् । अथवा । मदुक्तं त्वमुक्तमेव । अतः स पूर्वोक्तः प्रसादः संपद्यताम्, आवयोर्भिन्नभावाभावात् । प्रसादं विशिनष्टि । यथा हि ते दैत्यपतौ प्रह्लादे प्रसाद इति ॥४५॥

ततो भगवान् प्रीतः कृतं कृतमेवेति वाचा शिवसान्त्वनं कृतवानित्याह यदात्थेति ।

*<u>શ્લોકાર્થ -૪૫ :</u> આ મારો વહાલો પ્રેમપાત્ર સેવક છે. હે દેવ ! મેં આને અભય આપેલું છે. તેથી જેમ આપે દૈત્યોના પતિ ઉપર કૃપા કરેલી તેમ આની ઉપર પણ કૃપા કરો.(૪૫)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> વહાલાની અનુકુલતા પ્રમાણેનું વર્તન લોકમાં પ્રસિદ્ધ છે. પ્રેમપાત્ર 'સેવક' શબ્દથી સર્વ કરવાનું કારણ કહ્યું તે સદા મને અનુસરે છે તેથી મારે પણ તેને અનુકુલ રહેવું જોઇએ.

'મેં આને અભય આપેલું છે' શબ્દોથી વાણીથી અનુકુલપણું કહ્યું. એ પ્રમાણે કાયા, વાણી અને મનથી આ મારે અનુકુલ થવા યોગ્ય જ છે. તેથી આપે સર્વ પ્રકારે તેની ઉપર કૃપા કરવી જોઈએ. 'તત્' તે કારણને લીધે આપની કૃપા આની ઉપર થાઓ અથવા મેં તેને જે કહ્યું તે આપે જ કહેલું છે તેથી આપણા બેમાં જુદાઈ નથી તેથી કૃપા આની ઉપર થાઓ. જેમ આપે 'દૈત્યના પતિ ઉપર કૃપા કરેલી' શબ્દોથી તે કૃપા દર્શાવે છે. (૪૫)

પછી પ્રસન્ન થયેલા ભગવાને કહ્યું તે કર્યું જ એમ વાણીથી શંકરનું સાંત્વન કર્યું તે નીચેના શ્લોકથી કહે છે.

**श्रीभगवानुवाच - यदात्थ भगवंस्त्वं नः प्रह्लादे प्रसाद इति ।**
**भवता यन्व्यवसितं तन्मे साध्वनुमोदितम् ॥४६॥**

**भगवन्निति** सम्बोधनमभेदाभिप्रायेण । स हि भगवन्तमपृथक्त्वेन भजते । त्वं यदात्थ तन्नोऽस्मान् प्रति । तद्युक्तमेवेति । नोऽस्माकं वा त्वम् । अतः प्रियं करवाम् । स्वकीयानां प्रियं कर्तव्यमेवेति । तवेति । वस्तुतस्तव वाक्यं च समर्थनीयम् । तदिदानी बाहुच्छेदनाभावमाशङ्क्य पूर्वोक्तं स्मारयति **भवता यन्व्यवसितमिति** । 'त्वद्दर्पघ्नं भवेन्मूढ संयुगं मत्समेन ते' इति । तत्साध्वेवानु-मोदितम् । कृतं तु त्वयैव तच्छस्त्रद्वारा अनुमोदनमात्रं कृतमिति ॥४६॥

अभयं यत्प्रार्थ्यते, तत्राह अवध्योऽयं ममाप्येष इति ।

*<u>શ્લોકાર્થ -૪૬</u> : હે ભગવન! તમે જે કહ્યું તે મારા વિષે યોગ્ય જ છે. તમારૂં પ્રિય હું કરૂં છું. તમે જે વિચાર્યું તેનું મેં સારી રીતે અનુમોદન કરેલું છે. (૪૬)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ</u> : ભગવાન અને શંકરમાં જુદાઈ નથી એવા અભિપ્રાયથી 'ભગવાન' એવું સંબોધન કહેલું છે. કારણ કે શંકર ભગવાનને પોતાથી જુદા ન હોય એમ ભજે છે. તમે જે કહ્યું તે મારા વિષે તે બધું યોગ્ય જ છે. અથવા તમે મારા છો વળી 'તમારૂ' શબ્દથી તમાર વાક્યોને મારે પુષ્ટિ આપવી જોઈએ.

હવે તે શંકરના વાક્યની પુષ્ટિ 'બાહુનો છેદ ન કરવારૂપ' હશે એવી શંકા

થાય તેથી હે મૂર્ખ? તને મારા સમોવડીયા સાથે તારા મદને હણનારું યુદ્ધ થશે એમ ઉત્તરાર્ધથી કહેલ છે. તમે એમ કહેલું તેનું મેં સારી રીતે અનુમોદન કરેલું છે. એવો અર્થ છે.

શંકરે બાણના અભય માટે જે પ્રાર્થના કરેલી તેના સંબંધમાં નીચેનો શ્લોક કહે છે.

**अवध्योऽयं ममाप्येष वैरोचनसुतोऽसुरः ।**
**प्रह्लादाय वरो दत्तो न ते वध्यो मयान्वयः ।।४७।।**

प्रह्लादान्वयत्वज्ञापनाय पुरुषत्रयमाह **वैरोचनसुत** इति । विरोचनात्मजस्य बलेः सुतोऽयं बाणः । किमतो यद्येवम्, तत्राह **प्रह्लादाय वरो दत्त** इति । ते अन्वयो मया न वध्य इति । ननु भक्ते कथमेवं वचनम्, तत्राह असुर इति । असुरा हन्तव्या एवेति । अनेन भक्तकृपालुत्वं भक्तापेक्षया आधिक्येन सूचितम् । स त्वेकसौव प्राणरक्षामाह, अहं तु वंशस्यैव कथयामीति ।।४७।।

तर्हि कथं छेदनमिति चेत्, तत्राह दर्पोपशमनायेति ।

**दर्पोशमनायायस्य प्रवृक्णा बाहवो मया ।**
**सूदितं च बलं भूरि यच्च भारायितं भुवः।।४८।।**

प्रकर्षेण छेदनं बाहुमूलकम् । ते वृकणा एवेति न तस्य प्रतीकारः । सेनावधस्य क्लिष्टकर्मत्वमाशङ्क्य निमित्तान्तरमाह **यच्च भुवो भारायितम्** । चकाराद्भक्तानां बुद्धिनाशकं तत्सर्वमेव बलं **सूदितं** मारितम् ।।४८।।

तर्हि मत्प्रार्थनायां को विशेष इत्याशङ्क्याह **चत्वारोऽस्य भुजाः शिष्टा भविष्यन्तीति** ।

*શ્લોકાર્થ -૪૭: આ મારે પણ વધ કરવા યોગ્ય નથી. આ અસુર વિરોચનનો પુત્ર છે. પ્રલ્હાદને મેં વરદાન આપેલું છે કે તારા વંશમાં ઉત્પન્ન થયેલાઓનો હું વધ કરીશ નહિ. (૪૭)*

સુબોધિનીજી, ભાવાર્થ : આ પ્રલ્હાદના વંશમાં ઉત્પન્ન થયેલો છે એમ

જણાવવા 'વિરોચનનો પુત્ર' વિશેષણથી તેની ત્રણ પેઢી કહેલી છે. આ બાણ વિરોચનનો પુત્ર બલિનો પુત્ર છે. એમ હોય તેથી શું થયું? એવો પ્રશ્ન થાય તેથી ઉત્તરાર્ધ કહેલો છે. તારા વંશમાં ઉત્પન્ન થયેલાઓનો હું વધ કરીશ નહિ. એવું વરદાન મેં પ્રલ્હાદને આપેલું છે.

ભકતને એવું વચન કેમ કહ્યું? એવો પ્રશ્ન થાય તેથી 'અસુર' શબ્દ યોજેલ છે. કારણ કે અસુરો હણવા યોગ્ય જ છે. આથી એમ સુચવે છે કે ભકતની ઈચ્છા કરતા પણ ભગવાન ભક્તો ઉપર વધારે કૃપા કરનારા છે. કારણ કે પ્રલ્હાદે એકના પ્રાણની રક્ષા કરવા કરેલું પણ ભગવાને આખા વંશનું રક્ષણ કરવાનું કહ્યું.

ત્યારે બાણના બાહુઓ કાપવાનું કેમ થાય છે? એવો પ્રશ્ન થાય તેથી નીચેનો શ્લોક કહે છે. (૪૭)

<u>શ્લોકાર્થ -૪૮:</u> *આનો મદ ઉતારવા માટે મેં હાથો બરાબર કાપેલ છે અને જે મોટુ સૈન્ય ભૂમીના ભારરૂપ થયેલ તેનો નાશ કરેલ છે.(૪૮)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> 'સારી રીતે કાપેલ' એટલે હાથોને મૂળમાંથી કાપેલા. તેઓ કપાયા એટલે તેનો ઉપાય નથી. 'સૈન્યનો નાશ કલેશવાળું કર્મ હશે' એવી શંકામાં 'ભૂમીના ભારરૂપ થયેલ' શબ્દોથી કહેલું છે. ચ અને શબ્દથી તે ભક્તોની બુદ્ધિનો નાશ કરનારૂં હતું તેથી નાશ કરેલો છે. (૪૮)

ત્યારે મેં પ્રાર્થના કરી તેનો શું લાભ ? એવી શંકા થાય તેથી નીચેનો શ્લોક કહે છે.

**चत्वारोऽस्य भुजाः शिष्टा भविष्यन्त्यजरामराः ।**
**पार्षदमुख्यो भवतो नकुतश्चिद्भयोऽसुरः ॥४९॥**

मद्दत्तं सहजं भुजद्वयं त्वद्दत्तमागन्तुकं भुजद्वयमिति चत्वारोऽस्य भुजाः छिद्य मानेषु भुजेषु अवशिष्टा भविष्यन्ति । अनेन सुदर्शनं प्रक्षिप्तं साम्प्रतं छिनत्तीति सूचितम् । अधिकभुजद्वयदाने हेतुः पार्षदमुख्य इति । तयोः कालान्तरेऽपि नाशाभावायाह अजरामरा इति । देवत्वं निरूपितम् । युक्तमेव

पार्षदमुख्यो भवत इति । न कुश्चिद्भय इति असुरत्वेऽपि न मत्तो न मदीयान्न गुणेभ्यो भयमित्यर्थः ॥४९॥

एवमभये दत्ते भगवत्कृपावलोकितः स्वोचितं कृतवानित्याह इति लब्ध्वेति ।

શ્લોકાર્થ -૪૯ : તેથી ચાર અજર અને અમર ભૂજાઓ બાકી રહેશે. તમારા મુખ્ય સેવક આ અસુરને કોઇ તરફથી ભય થશે નહિ.(૪૯)

સુબોધિનીજી, ભાવાર્થ : આની ભુજાઓ કપાતાં મેં આપેલી બે કુદરતી ભૂજાઓ અને તમે આપેલી ભુજાઓ મળી ચાર ભુજાઓ બાકી રહેશે. ભગવાને આપવાનું કારણ 'મુખ્ય સેવક' શબ્દથી કહેલું છે. અજર અને અમર વિશેષણથી તેનો નાશ ન થાય તે માટે કહેલ છે. કોઇ તરફથી ભય થશે નહિ શબ્દોનો એવો અર્થ છે કે તે અસુર હોવા છતાં તેને મારાથી ભય નથી. મારા સેવકથી પણ ભય નથી અને ગુણોથી પણ ભય નથી. (૪૯)

અ પ્રમાણે અભય આપતાં ભગવાને કૃપાથી જોયેલા તેણે પોતાને કરવા યોગ્ય કર્યું એમ નીચેના શ્લોકથી કહે છે.

**इति लब्ध्वाऽभयं कृष्णं प्रणम्य शिरसाऽसुर ।**
**प्राद्युम्निं रथमारोप्य सवध्वा समुपानयत् ॥५०॥**

अभयं लब्धा, कृष्णं प्रणम्य, कन्यादाने संतुष्यो भविष्यतीति । शिरसेति । तस्यैतदेव महत्, यतोऽयमसुरः । प्राद्युम्निं भगवत्पौत्रम् । अर्थाद्बन्धनादिकं त्याजयित्वा, वरमिवालङ्कृत्य, वध्वा उषया सह समुपानयत् । सम्यक् भगवत्समीपमुपानयत् । एतदर्थमेव समागत इति तावता सन्तुष्टः ॥५०॥

*શ્લોકાર્થ -૫૦ : એ પ્રમાણે અભય પ્રાપ્ત કરીને શ્રીકૃષ્ણને મસ્તકથી પ્રણામ કરીને અસુર પ્રદ્યુમ્નના પુત્રને રથમાં બેસાડી તેની પત્ની સાથે લઇ આવ્યો.(૫૦)*

સુબોધિનીજી, ભાવાર્થ : અભય પ્રાપ્ત કરીને, કન્યાનું દાન કરવાના સમયે

શ્રીકૃષ્ણને પ્રણામ કરીને બાણ પ્રદ્યુમ્નના પુત્રને પત્ની સાથે લઈ આવ્યો. 'મસ્તકથી પ્રણામ કર્યા, કારણ કે તેનુ મસ્તક જ શ્રેષ્ઠ હતું. કારણ કે આ અસુર હતો. પ્રદ્યુમ્નના પુત્રને એટલે ભગવાનના પૌત્રને અનિરૂદ્ધને બંધન વિગેરે દૂર કરાવી વરની પેઠે શણગારી તેની પત્ની ઉષાની સાથે લઈ આવ્યો. ભગવાન આ કાર્ય માટે જ પધારેલા હોવાથી તેટલાથી પ્રસન્ન થયા. (૫૦)

**अक्षौहिण्या परिवृतं सुवाससमलंकृतम् ।**
**सपत्नीकं पुरस्कृत्य ययौ रुद्रानुमोदितः ॥५१॥**

अक्षौहिण्या परिवृतमिति पारिबर्हमक्षौहिणी सेना । सुवाससमलंकृतमिति वस्त्राभरणानि । ततो भगवत्कृत्यमाह । सपत्नीकं तं पौत्रं पुरस्कृत्य रुद्रेणानुमोदितः, अन्यथा दण्डमिव तद्ग्रहणं रुद्रो मन्येत । कृष्णोनुमोदित इति पाठे अर्थाद्रुद्रेण । अनेन तस्मिन् भगवत्प्रसादो निरूपितः । जाम्बवत इव शिक्षार्थं निग्रह इत्यपि सूचितम् ॥५१॥

सिद्धार्थस्य भगवतः पुनरागमने पुरी वर्णयति, विवाहोत्सवे पुरी न वर्णितेति, स्वराजधानीमिति ।

<u>શ્લોકાર્થ -૫૧:</u> રૂદ્રે અનુમોદન કરેલા ભગવાન અક્ષૌહિણી સેનાથી વીંટાયેલા સારાં વસ્ત્રોવાળા શણગાયેલા અનિરૂદ્ધને પત્ની સાથે આગળ કરીને દ્વારકાં પધર્યા. *(૫૧)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> 'અક્ષૌહિણીથી વીંટાયેલા' વિશેષણથી તે સેના કાયમની હતી. 'સારા વસ્ત્રોવાળા શણગાયેલા' વિશેષણથી વસ્ત્રો અને આભુષણો જણાવેલ છે. પત્ની સાથે તે પૌત્રને આગળ કરીને રૂદ્રે અનુમોદન કરેલા પધાર્યા. કારણ કે રૂદ્રનું દંડ જેવું માને. 'અનુમોદન પામેલા કૃષ્ણ' એવો પાઠ હોય ત્યાં રૂદ્રથી અનુમોદન પામેલા એમ અર્થથી જાણવું. રૂદ્ર ઉપર ભગવાનની કૃપા જણાવેલી છે. જાંબુવાનની પેઠે બોધ આપવા તેમનો પરાજય કરેલો. (૫૧)

વિવાહના ઉત્સવ સમયે પુરીનું વર્ણન કરેલું નહતું. તેથી નીચેના શ્લોકથી કાર્ય પુરૂં કરી ભગવાન પાછા પધાર્યા ત્યારે પુરીનું વર્ણન કરે છે.

**स्वराजधानी समलंकृतां ध्वजैः सतोरणैरुक्षितमार्गचत्वराम् ।**
**विवेश शङ्खानकदुन्दुभिस्वनैरभ्युद्यतः पौरसुहृद्द्विजातिभिः ॥५२॥**

अनेन विधिवद्विवाहः तेन द्वारकायामेव कृत इति सूचितम् । स्वस्य राजधानीति समागमने विलासा उक्ताः । ध्वजैः सतोरणैरलङ्कृतामित्युपर्यलङ्कारः । उक्षितमार्गचत्वरामित्यधः । गन्धोदैः उक्षिताः सिक्ताः मार्गाः चत्वराण्यङ्गणानि च यस्याः । मध्ये शोभामाह । पौरसुहृद्द्विजातिभिः शङ्खानकदुन्दुभिस्वनैः सहितैरभ्य-ुद्यतः । पौरास्तामसाः, सुहृदो राजसः, सर्वैरभ्युपगभनम्, अयं विवाहः सर्वसंमत इति ज्ञापयितुम् ॥५२॥

प्रकरणं समाप्तमिति ज्ञापयितुमेतदुपाख्यानश्रवणफलमाह य एतत् कृष्णविजयमिति ।

શ્લોકાર્થ -૫૨ : શંખ, નગારાં, દુંદુભિના અવાજોથી શહેરીઓ, મિત્રો અને બ્રાહ્મણોએ સમૈયુ કરેલા ભગવાને તોરણો સાથે ધ્વજાથી શણગારાયેલી છંટકાવ કરેલા રસ્તાઓ અને આંગળાઓવાળી પોતાની રાજધાનીમાં પ્રવેશ કર્યો.(૫૨)

સુબોધિનીજી, ભાવાર્થ : બાણે વિધિ પ્રમાણે વિવાહ દ્વારકાંમાં જ કરેલો. તે ભગવાનની રાજધાની હતી. તોરણો સાથે ધજાઓથી શણગારાયેલી વિશેષણથી અલંકાર વર્ણવેલો છે. 'છંટકાવ કરેલા રસ્તાઓ અને આંગળાંઓવાળી' વિશેષણથી નીચેનો શણગાર કરેલો છે. સુંગધવાળા જલોથી છંટકાવ કરેલા રસ્તાઓ અને આંગણાંઓ હતાં. તેવી પુરી હતી. 'શહેરીઓ, મિત્રો અને બ્રાહ્મણોએ શંખ, નગારાં અને દુંદુભિના અવાજો સહિત સમૈયુ કરેલા' શબ્દોથી વચલા ભાગની શોભા કહેલી છે. શહેરીઓ તામસ્ હતા. મિત્રો રાજસ હતા. આ વિવાહમાં સર્વની સંમતિ હતી એમ જણાવવા સમૈયું કર્યું કહેલું છે.(૫૨)

પ્રકરણ સમાપ્ત થયું એમ જણાવવા ઉપાખ્યાનનું શ્રવણનું ફલ નીચેના શ્લોકથી કહે છે.

**य एतत्कृष्णविजयं शंकरेण च संयुगम् ।**
**संस्मरेत्प्रातरुत्थाय न तस्य स्यात्पराजय :॥५३॥**

प्रत्यहं य एतत्, तस्य पराजयो नेन्द्रियान्तःकरणैर्भवति । भगवता निरुद्धनां विस्मृतप्रश्चानां भगवदासक्तियुक्तानां कालादिभिरुपद्रवे राजसानामुद्वेगो भवतीति फलनिरूपणे तदवश्यं वक्तव्यम् । उपायश्चानेन निरूपितः। पराजयसम्भावनायामेतत्स्मर्तव्यमिति ॥५३॥

इति श्रीभागवतसुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीमद्वल्लभदीक्षितविरचितायां दशमस्कन्धविवरणे उत्तरार्धे चतुर्दशोऽध्याय :॥१४॥

इति श्रीमद्भागवत दशम -उत्तरार्ध-राजस-फल-प्रकरणं समाप्तम् ।

<u>શ્લોકાર્થ -૫૩ :</u> જે પરોઢીએ ઉઠીને શ્રીકૃષ્ણના વિજયનું અને શંકર સાથેના યુદ્ધનું સ્મરણ કરીશે. તેનો પરાજ્ય થશે નહિ. *(૫૩)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> જે દરરોજ આનું સ્મરણ કરશે તેનો ઇંદ્રિયો અને અન્તઃકરણથી પરાજ્ય થશે નહિ. ભગવાને જેઓનો નિરોધ કરેલો છે જેઓએ પ્રપંચને વિસારેલો છે અને ભગવાનમાં આસક્તિવાળા છે. તેઓને કાલથી પીડા થાય ત્યારે રાજસોને દુઃખ થાય છે. તેથી ફલ જણાવતાં તેનો પરાજ્ય થતો નથી એમ અવશ્ય કહેવું જોઈએ. આ શ્લોકથી ઉપાય કહેલો છે કે પરાજ્ય થવાનો સંભવ હોય ત્યારે આ ઉપાખ્યાનનું શ્રવણ કરવું.

**"દશમ સ્કંધ ઉત્તરાર્ધ"**
**અધ્યાય - ૧૪ મો**
**રાજસ ફલ પ્રકરણ**
**સંપૂર્ણ "**

